# आ पुस्तकविषे थोडाक अंभिप्राय



**કેળવણી**—( જુન ૧૯૧૬ ) "શહેનશાહ અકબરના સંબંધમાં કેટલાંક પુસ્તકો પ્રકટ થયેલાં હોવા છતાં શ્રી બંકિમચંદ્ર લાહિડી બી. એ. એલ. એમ. બી. એમના મૂળ પુસ્તકમાં વિશેષતા જોવામાં આવ્યાથી તેનો આ ગુર્જર અનુવાદ પ્રકટ કરવામાં આવ્યો છે, તે પુસ્તક વાંચ્યા પછી યથાર્થજ લાગે છે. × × × 'અકબર'ના સંબંધી બીજા' ઘણાં પુસ્તકો વાંચ્યાં હોય તેમને પણ આ 'સમ્રાટ અકબર'નું એકવાર અવલોકન કરવા અમારી ભલામણ છે."

**સરસ્વતી**—( જુન ૧૯૧૬ ) "ઇસકા પ્રધાન વિષય અકબરકા જીવનચરિત હૈ. પર ઇસમેં ઔર ભી અનેક ઐતિહાસિક બાતોંકા બિચાર કિયા ગયા હૈ. ભારતકે પ્રાચીન ગૌરવકા વર્ણન કરકે યહ દિખાયા ગયા હૈ કિ સ્વાર્થાન્ધતા ઔર આત્મદ્રોહ કે કારણ હી હિંદુઓંકા અધઃપતન હુઆ. × × × × × પુસ્તકકી રચનાશૈલી બહુત અચ્છી હૈ. યહ જીવનચરિત હોકર ભી ઇતિહાસ હૈ ઔર ઇતિહાસ હોકરભી ઉપન્યાસવત્ મનોરંજક હૈ."

**પ્રેસબંધુ**—" ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી " તરફથી અત્યાર પહેલાં અકબરનાં બે ચરિત્રો પ્રકટ થઇ ચૂક્યાં છે અને આ ગ્રંથ ત્રીજો છે. મહાન પુરુષોનાં જુદા જુદા લેખકોના હાથે લખાયલાં અનેક ચરિત્રો પ્રકટ થાય તો તે દરેકમાંથી કંઇ નહિ ને કંઇક નવું જાણવાનું મળી આવે. વળી દરેક લેખકના આદર્શ ભિન્ન ભિન્ન હોય છે, એટલે જેમ શોધક બુદ્ધિથી સંસ્કારી લેખકોને હાથે વધારે ચરિત્રો લખાય તેમ ચરિત્રનાયકના જીવનનું અન્વેષણ સારી પેઠે થાય, અને સમાજને ઘણું જાણવાનું મળી શકે. આ હેતુથી તથા આ ગ્રંથનો 'આદર્શ' હિંદીઓમાં રાષ્ટ્રીયતા જગાડવાનો હોવાથી અમે એને સહર્ષ આવકાર આપીએ છીએ, અને આ ચરિત્ર ત્રીજું છતાંયે તે વધારા પડતું નથી એમ અમને લાગે છે."

" અકબર જેવા રાજનીતિનિપુણ, પ્રજાહિતૈષી અને ઉદાર સમ્રાટને આ કર્તા બાબુ બંકિમચંદ્ર લાહિડી બી. એ. એલ. એમ. બી. જેટલો ન્યાય આપે છે, તેટલો અત્યાર સુધીના કોઇ પણ ભાષામાં પ્રકટ થયલા તેના ચરિત્ર લખનારે નહિ આપ્યો હોય. "

"અમને આ પુસ્તક વિશેષ મોહક તો એટલા માટે લાગે છે કે, લેખક અકબરના સમયના હિંદુસ્તાનનું ભવ્ય ચિત્ર આપણી સંમુખ ખડું કરે છે, અને તેની સાથે આપણી હાલની સ્થિતિની તુલના કરીને દેશોદ્ધાર માટે સ્થળે સ્થળે બોધ કરતો રહે છે. વાચકમાં દેશાભિમાન અને રાષ્ટ્રીયતા ઉત્પન્ન કરવાનો એક પણ પ્રસંગ લેખકે ભાગ્યેજ જવા દીધો છે."

# બીજી આવૃત્તિનું નિવેદન

આ પુસ્તકની પહેલી આવૃત્તિ નવ વર્ષ પર નીકળ્યા પછી એકાદબે વર્ષમાં તે મળતું બંધ થયું હતું. સંયોગો અનુકૂળ થતાં હવે તેની આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

આ નીચે આપેલા આગલી આવૃત્તિના નિવેદન તેમજ મૂળ ગ્રંથકારના વિજ્ઞાપનમાં આ ગ્રંથના ઉદ્દેશ અને રચના વિષે જણાવાયું છેજ.

હવે પછી બે એક માસમાંજ વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ થનાર સ્વામી રામતીર્થના સદુપદેશના ચોથા ગ્રંથમાં આવેલા 'અકબરદિલ્લી' નામક લેખમાં સ્વામીજીએ સમ્રાટ અકબરના સંબંધમાં તેમજ હિંદુમુસલમાનોની એકતાની બાબતમાં જે હૃદયગ્રાહી ભાવો દર્શાવ્યા છે, તે પણ આ પછીનાં પૃષ્ઠોમાં આપેલા જણાશે.

પુસ્તકની છેવટે આપેલા શુદ્ધિપત્ર મુજબ સુધાર્યા પછીજ પુસ્તક વાંચવું જોઇએ.

સંવત ૧૯૮૧ પોષ માસ. ભિક્ષુ—અખંડાનંદ

# પહેલી આવૃત્તિના નિવેદનનો સારાંશ

ચરિત્રમાળાનું આ ૫૧ થી ૫૪ મું પુસ્તક હોઇને તેમાં મહાન મોગલસમ્રાટ અકબરનું જીવનચરિત્ર સમાયલું છે. શ્રીયુત બંકિમચંદ્ર લાહિડીએ બંગાળીમાં લખેલા પુસ્તકનો આ અનુવાદ છે.

જે સરલ, મધુર અને અસરકારક શૈલીથી તથા દેશહિતૈષિતાના ઉચ્ચ ભાવથી આ ચરિત્ર તેમણે આલેખ્યું છે; સ્થળે સ્થળે ભારતની આગલી ઉન્નત અવસ્થાનું અને વર્તમાન હીન દશાનું ઉંડી લાગણીથી ભાન કરાવતા જઇને તેની પુનઃ ઉન્નતિને માટે તેમાં જે જે ઉદ્ગારો દર્શાવ્યા છે; અનેક ઐતિહાસિક સ્થળોને જાતેજાત નિહાળીને તેનાં જે જે હૃદયગ્રાહી વર્ણનો તેમાં આપ્યાં છે; અકબરની યોગ્યતા રૂડે પ્રકારે વર્ણવવા ઉપરાંત તેનાપર કેટલાક ઐતિહાસિકો તરફથી મૂકાતા આરોપોના પણ સપ્રમાણ અને સયુક્તિક રદિયા આપીને તેને જે ઇન્સાફ આપ્યો છે; તેમજ ગ્રંથમાં આવતી હકીકતો તથા ઉતારાઓ કયા કયા ગ્રંથના કયા કયા ભાગમાંથી લેવામાં આવ્યા છે, તે પણ સ્થળે સ્થળે આપતા ચાલીને ગ્રંથની ઐતિહાસિક પ્રમાણિકતા દર્શાવવામાં આવી છે; તેને માટે ઉક્ત લેખકને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. ગ્રંથની આવી વિશેષતા અને ઉપકારકતાને લીધેજ ગુજરાતીમાં બે ત્રણ સ્થળેથી અકબરસંબંધી પુસ્તકો નીકળેલાં હોવા છતાં અત્ર તરફથી આ ભાષાંતર પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

ફાગણ—સં૦ ૧૯૭૨ ભિક્ષુ—અખંડાનંદ

# બંગાળી ગ્રંથકારનું વિજ્ઞાપન

તમે કોઇ સુંદર વસ્તુ જુઓ, તો શું તે વસ્તુ તમારા મિત્રને બતાવવાની તમને ઇચ્છા ન થાય? અકબરની શોભા જોવાથી મને પણ તે મારા બંધુઓ સમક્ષ રજુ કરવાની અભિલાષા થઇ. મારી પાસે એવી શક્તિ કે એટલો સમય પણ નથી, કે મેં પોતે જેવી સુંદરતા પ્રત્યક્ષ કરી છે, તેવી હું મારા બન્ધુઓને પ્રત્યક્ષ કરાવી શકું!

ભારતનું પ્રાચીન ગૌરવ અતિ ઉજ્જવલ તથા અતિ મનોહર છે. તેની તુલના જગતના ઇતિહાસમાં અન્ય કોઇ સાથે થઇ શકે તેમ નથી. અમે સર્વથી પ્રથમ તે ગૌરવનું ચિત્ર રજુ કર્યું છે. ત્યાર પછી સ્વાર્થ અને આત્મદ્રોહને લીધે હિંદુઓનું કેવી રીતે અધઃપતન થયું તથા સ્વાર્થરહિત કિંવા યથાર્થ સ્વદેશહિતૈષી સમ્રાટકુલતિલક અકબરે ભારતવર્ષની મહા ઉન્નતિ સાધવા કેવા પ્રયત્નો કર્યા; તેમજ તેના વંશધરોના પ્રતાપે ભારતની કેવી પાયમાલી થઇ, અને છેવટે પોતાની જ સ્વાર્થાંધતાને લીધે હિંદુઓની સમસ્ત આશાઓ અગાધ સાગરમાં કેવી રીતે ડુબી ગઇ, તેનું વર્ણન કર્યું છે. અમે એમ બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે હિંદુઓને કોઇ પણ પ્રકારનો અભાવ નહોતો, પણ એકમાત્ર સ્વાર્થાંધતાને લીધેજ તેમણે સર્વસ્વ ગુમાવ્યું છે, અને એકમાત્ર સ્વાર્થપરાયણતાને લીધેજ તેઓ પરાધીન બન્યા છે; મતલબ કે હિંદુઓ પોતે પોતાનાજ પાપનું પરિણામ ભોગવી રહ્યા છે.

આ પુસ્તક તૈયાર કરવામાં મેં અનેક પુસ્તકો તથા પત્રિકાઓનો આધાર લીધો છે, એટલા માટે તે સર્વ પુસ્તકોના લેખકો, અનુવાદકો તથા સંપાદકો વગેરેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

પેટ ભરવાની ચિંતાજ જેના હૃદયમાં મુખ્યભાવે રહ્યા કરતી હોય, અર્થાત્ સવારથી સાંજપર્યંત જેને આજીવિકાઅર્થેજ પરિશ્રમ કરવો પડતો હોય; તેવા માણસે સાહિત્યસેવાની ભાવના રાખવી, એ એક પ્રકારની દુરાશા નહિ તો બીજું શું? એવા મનુષ્યની સાહિત્યસેવામાં પુષ્કળ ભૂલો તથા ખામીઓ રહી જાય, એમાં પણ આશ્ચર્ય શું? છતાં મેં પરિશ્રમ કરવામાં કોઇ જાતનો સંકોચ કર્યો નથી. ઇતિહાસ જેવા શુષ્ક વિષયને આ-વાર્તા તથા નવલકથાના-યુગમાં યથાશક્તિ રસિક બનાવવા માટે મેં બનતો પ્રયત્ન કર્યો છે. જો આ પુસ્તકના વાચનથી કોઇના અંતઃકરણમાં કિંચિત્ માત્ર પણ નિઃસ્વાર્થ સ્વદેશપ્રેમ જાગૃત થશે તો હું મારી નિંદા તથા મશ્કરી સાંભળીને પણ દિલગીર થઇશ નહિ અને ૬૬ ઉપરાંતના શ્રમથી મારી તબિયત બગડશે તોપણ હું દુઃખિત થઇશ નહિ.

આરારિયા, (પુર્ણિયા)
શ્રાવણ, બંગાબ્દ-૧૩૦૮

શ્રી બંકિમચંદ્ર લાહિડી

# अनुक्रमणिका





# सम्राट् अकबर

## प्रथम अध्याय–भारतनुं गौरव

" પ્રથમ પ્રભાત–ઉદય તવ ગગને,
પ્રથમ સામ–રવ તવ તપોવને;
પ્રથમ પ્રચારિત તવ વન–ભવને,
જ્ઞાન–ધર્મ વિષયક પુણ્યકાહિણી. " ( સર રવીન્દ્રનાથ ઠાકુર )

જે પઠાણ નૃપતિઓના પ્રબળ પ્રતાપની સામે થવાનો કોઇથી વિચાર પણ થઇ શકતો નહોતો તે પ્રતાપ આજે કયાં ગયો ? દિગ્પાળ સરખા મહાબળવાન્ અને પરાક્રમી મોગલસમ્રાટો કે જેમણે ભારતસામ્રાજ્યની સ્થાપના, સુદૃઢતા તથા સુરક્ષા કરી હતી તેઓ પણ આજે કયાં ગયા ! આજે તે સર્વ કાળરૂપી મહાસાગરમાં સદાને માટે વિલુપ્ત થઇ ગયું છે ! જેઓએ પોતાના બળાભિમાનને વશીભૂત થઇ એમ ધાર્યું હતું કે, " અમારો અંત આવવાનોજ નથી–આવી પણ શકે નહિ, " જેઓની વિજયપતાકા એક કાળે કાબૂલથી લઇ કાછાડપર્યંત ફરકી રહી હતી, જેમના સામ્રાજ્ય–વિસ્તાર તથા ધનૈશ્વર્યની પાસે રોમનરાજ્ય બિસાતમાં નહોતું, જેઓએ પોતાની શક્તિની ઉન્મત્તતાને લીધે વિદેશી લૂંટારાઓના હુમલાની કાંઈ પણ પરવા નહિ રાખતાં પોતાનો અતુલ રત્નભંડાર કેવળ શોભાને માટે પ્રાસાદો તથા સિંહાસનો ઉપરજ મઢી દીધો હતો, જેઓએ મોટી મોટી મહેલાતો ચણાવી પોતાની નિવાસભૂમિને સ્વર્ગની ઉપમા આપતાં લેશ પણ સંકોચ કર્યો નહોતો અને જેઓએ ચણાવેલા સંગેમરમરના મહેલો પોતાની અદ્દ્ભુત શોભાને લીધે આજે પણ પૃથ્વીમાં એક મહાન વિસ્મયકારક દૃશ્યરૂપે લેખાય છે, તેઓ આજે માત્ર કથા–કહાણીરૂપેજ આપણી પાસે રહી ગયા છે ! પેલી ક્ષીણકંઠ અને સુંદર શ્વેત મહેલાતોવાળી દીલ્હી તથા આગ્રા નગરી, આજે એક કંગાળ વિધવાની* માફક, શુભ્ર વસ્ત્રવડે પોતાના મુખને છુપાવી, યમુનાની

* હિંદની રાજધાનીતરીકે દીલ્હી પાછી સ્વીકારાઇ તે પૂર્વે મૂળ બંગાળી લેખ લખાયેલો છે.

# सम्राट् अकबर

## प्रथम अध्याय–भारतनुं गौरव

" પ્રથમ પ્રભાત–ઉદય તવ ગગને,
પ્રથમ સામ–રવ તવ તપોવને;
પ્રથમ પ્રચારિત તવ વન–ભવને,
જ્ઞાન–ધર્મ વિષયક પુણ્યકાહિણી. " ( સર રવીન્દ્રનાથ ઠાકુર )

જે પરાણ્યુ નૃપતિઓના પ્રબળ પ્રતાપની સામે થવાનો કોઇથી વિચાર પણ થઇ શકતો નહોતો તે પ્રતાપ આજે કયાં ગયો ? દિગ્પાળ સરખા મહાબળવાન્ અને પરાક્રમી મોગલસમ્રાટો કે જેમણે ભારતસામ્રાજ્યની સ્થાપના, સુદૃઢતા તથા સુરક્ષા કરી હતી તેઓ પણ આજે ક્યાં ગયા ? આજે તે સર્વ કાળરૂપી મહાસાગરમાં સદાને માટે વિલુપ્ત થઇ ગયું છે ! જેઓએ પોતાના બળાભિમાનને વશીભૂત થઇ એમ ધાર્યું હતું કે, " અમારો અંત આવવાનોજ નથી–આવી પણ શકે નહિ, " જેઓની વિજયપતાકા એક કાળે કાબૂલથી લઇ કાછાડપર્યંત ફરકી રહી હતી, જેમના સામ્રાજ્ય–વિસ્તાર તથા ધનૈશ્વર્યની પાસે રોમનરાજ્ય બિસાતમાં નહોતું, જેઓએ પોતાની શક્તિની ઉન્મત્તતાને લીધે વિદેશી લૂટારાઓના હુમલાની કાંઈ પણ પરવા નહિ રાખતાં પોતાનો અતુલ રત્નભંડાર કેવળ શોભાને માટે પ્રાસાદો તથા સિંહાસનો ઉપરજ મઢી દીધો હતો, જેઓએ મોટી મોટી મહેલાતો ચણાવી પોતાની નિવાસભૂમિને સ્વર્ગની ઉપમા આપતાં લેશ પણ સંકોચ કર્યો નહોતો અને જેઓએ ચણાવેલા સંગેમરમરના મહેલો પોતાની અદ્‌ભુત શોભાને લીધે આજે પણ પૃથ્વીમાં એક મહાન વિસ્મયકારક દૃશ્યરૂપે લેખાય છે, તેઓ આજે માત્ર કથા–કહાણીરૂપેજ આપણી પાસે રહી ગયા છે ! પેલી ક્ષીણકંઠ અને સુંદર શ્વેત મહેલાતોવાળી દીલ્હી તથા આગ્રા નગરી, આજે એક કંગાળ વિધવાની* માફક, શુભ્ર વસ્ત્રવડે પોતાના મુખને છુપાવી, યમુનાની

---

* હિંદની રાજધાનીતરીકે દીલ્હી પાછી સ્વીકારાઇ તે પૂર્વે મૂળ બંગાળી લેખ લખાયેલો છે. મંત્રી. સ૦ સા૦

રેતીવાળા સ્મશાનમાં જાણે કાતરકંઠે રુદન કરી રહી હોય અને જાણે એ રુદનની અશ્રુધારાવડેજ યમુનાનો પ્રવાહ વહી રહ્યો હોય, એમ શું નથી લાગતું ? હાય ! કેટલું બધું પરિવર્તન !

તે મોગલો અને પઠાણો આજે પણ ભારતમાં વિદ્યમાન છે અને તે પવિત્ર નદી જાહ્નવી તથા યમુના આજે પણ તેમના બળવીર્યની સ્તુતિ કરતી વહી રહી છે, છતાં શામાટે તેમના સુખનો અંત આવ્યો ? શામાટે તેમના સામ્રાજ્યનું પતન થયું ? શામાટે તેઓ આ દીન તથા ક્ષીણ હિંદુઓદ્વારા ભારતની રંગભૂમિ ઉપરથી અદશ્ય થઇ ગયા ? શરીરના કે ધનના બળથી અભિમાની બનીને સામાન્યજનોના હિતને ભોગે યથેચ્છપણે વર્તે જનાર તથા દુઃખી જનોના કરુણ ક્રંદના રોદનસ્વરોથી હૃદયને જરા પણ ગળવા ન દેનાર પાષાણહૃદયના માનવો, જો જરા પણ જોઇ શકવાની શક્તિ ધરાવતા હોય તો તેમને ચેતવવા માટે હતભાગિની દિલ્હી તથા આગ્રા નગરી, પઠાણ તથા મોગલોના રુધિરથી લખાયેલા ઇતિહાસો પોતાની છાતીમાં દબાવી રાખીને આજે શોક અને વિષાદપૂર્વક ઉભી રહી છે !

જેઓ સ્વાર્થી આવેશમાં તણાયા વિના પોતાની જન્મભૂમિને ઐક્યભાવદ્વારા મહાશક્તિશાળી બનાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરી, એકમાત્ર માતૃભૂમિના કલ્યાણને અર્થેજ સર્વ પ્રકારના પ્રયત્નો, સાધનાઓ તથા ઇચ્છાઓ કરે છે, તેવા પુરુષો સ્વદેશને કેવી રીતે ઉન્નત તથા ગૌરવયુક્ત કરી શકે છે, તેનું મનોહર ચિત્ર અકબરચરિત્રમાં સ્પષ્ટ તરી આવે છે. એ અકબર આજે કેટલીએ શતાબ્દીઓ થયાં સમયના પ્રવાહમાં અદશ્ય થઇ જવા છતાં તેનું ગૌરવ આજે પણ સમસ્ત પૃથ્વીને રોમાંચિત કરે છે ! આજે પણ વસુંધરા પોતાની અનેક જીહ્વાઓવડે તેની કીર્તિનું ગાન ગાઇ રહી છે !

આધુનિક સમયમાં અકબરના જેવો સ્વદેશપ્રેમી પુરુષ ભારતમાં જન્મ્યો નથી. જે કાળે સંકુચિત દૃષ્ટિવાળા અવિચારી હિંદુઓ તથા મુસલમાનો સ્વાર્થવૃત્તિને આધીન થઇ, કેવળ કલેશ અને કંકાસમાંજ વખત ગુજારતા હતા અને તે રીતે જન્મભૂમિને રસાતળના ગંભીર અંધકારમાં સમાધિસ્થ કરતા હતા, તે કાળે અકબરનો જન્મ થયો હતો. તેણે દુઃખ તથા દુર્ગતિમાંથી જન્મભૂમિનો ઉદ્ધાર કરવા માટે અને માતૃભૂમિને જગતમાં અતુલનીય બનાવવા માટે પોતાની સમસ્ત શકિતનો ઉપયોગ કર્યો હતો. વિવાદમાંજ રચીપચી રહેલા ભારતવર્ષને એકછત્રની સુશીતળ છાયા નીચે સ્થાપી, હિંદુઓ તથા મુસલમાનોને એકતાના સૂત્રથી બાંધી, એક પ્રબળ અને શકિતશાળી રાજનૈતિક જાતિ તૈયાર કરવાનો તેણે પ્રયાસ કર્યો હતો. પોતે મુસલમાન હોવા છતાં હિંદુધર્મ સ્વીકાર્યો હતો, અને ભારતના સિંહાસન માટે હિંદુ-મુસલમાન ઉભયના લોહીથી જન્મેલો રાજવંશ ચાલુ કરવા પોતાથી બનતું કર્યું હતું; અને તેમ કરીને ટુંકી દૃષ્ટિવાળા

મુસલમાન સામ્રાજ્યને તેણે સમાનતા, મૈત્રી અને સ્વાધીનતામય બનાવી, હિંદુ-મુસલમાનના એક અપૂર્વ સમ્મિલિત સામ્રાજ્યરૂપે સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો હતો. દુઃખમાં હતભાગિની ભારતભૂમિને રસાતળના ઉંડા અંધકારમાંથી ઉદ્ધાર કરી તેને મહાગૌરવયુક્ત પદે સ્થાપન કરવાનો તેણે ભગીરથ પ્રયત્ન કર્યો હતો. માતૃભૂમિના કલ્યાણ અર્થે અતિ ડહાપણભર્યા જે માર્ગો તેણે શોધ્યા તથા સ્વીકાર્યા હતા, તેનો જ્યારે આપણે વિચાર કરીશું ત્યારે આપણને આશ્ચર્ય થયા વિના રહેશે નહિ. હિંદુ-મુસલમાનનું ચિરઆવાસ સ્થળ-આ ભારતવર્ષ કે જ્યાં આજકાલ સ્વાર્થી હિંદુઓ તથા મુસલમાનો પરસ્પર ક્લેશ-કંકાસમાં તલ્લીન રહે છે, તે દેશની પ્રજાએ સમ્રાટ્ કુલતિલક અકબરની સ્વદેશસેવાનું ખાસ મનન કરવું જોઇએ, તેનું જીવનચરિત્ર ઘેરેઘેર વંચાવું જોઇએ અને માત્ર વાણીમાંજ સર્વસ્વ માની બેસનારા નિષ્કર્મી શિક્ષાભિમાની "સુશિક્ષિતો" એ પણ તેમાંથી શિક્ષણ મેળવવું જોઇએ. દેશનાં કમનસીબે અકબર જેવા સમ્રાટ્‌ની સ્વદેશહિતૈષિતા તે કાળના હિંદુ-મુસલમાનો બરાબર સમજી શક્યા નહિ, તેમજ વધારે દુર્ભાગ્યની વાત તો એ છે કે ખુદ અકબરના વંશજોજ અકબરની મંગળમયી નીતિને અનુસરી શક્યા નહિ અને અકબરના શરીરની સાથેજ તેની ઉદાર રાજનીતિને પણ સમાધિમંદિરમાં દાટી દીધી! વયોવૃદ્ધ અને તીક્ષ્ણ દૃષ્ટિયુક્ત ઇતિહાસ આજે પણ કહી રહ્યો છે કે:-" જો આ ભારતવર્ષ અકબરની રાજનીતિને યથાયોગ્યરૂપે અનુસરી શક્યો હોત તો તેની પાછળથી જે દુર્દશા થઇ તે ન થાત! પૃથ્વીની સમસ્ત શક્તિઓ એકીસાથે ભારતવર્ષ ઉપર આક્રમણ કરત તો પણભારતવર્ષ પોતાનું સ્વત્વ ન ગુમાવત અને જગતની પ્રજાઓમાં પોતાનું અતુલ ગૌરવ સ્થાપન કરવાને પણ સમર્થ થાત."

ભૂતકાળમાં ભારતનું ગૌરવ કેવું હતું? આર્યભૂમિમાં ઘોર અંધકારમયી રજની વિસ્તરી તે પહેલાં કેવો પૂર્ણ પ્રકાશમય સૂર્ય પ્રકટ થઇ ગયો હતો? એ વાત કહેતાં અમારૂં હૃદય ચીરાઈ જાય છે! અમને એમજ લાગી આવે છે કે અમારા સુખના દિવસો ગયા તો ભલે ગયા, પણ સુખની સાથે અમારી સ્મૃતિ પણ કેમ ન ચાલી ગઇ? ભારતનો ગૌરવ-રવિ મૂળથીજ અસ્ત થયેલો નહોતો-ભારતવર્ષના ભાગ્યમાં મૂળથીજ ઘનઘોર અંધકાર લખાયેલો નહોતો; જ્ઞાન અને ધર્મ, સભ્યતા અને સ્વતંત્રતા, જો વસ્તુતઃ કોઇ પણ સ્થળે પ્રથમ ઉત્પન્ન થયાં હોય તો તે સ્થળ આ ભારતવર્ષજ છે. પ્રાચીન પૂર્વગગનમાં સર્વ પ્રથમ જે મનોહર લોહિત છટાનો વિકાસ થયો હતો, તેજ લોહિત છટા આજે પશ્ચિમમાં ઉતરી છે અને પ્રખર પાશ્ચાત્યજ્ઞાનરૂપે યૂરોપ તથા અમેરિકાને અજવાળી રહી છે, ત્યારે ભારતવર્ષમાં અત્યારે રાત્રિકાળ છે!

ભારતવર્ષમાં પ્રથમ પ્રકાશનો ઉદય ક્યારે થયો? એવો પ્રશ્ન આ સ્થળે

ઉદ્‌ભવવા યોગ્ય છે. અમે કહીએ છીએ કે પૃથ્વીમાં જે સર્વ કરતાં અધિક પ્રાચીન સમયનું ગૌરવ સિદ્ધ કરવા કોઇ દેશ સમર્થ હોય તો તે આ ભારતવર્ષજ છે. પંડિત પુરુષો એવું અનુમાન કરે છે કે ક્રાઇસ્ટથી હજારો વર્ષ પૂર્વે, હિંદુઓની અતિ પ્રાચીન કીર્તિસ્વરૂપ ઋગ્વેદની રચના થઇ હતી. આ વેદમાં આર્યજાતિની સભ્યતા અને જ્ઞાનનાં જે પ્રમાણો મળી આવે છે, તે ઉપરથી એવું અનુમાન થઇ શકે છે કે, ઋગ્વેદની રચના થઇ તે પૂર્વે પણ સહસ્ર સહસ્ર વર્ષો પહેલાં આર્યપ્રજાએ જ્ઞાન અને સભ્યતાસંબંધી અતિ ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરેલી હોવી જોઇએ. પૃથ્વીના ઇતિહાસમાં સર્વથી પ્રથમ એકેશ્વરવાદ પ્રવર્તિત કરવાનું માન ઋગ્વેદનેજ ઘટે છે. સુપ્રસિદ્ધ જર્મન પંડિત શોપનહોર લખે છે કેઃ–"મનુષ્યજ્ઞાનના ઉંચામાં ઉંચો જે ઉત્કર્ષ સંભવે, તે ઉત્કર્ષમાંથીજ વેદરૂપી ફળ ઉત્પન્ન થયું છે. ઓગણીસમી સદીએ આપણને જે જે અને જેટલા જેટલા ઉપહારો આપ્યા છે તે સર્વ કરતાં વેદના સારાંશરૂપ ઉપનિષદ્‌નો-પ્રાચીન ઉપહાર સર્વથી શ્રેષ્ઠ છે. પૃથ્વીમાંના ગમે તે ગ્રંથ તમે વાંચો પણ ઉપનિષદ્‌ના જેવો અપૂર્વ, ઉપકારક તથા પવિત્ર ગ્રંથ અન્ય એકે નહિ જણાય. તે ગ્રંથના વાચનથી જેવી રીતે મેં મારા જીવનમાં શાંતિ પ્રાપ્ત કરી છે તેવીજ રીતે મૃત્યુસમયે પણ તેમાંથી શાંતિ મેળવીશ."

પંડિતશિરોમણિ મેકસમૂલર કહે છે કે–" ભારતનું વેદાંત એ સર્વોત્કૃષ્ટ ધર્મ તથા સર્વોત્કૃષ્ટ દર્શન છે."

આ સર્વોત્કૃષ્ટ દર્શનની ભારતમાંજ રચના થઇ હતી. ડેવિસ સાહેબ લખે છે કેઃ–" કપિલનું દર્શન એજ પૃથ્વીનું સર્વથી પ્રથમ દર્શન છે. હું કોણ છું ? મારું શું થશે ? આ પૃથ્વી કેવી રીતે ઉત્પન્ન થઇ ? આ સર્વ ગંભીર પ્રશ્નોનો કેવળ યુક્તિદ્વારા ઉત્તર આપવાનો પૃથ્વીના ઇતિહાસમાં જો કોઇએ સર્વથી પ્રથમ પ્રયત્ન કર્યો હોય તો તે કપિલેજ કર્યો છે." ફ્રેંચ દાર્શનિક કુંજે લખે છે કેઃ–" ભારતના દર્શનશાસ્ત્રમાં એવું તો ગંભીર સત્ય સમાયેલું છે કે, વર્તમાન પાશ્ચાત્ય વિદ્વાનોની ગંભીર શોધના પરિણામે જે સત્ય આપણને અત્યારે મળી આવ્યું છે અને જે સત્યની આગળ બીજું કાંઇ સત્ય હશે કે નહિ તે વિચારી શકવાની પણ આપણામાં શક્તિ નથી, એમ આપણે ન છૂટકે સ્વીકારવું પડે છે; તે સત્યની સાથે જ્યારે ભારતના દાર્શનિક સત્યની તુલના કરીએ છીએ ત્યારે આપણને પ્રાપ્ત થયેલું સત્ય એવું તો નિર્માલ્ય લાગે છે કે ભારતીય દર્શનની પાસે પરાજિત થઇ, તેને પ્રણામ કર્યા વિના આપણાથી રહેવાતું નથી; એટલુંજ નહિ પણ આ સર્વશ્રેષ્ઠ દર્શનની રચના, મનુષ્યજાતિના શૈશવક્ષેત્રરૂપ પ્રાચ્ય પ્રદેશમાંજ થઇ હતી, એમ પણ સ્વીકાર્યા વિના ચાલતું નથી."

ગૌતમેજ સર્વથી પ્રથમ ન્યાયશાસ્ત્રની રચના કરી હતી. પાછળથી ગ્રીક પંડિતોએ તેની ઉન્નતિ કરી હતી. હિંદુ ન્યાયશાસ્ત્રોની નિગમન-પદ્ધતિની સાથે

પાશ્ચાત્ય ન્યાયની નિગમન—પદ્ધતિ એટલી બધી મળતી આવે છે કે તેથી આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી.

પંડિત કોલબ્રુક અને બેન્ટલી સાહેબના અભિપ્રાય પ્રમાણે જ્યોતિષવિદ્યાની ચર્ચા પણ ભારતવર્ષમાંજ પ્રથમ શરૂ થઇ હતી. પાંચમાં સૈકામાં આર્યભટ્ટે સૂર્ય અને ચંદ્રના ગ્રહણનું યથાર્થ કારણ તથા પોતાની ધરી ઉપર પૃથ્વી ફરી રહી છે વગેરે વિષયોનું સ્પષ્ટીકરણ કર્યું હતું. તેમણે ઇસ્વીસનના પાંચમા સૈકામાં પૃથ્વીની પરિધિનો જે નિર્ણય કર્યો હતો તેની સાથે પાશ્ચાત્ય પંડિતોએ નિર્ણીત કરેલી વર્તમાન પરિધિનો મુકાબલો કરવાથી તેમાં વિશેષ ભેદ જણાતો નથી. છઠ્ઠા સૈકામાં પંડિતવર વરાહ મિહિરે સર્વથી પ્રથમ મધ્યાકર્ષણ-શક્તિની શોધ કરી હતી. સાતમા સૈકામાં બ્રહ્મગુપ્તે જ્યોતિષ્ક-મંડળ સંબંધી અનેક નવી વાતો તથા સિદ્ધાંતો શોધી કાઢયા હતા. તેમના ગ્રંથમાં પણ પૃથ્વીની મધ્યાકર્ષણશક્તિસંબંધી ઉલ્લેખ મળી આવે છે. પૃથ્વી ગોળ છે, એ વાત પણ પ્રાચીન ભારતીય યુગમાં નિશ્ચિત થઇ ચૂકી હતી.

ગણિતશાસ્ત્ર, દશમચિન્હવિન્યાસ, રેખાવિદ્યા, ત્રિકોણમિતિ તથા બીજગણિત આદિ વિષયોની શોધ પણ ભારતવર્ષમાંજ સર્વથી પ્રથમ થઇ હતી. પંડિત કોલબ્રુક સાહેબે લખ્યું છે કેઃ—"હિન્દુઓએ ગ્રીકની સહાય લીધા વિના બીજગણિત શોધી કાઢયું હતું." હંટર સાહેબ કહે છે કેઃ—"બ્રાહ્મણોએ પાશ્ચાત્ય પ્રદેશની સહાય સિવાય ગણિત અને બીજગણિતની અત્યંત ઉન્નતિ કરી હતી." સારાંશ કે ભારતવાસીઓએજ જ્યોતિષવિદ્યા તથા રેખાવિદ્યામાં સર્વ પ્રથમ બીજગણિતનો પ્રયોગ કર્યો હતો. આરબોએ ભારતના બીજગણિતનો તથા દશમઅંકવિન્યાસ-પદ્ધતિનો અનુવાદ કરી, પોતાના દેશમાં પ્રચાર કર્યો હતો અને ત્યાંથી તે વિદ્યા યૂરોપમાં દાખલ થઈ હતી. સુપ્રસિદ્ધ ભાસ્કરાચાર્યે ઈ૦ સ૦ ૧૧૫૦ માં પોતાનો 'સિદ્ધાંતશિરોમણિ' નામનો ગ્રંથ સમાપ્ત કર્યો હતો. એ ગ્રંથમાં બીજગણિત, લીલાવતી તથા ગોળાધ્યાય ઇત્યાદિ વિષયોનો સમાવેશ થઇ જાય છે. ભાસ્કરાચાર્યે ઉક્ત ગ્રંથમાં એવી તો ગંભીર અને કઠિન પ્રતિજ્ઞાઓનું સમાધાન કર્યું છે કે યૂરોપીય પંડિતો સત્તરમા તથા અઢારમા સૈકાપર્યંત એ પ્રતિજ્ઞાઓનો નિર્ણય કરવાને શક્તિમાન થઇ શક્યા નહોતા. એક કાળે ભારતવર્ષે ગણિતશાસ્ત્રમાં એટલી બધી ઉન્નતિ કરી હતી કે પાશ્ચત્ય ગણિતશાસ્ત્રીઓ આજે પણ તે વૃત્તાંત સાંભળી આશ્ચર્યયુક્ત થયા વિના રહેતા નથી.

પંડિતવર ગોલ્ડસ્ટુકારના મત પ્રમાણે ઈ૦ સ૦ પૂર્વે નવમા તથા દશમા સૈકામાં પાણિનિએ જગતમાં સર્વથી પ્રથમ વ્યાકરણની રચના કરી હતી. પાણિનિ જેવો વૈયાકરણી પૃથ્વીમાતાએ બીજો એકે ઉત્પન્ન કર્યો નથી.

ચિકિત્સાશાસ્ત્ર પણ સર્વથી પ્રથમ ભારતવર્ષમાંજ રચાયું હતું. ચરક અને

સુશ્રુત આજે ભારતના અતીત ગૌરવની ઘોષણા કરી રહ્યા છે. આરબોએ ઉક્ત ચિકિત્સાશાસ્ત્રનો અનુવાદ કરી પ્રથમ પોતાના દેશમાં તેનો પ્રચાર કર્યો; પાછળથી ને ચિકિત્સાશાસ્ત્રે યૂરોપમાં પણ પ્રવેશ કર્યો. સત્તરમા સૈકાપર્યંત યૂરોપની ચિકિત્સાપ્રણાલિ આરબોની ચિકિત્સાપ્રણાલિનેજ અવલંબી રહી હતી. પ્રાચીન ભારતવાસીઓ શબનું પૃથક્કરણ કરી દેહસંબંધી જ્ઞાન પ્રાપ્ત કરતા હતા. અસ્ત્રપ્રયોગવડે ચિકિત્સા કરતા હતા અને તે માટે તેમણે ૧૨૭ પ્રકારનાં અસ્ત્રો પણ શોધી કાઢ્યાં હતાં. ડૅાક્ટર રૅાયલી લખે છે કેઃ– "ખરેખર આશ્ચર્યનો વિષય છે કે તે સમયના ચિકિત્સકો મૂત્રાશયમાંનો પથ્થર કાપીને બહાર કાઢી શકતા, અને યંત્રોદ્વારા ગર્ભાશયમાંથી બાળકને પણ બહાર ખેંચી શકતા હતા."

રસાયણવિદ્યાની ચર્ચા પણ ભારતવાસીઓએ સર્વથી પ્રથમ શરૂ કરી હતી. ડૅાક્ટર રૅાયલી કહે છે કેઃ–" ધાતુઓમાંથી તૈયાર કરવામાં આવેલી ઔષધિઓ સેવન કરવાની વિધિ સર્વથી પ્રથમ ભારતવર્ષમાંજ ચરક તથા સુશ્રુતે પ્રવર્તાવી હતી.

ઉદ્‌ભિદ્‌વિદ્યા (વનસ્પતિવિદ્યા)નો પ્રથમ પ્રચાર પણ સુશ્રુતેજ કર્યો હતો.

મહાભારત તથા રામાયણ જેવાં મહાકાવ્યો આજે પણ ભારતના અતીત ગૌરવની સાક્ષી આપી રહ્યાં છે! જનસમાજને ધર્મ તથા નીતિના માર્ગે વાળવા માટે ઉક્ત મહાકાવ્યો કરતાં ઉત્કૃષ્ટ અને મનોહર કાવ્ય જગતમાં અન્ય કોઇ સ્થળે કદાપિ ગવાયું નથી. પ્રતિદિન ભારતવર્ષના પ્રત્યેક ગૃહમાં એ કાવ્ય આજે પણ પ્રકારાંતરે ધ્વાનત થાય છે. રામલીલા, કૃષ્ણલીલા અથવા નાટક–નવલકથા કે આખ્યાનરૂપે, ઉક્ત મહાકાવ્યના અતુલનીય–અત્યુજ્જ્વળ ચિત્ર ઉપર એવા તો વિવિધ રંગો અને પરો ચડાવવામાં આવ્યા છે કે ભારતવાસી હિંદુઓ ગમે તેવા દુઃખ કે આપત્તિના સમયમાં પણ પોતાનો ધર્મભાવ બહુ આનંદ અને સંતોષપૂર્વક સાચવી શકે છે. જ્ઞાનાભિમાની છતાં જડ દૃષ્ટિવાળું (બાહ્ય–જડ–જગત તરફ જેની દૃષ્ટિ છે તેવું) યૂરોપ જ્યારે પીરામીડ તથા ચીનાઈ દીવાલને જોઇ અતિ આશ્ચર્યમાં ડૂબી જાય છે, ત્યારે ભારતવાસી ઉંડા વિષાદ–ગંભીર સ્વરમાં માત્ર એટલુંજ બોલે છે કેઃ—

अहन्यहनि भूतानि गच्छन्ति यममन्दिरम् ।
शेषाः स्थिरत्वमिच्छन्ति किमाश्चर्यमतः परम् ॥*

મહાકવિ કાલિદાસની તુલના અન્ય કોની સાથે થઇ શકે તેમ છે? પાશ્ચાત્ય જગતનો મહાકવિ શેક્સપીઅર બહુ યશસ્વી લેખાય છે, પરંતુ કાલિદાસની યશઃસીમા

* ભાવાર્થઃ—હરહમેશ કેટલાંએ પ્રાણીઓ યમમંદિર તરફ પ્રયાણ કરે છે! છતાં બાકી રહેલાં જીવતા પ્રાણીઓ પોતાને સ્થિર સમજી બેઠાં છે, એના જેવું મહત્ આશ્ચર્ય બીજું કયું હોઇ શકે?

તો શેક્સપીઅરને પણ ઉલ્લંઘી જાય છે. કાલિદાસનું નાટક શાકુંતલા, સમસ્ત જગતમાં આદરણીય મનાય છે. પાશ્ચાત્યભૂમિમાંથી ગેટે જેવો કવિવર કહે છે કે:–" જો તમારે વસન્તઋતુના મુકુલદલનો ઉપભોગ કરવો હોય અને તેની સાથે તેજ વખતે ગ્રીષ્મઋતુનાં મધુર ફળો પણ ચાખવાં હોય, અથવા જેવડે તમારૂં હૃદય પરિપૂર્ણ તૃપ્તિ પામે, પુલકિત થાય, મુગ્ધ થાય, એવું જો કાંઇ જોઇતું હોય, ટુંકામાં કહું તો સ્વર્ગ અને મર્ત્યધામને જો તમે એકત્રિત કરી ઉભયનો સ્વાદ એકસાથે લેવા માગતા હો, તો હું કહું છું કે 'અભિજ્ઞાન શાકુંતલ' વાંચો. એક માત્ર ' અભિજ્ઞાન શાકુંતલ 'ના વાચનથી સર્વ પ્રકારના આસ્વાદો તમે એકીસાથે મેળવી શકશો."

નવલકથાઓ અને ટુંકી વાર્તાઓસંબંધે શું વિશેષ કહેવાની જરૂર છે? લોકશિક્ષાનિમિત્તે રચાયલી પંચતંત્રની વાર્તાઓ સર્વત્ર સુપ્રસિદ્ધ છે. ધીમે ધીમે તે વાર્તાઓ પર્શીઅન, અરબી, ગ્રીક, લૅટીન, હિબ્રુ, સ્પેનીશ, જર્મન, અંગ્રેજી તથા યૂરોપની અન્ય ભિન્ન ભિન્ન ભાષાઓમાં પણ અનુવાદિત થઇ ગઈ છે.

સંગીતવિદ્યાએ પણ ભારતવર્ષમાંજ સૌથી પ્રથમ જન્મ લીધો હતો. ભારતીય ઋષિઓએ સામવેદ ગાવા માટે સંગીતની ચર્ચાનો પ્રથમ આરંભ કર્યો હતો. ક્રાઇસ્ટના જન્મ પૂર્વે પ્રાયઃ ત્રણસેં–ચારસેં વર્ષ ઉપર હિંદીઓએ સા, રી, ગ, મ, પ, ધ, ની, આદિ સપ્તસ્વરોના વિભાગો પાડી નામકરણ કર્યું હતું. ભારતના આ સપ્તસ્વરો ઇરાનમાં થઈ અરબસ્તાનમાં આવ્યા હતા અને ત્યાંથી એકાદશ શતાબ્દીના આરંભમાં યૂરોપમાં પ્રવૃત્ત થયા.

ઇસુ–ક્રાઇસ્ટનો જન્મ થયો તે પૂર્વે ઘણાં વર્ષો પહેલાં ભારતવાસીઓએ શિલ્પવિદ્યાની ઉન્નતિ પ્રાપ્ત કરી હતી. આધુનિક સમયનો તાજમહેલ જેવી રીતે પૃથ્વીની એક મહાન વિસ્મયકારક વસ્તુ લેખાય છે, તેવીજ રીતે પ્રાચીન સમયની સાંચી અને કારલાની ગુફાઓ વગેરે આજે પણ પ્રવાસીઓને વિમુગ્ધ કરે છે. કારલાનું આશ્ચર્યકારક શિલ્પનૈપુણ્ય અદ્યાપિ અદ્ભુત લેખાય છે, તેની તુલનામાં મૂકી શકાય એવું અન્ય શિલ્પનૈપુણ્ય પૃથ્વીના કોઇ ભાગમાં નથી. મુંબઇની નજીક આવેલા પર્વત ઉપર કોતરીને ઉક્ત મનોહર ગુફાઓ તૈયાર કરવામાં આવી છે. ઓરીસા પ્રાંતમાં પણ પર્વત કોતરીને બે ત્રણ માળનાં ગૃહો તથા ગુફાઓ એવી સુંદર રીતે નિર્માણ કર્યાં છે કે ભારતવાસીઓના શિલ્પનૈપુણ્ય માટે આશ્ચર્ય થયા વિના રહેતું નથી.

પુરાતન કાળમાં ભારતવાસીઓ પથ્થર કોતરીને હસ્તી, મૃગ, મનુષ્ય તથા વૃક્ષની એવી તો મનોરમ પ્રતિમાઓ તૈયાર કરી શકતા કે ફર્ગ્યુસન સાહેબ કહે છે કે, પૃથ્વીના કોઇ પણ ભાગમાં એવી સુંદર મૂર્તિ પ્રાપ્ત થઈ શકી નથી.

પ્રાચીન દીલ્હીમાં એક લોહસ્તંભ આજે પણ દષ્ટિગોચર થાય છે. લંબાઈમાં

તે સ્તંભ ૨૩ ફીટ અને નવ ઇંચ છે, નીચલા ભાગનો વ્યાસ ૧૬ ઇંચ તથા ઉપલા ભાગનો વ્યાસ ૧૨ ઇંચ છે. આ સ્તંભના દર્શનમાત્રથી ફર્ગ્યુસન સાહેબને અત્યંત આશ્ચર્ય થયું હતું. તેમણે એક સ્થળે લખ્યું છે કે:-"આ ઉપરથી સિદ્ધ થાય છે કે વર્તમાન યૂરોપ આજપર્યંત જે પ્રકારના લોહસ્તંભોનું નિર્માણ કરી શકતું નહોતું અને આજે પણ આવો સ્તંભ તૈયાર કરી શકે કે નહિ તે કહી શકાતું નથી, એવા લોહસ્તંભો હિંદુઓએ બહુ લાંબા કાળ પહેલાં અર્થાત્ ચોથા કિંવા પાંચમા સૈકામાં બનાવ્યા હતા. આ પ્રકારનો લોહસ્તંભ તૈયાર કરવા માટે આપણને હિંદુઓની બુદ્ધિ માટે જેટલું આશ્ચર્ય થાય તેટલુંજ આશ્ચર્ય તેની લેખન તથા સ્થાપનકળા માટે પણ થયા વિના રહેતું નથી. આટલાં આટલાં સૈકાઓ થયાં આ સ્તંભ વાયુ અને વૃષ્ટિના આઘાતો સહતો આવે છે છતાં તે લેશ પણ શિથિલ થયો નથી અને તેનાપર એક પણ ડાઘ કે ખાડો પડેલો દેખાતો નથી. અક્ષરો પણ જાણે હજી હમણાંજ કોઇએ લખ્યા હોય એવા જણાય છે ! આવા સ્તંભો ભારતવર્ષમાં વિરલ નથી, અર્થાત્ અનેક છે. ઉક્ત લોહસ્તંભના નિર્માણ પછી ઘણા લાંબા કાળે કોનારકમાં એક મંદિર તૈયાર થયું હતુ. તેની અગાસી ઉપર પણ એવાજ અનેક લોહસ્તંભો આપણે જોઇ શકીએ છીએ."

મૃતદેહ સડી ન જાય અને કાયમને માટે રહી શકે એના ઉપાયો પણ ભારતવાસીઓ એક દિવસે જાણતા હતા. તેઓ એક એવો લેપ તૈયાર કરતા કે જેની સહાયથી શબ ગંધાયા વગર કે સડયા વગર ઘણા લાંબા સમય સુધી રહી શકતું.

ભારતની માટીમાંથી રત્ન, સુવર્ણ, રૂપું તથા ત્રાંબું વગેરે કિંમતી પદાર્થો મળી આવતા. જગતમાં સુપ્રસિદ્ધ ગણાતો કોહીનૂર ભારતવર્ષમાંજ ઉત્પન્ન થયો હતો. આર્યાવર્તનાં વૃક્ષો પણ લોહસ્તંભ જેવાં દઢ હોય છે. અહીંના પહાડો, સમુદ્રો તથા વૃક્ષો એકકાળે-અત્યારે પણ શ્વેત આરસ પથ્થર, મુક્તાફળ તથા ચંદન-કેસરની સુગંધ આપી રહ્યાં છે! આ સુવર્ણમયી ભારતમાતાના ઉદરમાં કયી વસ્તુનો અભાવ હતો તેજ સમજાતું નથી!

સાંપ્રતમાં જે હિંદુઓ દુઃખ કે આપત્તિના સમયે પોતાની પત્નીનો ક્ષણવારનો વિરહ સહન કરી શકતા નથી, પુત્ર-પરિવારને ત્યજી અમુક સમયપર્યંત દેશભ્રમણ કરવાનું પણ જેમને બહુ ભારે પડી જાય છે અને બહાર દેશાવરમાં જઇ પોતાના આત્મબળ ઉપર કેવી રીતે દઢ રહેવું તેનું જેમને લેશમાત્ર જ્ઞાન નથી, તેજ હિંદુઓ પોતાના ગૌરવના દિવસમાં ઉત્સાહ અને ઉમંગપૂર્વક દિગ્-દિગંતરમાં દોડતા અને ત્યાં પોતાની સત્તા તથા ગૌરવનો વિસ્તાર કરતા હતા, એમ ઇતિહાસ જણાવે છે. ભારતવાસીઓ પોતાના દેશમાં ઉત્પન્ન થયેલી અનેક પ્રકારની દ્રવ્યસામગ્રીઓ પોતાની સાથે લઇ કાસ્પીઅન સમુદ્ર તથા ભૂમધ્ય સમુદ્રના કિનારાના પ્રદેશ ઉપર ઉતરતા અને ત્યાં વ્યાપાર કરતા. પ્રાચીન સમયમાં

ભારતનાં રેશમી વસ્ત્રો, મણિમુક્તામય અલંકારો તથા ઢાકાની મજલીન વગેરે દ્રવ્યો મધ્ય એશિયા, આફ્રિકા તથા યૂરોપમાં વેચાણને માટે જતાં અને ત્યાંની પ્રજાને તથા ત્યાંના વિદેશી નરપતિઓને આશ્ચર્ય પમાડતાં હતાં. ઇ૦ સ૦ પૂર્વે ચોથા સૈકામાં યૂરોપના દિગ્વિજયી સમ્રાટ્ અલેકઝાન્ડરના સૈન્યની ચિકિત્સા કરવા ભારતવર્ષમાંથી ચિકિત્સકોને સાદર બોલાવવામાં આવતા અને આઠમા સૈકામાં તો બગદાદના નરપતિએ પોતાની ચિકિત્સાને માટે એક હિંદુ ચિકિત્સકની નિમણુક કરી હતી. સોળમા સૈકામાં ભારતવાસીઓ અરબી સમુદ્ર ઓળંગીને આફ્રિકાની ભૂમિ સુધી પહોંચી ગયા હતા અને ત્યાં આબીસીનીયાનો સુદૃઢ કિલ્લો તેમણેજ તૈયાર કર્યો હતો.

ગૌરવના દિવસોમાં મહાસમુદ્રો પાર કરવા એ હિંદુઓને માટે રમતની વાત હતી. અરબી સમુદ્ર પાર કરીને, હિંદુઓ ભારતવર્ષમાંથી આફ્રિકાપર્યંત પહોંચ્યા હતા, એટલુંજ નહિ પણ ત્યાં નીલ નદીના કિનારે પોતાનાં સંસ્થાનો પણ સ્થાપ્યાં હતાં.

પ્રાચીન કાળમાં હિંદુઓએ ભારતવર્ષની દક્ષિણ દિશાએ મથુરા નગરી (વર્તમાન મદુરા), બ્રહ્મદેશમાં હસ્તિનાપુર અને સુદૂર સીયામ પ્રદેશમાં અયોધ્યા નગરી (વર્તમાન અયુથા) ની સ્થાપના કરી હતી. બ્રહ્મદેશ, શ્યામદેશ, આનામ, કંબોડીયા, જાવા તથા બલિદ્વીપમાં હિંદુસંસ્થાનોની પ્રતિષ્ઠા કરી હિંદુરાજ્યની સ્થાપના હિંદુઓએ કરી હતી. ચીનનો પરિવ્રાજક ફાહ્યાન કે જે ઇ૦ સ૦ ૪૦૦ ની સાલમાં નૌકાદ્વારા ભારતવર્ષમાંથી પોતાના દેશમાં જવા પાછો ફર્યો હતો; તે પોતાના ઇતિવૃત્તમાં લખે છે કે, તેણે પોતે તે સમયે જાવા અને બલિના ટાપુઓમાં અનેક બ્રાહ્મણોને વસવાટ કરતા જોયા હતા.

ભારતવાસીઓ કિંવા ઉપર કહ્યા તે ટાપુઓમાં વસતા અનેક હિંદુઓ પ્રશાંત મહાસાગરને ઓળંગી અમેરિકા સુધી પહોંચ્યા હતા અને ત્યાં પણ પોતાનાં હિંદુસંસ્થાનો વસાવ્યાં હતાં. કંબોડીયા અને જાવાના ટાપુ (યવદ્વિપ) ના પ્રાચીન હિંદુઓની સભ્યતાની સાથે, અમેરિકામાં આવેલા મેકસીકો પ્રદેશની પ્રાચીન સભ્યતા અનેક અંશે મળતી આવતી હતી. મેકસીકોમાં હિંદુઓનાં સંસ્થાનને સૂચવનારાં અનેક ચિન્હો મળી આવે છે. પંડિતવર મેક્સમૂલરે લખ્યું છે કે:—"પ્રાચીન એશીયા અને પ્રાચીન અમેરિકાની ભાષામાં તથા ધર્મમાં એવાં ચિન્હો મળી આવે છે કે પુરાતન કાળમાં એશિયાવાસી અનેક લોકોએ અમેરિકામાં વસવાટ કર્યો હતો, એમ સ્વીકાર્યા વિના ચાલતું નથી. તેઓએ એશીઆના ઉત્તરભાગમાંથી અથવા તો દક્ષિણભાગમાંથી પોતાની મુસાફરી શરૂ કરેલી હોવી જોઇએ. અનુકૂળ પવનની સહાયતા મળતાં પોતાનાં વહાણોના શઢો ચડાવી એક ટાપુમાંથી બીજા ટાપુમાં અને બીજા ટાપુમાંથી ત્રીજા ટાપુમાં, એમ અનેક

ટાપુઓને ઓળંગી છેવટે તેઓ અમેરિકાસુધી પહોંચેલા હોવા જોઇએ."

વળી એકવાર બૌદ્ધયુગ તરફ દષ્ટિ કરો ! અંધકારયુક્ત આકાશમાં રાતા-પીળા-લીલા આદિ વિચિત્ર વર્ણોથી શોભતા તેજઃપુંજસમો બૌદ્ધયુગ ભારતના ઇતિહાસમાં કેવો મનોહર, સુંદર અને ઉજ્જવળ જણાય છે ? ૪૦ સ૦ પૂર્વે છઠ્ઠા સૈકામાં બુદ્ધદેવે ભારતમાં જન્મ લીધો હતો અને સંસારના શોક-તાપવડે રીબાતાં પૃથ્વીનાં સમસ્ત મનુષ્યોને ઉદાર ધર્મનો ઉપદેશ આપ્યો હતો. તેમણે સ્પષ્ટ ઘોષણા કરી હતી કે, મનુષ્ય પોતાના વિશુદ્ધ ચારિત્ર્યબળથી, પરોપકાર વૃત્તિથી તથા નિઃસ્વાર્થ વર્તનથી, સુખ-દુઃખાતીત એવી મુક્તિ આ લોકમાંજ મેળવી શકે છે. આ ધર્મના પ્રતાપે ભારતવાસીઓનાં અંતઃકરણો એક કાળે વિશ્વપ્રેમની ભાવનાઓથી કેવાં ઉદ્દીપ્ત થઇ રહ્યાં હતાં ? તે કાળે ભારતવર્ષમાં આદર્શ નૃપતિઓનો અને આદર્શ ધનાઢ્યોનો અભાવ નહોતો. તેમણે તે સમયે અસંખ્ય બૌદ્ધવિહારોની સ્થાપના કરી હતી. આ વિહારોમાં હજારો ભારતવાસી ત્યાગીઓ, વિદ્યાર્થીઓ તથા અધ્યાપકો જીવનપર્યંત વાસ કરતા અને સ્વાર્થસંબંધી ચિંતાઓને તિલાંજલિ આપી કેવળ ધર્મ અને જ્ઞાનની ચર્ચા કિંવા ખીલવણીમાંજ પોતાનો સર્વ સમય વ્યતીત કરતા હતા. આવા અભ્યાસી પુરુષોના ખાન-પાનની તથા વસ્ત્રાદિની સઘળી વ્યવસ્થા વિહારના વ્યવસ્થાપકો પોતે પોતાના ખર્ચે કરી આપતા હતા. અધ્યયન અને અધ્યાપન સિવાય વિહારોમાં બીજી કોઇ પ્રકારની વાર્તા કે ચર્ચા પણ થતી નહોતી. બૌદ્ધશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, દર્શનચર્ચા, વેદ, વ્યાકરણ તથા ચિકિત્સાશાસ્ત્ર આદિ અનેક આવશ્યક વિષયોનું ત્યાં શિક્ષણ મળી શકે એવી સંપૂર્ણ વ્યવસ્થા કરવામાં આવતી. અમે એવી એક સંસ્થાનું-નાલંદાનું કિંચિત્ વર્ણન આગળ ઉપર આપીશું. મતલબ કે સમસ્ત ભારતવર્ષ એક કાળે જ્ઞાનના પ્રકાશથી પ્રકાશિત-ઉજ્જવળ તથા દીપ્તિમય બની રહ્યો હતો. ભારતના આ મૂળ મહાસ્રોતમાંથી જ્ઞાન અને ધર્મનો જે પ્રબળ પ્રવાહ વહી રહ્યો હતો, તે પ્રવાહ સમગ્ર પૃથ્વી ઉપર ધીમે ધીમે ફરી વળ્યો હતો ! તિબેટ, ચીન અને કોરીયાના નૃપતિઓ પોતાના રાજ્ય તરફથી પુનઃ પુનઃ દૂત મોકલી બહુ બહુ વિનતિ, બહુ બહુ પ્રાર્થના તથા બહુ બહુ સન્માનપૂર્વક ભારતવર્ષીય બૌદ્ધ મહાપંડિતોને પોતાના રાજ્યમાં આમંત્રિત કરતા. બૌદ્ધવિદ્વાનો ત્યાં જઇ ધર્મના પ્રચારની સાથે જ્ઞાનનો પણ વિસ્તાર કરતા. તે ઉપરાંત તિબેટ, ચીન, તાતાર, આનામ, તથા શ્યામ આદિ દૂર દેશાવરથી સંખ્યાબંધ મનુષ્યો ભારતવર્ષમાં આવી બની શકે તેટલો લાંબો વખત રહી સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરતા અને જ્યારે અભ્યાસ પૂરો કરીને પોતાના દેશમાં પાછા વળતા ત્યારે પોતાની સાથે અનેક સંસ્કૃત પુસ્તકો પણ સ્વદેશમાં લઇ જતા. આજે પણ જાપાન જેવા દૂર દેશમાં બૌદ્ધયુગનાં સંસ્કૃત પુસ્તકો મળી આવે છે. આજે જેવી રીતે નવીન જ્ઞાન પ્રાપ્ત કરવા

માટે અનેકને યૂરોપ જવું પડે છે, તેની રીતે પ્રાચીન બૌદ્ધયુગના સમયમાં અનેક પ્રાંતવાસીઓને ભારતવર્ષમાં આવવું પડતું અને તેઓ ભારતના જ્ઞાનભંડારમાંથી અપૂર્વ રત્નો પોતાની સાથે લઇ જતા. ભારતવાસીઓનું જીવન તે કાળે કેવળ પરોપકારમયજ હતું, એમ કહીએ તોપણ લેશમાત્ર અત્યુક્તિ નથી. સહસ્ર-સહસ્ર ભારતવાસીઓ પોતાની ઇચ્છાપૂર્વક સ્વદેશનો પરિત્યાગ કરી દિગ્દિગંતમાં ભારતવર્ષના ગૌરવનો પ્રચાર કરવા બહાર નીકળી પડતા. અત્યારના સમયમાં દેશાટન સુગમ ગણાય છે, પરંતુ તે કાળે દેશભ્રમણ સુગમ નહોતું. પૂર્વે ભારતવાસીઓ ક્રૂર-ભયંકર પ્રાણીઓથી ભરપૂર જંગલો પસાર કરીને, હજારો લૂંટારાઓ તથા ધાડપાડુઓના ભયમાંથી હિંમતપૂર્વક પસાર થઇને તથા દુર્ભેદ્ય નદીઓ, પહાડો અને અરણ્યો ઓળંગીને બહુ કઠિનતાથી ઇચ્છિત સ્થાને પહોંચી શકતા. આટલી આટલી મુશ્કેલીઓ છતાં ભારતીય પ્રજાજનો ઉત્તરમાં નેપાળ, કાશ્મીર, તિબેટ, બાહ્લીક, બુખારા, મંગોલીઆ, ચીન, કોરીયા તથા જાપાન અને પશ્ચિમમાં કાબુલ, સીરીયા, પેલેસ્ટાઇન, આફ્રિકાસ્થિત મીસર તથા સાઇરિણી તેમજ યૂરોપાંતર્ગત મેસિડોન તથા એપિરસ, પૂર્વમાં બ્રહ્મ, કોચીનચીન, જાવા, સુમાત્રા તથા ફારમોસાના ટાપુઓ અને દક્ષિણમાં લંકાપર્યંત દેશાટન કરતા તથા વાણિજ્ય-વ્યાપાર ચલાવતા હતા. અનેક હિંદીઓ ઉક્ત સ્થાનોમાં ઘણો લાંબો સમય નિવાસ કરીને જ્ઞાન તથા ધર્મનો પ્રચાર પણ કરતા હતા. ૪૦ સ૦ ના ચોથા સૈકામાં ફાહિયાન સ્થળમાર્ગે થઇને ભારતવર્ષમાં આવતો હતો ત્યારે તેણે સાઇબીરીયાની દક્ષિણે આવેલા તાતાર પ્રદેશમાં, કાસ્પીયન સરોવરતી પશ્ચિમ દિશામાં આવેલા યૂરોપખંડમાં તથા અફઘાનીસ્થાનમાં બૌદ્ધધર્મનો પ્રબળ પ્રભાવ પ્રત્યક્ષ જોયો હતો. આજે પણ યૂરોપના ઉત્તરપ્રાંતમાં આવેલા લાપ્લેંડ દેશમાં બૌદ્ધ ધર્મ પ્રચલિત છે. ભારતવર્ષનો બૌદ્ધધર્મ સમગ્ર માનવજાતિના એક તૃતીયાંશ ભાગના ધર્મરૂપે આજે પણ ટકી રહ્યો છે.

પૃથ્વીના પ્રધાન લેખાતા ધર્મોએ ભારતવર્ષની માટીમાંથીજ એક કાળે પોષણ મેળવ્યું હતું. ધર્મરૂપી વૃક્ષોને ઉગવા માટે ભારતવર્ષ જેવી અન્ય એકે પૃથ્વી અનુકૂળ નથી. ક્રાઇસ્ટના જન્મ પૂર્વે ભારતના સમ્રાટ્ અશોકવર્ધને પેલેસ્ટાઇનમાં બૌદ્ધધર્મપ્રચારકો મોકલ્યા હતા, એટલુંજ નહિ પણ ક્રાઇસ્ટના પોતાના સમયમાં પણ બૌદ્ધશ્રમણો ત્યાં રહીને બુદ્ધધર્મનો પ્રચાર કરી રહ્યા હતા, એવાં અનેક પ્રમાણો મળી આવે છે. બીજી રીતે જોઇએ તો બુદ્ધ અને ક્રાઇસ્ટના જીવનચરિત્રમાં તેમજ ધર્મસિદ્ધાંતમાં તથા ઉપદેશમાં ક્વચિત્ એવી તો સમાનતા મળી આવે છે કે આપણને આશ્ચર્ય થયા વિના રહે નહિ. પ્રાચીન બૌદ્ધ ગ્રંથોનાં ઉપદેશજનક આખ્યાનો લગભગ સઘળાંજ બાઈબલમાં પણ મળી આવે છે. રોમન કૅથોલિકોનો યાજક સંપ્રદાય, તેમનાં ધર્માનુષ્ઠાનો તથા રીતિ-નીતિઓ એ સર્વ જાણે

કે બાદ્ધધર્મનું ચોકખુંજ અનુકરણ હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે. યૂરોપ જે વિશુદ્ધ ધર્મને માટે અભિમાન લે છે, તે ધર્મ ભારતવર્ષીય અંશોવડેજ પરિપૂર્ણ છે, એમ કહીએ તો અયોગ્ય નથી. જર્મન પંડિત શોપનહોરે લખ્યું છે કેઃ–" ક્રિશ્ચિયન ધર્મનું મૂળ સત્ય ભારતવર્ષ છે." એ ઉપરથી જણાય છે કે ઘણું કરીને ક્રિશ્ચિયન ધર્મે ભારતમાંથીજ પોતાનું પોષણ મેળવ્યું હતું. રૂશીયાના એક ક્રિશ્ચિયન પાદરીને થોડા સમય ઉપર જે એક ગ્રંથ મળી આવ્યો હતો તે ઉપરથી સિદ્ધ થાય છે, કે ક્રાઇસ્ટે પોતે ભારતવર્ષમાં તથા તિબેટમાં લાંબો સમય રહીને હિંદુધર્મ તથા બાદ્ધધર્મનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું.

બૌદ્ધધર્મમાંથી ઉત્પન્ન થયેલ ક્રિશ્ચિયન ધર્મપ્રત્યે મહંમદીય ધર્મ અત્યંત આભારી છે. મહંમદ પોતે ક્રાઈસ્ટને ઇશ્વરપ્રેરિત માનતા હતા. તે સિવાય ધર્મમંદિરમાં ઉપાસના કરવા જવું, ઉપાસના પણ પાંચવારજ કરવી અને ઉપાસના પૂર્વે સર્વેએ માથે મળી ઉચ્ચસ્વરે પ્રાર્થના કરવી ઇત્યાદિ પદ્ધતિઓ પણ મહંમદીય ધર્મે બૌદ્ધધર્મ પાસેથીજ ગ્રહણ કરી હતી.

ભારતવર્ષનો પ્રબળ પ્રતાપ એક કાળે અતુલનીય હતો. ભારતવાસીઓએ એક સમયે સમુદ્ર ઉપર સેતુ બાંધી લંકાનગરી ઉપર વિજય મેળવ્યો હતો. ભારતવર્ષમાં વીર નરોજ વસતા હતા અને તેને લીધેજ કુરુક્ષેત્ર આજે ભારતના સ્મશાનક્ષેત્રરૂપે ઇતિહાસમાં પ્રસિદ્ધ થયું છે.

ઇ૦ સ૦ પૂર્વે પાંચમા સૈકામાં ગ્રીસના સુપ્રસિદ્ધ પ્રવાસી અને ઇતિહાસના પિતાસ્વરૂપ લેખાતા હેરોડોટસે લખ્યું છે કેઃ–" વર્તમાન સમયે સમગ્ર પૃથ્વીમાં ભારતવાસી પ્રજા સર્વ કરતાં અધિક પ્રબળ પ્રજા છે."

ઇ૦ સ૦ પૂર્વે ચોથા સૈકામાં મહાબળશાલી મહારાજ ચંદ્રગુપ્ત મગધના સિંહાસન ઉપર બિરાજતા હતા. તેમને ૭ લાખ પદાતિકો, ત્રીશ હજાર ઘોડેસ્વારો તથા નવ હજાર હાથીઓ હતા. તેમણે સમસ્ત આર્યાવર્તને એક શાસન–છત્ર નીચે આણ્યો હતો. દિગ્વિજયી અલેકઝાંડરના મૃત્યુ પછી તેના એક સેનાપતિ સેલ્યુકસે એશિયાના પશ્ચિમ ભાગ ઉપર વિજય મેળવી ભારતવર્ષ ઉપર હલ્લો કર્યો હતો, પણ મહારાજ ચંદ્રગુપ્તે તે હલ્લો પાછો કહાડયો હતો અને સેલ્યુકસને પરાજિત કર્યો હતો. ગ્રીક પ્રવાસી મેગાસ્થિનિસ જે ઘણા દિવસો સુધી મહારાજ ચંદ્રગુપ્તના દરબારમાં દૂતરૂપે રહ્યો હતો, તે રાજધાની પાટલીપુત્રનું વર્ણન કરતાં લખે છે કેઃ—

" નગરીની પરિધિ કિંવા વિસ્તાર પ્રાયઃ ૨૫ માઇલ જેટલો છે. નગરીની ચોતરફ ૪૦૦ હાથ પહોળી તથા ત્રીશ હાથ ઉંડી ખાઇ છે. એક મજબૂત કીલ્લો નગરીનું સર્વદા રક્ષણ કરી રહ્યો છે. કીલ્લામાં ૬૪ મુખ્ય દ્વારો છે અને તેમાં થઇને પ્રજા આવજા કરી શકે છે. કીલ્લા ઉપર પહેરેગીરો રહી શકે તે માટે ૫૭૦ કોઠાઓ કિંવા ચૂડાગૃહો પણ છે."

મેગારિયનીસ પોતાનો જાતિ-અનુભવ દર્શાવતાં કહે છે કે:-"સાહસ એ તો ભારતવાસીઓનો સર્વપ્રધાન મુખ્ય ગુણ છે. યુદ્ધવિદ્યામાં તેઓ એશિયાની તમામ પ્રજાઓ કરતાં ચડી જાય તેવા છે; એ વાત અનેક પ્રકારે સિદ્ધ થઇ ચૂકી છે."

ઈ૦ સ૦ પૂર્વે ત્રીજા સૈકામાં ચંદ્રગુપ્તનો પૌત્ર મહારાજ અશોકવર્ધન મગધની ગાદી ઉપર આવ્યો હતો; તે પણ બૌદ્ધધર્માનુયાયી હતો. તેના સમયમાં ભારતવર્ષ ઉન્નતિના સર્વોચ્ચ શિખરે પહોંચી ચૂક્યો હતો; ભારતનું ગૌરવ ચતુર્દિશામાં વિસ્તાર પામી ચૂક્યું હતું. અશોકનું સામ્રાજ્ય ભારતના અનેક ભાગોમાં તેમજ કાબૂલ, કંદહાર અને બલીક આદિ પ્રદેશોમાં પણ પ્રવર્તતું હતું. મીસર, મેસિડોનીયા, સિરિયા, સાઇરિણી અને એપિરસ આદિ અતિ દૂરવર્તી દેશોના નરપતિઓ પણ અશોકની સાથે મૈત્રીના સંધિસૂત્રથી જોડાયેલા હતા. ફાહિયાને અશોકના રાજમહાલયનાં ખંડીએર પાટલીપુત્રમાં પ્રત્યક્ષપણે નિરખીને એક સ્થળે લખ્યું છે કે:- "અશોકે રાક્ષસોદ્વારા પથ્થર ઉપર પથ્થર ખડકાવીનેજ આ ઉપરાઉપરિ માળ તૈયાર કરાવ્યા હતા. મહાલયોની આસપાસનો કીલ્લો, તોરણદ્વાર (મુખ્ય દરવાજો) તથા એ સર્વની શિલ્પકુશળતા જોવાથી ખાત્રી થાય છે કે આવું કામ મનુષ્યોથી તો થવું સંભવે નહિ. આ મહાલયોનાં પડી ગયેલાં ખંડિયેરો આજે પણ વિદ્યમાન છે." અશોકે બૌદ્ધધર્મોપદેશકોને એશિયાના ચારે ખુણામાં તથા આફ્રિકા અને યૂરોપમાં પણ ધર્મપ્રચાર અર્થે મોકલી દીધા હતા. તેણે પોતે ભારતવર્ષમાં અસંખ્ય બૌદ્ધવિહારોની સ્થાપના કરી હતી. ચીન અને તિબેટના પરિવ્રાજકોએ પટણાની પાસે આવેલા નાલંદાવિહારનું જેસંક્ષિપ્ત વર્ણન લખી રાખ્યું છે, તે વાંચવાથી જણાય છે કે નાલંદાના વિહારને ચાર માળ હતા અને તે એટલા બધા ઉંચા હતા કે જાણે તે ગગન સાથેજ વાતો કરી રહ્યા હોયને! એક મહેલ તો ૧૬૦૦ ફીટ લાંબો તથા ૪૦૦ ફીટ પહોળો હતો, એમ જણાવવામાં આવ્યું છે. આ વિશાળ સ્થાનમાં વિદ્યાર્થીઓ તથા ગુરુઓ એકત્ર વાસ કરતા. આ પ્રાસાદોનાં ખંડીએરો પાસે કેટલાંએ બૌદ્ધમંદિરોનાં ખંડીએરો આજે પણ જોઇ શકાય છે. નાલંદાવિહારની પાસે મોટાં મોટાં તળાવો પણ ખોદાવવામાં આવ્યાં હતાં, અને તેમાંનાં એક-બે તળાવો તો એક માઇલ જેટલા વિસ્તારવાળાં હતાં, એમ કહેવાય છે. નાલંદાના વિહારમાં પ્રાય: દશ હજાર વિદ્યાર્થીઓ તથા ગુરુઓ એકત્ર વાસ કરતા હતા અને તેમના ખાનપાન તથા વસ્ત્રાદિ માટે રાજ્ય તરફથી વ્યવસ્થા કરવામાં આવતી. સઘળા બૌદ્ધ વિદ્યાર્થીઓ તથા ગુરુઓ રાત્રિ-દિવસ ભણવા-ભણાવવામાંજ પોતાના સમયનો સદુપયોગ કરતા. ચીનાઇ પરિવ્રાજક હુએનસીગે આ દશ્ય પ્રત્યક્ષપણે જોયા પછી લખ્યું છે કે:-"નાલંદાના બૌદ્ધ તપસ્વીઓ ખરેખર મહા પંડિત છે. સમગ્ર ભારતવર્ષ આ તપસ્વીઓનું સન્માન કરે છે અને તેમની આજ્ઞાને અવનત મસ્તકે અનુસરે છે." અશોકે જેવી રીતે અસંખ્ય વિદ્યા-

એવાં તો સુંદર અને સુદૃઢ વહાણો નિર્માણ કરતા હતા કે તુર્કરાજા પોતે બહુ દૂર દેશાવરમાંથી પણ ભારતવર્ષીય વહાણોજ પસંદ કરતો અને ખરીદતો. ચટગામમાં હજી પણ કેટલાક બંગાળીઓ વહાણો તૈયાર કરે છે. સમ્રાટ અકબરે યૂરોપની નૌકાસેના સાથે હરીફાઇ કરવા જે મહાન જહાજો તૈયાર કરાવ્યાં હતાં તેનું વર્ણન અમે હવે પછી આપીશું.

આ હતભાગ્ય દેશનો ભૂતકાળ ખરેખર બહુ મનોહર હતો. એક પ્રવાસી મેગાસ્થિનીસે પોતાની દૃષ્ટિએ નિરીક્ષણ કરી લખ્યું છે કેઃ—"હિંદુ પ્રજા શાંત, સ્થિર તથા શાંતિપ્રિય છે. તેઓમાં ઉત્કૃષ્ટ કૃષિકારો તેમજ ઉત્કૃષ્ટ સૈનિકો પણ ઉત્પન્ન થાય છે. તેઓ પોતાના વૈરાગ્યભાવ તથા સત્યવ્રત માટે બહુ સુપ્રસિદ્ધ છે. તેઓ ન્યાયપ્રિય પણ એટલા બધા છે કે તેમને અદાલતોનો કે કોર્ટોનો આશ્રય લેવાની જરૂર પડતી નથી. સ્વભાવથીજ તેઓ એવા સાધુપ્રકૃતિના અને સુશીલ છે કે ચોરી શું કહેવાય તેનીજ તેમને ખબર નથી. ભારતવર્ષમાં રાત્રિએ કે દિવસે ગૃહદ્વાર બંધ કરવાની જરૂર પડતી નથી ખત ઉપર સહી કે દસ્તાવેજ કરવાની પણ આવશ્યકતા નથી રહેતી. તેઓ અસત્ય બોલતા નથી. એ તેમની ખાસ ખુબી છે. ભારતવર્ષના એક ક્ષેત્રની પાસે ગમે તેવું યુદ્ધ ચાલી રહ્યું હોય તોપણ ખેડુત નિર્ભયપણે પોતાનાં ખેતરને ખેડયા કરે છે. સૈન્યનાં માણસો તે ખેડુતને, ખેતરને કે તેના ગામને કશી પણ ઇજા કરતાં નથી. ભારતવર્ષમાં ગુલામગીરીની પદ્ધતિ નથી. ભારતની જમીન પણ બહુ રસ-કસવાળી છે. ઘણાંખરાં ખેતરોમાં નહેરમારફત પાણી પહોંચાડવામાં આવે છે. ભારતવર્ષમાં પૂર્વે કદાપિ દુષ્કાળ પડયો નથી, તેમજ પુષ્ટિકારક ખાદ્ય દ્રવ્યોનો પણ કદાપિ અભાવ થયો નથી. ભારતવર્ષની સ્ત્રીઓ પણ અત્યંત પતિપરાયણા તથા સાધ્વી છે." ઇ૦ સ૦ ના સાતમા સૈકામાં ચીનાઇ પરિવ્રાજક હુએનસીંગે ભારતવર્ષમાં મુસાફરી કરીને લખ્યું હતું કે–" સર્વ ભારતવાસીઓ સરળ સ્વભાવના તથા સાધુ પ્રકૃતિવાળા છે. લોકોને કેવી રીતે છેતરવા તથા ઠગવા એ તેમને આવડતું નથી. તેઓ કોઇનો પણ વિશ્વાસઘાત કરતા નથી. પોતાના મુખથી બોલેલા શબ્દોને કે વાકયોને જીવ જતાં સુધી બરાબર વળગી રહે છે. વસ્તુતઃ તેઓ આપણા સન્માનને પાત્ર છે." પૂર્વે આર્યપ્રજા ગૌરવર્ણી હતી. તેમનામાં અત્યારના જેવા ગ્નાતિભેદો નહોતા. તેઓ પોતે જમીન ખોદીને, નહેરો કે નીકોદ્વારા પોતાનાં ખેતરોમાં પાણી લઇ જતા. પૂર્વે ભારતવર્ષમાં, સ્ત્રીઓમાં લાજ કાઢવાની રીત નહોતી. પ્રભુની પ્રતિમાને ચઢાવેલી માળાઓ જેવી રીતે નદીમાં સ્વચ્છંદે-નિર્દોષ આનંદે ભ્રમણ કરતી વહી જાય છે તેવી રીતે કુલલલનાઓ પણ કુસુમમાળાની પેઠે રાજમાર્ગ ઉપર વિનાસંકોચે હરીફરી શકતી હતી. રાજા તથા રાણી પણ ખુલ્લી રીતે ઘોડાગાડીમાં બેસી ગામમાં ફરવા નીકળતાં અને લોકોની પૂજાનો સત્કાર કરતાં,

એટલુંજ નહિ પણ રાજદંપતી પોતે જાતે પ્રજાવર્ગની સ્થિતિનું નિરીક્ષણ કરી યોગ્ય ઉપાયો લેતાં. અત્યારે પણ મહારાષ્ટ્ર દેશમાં તથા નેપાળમાં પડદાપદ્ધતિ કે લાજ કાઢવાની પ્રથા નથી. ભારતીય રમણીઓ ઘણા લાંબા કાળ પૂર્વે યથાયોગ્ય શિક્ષણ પ્રાપ્ત કરી શકતી અને શિક્ષણની સાથે સંગીતનું પણ જ્ઞાન મેળવી શકતી. ગાર્ગી, મૈત્રેયી, લીલાવતી તથા ખન્ના આદિ વિદુષી રમણીઓના પવિત્ર જીવનચરિત્રથી ભારતવર્ષનો ઇતિહાસ ઉજ્જવળ છે. આ કાળે પણ મહારાષ્ટ્ર દેશમાં તથા નેપાળમાં અને ઓરીસા પ્રાંતમાં સ્ત્રીઓને કેળવણી આપવાની પ્રથા બરાબર ચાલી આવે છે. ભારતીય હિંદુસમાજમાં એક કાળે વિધવાવિવાહ પણ પ્રચલિત હતો. અત્યારે પણ પંજાબ, ઉડીસા તથા નેપાલના બ્રાહ્મણોમાં વિધવાવિવાહનો રિવાજ પ્રવર્તે છે; એટલુંજ નહિ પણ બંગાળા સિવાયના ઘણાખરા પ્રદેશોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા કાયસ્થ સિવાય સર્વ જાતિઓમાં વિધવાવિવાહ પ્રચલિત છે. પૂર્વે આ દેશમાં બાળલગ્નનું નામ-નિશાન પણ નહોતું. એક દિવસે ભારતીય વીરરમણીઓ રથ ચલાવવામાં, ઘોડેસ્વારીમાં તથા હથિયાર વાપરવામાં બહુ કુશળતા ધરાવતી હતી. અત્યારે પણ મહારાષ્ટ્ર તથા રાજસ્થાનના કેટલાક પ્રદેશોમાં સ્ત્રીઓ ઘોડેસ્વાર થઇ બહાર નીકળે છે. ઓગણીસમા સૈકાના મધ્યભાગમાં કેટલીક હિંદુલલનાઓએ હાથમાં બંદુક લઇ અંગ્રેજોની સાથે યુદ્ધ પણ કર્યું હતું. પૂર્વે આર્યો મૂર્તિપૂજક નહોતા. સર્વથી પ્રથમ તેઓ પ્રકૃતિનું સૌંદર્ય નિરખી બહુજ આશ્ચર્યમુગ્ધ થયા હતા. અને એ સૌંદર્યની પૂજા-આરાધના કરવામાં તત્પર થયા હતા. ઋગ્વેદમાં આકાશ તથા ઉષા આદિની આરાધના સંબંધે કેટલીક ગીતિઓ મળી આવે છે, તે ઉક્ત સૌંદર્યપૂજાનુંજ સૂચન કરે છે. તેઓ જેમ જેમ જ્ઞાનની ઉન્નતિ કરતા ગયા તેમ તેમ તેઓ પ્રકૃતિ અને પ્રકૃતિમાંથી ઇશ્વરતત્ત્વ સમીપ પહોંચતા ગયા. છેવટે તેમણે નિર્ણય કર્યો કે ઇશ્વર એક છે અને તેજ આ વિસ્મયકર સૃષ્ટિનો સૃષ્ટા છે. આવી શ્રદ્ધાએ પહોંચ્યા પછી અર્થાત્ ઇશ્વર અને પ્રકૃતિનું સ્વરૂપ જાણ્યા પછી તેઓ ઇશ્વરની માનસિક ઉપાસના કરવા લાગ્યા. આ ઉપાસનાના ફળસ્વરૂપે અતિ ગૌરવપૂર્ણ ઉપનિષદો આ કાળે પણ આપણી પાસે રહી ગયાં છે. જ્યારે આપણે કોઇ એક નિર્મળ ઝરણાંવાળા, સુંદર હજારો પક્ષીઓના કંઠરવથી ગાજી રહેલા, સ્નિગ્ધ મલયપવનથી સુવાસિત થયેલા તથા સ્થિર-શાંત, આમ્ર, નારિકેળ, વટવૃક્ષ, અશોકતરુ આદિ સુંદર વૃક્ષોવાળા અને મધુર ફળયુક્ત અનેકવિધ લતાઓવાળા નાના ગામડામાં એકલા ફરવા નીકળી પડીએ છીએ ત્યારે આસપાસનું મનોહર સૌંદર્ય તથા શાંતિ આપણાં મનને આશ્ચર્ય પમાડયા વિના રહેતાં નથી. તે સમયે આપણને એમજ લાગી આવે છે કે ખરેખર આજ સ્થળે એક દિવસે આપણું પવિત્ર તપોવન હતું. આજ સ્થળે કોણ જાણે કેટલાએ તપ-

સ્વી મહાત્માઓએ ફળ–ફૂલાદિ ભક્ષણ કરી, પર્ણકુટી તૈયાર કરી, સ્વેચ્છાપૂર્વક વિલાસ, વૈભવ અને ઐશ્વર્યને લાત મારી, કેવળ ધર્મ અને જ્ઞાનના અનુશીલનાર્થેજ પોતાનું સમસ્ત જીવન વહન કર્યું હશે ! આ તપોવનમાં કેટલીક સ્ત્રીઓ, કન્યાઓ, તથા કેટલાએ વિદ્યાર્થીઓ બાળકો નિત્ય વૃક્ષની સુશીતળ છાયામાં બેસી, અમૃતભાષી તપસ્વીના મુખથી વેદ–વેદાંતનું અધ્યયન કર્યા કરતાં હશે ! આજ તપોવન એક સમયે ઋષિઓના ગંભીર સામવેદધ્વનિવડે પ્રભાતે તથા સાયંકાળે ધ્વનિત થઇ રહેતું હશે ! આ તપોવનમાં રાજાઓ અને રાણીઓ સ્વયં પધારી ઋષિઓની પાસેથી રાજનીતિનું શિક્ષણ પ્રાપ્ત કરી, પુનઃ પોતાના આવાસે વિનયપૂર્વક ચાલ્યાં જતાં હશે ! આ ભારતવર્ષમાં–આ તપોવનમાં એક કાળે નિઃસ્વાર્થ, પરોપકારી ઋષિ–મુનિઓ વિરાજતા હતા. જેમના પ્રતાપે ભારતમાતાએ પૂર્વે અનેક આદર્શ રાજાઓ, આદર્શ રાણીઓ તથા આદર્શ ગૃહસ્થો ઉત્પન્ન કર્યા હતા. ભારતવર્ષના ઇતિહાસમાં આદર્શચરિત્રશાળી મનુષ્યોનો અભાવ નથી. જનસમાજમાંના પૂજ્યપાદ પુરુષો અર્થાત્ ઋષિ–મુનિઓ મહાન ઉન્નત હતા, તેનેજ લીધે ભારતવર્ષે સર્વત્ર મહત્તા અને ગૌરવ પ્રાપ્ત કર્યું હતું. પૂર્વ પુરુષો ભારતની પ્રાચીન જાહોજલાલીનું, ભારતના પ્રાચીન ગૌરવનું મનોહર ચિત્ર સુવર્ણપટ ઉપર યત્નપૂર્વક આંકી ગયા છે ! આ સ્વર્ગીય ચિત્ર તેમણે કોને માટે અંકિત કરી રાખ્યુ હશે તેનો ઉત્તર અમે આપી શકતા નથી; કારણ કે અમે તે જાણતા નથી. અમારા ભૂતકાળના ઇતિહાસને પોતાના હૃદયમાં સ્થાન આપી, અમારૂં સાહિત્યમંદિર શામાટે સમુજ્જવળ બની રહ્યું છે, તેનો ઉત્તર કોણ આપી શકે તેમ છે ?

## द्वितीय अध्याय–अधःपतन

કહે, ઓ ઇતિહાસ ! અમારા ભારતવર્ષનો ગૌરવ–રવિ એવો તે કેવી રીતે અસ્ત થયો કે પુનઃ તે ઉદિતજ થઇ શક્યો નહિ ? એવું તે શું કારણ હતું કે પઠાણોના સામ્રાજ્યનું પતન થવા છતાં પણ હિંદુ–સામ્રાજ્ય સ્થાપિતજ થઇ શક્યું નહિ ? એવો તે શો અંતરાય આવી પડ્યો કે મોગલ–સામ્રાજ્ય છિન્ન–ભિન્ન થવા છતાં હિંદુઓનો ગૌરવ–સૂર્ય પુનઃ ભારતાકાશમાં પ્રકાશિતજ થઇ શક્યો નહિ ?

હવે ઇ૦ સ૦ ના આઠમા સૈકામાં આપણે પ્રવેશ કરવો પડશે. જેમ કરતાં આપણી દૃષ્ટિએ તે સમયનાં કંઇ જૂદાંજ દૃશ્યો પ્રતીત થયા વિના રહેશે નહિ. તમે ધારીને જોશો તો જણાશે કે જે નિઃસ્વાર્થી મહાપુરુષો અપૂર્વ પ્રકારે એશિયા, આફ્રિકા અને યૂરોપમાં ભારતના ગૌરવનો વિસ્તાર કરી રહ્યા હતા, તેઓ ચિર-

કાલને માટે ભારતની રંગભૂમિ ઉપરથી અદશ્ય થઇ ગયા છે. વેર–વિદ્વેષ વિનાનો બૌદ્ધધર્મ કે જે અત્યારપર્યંત આ ઘણાધર્મમય તથા ઘણીજાતિમય ભારતવર્ષને સંમિલિત–એકત્રિત કરવા માટે, કિંવા પ્રજાકીય કલ્યાણની સિદ્ધિને અર્થે સ્નેહપૂર્વક પ્રયત્નો કરી રહ્યો હતો, તે બૌદ્ધધર્મ પણ આ રંગભૂમિ ઉપરથી અદશ્ય થઇ ગયો છે. બૌદ્ધલીલાના ગર્ભાકોમાં જે ગગનસ્પર્શી વિદ્યાલયો અને જ્ઞાનમંદિરો માનવદષ્ટિને રંજિત કરતાં હતાં, તે ભૂતકાળના શ્યામ પડદા પાછળ છુપાઇ ગયાં છે; અને તેને બદલે ધૂળમાં આળોટતા અવશેષોના વષાદમય દેખાવો આપણને શોકમગ્ન કરે છે. સામાન્ય જનસમાજ પણ જ્ઞાનના પઠનપાઠનમાંથી નિવૃત્ત થયો છે. બ્રાહ્મણો એવા તો સ્વાર્થી બની ગયા છે કે તેમણે જ્ઞાન અને ધર્મને કેવળ પોતાની સાંપ્રદાયિક સંકુચિત સીમામાંજ પૂરી રાખ્યાં છે. વેદરૂપી ખાણમાંનું વિશુદ્ધ કાંચન પ્રજાવર્ગને આપવાને બદલે તેઓ સુવર્ણરંજિત (સોનાથી ગીલ્ટ કરેલા) તાંબાના કડકાઓને "સોનું" કહીને લોકોને આપવા લાગ્યા છે. રાજપૂતો પણ કંઇ જૂદાજ પ્રકારનો પાઠ ભજવી રહ્યા છે! સમગ્ર ભારતવર્ષમાં અનેક નાનાં નાનાં હિંદુરાજ્યો સ્થાપિત થઇને તે સર્વ પરસ્પર કલેશ–કંકાસ કરી રહ્યાં છે. સ્વાર્થાંધતાનું ઘનઘોર વાદળ ભારત ઉપર સર્વત્ર ફરી વળ્યું છે. સ્વાર્થી વાસનામાંથી ઉદ્ભવેલી, દેખાવમાં સુંદર અને નિરાપદ જણાતી નીતિનું નિઃસંકોચપણે સૌ કોઇ અવલંબન લેવા લાગ્યા છે. સ્વાર્થી નીતિના ધોરણેજ સઘળાં કાર્યો થઇ રહ્યાં છે. ટુંકામાં કહીએ તો ભૂતકાળના સુખમય દિવસો પસાર થઇ ગયા છે અને તેથી કરીને-વિદેશી રાજાઓની વિજયપતાકા અનાયાસે હિંદમાં ફરકી રહી છે. હિંદુઓનાજ દોષને લીધે હિંદમાં વિદેશી પ્રજાએ પગપેસારો કરવો શરૂ કર્યો છે.

પ્રાયઃ ઇ૦ સ૦ ૭૧૧માં વીસ વર્ષની વયનો એક બાળકસરખો મુસલમાન–કાસીમ, પોતાની સાથે માત્ર ૭ હજાર માણસોની સેનાને લઇને, બલુચિસ્તાનના વિસ્તૃત જંગલોને વિનાવિરોધે ઓળંગી ભારત ઉપર ચઢી આવ્યો. સિંધના હિંદુ રાજ્ય ઉપર વિજય મેળવી તેણે કેટલાંએ હિંદુમંદિરો તોડી નાખ્યાં, કેટલીએ મૂર્તિઓના ચૂરેચૂરા કરી નાખ્યા! અનેક હિંદુઓને મુસલમાન તથા કેદી થવું પડયું, અનેક હિંદુઓનાં મુડદાં ધૂળમાં આળોટવા લાગ્યાં અને ચોતરફ લૂંટફાટ ચાલી રહી! તેણે પ્રત્યેક નગરીના મુખદ્વાર પાસે હાજર થઇને, હિંદુ અધિવાસીઓને ઇસ્લામ ધર્મ સ્વીકારવાનું ફરમાવ્યું અને જેઓ ઇસ્લામ ધર્મ સ્વીકારી શકે તેમ ન હોય તેમણે પુષ્કળ ધન–સંપત્તિ અર્પણ કરવી, એવી પણ તેજ સાથે આજ્ઞા થઇ. હિંદુઓએ પોતાની વહાલામાં વહાલી ધન–સંપત્તિ અર્પણ કરીને પણ પોતાનો પ્રાણપ્રિય ધર્મ સાચવી રાખ્યો. તે અર્પણને "જજીયા"ના નામથી ઓળખવામાં આવે છે. વખત જતાં આરબોએ એવો નિયમ કર્યો કે કાફર પ્રજામાં જે માણસ

વધારે ધનવાન હોય તેણે પ્રત્યેક વર્ષની આખરે રૂ. ૧૨, સામાન્ય સ્થિતિનો હોય તેણે રૂ. ૬, તથા મજુરી કરીને ખાતો હોય તેણે રૂ. ૩, રાજ્યના ખજાનામાં ભરી જવા. ત્યાર પછી એવો કાયદો બાંધવામાં આવ્યો કે વિધર્મી પ્રજા અર્થાત્ હિંદુઓ ખાતાંપીતાં જે કાંઈ બચાવી શકે તે સર્વ માલ-મિલ્કત તેમણે જજીઆવેરારૂપે ખજાનામાં આપી દેવી. ફીરીસ્તાએ લખ્યું છે કે મૃત્યુના જેટલોજ ભારે દંડ આપવો, એજ જજીઆવેરાનો મુખ્ય ઉદ્દેશ હતો. કાફરો પોતે આ કર આપવાનું ખુશીથી સ્વીકારતા અને એમ કરીને પોતાના ધર્મનું તથા પ્રાણનું રક્ષણ કરતા. આટલો આટલો જૂલમ છતાં હિંદુપૂર્ણ સમગ્ર ભારતવર્ષે એકત્રિત થઇને કાસીમના અત્યાચાર સામે પ્રબળ આંદોલન કરવાનું તો એક બાજુએ રહ્યું, પણ કેટલાક હિંદુ રાજાઓએ ઉલટું આ નવા આવેલા અપરિચિત, અજાણ્યા, વિદેશી, વિધર્મી, આક્રમણકારીનું શરણ લીધું અને તેની સાથે તેઓ પોતે પણ પોતાના સ્વદેશનું સત્યાનાશ કહાડવા લાગ્યા !

કાસીમના આગમન પછી લગભગ ત્રણસો વર્ષ પસાર થઇ ગયાં; તે સમયે પણ ભારતવર્ષમાં કેવળ હિંદુ રાજ્યજ પ્રવર્તતું હતું. છેલ્લાં સો વર્ષમાં કાબૂલની રાજગાદી ઉપર હિંદુ રાજા હતો, એમ પણ ઇતિહાસ જણાવે છે. આટલું છતાં નજીકમાંજ એટલે કે ગિજનીમાં જે સમયે મહમદ પોતાનું લશ્કરી બળ તૈયાર કરી રહ્યો હતો, અથવા બીજા શબ્દોમાં કહીએ તો જે સમયે હિંદના ગૃહદ્વાર પાસે એક પ્રબળ તસ્કર શક્તિનો સંચય કરી રહ્યો હતો, તે સમયે પણ ભારતના બુદ્ધિમાન ગણાતા હિંદુ નરપતિઓ પોતાનાં આગળાવગરનાં દુર્બળ દ્વાર બંધ કરીને પરસ્પર ક્લેશ-કંકાસમાંજ વખત વીતાવતા હતા. હિંદુઓના આ પ્રકારના આત્મક્લેશને લીધેજ મહમદ પ્રાયઃ ત્રીશ વર્ષ દરમિયાન સત્તરવાર ભારતવર્ષ ઉપર ચડી આવ્યો અને તેને અગ્નિ તથા તલવારની ધારદ્વારા શ્મશાન જેવો બનાવી મૂકયો ! ઈ૦ સ૦ ૧૦૦૧-૧૦૦૩. મહમદ નગરકોટનું મંદિર લૂંટીને પોતાની સાથે સાતસો મણ જેટલી સુવર્ણમુદ્રાઓ, સાતસો મણ જેટલાં સોના-રૂપાનાં વાસણો, ચાળીસ મણ જેટલું વિશુદ્ધ સુવર્ણ, બે હજાર મણ જેટલું રૂપું તથા વીસ મણ જેટલું બહુમૂલ્ય ઝવેરાત સ્વદેશમાં લઇ ગયો હતો. થાણેશ્વર આદિ નગરો ઉપર હલ્લો કરી, લૂંટની સાથે બે લાખ હિંદુઓને પણ પોતાના સ્વદેશમાં મહમદે મોકલી દીધા હતા. ઇતિહાસકાર ફીરીસ્તા લખે છે કે "આ હિંદુઓની વિશાળ સંખ્યાને લીધે ગિજની શહેર જાણે હિંદુનગર હોય એવો ભાસ થઇ આવતો હતો." એક બીજી લૂંટ વેળા મહમદ મથુરા નગરીનાં દેવાલયોમાંથી સોનાની છ મૂર્તિઓ તથા એ મૂર્તિઓના અંગ ઉપર રહેલાં ૧૧ કિંમતી રત્નો સ્વદેશમાં લઇ ગયો હતો. આટલી લૂટો અને આટલા હલ્લાઓ પછી જો આપણે કાશીવિશ્વેશ્વરના મંદિરને તથા અમૃતસરના સુશોભિત શીખમંદિરને સોનાનાં પત-

રથીમહાયજ્ઞો ન જોતા હોત, ભારતની અનેક દેવમૂર્તિઓ ઉપર રત્નમાળા વિરાજતી આપણે ન જાણતા હોત અને તાજમહેલ તથા મયૂરાસન એ સર્વ કલ્પિત કહાણી છે, એમ આપણે સ્વીકારતા હોત તો મહમદને લૂંટમાં મળેલી કિંમતી સંપત્તિનું ફીરીસ્તાએ જે વર્ણન કર્યું છે તે માનવામાં આપણે શંકાશીલજ રહેત. ધન-સંપત્તિની વાતને એક બાજુએ રહેવા દઇએ. લૂંટ પછી મહમદ મથુરા આદિ સ્થાનોમાંથી એટલા બધા હિંદુ કેદીઓને પોતાની સાથે સ્વદેશમાં લઇ ગયો હતો કે મુસલમાન લેખક અલબેરૂની લખે છે કે, " મહમદે પ્રત્યેક કેદીની કિંમત માત્ર અઢી રૂપીઆની ઠરાવી, તોપણ ખરીદનારાઓની યોગ્ય સંખ્યા મળી શકી નહિ. તે સમયે મથુરા અતિ સમૃદ્ધિશાળી નગરી હતી." મહમદ લખે છે કે, " અહીં હજારો અને લાખો ઝરૂખાઓ, વિશ્વાસી મનુષ્યના વિશ્વાસની માફક દઢ ભાવે ઉભા રહ્યા છે. તેમાંના અનેક તો સંગેમરમર પથ્થરના બનેલા છે. હિંદુઓનાં મંદિરો તો એટલાં બધાં છે કે તેની ગણત્રી પણ થઈ શકતી નથી. અપરિસીમ ધન ખર્ચ્યા સિવાય આ નગરીની આવી સુંદર અવસ્થા કોઈ કાળે સંભવતી નથી. બસો વર્ષના સતત્ પ્રયત્ન અને પરિશ્રમ સિવાય આવી એક સુંદર નગરી તૈયાર થઇ શકે નહિ." અફ્સોસ! મુસલમાન રાજાઓના જુલમને લીધે મથુરાની એ મહેલ્લાતો અને જાહોજલાલી આજે જમીનદોસ્ત થઇ ગઇ છે! એનું વર્ણન માત્ર કથા–વાર્તારૂપેજ આપણે સાંભળી શકીએ છીએ! તે સમયે ગુજરાતનું સોમનાથનું મંદિર બહુ પ્રસિદ્ધ હતું. ઉક્ત મંદિરની દિવાલો ઉપર અને ૫૬ થાંભલાઓ ઉપર વિવિધ વર્ણનાં બહુમૂલ્ય રત્નો ફૂલના આકારે સર્વદા શોભા પામતાં હતાં. મંદિરમાં રાત્રિ–દિવસ એક મહાન દીપક પ્રકાશતો હતો અને તે દીપક એક સોનાના સળીયાવાળા મોટા ફાનસમાં મૂકવામાં આવતો હતો. ૪૦ મણ વજનની એક સાંકળવડે એક મોટો ઘંટ મંદિરની મધ્યમાં ટાંગવામાં આવ્યો હતો અને તે સાંકળ પણ સુવર્ણનીજ બનેલી હતી. મહમદે તે મંદિર તોડી નાખ્યું અને પાંચ ગજ લંબાઇવાળી શિવમૂર્તિના સ્વહસ્તે કકડા કરી તેની અંદર રહેલું અમૂલ્ય અગાધ ઝવેરાત લઈ ગયો. હિંદુઓની દેવમૂર્તિ ઉપર મુસલમાનો નિત્ય પદ-પ્રહાર કરી શકે એટલા માટે મહમદે તે શિવમૂર્તિનો એક કકડો ગિજનીની મસ્જીદના પગથિયા ઉપર તથા બીજો એક કકડો પોતાના રાજપ્રાસાદની નીસરણી ઉપર સ્થાપિત કર્યો. ઉક્ત મનોહર મંદિરનાં ખંડીએર ઉપર અત્યારે મુસલમાન મસ્જિદ વિરાજે છે.

એજ સમયે એક તરફ જ્યારે સમસ્ત ભારતવર્ષ હિંદુરાજ્યોથી પરિપૂર્ણ હતો, ત્યારે બીજી તરફ મહમદ સ્વદેશથી બહુ દૂર કાન્યકુબ્જપર્યંત અથવા ગિજનીથી ગુજરાતના દક્ષિણ ભાગપર્યંત પહોંચવાનો યત્ન કરી રહ્યો હતો. કેટલીએ દુસ્તર નદીઓ અને નાળાં ઓળંગીને, તૃણહીન પાણીવગરનાં લાંબાં

લાંબા મરુભૂમિના જંગલો ઉલ્લંઘીને, કેટલીક વાર તાપ તથા તૃષાથી અકળાઈને, કેટલીક વાર ભૂખ-તૃષાથી મૃતપ્રાય અવસ્થામાં સપડાઈને પણ તે વિવિધ નગરો તથા પ્રાંતો ઉપર પુનઃ પુનઃ હલ્લા કરવા લાગ્યો છતાં ક્વચિત્ કોઈ કોઈ હિંદુ રાજા સિવાય સમસ્ત ભારતવર્ષે એકત્ર થઈ મહમદના જુલમમાંથી આત્મરક્ષા મેળવવાનો લેશ પણ પ્રયત્ન કર્યો નહિ; શત્રુને તેના જુલમનો બદલો આપવાની ભારતવર્ષે હિંમત કરી નહિ.

શામાટે આટલા આટલા જુલમો સહતા છતાં ભારતવાસીઓ જાગૃત ન થયા? અલબેરૂની પોતે, તે સમયની ભારતવર્ષની શોચનીય અવસ્થાનું વર્ણન આ પ્રમાણે આપે છેઃ—"ભારતવર્ષ અનેક નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયો છે. સર્વ કોઈ પોતના સ્વાર્થનાજ વિચારોમાં તલ્લીન છે. ક્ષુદ્ર રાજ્યો પરસ્પર યુદ્ધ કરવા સિવાય બીજું કાંઈ સમજતાં નથી; એ યુદ્ધમાં તેમની ઘણીખરી શક્તિ નાશ પામી છે. બ્રાહ્મણો પોતાની સત્તાનું રક્ષણ કરવા માટે એટલા બધા વ્યાકુળ રહે છે અને જાતિભેદને લીધે ક્રોધ તથા વૈરની લાગણીઓ એટલી બધી પ્રબળ રહ્યા કરે છે કે જો કોઈ વૈશ્ય કે શૂદ્ર વેદમંત્રનું ઉચ્ચારણ કરે છે તો બ્રાહ્મણો તેના ઉપર હાથમાં તલવાર લઈને તૂટી પડે છે અને તે વૈશ્ય અથવા શૂદ્રને રાજદરબારમાં હાજર કરી તેની જીભ કાપી લે છે, ત્યારેજ શાંત થાય છે. બ્રાહ્મણોની પાસેથી રાજ્યનો કોઈ પણ પ્રકારનો કર કે વેરો લેવામાં આવતો નથી. હિંદુઓમાં બાળલગ્ન કરવાની પ્રથા ચાલે છે. પતિના મૃત્યુ પછી સગાં-સંબંધીઓ સુખે નહિ રહેવા દે એમ ધારી વિધવાઓ પતિની પાછળ બળી મરે છે. હિંદુઓ હવે પોતાનો દેશ તજીને દેશાંતર જતા નથી. તેઓ પોતાની જાતિ સિવાયના કોઈ પણ મનુષ્યપ્રત્યે સન્માન દર્શાવતા નથી. તેઓ એમ સમજે છે કેઃ—"અમારા દેશના જેવો બીજો એકકે ઉત્કૃષ્ટ દેશ આ પૃથ્વીતળ ઉપર નથી. અમારા જેવી શ્રેષ્ઠ જાતિ આ ભૂમિ ઉપર અન્ય એક પણ નથી." તેઓ જો વિદેશમાં મુસાફરી કરતા હોત અને અન્ય જાતિઓની સાથે પરિચય રાખતા હોત, તો તેઓ પોતાના મિથ્યાભિમાનરૂપી પંજામાંથી મુક્ત થઈ શક્યા હોત, અર્થાત્ પોતાની ભૂલ સમજી શક્યા હોત. હિંદુઓના પૂર્વપુરુષો અત્યારના હિંદુઓ જેવા સંકુચિત વિચારના નહોતા."

મહમદ ગિજનીની બાદ લગભગ ૧૫૦ કે તેથી સહેજ વધારે વર્ષે તે વખતનો ગિજનીનો રાજ્યાધિપતિ મહમદઘોરી પુનઃ ભારતવર્ષ ઉપર ચડી આવ્યો. દીલ્હીનો અધિપતિ પૃથ્વીરાજ કેટલાક હિંદુ રાજાઓની સાથે મળીને મહમદઘોરીની સામે કુરુક્ષેત્રમાં યુદ્ધ કરવાને તૈયાર થયો. તેણે મહમદઘોરીને પરાજિત કરી તેના દેશમાં નસાડી મૂક્યો. ત્યારબાદ વળી પાછા હિંદુઓ આત્મકલહ કરવા લાગ્યા. ભારતવર્ષના ઇતિહાસનાં પૃષ્ઠો તેજ કાળે વસ્તુતઃ કલંકિત થયાં.

કાન્યકુબ્જનો અધિપતિ જયચંદ્ર પૃથ્વીરાજની સામે સંગ્રામ કરવાને તૈયાર થયો અને શત્રુનું સત્યાનાશ વાળવા માટે મહમદઘોરીને પોતાની મદદે બોલાવ્યો. ભારતવર્ષ ઉપર વિજય મેળવવાનો બહુ સારો લાગ જોઇ ઘોરી પોતાના સૈન્ય સાથે ભારતમાં આવ્યો. ગણ્યા-ગાંઠયા હિંદુરાજાઓ સિવાય ભારતવર્ષના એક ચતુર્થાંશ જેટલા હિંદુઓ પણ પૂર્વના જુલમને યાદ કરી મહમદઘોરીની વિરુદ્ધમાં લડવાને તૈયાર થયા નહિ. પુનઃ કુરુક્ષેત્રમાં મહાન યુદ્ધ થયું. પૃથ્વીરાજ પરાજિત થયો. મહમદઘોરી ભારતમાં પઠાણ રાજ્યની સ્થાપના કરવામાં ફતેહમંદ થયો. (ઇ० સ० ૧૧૯૩. )

મુસલમાન ઇતિહાસલેખકો પોતાના પક્ષનું વીરત્વ સિદ્ધ કરવા, ઉક્ત યુદ્ધમાં મુસલમાન લશ્કરની સામે અનેક હિંદુરાજાઓએ એકત્ર થઇને યુદ્ધ કર્યું હતું એવો હેવાલ પોતાના ઇતિહાસમાં આપે છે; પણ તે હેવાલ અંગ્રેજી ઇતિહાસલેખકો પોતાના વિજયવર્ણનને જેવી રીતે અતિશયોક્તિમય બનાવે છે તેવોજ અત્યુક્તિવાળો છે, એમ કહેવામાં હરકત નથી. ખરેખરજ જો અનેક હિંદુરાજાઓ ઉક્ત યુદ્ધમાં એકત્ર થયા હોય તો, હિંદુઓમાં કોઇ પણ વીર પુરુષ નહિ હોવાથી મુસલમાન સેના અસંખ્ય હિંદુઓને પરાજિત કરી શકી, એમજ સ્વીકારવું પડે; પરંતુ અમે તે વાતનો સ્વીકાર કરી શકતા નથી; કારણ કે અલૌકિક વીરત્વ દર્શાવવામાં હિંદુઓએ કદાપિ પાછી પાની કરી હોય એમ ઇતિહાસ કહેતો નથી. કદાચિત્ કોઇ કોઇ પ્રસંગે કેટલાક હિંદુ રાજાઓ એકત્રિત થતા હોય તો તે વાતની અમે ના પાડતા નથી; પરંતુ એ એકતા કાયમને માટે ટકી રહે એવો કોઇએ ઉપાય કર્યો ન હતો. વસ્તુતઃ દીર્ઘકાળપર્યંત અક્યભાવે રહીને સુસ્નેહસંપપૂર્વક કામ કરવાને તેઓ સમર્થ થઇ શકયા નહોતા.

મનુષ્ય શું કોઇ પણ કાળે સ્વદેશદ્રોહ કરીને સુખી થઈ શકે? જયચંદે ઘોરીને બોલાવીને જે ભયંકર અગ્નિચિતા પ્રકટાવી, તે ચિતાની જ્વાળામાં પોતે અને પોતાનો શત્રુ ઉભય, થોડા સમયના અંતરેજ બળીને ભસ્મીભૂત થઇ ગયા!

પઠાણોએ દીલ્હીમાં ૩૩૩ વર્ષ રાજ્ય કર્યું. વખત જતાં તેઓ પણ વંશ-પરંપરાના હકને માટે પરસ્પર આત્મકલેશ કરવા લાગ્યા; અને વિદેશી વિવિધ રાજાઓના હલ્લાઓથી પીડાવા લાગ્યા. છતાં તેઓ પોતાનું સમસ્ત બળ હજી ગુમાવી બેઠા નહોતા. પ્રસંગોપાત્ તેઓ નાની નાની સેનાઓ મોકલી કયાંઇ છળથી તો કયાંઇ બળથી, અતિ સમૃદ્ધિશાળી હિંદુ રાજાઓને પોતાના પંજામાં સપડાવતા હતા. નાનાં નાનાં રાજ્યો હસ્તગત કરવાં એ હવે તેમને માટે બહુ મુશ્કેલ કામ નહોતું. ધીમે ધીમે તેઓએ હિંદુ ઉપર જુલમ ગુજારવો શરૂ કર્યો.

બ્લોકમૅન સાહેબે લખ્યું છેઃ-" હિંદુઓનું ધનૈશ્વર્યજ તેમના સત્યાનાશમાં મૂળ કારણભૂત નિવડયું છે. હિંદુઓનું ધન તથા ઐશ્વર્ય જોઇનેજ પઠાણો

લૂંટફાટ કરવાને લલચાયા હતા. હિંદુઓનો ધર્મ તે કાળે તેમને રાજનૈતિક ક્ષેત્રમાં પ્રવેશ કરવાનો નિષેધ કરતો હતો, અર્થાત્ રાજકીય કાર્યોમાં ધર્મ એ એક મહાન અંતરાયરૂપ થઇ પડ્યો હતો. પઠાણ રાજાઓના જુલમને લીધે હિંદુઓનાં અનેક તીર્થો નાશ પામવા લાગ્યાં. હિંદુઓને યાત્રાએ જવા પડેલાં પઠાણ રાજાઓને અમુક કર આપી અનુમતિ મેળવવી પડતી. ઇ૦ સ૦ ના ચૌદમા સૈકાના મધ્ય-ભાગમાં પ્રત્યેક હિંદુપરિવારને માથાદીઠ કર આપવો પડતો; અને તે પણ એવી રીતે કે જે મનુષ્ય ધનવાન લેખાતો હોય તેના ઘરમાં જેટલાં ઉંમરલાયક મનુષ્યો હોય તે પ્રત્યેક મનુષ્યદીઠ વાર્ષિક ૪૦ રૂપિયા, સામાન્ય સંપત્તિવાળા મનુષ્ય પાસેથી ૨૦ રૂપિયા, અને પ્રત્યેક દરિદ્રી મનુષ્ય પાસેથી ૧૦ રૂપિયા "જજીયા વેરારૂપે" વસુલ કરવામાં આવતા. આ કર સંબંધી કાયદાનો ઉલ્લેખ ફીરોજશાહના ઇતિહાસમાં આ પ્રમાણે છે:—" રાજ્યનો કોઈ પણ અમલદાર જ્યારે પણ કર માગે ત્યારે હિંદુઓએ અતિ નમ્રતાપૂર્વક અવનત મસ્તકે તે કર આપી દેવો. જો કોઇ પણ મુસલમાન નોકર હિંદુઓના મુખમાં ગમે તેવો હલકો પદાર્થ નાખવા માગે તો હિંદુઓએ કાંઇ પણ વાંધો નહિ ઉઠાવતાં મુખ પહોળું કરી ઉભા રહેવું, કે જેથી તે રાજાનો અમલદાર અનાયાસે પોતાની ઇચ્છા સફળ કરી શકે. હિંદુના મુખમાં આવી ગર્હિત વસ્તુ નાખવાનો ઉદ્દેશ ખરાબ છે, એમ કોઈએ માનવું નહિ; પણ તેદ્વારા હિંદુઓની રાજભક્તિની પરીક્ષા કરવાનો તથા ઇસ્લામ ધર્મની મહત્તા દર્શાવી હિંદુ ધર્મપ્રત્યે સ્પષ્ટ તિરસ્કાર બતાવવાનોજ ઉદ્દેશ તેમાં સમાયલો છે. મુસલમાન અંમલદારોનું આ કામ કોઈ પણ પ્રકારે અન્યાયયુક્ત નથી; કારણ કે ઇશ્વરે પોતે કહ્યું છે કે, તમારે કાફરો પ્રતિ તિરસ્કાર દર્શાવવો." મહમદે પણ કહ્યું છે કે, " હિંદુઓને લૂંટવા, તેમજ તેઓને કાયમને માટે ગુલામ બનાવવા. તેમની હત્યા કરવાથી સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં થઇ જાય છે, તેઓ શામાટે ઇસ્લામ ધર્મનો સ્વીકાર ન કરે? તેમને ફરજ પાડીને પણ ઇસ્લામ ધર્મમાં શ્રદ્ધાવાળા બનાવવા." હિદુઓપ્રતિ-નિકૃષ્ટ વ્યવહાર કરવા એ આપણું ધર્મકાર્ય છે; કારણ કે હિંદુઓજ મહમદના મુખ્ય શત્રુઓ છે. જજીયાવેરો લઇને હિંદુઓને છૂટા મૂકી દેવા એ બહુ અનુચિત કાર્ય છે; કારણ કે એક આબુ હાનિફ સિવાય હિંદુઓ પાસેથી જજીયા વેરો લેવાસંબંધે કોઇ સજ્જાકદે પોતાનો મત આપ્યો નથી. સઘળા વ્યવસ્થાપકોએ એકમતે કબૂલ કર્યું છે કે " કાં તો હિંદુઓએ ઇસ્લામ ધર્મ ગ્રહણ કરવો અને નહિ તો શરીરના ટુકડા કરાવવા તૈયાર રહેવું." પાઠક ! આટલા જુલમના શ્રવણ-માત્રથી તારી આંખમાંથી જો આંસુ પડતાં હોય તો હજી જરા હૈયું દૃઢ કરી આગળ વાંચ. એક પઠાણ સમ્રાટે એક વખત કોઇ પણ પ્રકારના દોષ વગરનાં નિરપરાધી લાખો મનુષ્યોને મારી નાખ્યાં હતાં, બીજા એક પઠાણ રાજાએ એક

હિંદુરાજાની જીવતાં ચામડી ઉતરાવી હતી અન્ય એક પઠાણ રાજાએ દીલ્હીથી રાજધાની ફેરવી દેવગિરિ નગરમાં ગાદી સ્થાપવાના વિચારથી દીલ્હીના સમસ્ત રહેવાસીઓને દેવગિરિમાં જઇને વસવાનો હુકમ ફરમાવ્યો હતો અને એથી કરીને અસંખ્ય મનુષ્યોને અકાળે મરણને શરણ થવું પડયું હતું. અન્ય એક પઠાણ સમ્રાટે કાન્યકુબ્જ જેવા મોટા અને સમૃદ્ધિશાળી સ્થળના નિવાસીઓની ઉંમરનો પણ વિચાર કર્યા વિના કતલ કરી હતી. તેને જ્યારે મૃગયા રમવાની ઇચ્છા થતી ત્યારે તે પોતાના સૈન્યદ્વારા અનેક મનુષ્યોને ઘેરી લેતો અને પછી તેમના ઉપર સ્વેચ્છાપૂર્વક તૂટી પડતો ! એ ઘેરાવામાં ગમે તો પુરુષ, ગમે તો સ્ત્રી કે બાળક હાથ આવે તો તેમને વિવિધ પ્રકારે રીબાવીને મારી નાખતો અને એ પ્રમાણે પોતાનો પૈશાચિક શોખ પૂરો કરતો. આવી ક્રૂર રીતે તે માત્ર એક કે બેવારજ નહિ, પણ વારંવાર મૃગયા રમતો. લોહીથી ટપકતાં, દેખવામાં પણ ભયંકર લાગે એવાં, હજારો અને લાખો નરમુંડોદ્વારા તે પોતાની રાજધાનીના કીલ્લાને શણગારતો ! વળી બીજા એક સમ્રાટે તો નગરકોટની સમસ્ત દેવમૂર્તિઓ તોડી, કટકા કરીને, તે પ્રત્યેક કટકાને ગોમાંસ લગાડી બ્રાહ્મણોને ગળે લટકાવી દીધા હતા. તે વખતનો એક મુસલમાન રાજા જો કોઇ જાન જતી જોતો તો તે જાનની કન્યાને વાહનમાંથી એકદમ ઉપાડી પોતાના મહેલમાં લઇ જતો, અને તેણીનું સતીત્વ નષ્ટ કરીને પાછી રવાના કરી દેતો. દક્ષિણના એક મુસલમાન નરપતિએ સત્તર વર્ષની અંદર, પાંચ લાખ હંદુઓને મારી નાંખ્યા હતા. આ પ્રમાણે પઠાણોના ત્રાસને લીધે ભારતવર્ષ સ્મશાનાવસ્થાને પ્રાપ્ત થયું હતું. જે સાહિત્યરૂપી બગીચો નિત્ય નવા નવા કુસુમોના સૌંદર્ય અને સુગંધવડે પ્રફુલ્લ રહેતો તે આ પ્રમાણે સુકાઇને કરમાઈ ગયો; અને સ્વદેશહિતૈષિતા, નિઃસ્વાર્થતા, જ્ઞાન અને ધર્મ, એ સર્વ વસ્તુઓ ભારતમાંથી અદશ્ય થઇ ગયાં ! સમગ્ર દેશ વિષાદ અને નિરાશાના ઘોર અંધકારમાં ડુબી ગયો !

આવી રીતે દુઃખ અને દુર્ભાગ્યને સહન કરતાં કરતાં, ઇ૦ સ૦ ચૌદનો સૈકો પ્રાયઃ પૂરો થવા આવ્યો, એટલામાં વળી બીજીજ તરફથી દુર્દશાનું વાદળ અકસ્માત ચડી આવ્યું ! મધ્ય એશિયામાંથી, પ્રસિદ્ધ તૈમુરલંગ, ભારતના પઠાણ રાજાઓમાં આત્મકલેશ સળગ્યો છે, એવા સમાચાર સાંભળતાંની સાથેજ પુષ્કળ સેનાને પોતાની સાથે લઇ ભારતવર્ષ ઉપર ચડી આવ્યો. તે સમયે દીલ્હીની ગાદીએ મહમદ તઘલખ રાજ્ય કરતો હતો. તૈમુરે નિર્વિઘ્નપણે અનાયાસે સિંધુ નદી પાર કરી અને પોતાના સૈન્ય સાથે આગળ વધવાનું ચાલુ રાખ્યું. રસ્તામાં જે કોઇ નગરી કે પ્રદેશ આવતો તે લૂંટતો, સળગાવતો અને નિરપરાધી નિવાસીઓને કેદ કરી કિંવા તલવારદ્વારા કતલ કરતો તે આગળ વધવા લાગ્યો. એમ કહેવાય છે કે તેણે પોતાની મુસાફરી દરમિયાન રસ્તામાંજ એક લાખથી

વધારે ભારતવાસીઓને કેદ કર્યા હતા તથા જેમની ઉંમર ૧૫ વર્ષથી અધિક હોય તેમને અતિ નિષ્ઠુરભાવે મારી નાખ્યા હતા. પરાણે રાજાની સંપ વગરની, નેતા વગરની તથા બીકણ અને બાયલા પુરુષોની એક નાની જેવી સેના તૈમુરની સામે થઇ; પણ તે અનાયાસે પરાજિત થઇ નાસી ગઇ અને તૈમુર દીલ્હીના દરવાજા પાસે આવીને ઉભો રહ્યો. દીલ્હીશ્વર છત્ર લઈને ગુજરાતમાં ભાગી ગયો. તૈમુરે પ્રતિજ્ઞા કરી કેઃ " હું દીલ્હીના રહેવાસીઓને કોઇ પણ રીતે રંજાડીશ નહિ. " આથી દીલ્હીના મૂર્ખ રહેવાસીઓએ દરવાજાનાં બારણાં તૈમુરને માટે ખુલ્લાં મૂકી દઇ વિનાવિવાદે પોતાની જન્મભૂમિ શત્રુના ચરણમાં સમર્પી દીધી. ( ૪૦ સ૦ ૧૩૯૮ ) તે સમયે દીલ્હી એ કાંઇ સામાન્ય નગરી નહોતી, તેમજ દીલ્હીના રહેવાસીઓ પાસે આત્મરક્ષા કરવાનાં પૂરતાં સાધનો નહોતાં, એમ પણ નહોતું. અમે જે વખતની આ વાત લખીએ છીએ તે પહેલાં પ્રાયઃ ૫૦ વર્ષે આફ્રિકાનો સુપ્રસિદ્ધ મુસાફર ઇબ્નબતુતા ભારતવર્ષમાં આવ્યો હતો. તે લખે છે કેઃ– "દીલ્હી એક મહા સમૃદ્ધિશાળી નગરી છે. જગતમાં અહીંના જેવાં દેવમંદિરો તથા મહેલાતો અન્ય કયાંય પણ હોય એમ મને લાગતું નથી. આ મહાનગરીની આસપાસ એક મોટો કીલ્લો આવી રહેલો છે. તે કીલ્લો ૧૧ હાથ જેટલો જાડો તથા તેનો નીચેનો ભાગ પથ્થરવતી અને ઉપરનો ભાગ ઇંટોવતી બાંધેલો છે. આ કીલ્લાની અંદર અનેક ઓરડાઓ તથા ભંડારો છે. તેમાં પહેરેગીરો રહે છે; એટલુંજ નહિ પણ યુદ્ધમાં ઉપયોગી થાય એવાં અનેક શસ્ત્રો તથા ખાવાનાં પુષ્કળ દ્રવ્યો પણ તેમાં સંગ્રહિત કરવામાં આવે છે. આ કીલ્લાની મધ્યમાં થઇને ઘોડેસ્વાર પાયદળ ખુશીથી એક છેડેથી બીજે છેડે જઇ શકે છે. "

તૈમુર આનંદપૂર્વક પોતાના સૈન્યની સાથે દીલ્હીમાં દાખલ થયો, અને તેણે જયના ઉલ્લાસથી મદોન્મત્ત બની મહોત્સવ ઉજવવાનો શરૂ કર્યો ! દારૂ અને સુંદરીઓની મધ્યમાં નાચ–ગાન તથા આમોદ–પ્રમોદ ચાલવા લાગ્યો ! બરાબર પાંચ દિવસ સુધી તૈમુરે અને તેના સૈન્યે મહાનગરી દીલ્હીમાં લૂંટફાટ, અગ્નિદાહ, સતીત્વનાશ તથા નરહત્યાદિ પૈશાચિક દેખાવો ભજવી બતાવ્યા ! સેંકડો બકરાંઓના ટોળાંને જેમ એક ગોવાળ દોરી જાય તેવી રીતે એક એક મોગલ સૈનિક સેંકડો રહેવાસીઓને કેદ કરી યથેચ્છ દુષ્ટતા દર્શાવવા લાગ્યો. એકમાત્ર દીલ્હી નગરીમાંજ શત્રુઓની સેના કરતાં દશગણા વધારે રહેવાસીઓ નગરીના ભિન્ન ભિન્ન ભાગમાં વસતા હતા. ફીરીસ્તા લખે છે કેઃ– " લૂંટની લાલચથી મોગલ સેના આ મહાનગરીમાં આમતેમ છૂટી–છવાઇ થઇ ગઇ. દીલ્હીના વિવિધ લતાઓ તથા વિવિધ રાજમાર્ગોમાં મોગલો વહેંચાઇ જઇને મોજ માણવા લાગ્યા લૂંટમાં મળી આવેલાં દ્રવ્યોવડે તેઓ દબાઇ જવા લાગ્યા. દીલ્હીના શહેરીઓએ જો આ લાગ સાધી તેમને મારી પાછા હઠાવવાનો પ્રયત્ન કર્યો હોત તો તેઓ

બહુ સહેલાઇથી સફળતા પ્રાપ્ત કરી શકયા હોત. તૈમુરની સેનાએ ધર્મનો, જાતિનો કે ઉંમરનો કાંઈ પણ વિચાર નહિ કરતાં જેમ આવે તેમ કતલ ચલાવવા માંડી! મુડદાંઓના ઢગલાઓથી રાજમાર્ગો બંધ થઇ ગયા! રોમાંચ ઉભાં કરે તેવા આ જુલમનું સંપૂર્ણ વર્ણન અમે આપી શકીએ તેમ નથી. માત્ર કલ્પનાવડેજ તેનો યથાર્થ ખ્યાલ આવી શકે તેમ છે." મુસલમાન ઐતિહાસિકોના મત પ્રમાણે તૈમુરલંગે માત્ર દીલ્હીમાંજ એક લાખ હિંદુઓની હત્યા કરી હતી. આ વાત કલ્પનામિશ્રિત કિંવા અસંભવિત હોય એમ માનવાનું કારણ નથી. જે દેશની પ્રજા યોગ્ય સમયે પોતાના સ્વદેશના રક્ષણને માટે પોતાનું રુધિર વહેવડાવી શકતી નથી, અને જેઓ સ્વર્ગથી પણ અધિક મહિમામયી જન્મભૂમિની ઉપેક્ષા કરી પોતાનાં સ્વાર્થી સુખો અને વિલાસવૈભવોમાંજ તલ્લીન રહે છે, તે પ્રજા આવાં દુઃખો, દુરાચારો તથા અન્યાયો સહન કરે એમાં આશ્ચર્ય નથી. કરેલાં કર્મનો બદલો મળ્યા વિના રહેતો નથી. જે દેશની સમસ્ત પ્રજા કેવળ વર્તમાનનોજ વિચાર કરી વિલાસી અને કોમળ પ્રકૃતિની બની જાય છે તે દેશની પ્રજા ઉપર નિષ્ઠુર લૂંટારાઓ અનાયાસે ફાવ્યા વિના રહેતા નથી. તૈમુરલંગનો અત્યાચાર શું સૂચવે છે? દીલ્હીના અધિવાસીઓ જો પોતાની સ્વાર્થી ભાવનાઓને એક બાજુએ મૂકી દઈ, કલેશ–કંકાસને તિલાંજલિ આપી એકત્ર થઇ શકયા હોત, તો શું તૈમુરની સેના આટલો જુલમ ગુજારી શકત? કોઇ પણ દેશની પ્રજા જ્યારે વર્તમાન સુખોને તુચ્છ ગણી કાઢી ભવિષ્ય તરફ દષ્ટિ કરે છે, અને ભય કિંવા ચિંતાને મન તળે કચરી કેવળ પોતાનું કર્તવ્ય બજાવવા તૈયાર થાય છે, ત્યારે ગમે તેવા પ્રબળ શત્રુને પણ તેનાપર અન્યાય કે અત્યાચાર કરવો ભારે પડે છે; કારણ કે તે પ્રબળ શત્રુ પ્રત્યક્ષ જોઇ શકે છે કે અત્યાચાર અને અન્યાયનો બદલો કદાપિ મળ્યા વિના રહેશે નહિ;પરંતુ ભારતવાસીઓ નિઃસ્વાર્થભાવે એકત્ર થઈ શકયા નહિ, સ્વદેશરક્ષા પાસે પોતાના સ્વાર્થી વિચારોને વિસરી શકયા નહિ. પરિણામ તેનું એજ આવ્યું કે તેઓ નિત્ય ઉત્તરમાંથી આવતા વદેશી શત્રુઓના પગની લાતો સહન કરતાજ રહ્યા! અને સહન કરવા છતાં તેમના પગને ચાટતાજ રહ્યા!

તૈમુરલંગ પોતાની પાછળ ભારતમાં મહામારી, દુર્ભિક્ષ તથા અરાજકતાને ઉત્તરાધિકારીરૂપે મૂકી, અપરિસીમ ધનરત્ન તથા અસંખ્ય કેદીઓને સાથે લઇ સ્વસ્થાને ચાલ્યો ગયો. તેની સાથે પઠાણશક્તિ પણ ભારતમાંથી અંતર્હિત થઇ. છતાં પઠાણ રાજાઓએ હિંદુ પ્રજાપ્રતિ નિષ્ઠુર જુલમ ગુજારવો બંધ કર્યો નહોતો. સમ્રાટ સિકંદર લોદીએ હિંદુઓનાં દેવમંદિરો તોડવાનું અને મૂર્તિઓ નષ્ટ કરવાનું હજી પણ ચાલુજ રાખ્યું હતું. તેણે હિંદુઓને તીર્થયાત્રાએ જવાની તથા ગંગામાં સ્નાન કરવાની ખાસ મનાઇ કરી હતી. એક બ્રાહ્મણ એક સમયે કોઇને એવે

ઉપદેશ આપી રહ્યો હતો કેઃ-" ભક્તિ અને વિશ્વાસપૂર્વક ગમે તે ધર્મનું પાલન કરવામાં આવે તો ઈશ્વરની કૃપા પ્રાપ્ત થવા વિના રહે નહિ." આ વાતની સમ્રાટને ખબર પડી કે તુરતજ તે બ્રાહ્મણને રાજસભામાં હાજર કરવામાં આવ્યો અને તેનો તિરસ્કાર તથા અપમાન કરી, પોતાનો ઉદાર મત પાછો ખેંચી લેવાની આજ્ઞા ફરમાવવામાં આવી. બ્રાહ્મણ ઉપદેશક કોઈ રીતે ડગ્યો નહિ અને પોતાના વિચારમાં દઢ રહ્યો. તે હાલના સુશિક્ષિતો કિંવા બુદ્ધિમાનોના જેવો ડાહ્યો નહોતો કે પોતાના વિચારોને વેચીને બીજાની કૃપા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે; અથવા ક્ષમા માગીને કે દિલગીરી દર્શાવીને કે પોતાના આંતરિક વિચારોને પાછા ખેંચી લઈને આનંદ-સુખમાં રહેવાનું કબૂલ કરે. વિપત્તિના સાગરમાં ડૂબવા છતાં તે અતિ દઢતાપૂર્વક પોતાના સિદ્ધાંતોને વળગી રહ્યો અને તે સિદ્ધાંતોનું સમર્થન કરવા લાગ્યો. છેવટે સમ્રાટ તેનો શિરચ્છેદ કર્યો. પઠાણ નૃપતિઓની દશા આ પ્રમાણે જે સમયે અતિશય શોચનીય થઈ પડી હતી, તે સમયે ચિતોડના મહારાણા સંગ્રામસિંહે અહીં બીજી વાર દીલ્હીશ્વર તથા માળવાના મુસલમાન રાજાની સામે યુદ્ધ કર્યું અને મુસલમાન સૈન્યને પરાજિત કરી, ભારતવર્ષમાંથી પઠાણશક્તિનું નામ ભૂંસી નાખ્યું. દુઃખની અંધકારમયી રાત્રિ પસાર થઈ! રાત્રિની સાથે નિશાચરો પણ અદૃશ્ય થયા! ભારતવર્ષની ભૂમિ ઉપર સ્વચ્છંદે નૃત્ય કરતા પઠાણોની રંગલીલા ખતમ થઈ! અને તેને સ્થાને મોગલ સામ્રાજ્યનો આરંભ થયો. ( ઈ૦ સ૦ ૧૫૨૬ )

પઠાણ નૃપતિઓનો એટલો બધો જુલમ સહન કરવા છતાં પણ હિંદુઓ એકત્ર થયાજ નહિ. એક હિંદુ રાજ્ય ઉપર મુસલમાન રાજાને ચડી આવતો જોઈ અન્ય હિંદુ રાજ્યો, જાણે કંઇ બનતુંજ નથી, એમ માની બેસી રહેતા. પ્રત્યેક હિંદુ રાજ્યને યથાશક્તિ સહાય આપવાની પ્રત્યેક હિંદુની ફરજ છે, તે તેઓ વિચારી શક્યા નહિ. તૈમુરના સ્વદેશગમન પછીથી અકબરના અભ્યુદયપર્યંત ( ઈ૦ સ૦ ૧૩૯૮-૧૫૫૬ ) ૧૫૮ વર્ષ સુધી દીલ્હીના રાજાઓમાં શક્તિ કે યોગ્યતા જેવું બહુ રહ્યું નહોતું. કોઈ કોઈ રાજા અમુક શક્તિ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થતા તો તે શક્તિ તેના મૃત્યુની સાથેજ અદૃશ્ય થઈ જતી. બીજી તરફ જોઈએ તો તેઓ પણ આત્મકલહમાં પડી પોતાનું બળ નિરર્થક નષ્ટ કરી રહ્યા હતા. જાણે કે એક પ્રબળ વેગવતી નદીના કિનારા ઉપર ઘણા લાંબા કાળની એક જીર્ણ ઝુંપડી ઉભી રહી હોય અને જેના પાયા ઘસાઈ-ભૂંસાઈ જવાની અણી ઉપર આવી ચૂક્યા હોય, તેવી દશામાં મુસલમાનો આટલો લાંબો કાળ હિંદુઓની વસ્તીમાં ટકી રહ્યા હતા. તથાપિ સમસ્ત હિંદુઓએ એકત્ર થઈ, મહાન તરંગ ઉત્પન્ન કરી ઉક્ત વિપત્તિજનક જીર્ણ ઝુંપડીને પ્રવાહના વેગમાં તણાતી મૂકવાની લેશમાત્ર કોશિષ કરી નહિ. પવનનું તોફાન અનુકૂળ છતાં હિંદુઓ સમયનો સદુપયોગ કરી શક્યા નહિ. અનુકૂળ સંયોગોમાં પણ પેલી જીર્ણશીર્ણ ઝુંપડીને તરતી મૂકીને તેની જ-

ત્યાએ નૂતન સુંદર પ્રાસાદ ઉભો કરવાનું કોઇને સુઝયું નહિ.

ત્યારે શું ભારતમાં કોઇ વીરનર નહોતો ? શું કોઈ સાહસી કે પુરુષાર્થી આર્ય-પુત્ર નહોતો ? આવો પ્રશ્ન જો અમારી પાસે લાવવામાં આવે તો અમે માત્ર એટલુંજ પૂછીશું કે આ વીરપ્રસવિની ભારતભૂમિમાં વીર પુરુષનો કદાપિ અભાવ થયો હોય, એમ ઇતિહાસમાં બતાવશો ? કાસીમે જ્યારે સિંધપ્રદેશ ઉપર હલ્લો કર્યો હતો, ત્યારે તે હિંદુઓનું દૈવી વીરત્વ જોઇ આશ્ચર્યમુગ્ધ થઇ ગયો હતો. હિંદુસેનાનો કચ્ચરઘાણ નીકળી જવા છતાં પણ તાબેદાર બનીને જીવનદાન મેળવવાની દુર્બુદ્ધિ કોઇને તે સમયે સુઝી નહોતી. લાહોરનો રાજા જયપાળ મહમદદ્વારા પરાજિત થઇ ચૂક્યા છતાં પણ તેણે પરાજિત અને અપમાનિતપણે જીવતા રહેવાનું કોઇ પણ સરતે સ્વીકાર્યું નહોતું અને પુત્રના હાથમાં પોતાનું રાજ્ય સોંપી દઇ રાજવેશ ધારણ કરી, અલૌકિક સાહસપૂર્વક ધીર-શાંતભાવે જ્વલંત અગ્નિકુંડમાં કૂદી પડીને પોતાની ઇચ્છાપૂર્વક ભસ્મીભૂત થઇ ગયો હતો ! આવું સાહસ અને આવો દૃઢ સંકલ્પ પૃથ્વીના કોઇ પણ ભાગમાં કોઇએ દર્શાવ્યો હોય, એવું ઇતિહાસમાં દર્શાવી શકશો ? અકબરના સમયપર્યંત હિંદુઓનું સાહસ એટલું બધું પ્રસિદ્ધ હતું કે કહેવતોમાં પણ તે હિંદુ-સાહસની પ્રશંસા થયા વિના રહેતી નહિ. તે યુગમાં પણ જ્યારે કોઇ મહાન યુદ્ધમાં સંપૂર્ણ પરાક્રમ દર્શાવવાની મુસલમાન સૈનિકોને જરૂર પડતી ત્યારે તેઓ કહેતા કે, "આજે અમે હિંદુઓની માફક યુદ્ધમાં ઉતરીશું." વસ્તુતઃ અકબરના સમયમાં પણ શું હિંદુઓએ કંઇ ઓછું પરાક્રમ દાખવ્યું છે ?

ત્યારે શું પઠાણોના આક્રમણની સાથેજ હિંદુ રાજ્ય અને હિંદુ સત્તા અંતર્હિત થઇ ગઇ હતી, એમ તમે કહેવા માગો છો ? ના, અમે એમ પણ કહેતા નથી-કહી શકતા નથી. કાસીમ સિંધુ દેશ ઉપર ચઢી આવ્યો ત્યાંસુધી ( ઇ૦ સ૦ ૭૧૨ પર્યંત ) સમગ્ર ભારતમાં કેવળ હિંદુ રાજ્યજ પ્રવર્તતું હતું. સિંધ પ્રદેશ પણ પુનઃ હિંદુઓએ પોતાને સ્વાધીન કર્યો હતો. ( ઇ૦ સ૦ ૮૨૮ ) મતલબ કે મહમદના હલ્લા સમયે પણ ( ઇ૦ સ૦ ૧૦૦૧ ) સમગ્ર ભારતદેશ હિંદુ રાજ્યથી પરિપૂર્ણ હતો. મહમદ માત્ર પંજાબનો અમુક ભાગજ પોતાની સ્વાધીનતામાં લઇ શક્યો હતો. ત્યાર બાદ મહમદઘોરીના છેલ્લા હલ્લા સમયે (ઇ૦ સ૦ ૧૧૯૩) ઉક્ત ભાગ સિવાય સમસ્ત ભારતવર્ષ હિંદુ રાજ્યમય હતો. પાછળથી ધીમે ધીમે એકે એક હિંદુ રાજ્યો નિર્બળ અને નષ્ટ થવા લાગ્યાં અને તે રાજ્યો મુસલમાનના હાથમાં જવા લાગ્યાં. બિહારનું હિંદુ રાજ્ય ઇ૦ સ૦ ૧૧૯૭ માં મુસલમાન રાજાના હાથમાં ગયું હતું. ઇ૦ સ૦ ૧૧૯૯ માં પશ્ચિમ બંગાલ જો કે મુસલમાનોની સત્તાતળે આવી ગયો હતો, તોપણ ત્યાર પછીનાં ૧૨૦ વર્ષપર્યંત પૂર્વબંગાલ પોતાની સ્વાધીનતાનું રક્ષણ કરી રહ્યો હતો; અને છેવટે ૧૩૧૯ ની સાલમાંજ મુસલમાન રાજાને આધીન થયો હતો. કાલિ-

દાસ અને રાજા વિક્રમાદિત્યના લીલાક્ષેત્રસ્વરૂપ માળવ દેશ તથા ઉજ્જયિની ઇ૦ સ૦ ૧૨૩૧ પર્યંત હિંદુ રાજાને આધીન હતી. ગુજરાતમાં હિંદુઓએ ઇ૦ સ૦ ૧૨૯૭ પર્યંત રાજ્ય કર્યું હતું. ઇ૦ સનના ચાદમા સૈકાના આરંભમાં કાશ્મીર મુસલમાનોના હાથમાં ગયું હતું. અકબરના અભ્યુદયપર્યંત ઉડીસા પ્રાંત હિંદુ રાજાઓને આધીન હતો. બાદાઉનીએ લખ્યું છે કેઃ "ઉડીસાના રાજાઓ અન્ય રાજાઓ કરતાં પોતાના સૈન્યબળને લીધે વધારે સુપ્રસિદ્ધ હતા." અકબરે તે રાજાઓની પ્રીતિ પ્રાપ્ત કરવા માટે પોતાની તરફથી દૂતો મોકલ્યા હતા. ઇ૦ સ૦ ૧૫૬૦ માં મુસલમાન રાજાઓએ ઉડીસા પ્રાંત પોતાને તાબે કર્યો. દક્ષિણનું હિંદુ રાજ્ય-વિજયનગર ઇ૦ સ૦ ૧૫૬૫ માં પ્રથમ મુસલમાનોના હાથમાં ગયું. આ છેલ્લા હિંદુ રાજ્યની દક્ષિણ દિશામાં આવેલાં હિંદુ રાજ્યો ઇ૦ સ૦ અઢારમા સૈકાપર્યંત પોતાની સ્વતંત્રતા સાચવી રહ્યાં હતાં. મધ્યભારતની હિંદુ શક્તિ ઉપર પ્રથમ અકબરે જ છાપ મારી હતી. એક શક્તિશાળી હિંદુ રાજાએ સોળમા-સૈકાના અંતપર્યંત હિમાલયના પહાડી પ્રદેશમાં પોતાનો પ્રતાપ વિસ્તાર્યો હતો. તેની પાસે દશ હજાર ઘોડેસ્વારો તથા એક લાખ પાયદળ સૈન્ય હતું. રાજસ્થાન કે જે સ્વાધીનતાનું લીલાક્ષેત્ર ગણાય છે. તે રાજસ્થાનના હિંદુ રાજાઓએ પણ ક્વચિત્ ક્વચિત્ પોતાનું મસ્તક નમાવ્યું હતું, તથાપિ તેઓ ઘણા લાંબા કાળ-થી હિંદુશક્તિની રક્ષા કરતા આવ્યા છે. બાબરે પોતે લખ્યું છે કેઃ—"મેં જ્યારે દિલ્હી ઉપર અધિકાર મેળવ્યો ત્યારે દક્ષિણમાં આવેલું વિજયનગરનું રાજ્ય તથા રાજસ્થાનમાં આવેલું ચિતોડનું રાજ્ય અત્યંત બળવાન હતાં. ઉભય રાજ્ય-ના રાજાઓ અત્યંત શક્તિસંપન્ન હતા." અકબરના સમયપર્યંત જોધપુરાધિ-પતિ હિંદુરાજા પાસે ૮૦ હજાર ઘોડેસ્વારોનું લશ્કર હતું. બુંદેલખંડના રાજાઓ પણ તે સમયે બહુ શક્તિશાળી ગણાતા હતા. અકબરના પોતાના સમયમાં પણ આસામ, કુચબિહાર, ટીપરા તથા આરાકાન આદિ પ્રદેશો પ્રબળ હિંદુ રાજાઓ-ને આધીન હતા. જે પ્રદેશમાં મુસલમાનની સત્તા વર્તતી હતી, તે પ્રદેશમાં પણ બહુ શક્તિશાળી હિંદુ જમીનદારો તથા બળશાળી હિંદુઓ વસતા હતા. અકબર-ના સમયનો ઇતિહાસલેખક બાદાઉની લખે છે કેઃ" હિંદુઓના જેવી પ્રબળ પ્રતાપવાળી એક પણ જાતિ પઠાણો તથા મોગલોમાં વિદ્યમાન નથી." બ્લૉકમૅન-સાહેબે લખ્યું છે કે.—" ભારતવર્ષ કોઈ દિવસે પણ સંપૂર્ણ રીતે મુસલમાનોને આધીન થયો નથી. ભારતના અનંત વિસ્તાર તથા અસંખ્ય હિંદુ નિવાસીઓ સાથે મુસલમાન આક્રમણકારીઓની તુલના કરીએ તો મુસલમાનની સંખ્યા અત્યંત સામાન્ય જણાયા વિના રહે નહિ." જનસંખ્યા પ્રમાણે જોઇએ તો એક હજાર હિંદુઓમાં માત્ર એક જણ મુસલમાન હતો.

તથાપિ હિંદુઓ એકત્ર થઇને હિંદુગૌરવની પ્રતિષ્ઠા કરવા પ્રયત્નશીલ થયા

નહિ, એટલુંજ નહિ પણુ એમ કહેતાં અમારૂં હૃદય ચીરાઇ જાય છે કે પોતાની આત્મરક્ષા પણ સંપૂર્ણ પ્રકારે કરી શકયા નહિ. “ ઐકય એજ કેવળ શકિત પ્રાપ્ત કરવાનું એકમાત્ર સાધન છ.” એમ જો ભારતવાસીઓ હજી પણ ન સમજે અને અમુક સ્વાર્થનો ભોગ આપ્યા વિના એ ઐકય અસંભવિત છે, એવી બુદ્ધિ ધરાવતા થઇને હજી પણ જો પોતાના નજીવા-ક્ષુદ્ર ક્ષુદ્ર સ્વાર્થોનું પ્રજાકીય કલ્યાણ અર્થે બળિદાન આપવાને તૈયાર ન થાય તો તેઓ હતભાગ્ય ફુટબોલની માફક અધઃપતનના એક પગથીએથી બીજે પગથીએ નિત્ય ગબડતા જાય અને યોગ્ય ઉન્નતિનો દિવસ તેમનાથી દૂરનો દૂરજ રહે એમાં આશ્ચર્ય શું !

# તૃતીય અધ્યાય–બાલ્યકાળ

આપણે હવે તૈમુરની પાછળ પાછળ મધ્ય એશીઆમાં પ્રવેશ કરીશું. તૈમુરે પોતાના સ્વદેશમાં આવી ભારતના સંગેમરમરો અને ભારતના પરિશ્રમવડે બુખારા તથા સમરકંદના મનોહર મહેલો શણગારવા માંડયા; પરંતુ ગમે તેવો મહાદિગ્વિજયી વીરનર પણ શું મરણના દૂતને પાછો વાળી શકે ? યથાસમયે તૈમુરનું મૃત્યુ થયું. તેના મૃત્યુ પછી તેનું વિસ્તૃત રાજ્ય સેંકડો વિભાગોમાં વહેંચાઇ ગયું. તેના દૂરના એક વંશધર બાબરની ઉંમર જ્યારે બાર વર્ષની થઇ ત્યારે તેનો ( બાબરનો ) પિતા મૃત્યુ પામ્યો; તેથી બાબર, ફર્ગના નામના એક નાનકડા ભાગનો અધિકારી થયો. થોડા વખત પછી ઉસબેકોએ એ ક્ષુદ્ર અંશ પણ બાબર પાસેથી પડાવી લીધો અને તેને ત્યાંથી હાંકી કાઢયો. રાજ્યની પુનઃ પ્રાપ્તિ અર્થે તેણે અનેક પ્રયત્નો કર્યા, પણ એકે પ્રયત્નમાં તે વિજયી થઇ શકયો નહિ; એટલુંજ નહિ પણ પોતાની પાસે જે કાંઇ હતું તે પણ ગુમાવી બેઠો અને એક પાઇવિનાનો તથા સહાયવિનાનો થઇ પડયો. આથી એણે નિશ્ચય કર્યો કેઃ-“ હવે તો દૂર ચીન દેશમાં જઇ, કોઇ જાણવા ન પામે એવી રીતે જીંદગી પૂરી કરવી.” પૃથ્વીમાં જ્યાંસુધી મનુષ્યને શિરે દુઃખ તથા વિપત્તિ નથી પડતી ત્યાંસુધી તે કમર કસીને બહાર નીકળી શકતો નથી. બાબર બહુજ હીન દુર્દશામાં આવી પડયો હતો. શત્રુના હાથમાંથી રક્ષણ મેળવવા તે એકાએક સમરકંદથી બહુ દૂર ઉત્તર-પૂર્વ તરફ વનપ્રદેશમાં નાસી ગયો. એક દિવસે શિયાળામાં કડકડતી ઠંડીમાં આશ્રયની આશાથી વનમાં તે આમતેમ ફરવા લાગ્યો. છેવટે જંગલમાં બહુ દૂર એક ઝુંપડી દેખાતાં ત્યાં ગયો. ઝુંપડીમાંની વૃદ્ધ સ્રીએ બાબરનો સારો આદર-સત્કાર કર્યો અને ભારતના અતુલ ઐશ્વર્યની કહાણી

તેને કહી સંભળાવી. પાઠકો આ ઉપરથી જોઈ શકશે કે અનેક યોજનો ઉપર આવેલા, વિકટ અરણ્યોવાળા, અને સેંકડો પર્વતોથી વીંટળાયેલા જંગલી પ્રદેશના નિવાસીઓ પણ આ હતભાગ્ય ભારતવર્ષની ઐશ્વર્યખ્યાતિ એકવાર સાંભળી ચૂક્યા હતા. મધ્ય એશીઆના જંગલવાસીઓમાં પણ ભારતવર્ષનું ગૌરવ પ્રકટ થઈ ચૂક્યું હતું. આ વૃદ્ધ સ્ત્રીને મોગલ રાજલક્ષ્મીનું રૂપક આપીએ તોપણ અયોગ્ય નથી. મોગલ રાજલક્ષ્મીએ પોતેજ વૃદ્ધ સ્ત્રીનો વેશ લઈ બાબરને ભારતમાં આવવાનો આગ્રહ કર્યો, એમ કહીએ તોપણ ચાલી શકે.

જે કારણોથી સમસ્ત પૃથ્વી આજે પણ ભારતવર્ષ તરફ ખેંચાય છે, તેજ કારણોથી બાબર ભારત તરફ આકર્ષાયો. તે મધ્ય એશીઆનાં જંગલો વટાવીને ધીમે ધીમે ભારત તરફ આવવા લાગ્યો. રસ્તામાં કાબૂલનું રાજ્ય આવ્યું. તે સમયે કાબૂલના રાજપુરુષો પરસ્પર કલેશ-કંકાસ કરી રહ્યા હતા. આથી તીક્ષ્ણ બુદ્ધિવાળા બાબરને ફાવવાનો સારો લાગ મળ્યો. તેણે ઈ૦ સ૦ ૧૫૦૪ માં કાબૂલ ઉપર અધિકાર મેળવ્યો. હવે બાબર એક તરફ પોતાના રાજ્યનો ઉદ્ધાર કરવાની અને બીજી તરફ ભારત ઉપર ચડી આવવાની અહર્નિશ કલ્પનાઓ કરવા લાગ્યો. બાબર ભારતમાં આવવાને તૈયારજ થઈ રહ્યો હતો. માત્ર તેને અમુક બહાનું કે માર્ગ જોઈતો હતો. ભારતવાસીઓએ પોતેજ બાબરને માટે માર્ગ તૈયાર કરી આપ્યો. એ સમયે પંજાબમાં માંહોમાંહે કલહ ચાલી રહ્યો હતો, તેથી એક પક્ષે અન્ય પક્ષને હરાવવા બાબરને સહાયતા આપવાની વિનતિ કરી. વિનતિને માન આપવાનું બહાનું કરીને જાણે ભારતવર્ષ ઉપર મહાન ઉપકાર કરવા આવ્યો હોય એવી રીતે બાબર હિંદમાં દાખલ થયો. ભારતના મનોહર દૃશ્યે તેને મુગ્ધજ બનાવી દીધો. તે લખે છે કેઃ-" અત્યાર પૂર્વે મેં ગ્રીષ્મપ્રધાન દેશ અથવા ભારતવર્ષ કદાપિ નજરે નિહાળ્યો નહોતો. હું જ્યારે અહિં આવ્યો ત્યારે મને એમજ લાગ્યું કે જાણે હું કોઈ એક નવીન પૃથ્વી ઉપર આવી ચડ્યો છું! અહિંની લતાઓ-વેલીઓ, વૃક્ષમાળાઓ તથા વન્ય પશુઓ, એ સર્વ બહુજ સુંદર અને અપૂર્વ જણાય છે! આ નૂતન પૃથ્વીના દર્શનથી મને બહુ આશ્ચર્ય થયું! વસ્તુતઃ મને આશ્ચર્ય થાય એવાં અનેક કારણો પણ હતાં."

જે બાબરે એક દિવસે શત્રુની નગરી-સમરકંદ ઉપર વિજય મેળવવા છતાં પોતાના સૈનિકોને લૂંટફાટ કરવાનો સખ્ત નિષેધ કર્યો હતો, તેજ બાબર હવે પુનઃ પુનઃ ભારતમાં આવી અનેક ભારતવાસીઓને લૂંટી, રંજાડી તથા મારીને કાબૂલ તરફ પ્રસ્થાન કરવા લાગ્યો. ચિતોડના મહારાણા સંગ્રામસિંહ ભારતમાં એ સમયે અત્યંત શક્તિશાળી નરપતિ લેખાતા હતા. તેમણે ઉપરાઉપરિ પઠાણ સૈન્યનો પરાજય કરી પઠાણ સમ્રાટોનું નામ-નિશાન પણ ભારતમાંથી ભુંસી નાખ્યા છતાં ભારતની સમસ્ત શક્તિને એકત્ર કરી પુનઃ તેનું ગૌરવ સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો નહિ,

અથવા પોતાનામાં જોઈએ તેટલું બાહુબળ હોવા છતાં દિલ્હીના સિંહાસન ઉપર અધિકાર મેળવવાનું સાહસ કર્યું નહિ. સંગ્રામસિંહે બાબરના મારફતે દિલ્હીની ગાદી મેળવવાનો સંકલ્પ કર્યો. તેણે વિચાર્યું કે બાબર જેવો લૂંટફાટ કરીને સ્વદેશ તરફ પાછો વળશે કે તુરતજ હું અનાયાસે દિલ્હીનું સિંહાસન તાબે કરી લઈશ. બીજા શબ્દોમાં કહીએ તો સંગ્રામસિંહ જેવા મહારાણાએ પણ પોતાના બંધુઓનાં મુડદાંની નિસરણી બાબર પાસે તૈયાર કરાવીને તેવડે દિલ્હીના ઉચ્ચ સિંહાસને પહોંચવાની દુષ્ટ વાસના કરી! તેણે એવા હેતુથી બાબરની પાસે કાબુલમાં એક દૂત મોકલ્યો અને ભારતવર્ષ ઉપર હલ્લો લઈ આવવાની પ્રાર્થના કરી! હાય ભારતવર્ષ! તારાં સંતાનો ઘણા લાંબા કાળથી પોતાની ક્ષતિ કે વૃદ્ધિનો હિસાબ કરવાનું છેકજ ભૂલી ગયાં છે! મા–ભારતમાતા! તું નહિ રડે તો જગતમાં બીજું કોણ રડે તેમ છે!

બાબરને તો એટલુંજ જોઈતું હતું, તે તો રાહ જોઈનેજ બેઠો હતો! સંગ્રામસિંહ તરફનું આમંત્રણ મળતાંની સાથેજ તેનું હૃદય આનંદથી ઉભરાઈ ગયું. તે લખે છે કેઃ–" આ વખતે હું દૃઢ પ્રતિજ્ઞારૂપી અશ્વ ઉપર સ્વારી કરી, ઈશ્વરી નિર્ભરતાની લગામ મારા પોતાના હાથમાં રાખી, મનોરથની સિદ્ધિ અર્થે ભારતવર્ષ તરફ નીકળી પડયો." બાબરનો પુત્ર હુમાયુ પણ તેની સાથેજ તોપ, બંદુક તથા અનેક સૈનિકો સાથે પાંચમીવાર ભારત ઉપર ચડી આવ્યો. કુરુક્ષેત્રમાં દિલ્હીશ્વર ઇબ્રાહીમ લોદી અને બાબર વચ્ચે ભારે યુદ્ધ થયું. છેવટે ઇબ્રાહીમ લોદીને પરાજિત કરી તથા મારીને બાબરે દિલ્હી અને આગ્રા પોતાના અધિકારમાં લીધાં; એટલુંજ નહિ પણ ભારતમાં મોગલ સામ્રાજ્યની સ્થાપના કરવાના પ્રયત્નો ચાલુ કર્યા. (ઇ૦ સ૦ ૧૫૨૬) રાણા સંગ્રામસિંહની મૂર્ચ્છા હવે દૂર થઈ અને તે જે સફળતામાટે આશા રાખીને બેઠો હતો તે આશા ઉડી ગઇ! હવે તે સ્પષ્ટપણે જોઇ શક્યો કે બાબર પોતેજ એક સામ્રાજ્યની સ્થાપના કરવાને કટિબદ્ધ થઇ ઉભો રહ્યો છે! સંગ્રામસિંહે કેટલાક રાજપૂત રાજાઓની સાથે મળી જઇને બાબરની સાથે લડવાની તૈયારી કરી.

મોગલો અને રાજપૂતો વચ્ચે, ફતેહપુર–સીક્રી પાસે ભયંકર યુદ્ધ થયું. સંગ્રામસિંહે ઉપરાઉપરિ બે મહાન મોગલ સેનાઓનો નાશ કર્યો અને બાબર પરાજિત થઇ રણક્ષેત્રમાંથી નાસી ગયો; પરંતુ સંગ્રામસિંહે ભયથી વિહ્વળ બનેલી અને નાસી જતી મોગલ સેનાનો પીછો પકડ્યો નહિ; અર્થાત્ બાબરને અને તેના લશ્કરને નાસી જતું જોવા છતાં સંગ્રામસિંહ તેમની પાછળ ધસ્યો નહિ. આ તરફ હિંદુઓના પરાક્રમનો સ્વાનુભવ મેળવી બાબર એટલો બધો શંકિત થયો કે તેણે લાંચની લાલચ આપી, સંગ્રામસિંહના પક્ષકારોને વશીભૂત કરવા સિવાય અન્ય એકકે માર્ગ નથી એમ ધારી, સામા પક્ષને પોતાના પક્ષમાં મેળવવાનો

પ્રયત્ન ચાલુ કર્યો. કમનસીબે એક રાજપૂત રાજા બાબરની જાળમાં ફસાયો. આ રાજાના નિકંદન માટે તથા ભારતના સત્યાનાશ માટે બાબરે ભવિષ્યના અંધકારમાં એક ગંભીર ખાઇ આગળથીજ ખોદી રાખી હતી અને તેના ઉપર વર્તમાન લાભનાં મનોહર ફૂલો પાથરી રાખ્યાં હતાં. હિંદુ રાજા આ બહારથી મનોહર જણાતાં ફૂલો ઉપર મુગ્ધ થયો ! ફૂલની નીચે મોટી ખાઈ ખોદી રાખી છે, તે વાત એ જોઇ શક્યો નહિ ! ક્ષણિક લાભની લાલચે ભવિષ્યના પરિણામને અને સ્વદેશના ગૌરવને તે વિસરી ગયો ! બાબર પોતાની જાળ બરાબર પાથરી રહ્યો એટલે અર્થાત્ પ્રથમના પરાજય પછી પ્રાયઃ એક મહીને તેણે રાણા ઉપર હલ્લો કર્યો. જે રાજપૂત રાજા બાબરના પક્ષમાં ભળી ગયો હતો તે પણ પોતાના સૈન્યની સાથે બાબર પાસે ઉભો રહી સ્વદેશનું સત્યાનાશ વાળવામાં ભાગ લઇ રહ્યો હતો. છેવટે મહારાણો જખમી થયો અને નીચે મોઢે પરાજય સ્વીકારી, પોતાના ભૂતકાળનાં કર્મો માટે પશ્ચાત્તાપ કરતો ગૃહ તરફ પાછો ફર્યો. આ પ્રમાણે હિંદુઓની સ્વાર્થાંધતા અને આત્મદ્રોહવડે ભારતના સુખના દિવસો પસાર થઇ ગયા ! હિંદુઓનાંજ સ્વાર્થ તથા ઈર્ષ્યાદ્વેષને લીધે હિંદુઓની આશા અને શ્રદ્ધા સમુદ્રના અનંત જળમાં ડૂબી ગઇ ! અને પછી ક્રમે ક્રમે એવા ઉન્નત અને વિશાળ તરંગો ભારતવર્ષમાં ઉછળવા લાગ્યા કે એ તરંગોમાં સંગ્રામસિંહની સાથે અનેક મહારાણાઓ અદૃશ્ય થઇ ગયા ! હતભાગિની ભારતભૂમિ છિન્ન-ભિન્ન થવા લાગી !

જે દારૂડીઆઓ મદ્યના ઘેનમાં સુવર્ણાક્ષરે લખી ગયા છે કે, "સુખ તો બસ વસંત, યુવતી-રમણી અને પુરાતન મદ્યમાંજ રહેલું છે," તેઓજ હવે ભારતના ભાગ્યવિધાતા બન્યા ! મદ્ય અને યુવતીના વિલાસીઓ પંજાબથી લઇને બિહારપર્યંત અને અયોધ્યાથી લઇને રાજસ્થાનની ઉત્તર સીમાપર્યંત અધિકાર વિસ્તારવામાં સફળ થયા ! પરંતુ ચાર વર્ષ પસાર થતાં ન થતાંમાંજ બાબરે સંસારમાંથી સદાને માટે વિદાયગીરી લીધી અને તેનો જ્યેષ્ઠ પુત્ર હુમાયુ દિલ્હીના સિંહાસન ઉપર તખ્તનશીન થયો. ઇ૦ સ૦ ૧૫૩૦.

તેજ સમયે સસેરામના એક પઠાણે સ્વહસ્તે એક ભીષણ વાઘને મારી "શેરશાહ"ની પદવી લીધી અને તેણે ધીમે ધીમે બિહારમાં પોતાની સત્તા ફેલાવવા માંડી. તે એટલો બધો સત્તાવાન થઇ ગયો કે હવે તેણે બંગાળા ઉપર વિજય મેળવવાની પ્રેરણા કરવા માંડી. પૂર્વદિશામાં આ પ્રમાણે પોતાનો એક હરીફ પ્રબળ થતો જાય છે, એમ જાણી હુમાયુએ તેનો વિનાશ કરવા માટે સૈન્યસહિત પ્રયાણ કર્યું.

રાજમહાલના પર્વતની ઉત્તરે બરાબર પૂર્વથી પશ્ચિમ દિશામાં ગંગા નદી વહે છે, ત્યાં નદી અને પર્વત વચ્ચે જે પ્રદેશ આવેલો છે, તે પ્રદેશમાં થઇનેજ પૂર્વે બંગાલમાં જઇ શકાતું. આ પ્રદેશના મુખ ભાગ ઉપર તેલિયાગઢ નામનો એક

કિલો હતો. તે પણ પર્વત ઉપર આવેલો હતો. સાહેબગંજ નામના સ્ટેશને ઉતરીને સાત માઇલ પશ્ચિમ તરફ જવાથી આ કિલ્લાનાં ખંડીએરો આજે પણ જોઇ શકાય છે. આ સુદઢ કિલ્લો ગંગા સુધી વિસ્તૃત હતો અને તેથી દેશની રક્ષા માટે તે બહુ ઉપયોગી ગણાતો હતો. વર્તમાન સાકરીગલી નામના સ્ટેશનની ઉત્તર તરફના ઉંચા પર્વતોપર જે વિવિધ ચિન્હો આજે પણ જોઇ શકાય છે, તે ઉપરથી અનુમાન થાય છે કે પૂર્વે આ સ્થળે પણ એક મજબૂત કિલ્લો હોવો જોઇએ. તેની આસપાસ એક ખાઇ હોય એમ પણ માનવાને કારણ મળે છે. તે સિવાય મુંગેરની પાસે બીજો એક કિલ્લો પણ પર્વતથી લઇને ગંગાપર્યંત વિસ્તૃતપણે ઉભો હતો અને તે પણ બંગાલના પ્રવેશમાર્ગનું રક્ષણ કરી રહ્યો હતો.

ઉપર જે કિલ્લાઓનું વર્ણન કર્યું, તે સમસ્ત કિલ્લાઓની પશ્ચિમે, કાશીની નજીક ચુનાર નામનો દુર્ગ આવેલો હતો. આ દુર્ગ પણ બંગાલમાં પ્રવેશ કરવાના માર્ગનું રક્ષણ કરતો હતો. તીક્ષ્ણ બુદ્ધિવાળા શેરશાહે હુમાયુને આવતો અટકાવવા માટે ચુનારદુર્ગમાં તથા તેલીયાગઢમાં સૈન્ય તૈયાર રાખ્યું હતું, પણ ચુનારદુર્ગના સૈનિકો હુમાયુની વાત ઉપર વિશ્વાસ રાખી દુર્ગની બહાર નીકળી ગયા, અને હુમાયુએ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરી એ સૈનિકોમાંના અનેકનો જમણો હાથ કાપી નાંખ્યો! ત્યારબાદ તે તેલીયાગઢ તરફ આગળ વધ્યો અને એ કિલ્લા ઉપર વિજય મેળવી બંગાલમાં દાખલ થયો. ત્યાં જઇને તેણે જોયું તો તે સમયે શેરશાહ નાસી ગયો હતો. હુમાયુએ બંગાલની રાજધાની ગૌડનગરી હસ્તગત કરી. ગૌડનગરીની અને આસપાસની સ્વાભાવિક મનોહરતા જોઇ હુમાયુ બહુ આશ્ચર્ય પામ્યો. હવે તે પોતે,તેના સેનાધિપતિઓ તથા સૈનિકો સર્વ આ સ્થળે પોતાને નિશ્ચિંત માની ભોગ–વિલાસમાં તલ્લીન થયા–આલસ્ય અને શિથિલતાના ગુલામ બન્યા.

શેરશાહે એ દરમીઆન સસેરામમાં ઉપસ્થિત થઇ રોતાસગઢ તાબે કરવાનો પ્રયત્ન કર્યો. આ દુર્ગ સસેરામથી થોડે દૂર એક પર્વત ઉપર આવેલો હતો. પર્વતની ત્રણ તરફ નદી હોવાથી તેનાવડે કિલ્લાનું બહુ સારી રીતે રક્ષણ થતું હતું. ચોથી બાજુએ ભયંકર ગાઢ જંગલ આવેલું હતું. પર્વતની તળેટીમાં થઇને એક આડો–અવળો બે માઇલ જેટલી લંબાઇવાળો માર્ગ પર્વતના ઉપલા ભાગ સુધી જાય છે. આ માર્ગ પણ એક પછી એક એમ ત્રણ મજબૂત દરવાજાઓથી સુરક્ષિત રાખવામાં આવ્યો હતો. પ્રત્યેક દરવાજા પાસે મોટા મોટા પથ્થરો, બંદુકો તથા સેનાઓનો નિવાસ હતો. પર્વતનો ઉપરનો ભાગ સપાટ છે અને ત્યાં આગળ પણ દુર્ગ, રાજમહેલ, ઝરૂખા, બજાર, નગરી તથા સુંદર ધાન્યનાં ક્ષેત્રો આવી રહેલાં હતાં. આ સ્થાને માત્ર ૭-૮ હાથ જેટલી ભૂમિ ખોદવાથી ઉત્તમ પાણી મેળવી શકાય છે. તે સિવાય ત્રણ મોટાં સુંદર જળાશયો પણ પર્વતના ઉપલા ભાગને શોભાવી રહ્યાં છે. વર્ષાકાળે આ સ્થાન એક પ્રકારની અપૂર્વ–મનોરમ શોભા

ધારણ કરે છે. અનેક નાની-મોટી નદીઓ તથા ઝરણાંઓ દૃષ્ટિને તથા કર્ણને આનંદ આપતાં પર્વત ઉપરથી નીચે ખળખળ વહી રહ્યાં હોય છે. ત્યાંનાં હવા-પાણી પણ બહુ ઉત્તમ અને સ્વાસ્થ્યકર લેખાય છે. એમ કહેવાય છે કે પુણ્યપ્રતાપી મહારાજા હરિશ્ચંદ્રે આ દુર્ગમાં રહીનેજ એક કાળે પોતાનો પુણ્યપ્રતાપ ભૂતળ ઉપર વિસ્તાર્યો હતો. તેમના પુત્ર રોહિતાશ્વના નામ ઉપરથીજ આ કિલ્લાનું નામ રોતાસગઢ પડયું છે. સમ્રાટ અકબરે રાજા માનસિંહની બંગાલ અને બિહારના શાસનકર્તાતરીકે જ્યારે નિમણૂક કરી ત્યારે તેણે આ દુર્ગને સુધરાવી અનેક મનોહર ઝરૂખાઓ તૈયાર કરાવ્યા હતા. રોહિતાશ્વની મૂર્તિ તથા મંદિર અને તે સિવાય બીજાં પણ અનેક મંદિરો તેણે ચણાવ્યાં હતાં. આ મંદિરોમાં એક મંદિર તો બહુજ મનોહર અને જોવાલાયક હતું; પરન્તુ પાછળથી ઔરંગઝેબે ફક્ત મંદિર તથા મૂર્તિ તોડાવી નાખ્યાં હતાં. ત્યારબાદ બંગાલનો હતભાગ્ય નવાબ મીર કાસીમ પણ બળવાન થતા જતા અંગ્રેજોના હાથમાંથી મુક્ત થવાની આશાએ પોતાના પરિવાર તથા ધનરત્ન સાથે આ દુર્ગમાંજ આવી રહ્યો હતો. અત્યારે આ કિલ્લો અંગ્રેજોના હાથમાં છે અને તે ઉજ્જડ જેવો છે.

અમે જે સમયની વાત કરીએ છીએ તે સમયે ચિંતામણ નામનો એક બ્રાહ્મણરાજા ઉક્ત દુર્ગનો અધિકારી હતો. શેરશાહે બ્રાહ્મણરાજા પાસે આવી પોતાની વિપત્તિનું વર્ણન કર્યું અને આવા કષ્ટના સમયે પોતાને તથા પોતાના પરિવારને અને પોતાના ધનસંપત્તિને રક્ષણ આપવાની નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી. ચિંતામણે પોતાની સંમતિ આપી એટલે મુકરર કરેલા દિવસે ૬૦૦ પાલખીઓ દુર્ગમાં દાખલ થઈ. સઘળી પાલખીઓ વિવિધ ભરતવાળાં તથા જરીયાનવાળાં બહુમૂલ્ય મનોહર વસ્ત્રો-વડે ઢાંકેલી હતી અને પાલખીની આસપાસ અપૂર્વ વસ્ત્રાભૂષણ સજી, અપ્સરા સ-રખી સહચરીઓ ધીમે ધીમે ચાલી રહી હતી! દુર્ગના રહેવાસીઓ કિંવા પ્રેક્ષકોએ વિચાર કર્યો કે ખરેખર શેરશાહનો પરિવાર બહુ મોટો હોય એમ લાગે છે! કોણ જાણે તેને કેટલી બેગમો હશે! સઘળી પાલખીઓ દુર્ગમાં દાખલ થઇ રહી કે તુરતજ તેમાંથી સૈનિકો બહાર કૂદી પડયા અને જોતજોતામાં કિલ્લો પોતાને કબજે કરી લીધો. શેરશાહ હવે આ સ્થળે પોતાના પરિવારને તથા ધનભંડારને સુરક્ષિત રાખી નિર્ભયપણે દિવસો ગુજારવા લાગ્યો.

ગૌડનગરીમાં રહીને હુમાયુ જે કાળે મોજ-મજા ભોગવી રહ્યો હતો તે કાળે દિલ્હીમાં કંઇ જૂદોજ ખેલ ભજવાતો હતો. હુમાયુનો ભાઇ હિંદાલ હુમાયુની ગેર-હાજરીનો લાભ લઈ દિલ્હીનું સિંહાસન પચાવી પાડવાનું કાવતરું કરી રહ્યો હતો. હુમાયુએ જેવા આ સમાચાર સાંભળ્યા કે તુરતજ તે સૈન્યસહિત આગ્રા તરફ રવાના થયો. તે જ્યારે ચૌંસાની સીમામાં દાખલ થયો ત્યારે તેને જણાયું કે શેર-શાહ આગળથીજ તેનો માર્ગ રોકીને બેઠો હતો. આથી હુમાયુને આગળ વધવાનો

બીજો કોઈ માર્ગ રહ્યો નહિ. અંતે તેણે ગંગા નદીના ઉત્તરતીર ઉપર પહોંચવા માટે નાનાં નાનાં હોડકાંઓવડે એક સેતુ બાંધવાનો હુકમ ફરમાવ્યો. આ સેતુ હજી તૈયાર થતો હતો એટલામાં એક રાત્રિએ શેરશાહે પોતાની છાવણીમાંથી ગુપચૂપ બહાર નીકળી ત્રણ તરફથી મોગલ સેનાને ઘેરી લીધી અને તેને સંપૂર્ણ પરાજિત કરી. હુમાયુનો સમસ્ત ધનભંડાર તથા તેની અગણિત રમણીઓ શેરશાહના પંજામાં સપડાઈ! હવે આત્મરક્ષા કરવાનો અન્ય એક પણ ઉપાય નથી, એમ ધારી હુમાયુ પોતાના અશ્વ સાથે ગંગામાં કૂદી પડયો. મહાકષ્ટે માંડમાંડ તે એક મશકનો આશ્રય લઈને ગંગાની પાર પહોંચ્યો. ત્યાર બાદ આગ્રામાં જઈ, સૈન્ય એકઠું કરી, શેરશાહની સામે યુદ્ધ કરવા માટે પુનઃ તે પૂર્વ તરફ આગળ વધ્યો. ગંગાતીરે કાન્યકુબ્જની પાસે ઉભય યોદ્ધાઓ વચ્ચે ભયંકર યુદ્ધ થયું; પરંતુ તેમાં પણ સુશિક્ષિત ગણાતી મોગલ સેના બિહારીઓદ્વારા પરાજિત થઈ અને હુમાયુ દિલ્હીનું સિંહાસન ગંગા નદીમાં વહેતું મૂકી જીવ લઈને નાસી ગયો. આ પ્રમાણે ચૌદ વર્ષની ટુંકી અવધિમાં મોગલ સામ્રાજ્યનું પતન થયું; અને પુનઃ પઠાણ રાજ્યનો આરંભ થયો. (ઈ૦ સ૦ ૧૫૪૦)

શેરશાહ હવે દીલ્હીની ગાદીએ આવ્યો. તેણે પોતાના સામ્રાજ્યનો વિસ્તાર કરવા માટે અનેક પ્રયત્નો કરવા માંડયા. તેણે રોતાસગઢની પાસે પર્વત ઉપર પોતાના નામે શેરગઢ નામનો કિલ્લો તૈયાર કરાવ્યો. શાસનપદ્ધતિસંબંધે પણ ઘણા સુધારાઓ કર્યા. રાજમાર્ગ ઉપર ચોક્કસ જગ્યાએ ઘોડેસ્વારો નિમી દીધા અને તેમને મુસાફરોના જાન-માલનું રક્ષણ કરવાની આજ્ઞા ફરમાવવામાં આવી. રક્ષણ કરવા ઉપરાંત એ ઘોડેસ્વારોને બીજું પણ એક કામ કરવાનું હતું અને તે એ કે રાજ્ય તથા વ્યાપારસંબંધી સમાચાર, પોતાની નજીકના ઘોડેસ્વારને પહોંચાડવા અને તેણે વળી બીજાને પહોંચાડવા. એ રીતે ઉક્ત સમાચાર ધારેલે સ્થાને પહોંચાડવા. ટપાલનો બંદોબસ્ત ભારતવર્ષમાં જો કોઇએ પ્રથમ કર્યો હોય તો તે શેરશાહેજ કર્યો હતો, એમ કહેવું જોઇએ. જો કે પ્રથમ એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો, પણ તે માત્ર રાજકીય સમાચાર માટેજ હતો. વ્યાપારસંબંધી સમાચાર ફેલાવવાનું કાંઇ સાધન નહોતું. ઇબ્નેબતુતા નામનો એક મુસાફર કે જેણે ચૌદમા સૈકાના મધ્ય ભાગમાં ભારતની મુસાફરી કરી હતી, તે લખે છે કેઃ-" રાજમાર્ગ ઉપર આઠ આઠ માઇલને અંતરે ઘોડેસ્વારો ઉભા રહી રાજકીય સમાચારો લઇ જાય છે કોઇ કોઇ સ્થળે તો એક એક માઇલના અંતરે પદાતિકો ઉભા રહે છે અને તેઓ બે હાથ જેટલી એક લાંબી લાકડીને છેડે બાંધેલી પીત્તળની ઘંટડીઓનો ધ્વનિ કરતા કરતા રાજકીય સમાચારો લઇને દોડી જાય છે."

શેરશાહે પૂર્વ બંગાળના સોનારગાંવથી લઇને તે ઠેઠ સિંધુનદપર્યંત એક સુંદર અને વિશાળ રાજમાર્ગ તૈયાર કરાવ્યો હતો. માત્ર પાંચ વર્ષ રાજ્ય કર્યા પછી

તેનો અંતકાળ થયો. સસેરામમાં એક માઇલની પરિધવાળું એક મનોહર સરોવર છે, તેમાં એક સુંદર અને ઉચ્ચ મંદિરમાં તેની સમાધિ હજી પણ છે.

હવે આપણે હુમાયુ તરફ જોઇએ. દિલ્હીનું સિંહાસન ગુમાવી તે સિંધુદેશમાં ગયો. ત્યાં તેની ઓરમાન માતાએ તેને પ્રીતિભોજન આપવાની વ્યવસ્થા કરી અને હુમાયુની સાથે પોતાનાં અન્ય સગાંવહાલાંઓ તથા બંધુઓને પણ પ્રીતિભોજનમાં ભાગ લેવા બોલાવ્યાં ! ગૃહને પુષ્પમાળાઓ તથા દીપમાળાથી શણગારવામાં આવ્યું. બંધુ-બાંધવોના હાસ્યવિનોદથી ચોતરફ આનંદના તરંગો ઉછળવા લાગ્યા; એટલામાં એક પ્રૌઢ વર્ષની બાલિકા ઉક્ત ગૃહમાં આવી અને તેણીએ પોતાના સ્વાભાવિક રૂપથી ગૃહને અજવાળી દીધું ! હુમાયુ તેણીનું અસાધારણ રૂપ-સૌંદર્ય જોતાંની સાથે જ મુગ્ધ થઇ ગયો ! આ સ્થળે તેણીના મનોહર રૂપરાશિનું વર્ણન આપવાની અમારામાં શક્તિ નથી. સૌંદર્યમાં મુગ્ધ બનેલો સમ્રાટ્ હુમાયુ તે બાલિકાનું પાણિગ્રહણ કરવા તૈયાર થયો. જો કે આજનો હુમાયુ તે પૂર્વનો હુમાયુ રહ્યો નથી, આજે તે પોતાનું રાજ્ય ગુમાવી બેઠો છે અને સર્વસ્વ ધન-સંપત્તિ પણ હારી બેસીને એકાકી અવસ્થામાં આવી પડયો છે, છતાં તે પેલી સુંદરીનું પાણિગ્રહણ કરવાની ઇચ્છાને રોકી શકયો નહિ. તેના ભ્રાતા હિંદાલે હુમાયુના આ લગ્નસંબંધી વિચારની સામે પોતાનો સખ્ત વાંધો દર્શાવ્યો; તથાપિ ભ્રાતાના વાંધામાત્રથી, સુંદરીનું પાણિગ્રહણ શું કોઇ ત્યજી શકે ? બાલિકાની માતાએ પણ બાલિકાના મનોભાવો જાણી લઇને હુમાયુની સાથે લગ્ન કરી આપવાની સંમતિ દર્શાવી. ટુંક સમયમાં શુભ લગ્નવિધિ સંપૂર્ણ થઈ. આ બાલિકાનું નામ હમીદા બેગમ કિંવા મરિયમ માખાની હતું.

હુમાયુના આ વિવાહથી હિંદાલ બહુ ગુસ્સે થયો અને હુમાયુનો પરિત્યાગ કરીને ચાલ્યો ગયો. હુમાયુ આશ્રય મેળવવા માટે અનેકાનેક સ્થાને રખડયો, પણ કયાંય ઠેકાણું પડયું નહિ. આ અવસ્થામાં હુમાયુને જે કષ્ટ સહન કરવું પડયું હતું તે ખરેખર વર્ણનાતીત હતું. એક સમયનો દિલ્હીનો અધિપતિ આજે, સૈન્ય વગરનો, પૈસા વગરનો, નોકર-ચાકર કે દાસ-દાસીવિનાનો થઇ પડયો હતો ! રહેવાને માટે એક નાની સરખી ઝુંપડી પણ નહોતી ! નોકરો અને સૈનિકો પણ તેનાથી વિરુદ્ધ થઇ ગયા હતા. અધુરામાં પૂરું, આ વખતે હમીદા બેગમ ગર્ભવતી હતી. તેણીને પણ પોતાના પતિની સાથે આવી કંગાળ અવસ્થામાં સ્વામીની પાછળ પાછળ ઘોડેસ્વાર થઇ રખડવું પડતું અને અનેક કલેશપૂર્વક જંગલો તથા નદીનાળાંઓ નિત્ય ઓળંગવાં પડતાં. આખરે તેઓ સિંધુપ્રદેશની સીમા ઉપર આવી રહેલા અમરકોટ નામના દુર્ગ પાસે પહોંચ્યાં. અમરકોટમાં તે સમયે હિંદુરાજ્ય હતું. ઉક્ત હિંદુરાજને આ બે અતિથિઓની કરુણાજનક અવસ્થા નિહાળી બહુ લાગી આવ્યું, તેથી તેણે હુમાયુનો અને તેની બેગમ-

નો સારો સત્કાર કર્યો; અને તેમને સુખ-શાંતિમાં રાખવાનો બંદોબસ્ત કરી આપ્યો.

હુમાયુએ હવે અમરકોટના અધિપતિની સંપૂર્ણ સહાનુભૂતિ મેળવી લીધી. તે થોડો વખત રહીને અમરકોટના રાજાનું સૈન્યબળ તથા ધનબળ લઇને એ હિંદુ રાજાની સાથે સમસ્ત સિંધુપ્રદેશ ઉપર અધિકાર મેળવવા બહાર પડયો. હમીદાબેગમ અમરકોટના દુર્ગમાં સંપૂર્ણ સુખ અને સગવડમાં રહેતી હતી. તેણીએ આ સ્થાને-એક હિંદુગૃહમાં, ઇ૦ સ૦ ૧૫૪૨ ના ઓક્ટોબરની તારીખ ૧૫ મીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. આ બાળક આગળ જતાં જલાલુદ્દીન મહમદ અકબર તરીકે જગતમાં પ્રસિદ્ધ થયો. હુમાયુને માર્ગમાં આ વધામણીના સમાચાર મળ્યા. તેની પાસે અત્યારે રાજ્ય નથી, અર્થ નથી, પ્રતાપ નથી, તેથી આ મહા આનંદોત્સવનો દિવસ કેવી રીતે ઉજવવો તેનો તે નિર્ણય કરી શકયો નહિ. પુત્રજન્મોત્સવ આમ શાંતરીતે પસાર થઇ જાય તે તેને કોઇ રીતે ઉચિત જણાયું નહિ. આ ઉત્સવના દિવસમાં મિત્રો તથા બાંધવોને શું ભેટ આપવી એનો એ વિચાર કરતો હતો, એટલામાં તેને સ્મરણ થઇ આવ્યુ કે જે થોડી ઉત્તમોત્તમ કસ્તુરી મારી પાસે છે તે આ સમયે બંધુઓને ઉપહાર આપવામાં બહુ ઉપયોગી થઇ પડશે. તણે તે કસ્તુરી એક માટીના પાત્રમાં એકત્ર કરી પોતાના મિત્રોને તેજ વખતે વહેચી આપી. પોતાના મિત્રોને આ કસ્તુરી ભેટ આપતાં સમ્રાટ હુમાયુએ કહ્યું કે:-" મારા પુત્રના જન્મોત્સવનિમિત્તે માત્ર આટલી નજીવી ભેટજ આપની પાસે ધરી શકું તેમ છું. આ કસ્તુરીની સુગંધીથી જેવી રીતે આ ગૃહ બહેકી રહ્યું છે, તેજ પ્રકારે મારા પુત્રના યશવડે સમસ્ત પૃથ્વી બહેકી રહે, એવી મારી આશા અને પ્રાર્થના છે." સમ્રાટ હુમાયુની પ્રાર્થના ખરેખર સફળ થઇ છે! સમ્રાટ અકબરની કીર્તિ આજે કોઇથી અજાણી નથી!

સિંધુપ્રદેશમાં હુમાયુની રાજ્યતૃષ્ણા સફળ થાય એવી સંપૂર્ણ સંભાવના હતી; પરંતુ હમીદા બેગમ પુત્રપ્રસવ પછી પતિના વિરહમાં વધારે વાર રહી શકી નહિ; તેથી તેણી હૃદયનું ધન અર્થાત્ પુત્રને સાથે લઇને હુમાયુની છાવણીમાં-પોતાના હૃદયેશ્વર પાસે-આવી પહોંચી. દંપતીયુગલના આનંદનો અવધિ રહ્યો નહિ; પરંતુ વિધાતાની વ્યવસ્થાપદ્ધતિ પામર મનુષ્યો કેવી રીતે સમજી શકે? વિધાતાએ આ પ્રણયીદંપતીના સુખમય દિવસો વધારે વાર રહેવા દીધા નહિ. ભાગ્યદેવતાએ એકાએક તેમની સ્થિતિ પલટાવી દીધી! હુમાયુના એક મુસલમાન નોકરે અમરકોટના હિંદુ રાજાનું એકવાર અપમાન કર્યું; પરંતુ હુમાયુએ તેને માટે કશો ઉપાય લીધો નહિ, કે તે મુસલમાન નોકરને યોગ્ય શિક્ષા આપી નહિ. આથી અમરકોટનો રાજા પોતાનું સૈન્ય લઇને ક્રોધપૂર્વક પોતાના દેશમાં પાછો ફર્યો. હુમાયુ પુનઃ નિરાશ્રય તથા નિઃસહાય થઇ પડયો. તેણે

હવે બીજો એકકે ઉપાય નહિ રહેવાથી કંદહાર તરફ પ્રયાણ કરવાનો નિર્ણય કર્યો. હુમાયુનો ભ્રાતા કામરાન તે સમયે કંદહારનો અધિપતિ હતો. હુમાયુ પોતાની રાજસીમામાં આવે છે, એવા સમાચાર સાંભળતાંની સાથેજ કામરાન તથા આસકરી એ બંને ભાઇઓએ તેને પકડીને કેદ કરવાની પેરવી કરી. હુમાયુ આ કાવત્રું સમજી જવાથી બાળક અકબરને ત્યાં ને ત્યાંજ રહેવા દઈ, પોતાની પ્રિય બેગમને સાથે લઇ, અશ્વ ઉપર આરોહણ કરી જીવ લઇને નાઠો. બધુંઓની નિર્દયતામાંથી દંપતીએ રક્ષણ તો મેળવ્યું, પણ પુત્રને ગુમાવવા બદલ બહુ ખેદ થયો; પરંતુ હવે એક પણ ઉપાય તેમના હાથમાં રહ્યો નહોતો. સદ્ભાગ્યે આસ્કરીએ અકબરને પોતાના સ્વાધીનમાં લીધો અને પોતાની પત્નીને ભત્રીજાના સંભાળ લેવા ભલામણ કરી.

ત્યાર બાદ હુમાયુ ઇરાનમાં ગયો. ઇરાનનો રાજા તેને શીઆધર્મમાં દીક્ષિત કરવાની લાલચથી એક ક્ષણે માન આપતો તો બીજીજ ક્ષણે તેનું અપમાન કર્યા વિના પણ રહેતો નહિ. એક દિવસે ઇરાનના બાદશાહે રાંધવાને માટે લાકડાંના કેટલાક ભારા હુમાયુને ત્યાં મોકલ્યા અને તેની સાથેજ હુમાયુને કહી મોકલાવ્યું કે જો તમે શીઅ.ધર્મનો અંગીકાર નહિ કરો તો આ લાકડાંવડેજ તમારા દેહની ભસ્મ કરવામાં આવશે. હુમયુને હવે નછૂટકે શીઆધર્મની કેટલીક ક્રિયાઓને માન આપવું પડયું ઇરાનનો રાજા આથી બહુ ખુશી થયો અને તેણે પુષ્કળ સૈન્ય તથા ધન હુમાયુને અર્પણ કર્યું. આ સૈન્ય વગેરેની સહાય મળવાથી હુમાયુએ કંદહાર ઉપર હલ્લો કરી તેને પોતાની સ્વાધીનતામાં લીધું અને ત્યારબાદ કાબુલ ઉપર ચડાઇ કરી કાબુલ તથા પોતાનો પુત્ર, એ ઉભયને હસ્તગત કર્યા; પરતુ થોડાજ સમયમાં હુમાયુને એ ઉભયનો ત્યાગ કરવો પડયો. એકવાર હુમાયુ કાબૂલ ઉપર ફતેહ મેળવતો તો બીજી વાર કામરાન ફતેહ મેળવતો; એવી રીતે થોડો સમય ચાલ્યું. એક વખત હુમાયુએ ક્રોધે ભરાઇ જ્યારે કાબૂલ ઉપર બંદુક અને તોપની ગોળીઓ વરસાવવા માંડી ત્યારે કામરાને તે ગોળીની વૃષ્ટિને અટકાવવાનો એક અદ્ભુત ઉપાય શોધી કાઢયો. જે સ્થળેથી બંદુકની ગોળીઓ આવતી હતી, તે સ્થળની સામે કિલ્લા ઉપર જઇને કામરાન પોતે, અકબરને આગળ ધરી રાખીને ઉભો રહ્યો પિતાએ અર્થાત્ હુમાયુએ હવે નછૂટકે ગોળીની વૃષ્ટિ બંધ કરી, કારણ કે જો ગોળી છૂટે તો તે પોતાના પુત્રનેજ પ્રાણ હરે, એવો પૂરેપૂરો સંભવ હતો. છેવટે કામરાને ઉપરાઉપરિ હાર મળવાથી, કાબુલ ત્યજી દઈ ભારતવર્ષમાં નાસી જવાનું યોગ્ય ધાર્યું. હુમાયુ પુનઃ કાબૂલ અને પુત્રને પ્રાપ્ત કરી શક્યો હવે હુમાયુનું ભાગ્ય ખુલ્લું થયું ! કાબૂલની રાજગાદીએ આવ્યા પછી શેરશાહના મૃત્યુના સમાચાર મળ્યા. તે ઉપરાંત દીલ્હીના સિંહાસનમાટે શેરશાહના ઉત્તરાધિકારીઓમાં મોટો કલેશ-કંકાસ

ચાલે છે, એ વાતની પણ તેને ખબર પડી. આ સમયે દીલ્હીની ગાદીએ આદિલશાહ તથા પંજાબની ગાદીએ સિકંદર સૂર રાજશાસન પ્રવર્તાવતા હતા.

પંદર હજાર અશ્વસેનાને સાથે લઇ હુમાયુએ અકબર તથા બહેરામખાંની સાથે કાબૂલમાંથી પ્રયાણ કર્યું. પંજાબમાં સરહિંદનાં જંગલોમાં સિકંદર સૂર, મોગલ સેનાની સામે થયો. સિકંદરનું લશ્કર એટલું બધું હતું કે હુમાયુના સેનાપતિઓ, આ સૈન્યને જોતાંવારજ નિરાશ બની ગયા. તેમણે ખુલ્લું જણાવી દીધું કે આટલી મોટી સેના સામે થવું, એ હાથે કરીને પોતાનો પરાજય સ્વીકારી લેવા જેવું છે. સેનાપતિની આ નિરાશ ભરેલી વાણી સાંભળી સર્વ કોઈ હતાશ થયા; પરંતુ બાળક અકબરે એ નિરાશાની પરવા નહિ કરતાં સર્વ સૈનિકોને યુદ્ધમાં ઉતરવાનો સબળ આગ્રહ કર્યો પ્રવીણ લેખાતા સેનાપતિઓનો નિરાશામય ઉપદેશ આ પ્રમાણે એક વીરપુરુષને છાજે તેવી રીતે અકબરે તિરસ્કારી કાઢયો. તે સમયે તેની ઉંમર માત્ર બાર વર્ષનીજ હતી. પોતાના પ્રિય પુત્રની તેજસ્વિતા, વીરતા અને ઉત્સાહ જોઇ, હુમાયુ પણ અકબરના પક્ષમાં સંમત થયો. તુરતજ પંજાબની સીમામાં એક ભયંકર યુદ્ધ થયું. બાળક અકબર, સૈન્યદળના સેનાધિપતિતરીકે સેનાને મોખરે આવીને લડવા લાગ્યો. તેણે આ લડાઈમાં એવું તો અપૂર્વ પરાક્રમ દર્શાવ્યું, કે તેનાજ એકમાત્ર ઉત્સાહથી ઉત્સાહિત થઇને સમસ્ત મોગલ લશ્કર છેવટની ઘડીસુધી ટકી રહ્યું. અકબરના અલૌકિક વીરત્વે સમસ્ત સેના ઉપર અસર કરી. અંતે તેઓ ત્યાંથી સંપૂર્ણ વિજયી થઇ આગળ વધ્યા અને દીલ્હી તથા આગ્રા ઉપર અધિકાર સ્થાપ્યો આ પ્રમાણે પંદર વર્ષપર્યંત અનેક પ્રકારનાં દુઃખો સહ્યા પછી પુનઃ હુમાયુ દીલ્હીના સિંહાસન ઉપર વિરાજવા શક્તિમાન થયો. ( ઇ० સ० ૧૫૫૬ )

તેજ વર્ષે, દીલ્હીમાં ભયંકર દુષ્કાળ પડ્યો. સમગ્ર ભારતમાં ધાન્ય મળવું દુર્લભ થઇ પડયું. દીલ્હીના દુર્દૈવનો પાર રહ્યો નહિ. ધનનો અઢળક વ્યય કરવા છતાં દિલ્હીન રહેવાસીઓને અનાજ મળવું અશક્ય થઇ પડયું. અનેક લોકોએ લૂંટફાટ કરવી શરૂ કરી. રાજધાનીના નિર્જન ભાગમાં લૂટારાઓનાં ટોળેટોળાં એકત્ર થવા લાગ્યાં અને મુસાફરોને મારી નાખી નરમાંસદ્વારા જઠરની જ્વાળાને શાંત કરવા લાગ્યાં. દુષ્કાળની સાથે મહામારીએ પણ અનેક લોકોના જીવનનો નિર્દયતાપૂર્વક ભોગ લીધો

હુમાયુ અત્યંત નિષ્ઠુર સ્વભાવનો હતો. ભાગ્યયોગે તેનો ભ્રાતા કામરાન તેના પંજામાં સપડાઇ ગયો. હુમાયુએ પ્રથમ તો બહુજ આદર-સત્કાર અને સ્નેહ દર્શાવીને તેના મનમાં વિશ્વાસ બેસાડ્યો, પણ પાછળથી વિશ્વાસઘાત કરી કામરાનને બંદીવાન કર્યો અને તેની બંને આંખો તીક્ષ્ણ સોયાવતી ફોડી નાખી ! એટલુંજ નહિ પણ હજી જાણે વેરનો બદલો લેવો બાકી રહ્યો હોય તેમ તેણે

લીંબુ તથા મીઠું મંગાવી રુધિરમય ચક્ષુમાં ભભરાવ્યું ! કામરાનને આથી કેટલી વેદના થઇ હશે તેનો ખ્યાલ થઇ શકતો નથી. તે અસહ્ય યંત્રણાથી તરફડવા લાગ્યો અને બોલ્યો કેઃ—" પિતા પરમેશ્વર ! આ લોકમાં હવે તમારી દયાની મને જરૂર નથી. પરલોકમાં કૃપા દર્શાવજો. " આંખો ફોડી નાખ્યા પછી હુમાયુએ કામરાનને મક્કા ખાતે કાઢી મૂક્યો. અન્ય ભ્રાતા આસ્કરીને પણ પ્રાયઃ ત્રણ વર્ષપર્યંત કેદમાં પૂરી રાખી મક્કા તરફ વિદાય કર્યો અને એક ભાઇ હિન્દાલ તો પૂર્વે જ યુદ્ધમાં મૃત્યુ પામી ચૂક્યો હતો.

આ પ્રમાણે ભાઇઓ તરફની ચિંતાથી મુક્ત થવા છતાં તેમની કકળતી આંતરડીના શાપથી હુમાયુ મુક્ત થઈ શક્યો નહિ. સિંહાસન ઉપર આવ્યાને છ માસ પણ થયા નહિ એટલામાં પુસ્તકાલયની સીડી ઉપરથી હુમાયુનો પગ લપસ્યો અને તે વીસ ફીટ નીચે ગબડી પડ્યો. પડયા પછી હુમાયુએ ચોથે દિવસે પ્રાણત્યાગ કર્યો. ( તા ૨૪ મી જાન્યુઆરી ૧૫૫૬ )

પિતાનું મૃત્યુ થયું તે સમયે અકબર પંજાબમાં હતો. ત્યાં તે બહેરામખાંની આગેવાની નીચે રહી સિકંદર સૂરને પરાજિત કરવાના પ્રયત્નો કરી રહ્યો હતો. અકબરને સિંહાસન ઉપર આવવામાં કદાચ કાંઇ વિઘ્ન નડે, એવી આશંકાથી દીલ્હીના સુબા હાડીં બેગે હુમાયુના મૃત્યુસંબંધી સમાચાર સત્તર દિવસ છુપાવી રાખ્યા, અને સાધારણ જનસમાજને તે વિષે કશી ખબર પડવા દીધી નહિ. બીજી તરફ તેણે એક વિશ્વાસુ નોકરને પંજાબમાં રવાના કરી, ઉક્ત સમાચાર અકબરને તુરતમાંજ વિદિત કરવાની વ્યવસ્થા કરી. અકબર દીલ્હીમાં આવ્યો પરંતુ પિતૃ-ભક્ત પુત્ર– અકબર પોતાની જીંદગીપર્યંત પિતાના વિયોગનું દુઃખ વિસરી શક્યો નહોતો. અતુલ ઐશ્વર્ય અને મહાયશનો પોતે અધિકારી બનવા છતાં પણ તેના હૃદયમાંથી પિતૃશોક કદાપિ ભુસાયો નહોતો. તે ઘણીવાર પોતાનું આંતરિક દુઃખ દર્શાવતાં બોલતો કેઃ—"અફસોસ ! પિતાએ મારી બાલ્યાવસ્થામાંજ પ્રાણનો ત્યાગ કર્યો ! હું તેમની સેવા–શુશ્રૂષા કરવા ભાગ્યશાળી થઇ શક્યો નહિ ! " તેણે પિતાના કબર ઉપર એવું તો મનોહર અને બૃહત્ સમાધિમંદિર તૈયાર કરાવ્યું છે, કે જે આજે પણ મુસાફરોના મનને આકર્ષે છે ! દીલ્હીની દર્શનીય વસ્તુઓમાં ઉક્ત સમાધિમંદિર પણ એક જોવાલાયક વસ્તુ લેખાય છે.

અકબરને કોઇએ વાંચતાલખતાં શીખવ્યું નહોતું. તેનો પુત્ર સમ્રાટ જહાંગીર લખે છે કેઃ—" સમ્રાટને ( અકબરને ) બિલકુલ લખતાવાંચતાં આવડતું નહોતું, પણ પંડિતોની સાથે નિત્ય પરિચય રહેવાથી અને તેમની સાથે નિત્ય ચર્ચા–કથોપકથન થતું હોવાથી, તેમની ભાષા એવી તો શુદ્ધ બની ગઇ હતી કે સમ્રાટ અકબર અશિક્ષિત હશે, એમ કોઇ સમજી જ શકે નહિ. " આશ્ચર્યનો વિષય છે કે ભારતનાં ઘણાં ખરાં પુરુષરત્નો જેવાં કે અકબર, શિવાજી, રણજીતસિંહ

તથ હૈદર અલી, એ સઘળાં અશિક્ષિત કિંવા નિરક્ષરજ હતાં; તથાપિ તેમણે પોતાનાં જીવનમાં જે શૌર્ય-વીર્ય-પરાક્રમ અને બુદ્ધિમત્તા દર્શાવેલ છે, તેનો વિચાર કરવાથી આશ્ચર્ય થયા વિના રહેતું નથી.

મહાન પુરુષો પોતાની અસાધારણ પ્રતિભાના બળથી આ વિશ્વરૂપી મહાગ્રંથમાંથી પોતાને ઉપયોગી થઇ પડે એવું જ્ઞાન સ્વતંત્રપણેજ મેળવી લે છે. અકબરે પણ તેમજ કર્યું હતું. અકબરમાં એક મહાપંડિતને શોભાવે એવી મહાપ્રાજ્ઞતા હતી કે નહિ, તેનો અનુભવ આપણે હવે પછીનાં પ્રકરણોમાં કરીશું. બાલ્યાવસ્થામાંથીજ વિશ્વના અનંત જ્ઞાનભંડારમાંથી તેણે જ્ઞાનનો સંચય કરવા માંડ્યો હતો. ગંભીર વિચાર કર્યા વિના કોઇ પણ કર્તવ્ય આરંભ કરવાનું તેની પ્રકૃતિમાંજ નહોતું. તે યુક્તિની પાસે ગુલામ હતો, અર્થાત દુરાગ્રહી નહોતો. કોઇ યુક્તિપૂર્વક પોતાનો મત સિદ્ધ કરે, તો અકબર તે સ્વીકાર્યા વિના રહેતો નહિ. વિનાવિચારે કોઇના કહેવા ઉપર તે એકાએક શ્રદ્ધા રાખતો નહિ નાની વયમાંથીજ તેનામાં અનેક સદ્‌ગુણોએ નિવાસ કર્યો હતો. તે અહંકારશૂન્ય, અસાધારણ બુદ્ધિમાન, અત્યંત પરિશ્રમી તથા મહા તેજસ્વી પુરુષ હતો. તે સર્વની સાથે મળતો, સહૃદયતાપૂર્વક સર્વની સાથે વાર્તાલાપ કરતો અને પોતાના નિખાલસ વ્યવહારથી સર્વને વિમુગ્ધ કરતો. પોર્ટુગીઝોએ અકબરના સંબંધમાં સ્વાનુભવપૂર્વક લખ્યું છે કે:-" અકબર વિચારશીલ હતો. તે ક્વચિત્ ગુસ્સે થતો, પણ થતો ત્યારે બહુજ થતો; તોપણ તે ગુસ્સો બહુ વધારે વખત ટકતો નહિ. એક મુહૂર્તમાત્રમાં તે શાંત થઇ જતો અને સ્વાભાવિક રૂપ ધારણ કરતો. અકબર સ્વભાવે બહુ નમ્ર અને દયાળુ હતો."

અકબરની એક ધાત્રી ( ધાવ ) એ એક વાર એક કન્યાને જન્મ આપ્યો. ત્યારબાદ તેણી જ્યારે ગર્ભવતી થઇ ત્યારે તેણીના સ્વામીએ તેનો તિરસ્કાર કરતાં કહ્યું કે:-" હવે જો કન્યાને જન્મ આપીશ તો ઘરમાંથીજ કાઢી મૂકીશ. " મુસલમાનોમાં ભાર્યાનો ત્યાગ કરવો એ બહુ સહજ વાત ગણાય છે. ધાત્રી બિચારી રોતી-કકળતી અકબરની માતા પાસે આવી. તે વખતે અકબર બહુ નાની ઉમરનો હતો. તેણે જ્યારે ધાત્રીના મુખથી સમસ્ત વાત સાંભળી ત્યારે તે સહેજ હસીને બોલ્યો કે:-" હરકત નહિ, આ વખતે તું એક અતિ સુંદર પુત્રને જન્મ આપવા ભાગ્યશાળી થઇશ. " ત્યારબાદ અકબરે ધાત્રીના સ્વામીને બોલાવીને કહ્યું કે:- "ભાઇ ! તમે તમારી સ્ત્રી પ્રત્યે અનુચિતપણે વર્તો છો તે ઠીક નથી, હવેથી સાવધાન રહેજો, જો ભવિષ્યમાં કોઇ પણ પ્રકારે એવો વ્યવહાર કરશો તો તમારે મારા ક્રોધાનલમાં ભસ્મીભૂત થવું પડશે, એ યાદ રાખજો. " પતિએ પછી કોઇ વાર પોતાની સ્ત્રી ઉપર ક્રોધ કર્યો નહોતો. વિશેષમાં એમ પણ જણાવવામાં આવે છે કે અકબરના કહેવા પ્રમાણે ખરેખરજ ઉક્ત ધાત્રીએ એક પુત્ર-

રત્નને જન્મ આપ્યો હતો. અકબર એ બાળકને બહુજ ચાહતો હતો અને તેને ઉચ્ચ રાજકાર્યમાં નિયુક્ત કર્યો હતો.

અકબર એક અસાધારણ સમ્રાટ હતો એમાં લેશમાત્ર સંદેહ નથી. એક સુપ્રસિદ્ધ અંગ્રેજ લેખક કહે છે કેઃ—" જ્યારે આપણે વિચાર કરીએ છીએ કે અકબરે શું કરી બતાવ્યું હતું, કયા યુગમાં તે કરી બતાવ્યું હતું અને કયા ઉપાયદ્વારા તે કરી બતાવ્યું હતું, ત્યારે આપણને એટલું સ્વીકાર્યા વિના નથીજ ચાલતું કે મનુષ્યજાતિ જે સમયે દુઃખ અને દુર્દશામાં આવી પડે છે, તે સમયે તેમને સુખ–શાંતિના માર્ગે લઇ જવા માટે ઈશ્વર પ્રસંગોપાત દયા કરીને જે અતિ પ્રતિભાવાન મહાપુરુષોને જગતમાં મોકલે છે તે પૈકીનોજ અકબર એક મહાપુરુષ હતો." મનુષ્યના ભાગ્યમાં આથી વધારે સત્કીર્તિ અને પ્રશંસા હોય કે નહિ, તે અમે જાણતા નથી.

# चतुर्थ अध्याय–वेहरामखां अने अब्दुल रहीम

ભારતીય આકાશમાં હજી પૂર્ણચંદ્રનો ઉદય થયો નથી; પરંતુ ચંદ્રોદય પૂર્વે જે ઉજ્જવળ કિરણો કાળાં વાદળોને ભેદી બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે તેનો પ્રકાર શરૂ થઇ ચૂકયો છે. જાણે કે અંધકાર પોતાના સમસ્ત બળથી પ્રકાશને પરાજિત કરવાનો ભગીરથ પ્રયત્ન કરી રહ્યો છે, પણ તેમાં તે બિચારો ફાવી શકતો નથી. પ્રકાશનાં કિરણો અનાયાસેજ પ્રસરતાં જાય છે!

અકબર જ્યારે બાળક હોઇને બહેરામખાંની અધીનતા નીચે હતો, ત્યારે પણ તેના ગુણનું ગૌરવ અનેક પ્રકારે જણાયા વિના રહેતું નહિ. અકબરનો રાજ્યાભિષેક પંજાબમાંજ ઉજવવામાં આવ્યો હતો. હુમાયુના મૃત્યુ પછી બહેરામખાંએ અકબરના વાલી કિંવા મુરબ્બીતરીકેની સઘળી જવાબદારી લીધી હતી. આથી તેને "ખાનખાના" તથા "ખાનબાબા"ની માનવંતી પદવીઓ આપવામાં આવી હતી. છેલ્લી પદવી એટલી બધી મહત્વની હતી કે તેથી તે સાધારણ જનસમાજમાં સમ્રાટ અકબરના પિતાસ્વરૂપ લેખાતો હતો અને તેને માન પણ એટલુંજ મળતું હતું. વસ્તુતઃ બહેરામખાં જેવો તીક્ષ્ણ બુદ્ધિસંપન્ન રાજનીતિજ્ઞ તથા સાહસી સેનાપતિ તે સમયે મોગલસમાજમાં અન્ય કોઇ પણ નહોતો તેણે કુરાનનો સ્પર્શ કરીને પ્રતિજ્ઞા કરી હતી કેઃ–" હું સંપૂર્ણ વફાદારીથી સમ્રાટનું અને સામ્રાજ્યનું હિત સાધીશ." મતલબ કે અકબરની બાલ્યાવસ્થામાં બહેરામખાંજ મોગલ સામ્રાજ્યનો નાયક કિંવા ભાગ્યવિધાતા હતો, એમ કહીએ તો ખોટું નથી.

અકબરના અભિષેક પ્રસંગે સઘળા અમાત્યો હાજર થયા હતા. માત્ર એક મુખ્ય મુસલમાન અમાત્ય, પુનઃ પુનઃ બોલાવવા છતાં હાજર થયો નહિ. તે આ નવીન સમ્રાટ્‌ની સ્વાધીનતામાં રહેવાનો પ્રકારાંતરે અસ્વીકાર કરવા ઇચ્છતો હતો, એવો અર્થ કરીએ તોપણ અયોગ્ય નથી. બહેરામખાં બહુજ દૃઢ મનનો અને દૃઢ હસ્તનો હતો. તે કોઇના પણ અપરાધને સહન કરી શકતો નહિ. અમાત્ય જેવો રાજ્યનો એક નોકર આટલું બધું અભિમાન રાખે અને પુનઃ પુનઃ બોલાવવા છતાં હાજર થાય નહિ, એમ જોઇને બહેરામખાનો પિત્તો ઉછળી આવ્યો. તેણે તે અમાત્યને કેદ કરી શિરચ્છેદ કરવાનો હુકમ ફરમાવી દીધો. બાદાઉની લખે છે કેઃ– "દયાશીલ સમ્રાટ અકબરે બહેરામખાંના આ હુકમની સામે પોતાનો વિરોધ પ્રદર્શિત કર્યો અને કહ્યું કે રાજ્યાભિષેકના દિવસે નિર્દોષ વ્યક્તિનું જો ખૂન થશે તો મને પારાવાર ખેદ થયા વિના રહેશે નહિ. આ પ્રમાણે તે અમાત્ય મૃત્યુના પંજામાંથી બચી ગયો."

એ સમયે પણ મુસલમાનો આત્મકલહમાંથી અવકાશ મેળવી શક્યા નહોતા. આદિલશાહ જે વેળા દીલ્હીનો અધીશ્વર હતો તે વેળા સિકંદર સૂર અને ઇબ્રાહીમ સૂર એ બંને જણા આદિલશાહને દિલ્હીની ગાદી ઉપરથી ઉઠાડી મૂકી, પોતે રાજ્યાધિપતિ બનવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. આદિલશાહે હેમુ નામના એક હિંદુની મુખ્ય સેનાપતિ તથા સર્વ પ્રધાન અમાત્યતરીકે નિમણુક કરી હતી. અત્યાર પૂર્વે કોઈ પણ મુસલમાન દિલ્હીશ્વરે કોઇ પણ હિંદુને સેનાપતિપદ કિંવા મહત્ત્વનું અમાત્યપદ આપ્યું નહોતું. હેમુ અતિ બુદ્ધિમત્તાપૂર્વક રાજ્યકાર્ય સંપાદન કરતો હતો. તેણે ઉપરાછાપરી સુનાર તથા બંગાળના બળવાઓને દાબી દઇ, ઇબ્રાહીમ સૂરને પરાજિત કરી તથા નસાડી મૂકી, આગ્રા અને દીલ્હી તરફ પ્રયાણ કર્યું. તેમ કરવાનો તેનો ઉદ્દેશ મોગલોને પરાજિત કરી દિલ્હીનું સિંહાસન પડાવી લેવાનો હતો. હેમુ અનાયાસે આગ્રા ઉપર અધિકાર મેળવવાને શક્તિમાન થયો. ત્યાર બાદ તે દિલ્હી તરફ આગળ વધ્યો. દિલ્હીમાં તાર્દીબેગ રાજ્યની સઘળી વ્યવસ્થા કરતો હતો. તે હેમુની સામે થયો પણ તેમાં તે ફાવી શક્યો નહિ. આખરે તે સંપૂર્ણ પરાજિત થઇને અને લડાઇમાંથી બચી ગયેલું બાકીનું સૈન્ય લઇને, અકબરની સાથે મળી જવા પંજાબ તરફ નાસી ગયો. હેમુએ દિલ્હી ઉપર અધિકાર મેળવી "મહારાજાધિરાજ વિક્રમાદિત્ય"નું નામ ગ્રહણ કર્યું અને આનંદના આવેશમાં આવી જઇ, પંજાબમાંથી મોગલોને હાંકી કાઢવાની તથા સિકંદર સૂરને પરાજિત કરી, હિંદુ રાજ્યને નિરાપદ કરવાની મનોરથસૃષ્ટિ રચવા લાગ્યો; પરંતુ સમસ્ત હિંદુઓને સંમિલિત કરી એક બળવાન સંઘશક્તિ સંચિત કરવાનું તેને સૂઝ્યું નહિ. અન્ય હિંદુઓ પણ આ શુભ સમયે હિંદુ સામ્રાજ્ય સ્થાપન કરવાની તક સફળ કરી શક્યા નહિ. હેમુએ સૈન્યસહિત પંજાબ

તરફ પ્રયાણ કર્યું.

તે વખતે અકબરની ઉંમર માત્ર ચાદ વર્ષની હતી. પિતાના મૃત્યુની સાથેજ ચોતરફથી કેવળ દુઃખના, પરાજયના અને નિરાશાના સમાચાર તેની પાસે આવવા લાગ્યા. દિલ્હી અને આગ્રા ઉપર હેમુએ વિજય મેળવ્યો છે, કાબુલમાંથી આપણને હાંકી કાઢવામાં આવ્યા છે, સિકંદર સુર પંજાબમાં મહાન સૈન્ય એકત્ર કરી યુદ્ધને માટે તૈયારી કરી રહ્યો છે, બીજી તરફથી હેમુ પણ વિજયથી ઉન્મત્ત બની આગળ વધી રહ્યો છે, આવા સમાચાર રોજ અકબરના કાન ઉપર આવવા લાગ્યા. વસ્તુતઃ અત્યારે એક પણ દેશ અકબરને આધીન નહોતો. તે આ પ્રસંગે એક રાજ્યહીન રાજા બની ગયો હતો, એમ કહીએ તોપણ અતિશયોક્તિ નથી. આવા આપત્તિના સમયમાં હવે શું કરવું, તેનો નિર્ણય કરવા માટે સૈનિકો તથા અમાત્યોની એક સભા બોલાવવામાં આવી. સઘળા સૈન્યાધિપતિઓએ આ સભામાં એવો ભાવ જણાવ્યો કે ભારતવર્ષની ચોતરફ જે પ્રકારે ઘનઘોર વાદળ ઘેરાતું જાય છે, તે જોતાં હવે આપણે કાબુલ ઉપર અધિકાર મેળવી ત્યાંજ આશ્રય લેવો, એ ઉચિત છે. સૈન્યાધિપતિઓના મતની સામે પોતાનો વિરોધ દર્શાવતાં બહેરામખાંએ જણાવ્યું કેઃ—" બે વાર આપણે દિલ્હી ઉપર અધિકાર જમાવ્યો છે અને બે વાર એ ગુમાવ્યો છે. હવે ત્રીજીવાર દિલ્હી ઉપર વિજય મેળવવો એ આપણું અત્યારના પ્રસગે મુખ્ય કર્તવ્ય છે. જો આપણે દિલ્હીનું સિંહાસન પ્રાપ્ત કરી શકીશું, તોપછી કાબુલ ઉપર વિજય મેળવવો એ આપણે માટે બહુ મુશ્કેલ નથી. દિલ્હીની ગાદી હાથમાં લીધા પછી કાબુલની ગાદી તો અનાયાસેજ આપણે પ્રાપ્ત કરી શકીશું." તેજસ્વી સમ્રાટ અકબરે બહેરામખાંના મતને સંપૂર્ણ ટેકો આપ્યો. તરતજ તેમણે દિલ્હી ઉપર અધિકાર મેળવવા સૈન્યસહિત પ્રયાણ કર્યું.

પરાજિત થયેલો તાર્દીબેગ કે જે અકબરને મળવા માટે આવતો હતો, તે રસ્તામાં અકબરના સૈન્ય સાથે જોડાયો. બહેરામખાંજ રાજ્યનો મુખ્ય આગેવાન અને વ્યવસ્થાપક હતો, એ વાત આપણે પૂર્વે જાણી ચૂક્યા છીએ. બહેરામખાં સાયંકાળે તાર્દી બેગની છાવણીમાં આવ્યો અને નિમાજ પઢવાનો સમય થયો એટલે બેગને "વડીલ બન્ધુ "ના નામથી સંબોધી, બહુજ આદર-સત્કારપૂર્વક તેને પોતાની છાવણીમાં લઇ ગયો. નિમાજ પઢવા માટે બહેરામખાં પોતાના હાથ-પગ ધોઇને ઉભો થયો. એમ પણ તે વખતે સાંજ હાજર હતો. બહેરામખાંએ કેટલાક ઘાતકો આગળથીજ તૈયાર કરી રાખ્યા હતા, તેઓ બહેરામખાં તરફથી ઇસારો થતાંજ બેગ ઉપર ધસી આવ્યા અને તેને મારી નાખ્યો. બહેરામખાં એમ માનતો હતો કે આ તાર્દીબેગેજ અન્યાયપૂર્વક દિલ્હીનું રાજ્ય શત્રુના હસ્તમાં આપી દીધું છે. આ દોષને લીધે બહેરામખાંએ તેને મારી નખાવી પોતાનો જે એક હરીફ ગણાતો હતો તેને સદાને માટે દૂર કર્યો.

બહેરામખાંનો માર્ગ હવે નિષ્કંટક થયો. તેણે દશ હજાર સૈનિકોની સાથે અલીકુલીખાંને હેમુની વિરુદ્ધ લડવા મોકલ્યો હેમુનું સૈન્ય પણ તેજ તરફ આવી રહ્યું હતું. હેમુના સૈન્યનો અગ્ર ભાગ કુરુક્ષેત્રના સુપ્રસિદ્ધ રણાંગણમાં, અલીકુલીખાંના સૈન્યના પંજામાં અચાનક સપડાઇ ગયો. અલીકુલીખાંએ વધારે વિલંબ નહિ કરતાં હેમુની સમસ્ત તોપો પડાવી લીધી. એટલામાં સમ્રાટ્ તથા બહેરામખાંની મદદ પણ આવી પહોંચી. હેમુની પાસે કાંઇ સૈન્યસંખ્યા ન્યૂન નહોતી. બંને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. હેમુની પાસે તોપનું બળ જેવું જોઇએ તેવું રહ્યું નહોતું, તેથી તેણે પોતાના સૈન્યને મોખરે મોટી ગજસેના અર્થાત્ હાથીઓની સેના ઉભી રાખી અને એ સેનાની સાથે પોતે મહાપરાક્રમપૂર્વક સામા પક્ષની સેના ઉપર તૂટી પડયો. મોગલપક્ષના અશ્વો ભયંકર ગજશ્રેણીને જોઇ, ભયથી ગભરાઇ રણાંગણમાંથી જેમ ફાવે તેમ નાસવા લાગ્યા. મોગલ સ્વારોએ સામે ઉભા રહી લડવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ ભડકેલા અશ્વો કેમે કરતાં યથાસ્થાને ઉભા રહ્યા નહિ. આ પ્રમાણે મોગલસેનાની બંને પાંખો નષ્ટ થઇ. હેમુએ પેઠી હાથીઓની સેના લઇને મોગલસૈન્યના મધ્ય ભાગમાં પ્રવેશ કર્યો. બહેરામખાં પોતે મોગલ લશ્કરની વ્યવસ્થા કરતો લડી રહ્યો હતો. હેમુ હાથીની પીઠ ઉપર બેસી ક્ષાત્રતેજ દર્શાવી રહ્યો હતો. બહેરામખાંએ હેમુ ઉપર તીક્ષ્ણ શરવૃષ્ટિ કરવાનો મોગલ સેનાને હુકમ ફરમાવ્યો. હેમુ શરશ્રેણીથી વિંધાવા લાગ્યો, છતાં તેની પરવા નહિ રાખતાં તેણે વીરત્વપૂર્વક યુદ્ધ ચાલુ રાખ્યું; પરંતુ થોડાજ સમયમાં કમનસીબે એક બાણ હેમુની આંખમાં લાગ્યું. આંખની વેદનાને લીધે તે એકદમ હોદ્દામાં ઢળી પડયો. હેમુ મોગલસેનાદ્વારા હણાયો, એવા સમાચાર તેની સેનામાં તુરતજ ફેલાઈ ગયા અને હેમુનું સૈન્ય રણક્ષેત્રમાંથી નાસવા લાગ્યું. હતભાગ્ય એશીઆની યુદ્ધપદ્ધતિજ એવી હતી કે લશ્કરનો નાયક મરાયો છે, એવી અફવા સાંભળતાંની સાથેજ સઘળું સૈન્ય યુદ્ધક્ષેત્રમાંથી નાસી જતું. પરિણામે મોગલો ફાવી ગયા. ( ઇ૦ સ૦ ૧૫૫૬ ) જે હાથી ઉપર હેમુ બેઠો હતો તે હાથી પણ રણસ્થળમાંથી નાસવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, પરંતુ તેમાં તે સફળ થઇ શક્યો નહિ. હેમુ બેભાન અવસ્થામાં હાથીના હોદ્દામાં પડયો હતો. બહેરામખાંએ તેને બંદી કર્યો. આકબરે શહેનશાહ બન્યા પછી પ્રથમ જે કોઈ લડાઇ જીતી હોય તો તે આજ લડાઇ હતી. બહેરામખાંએ હેમુનો શિરચ્છેદ કરવાની અકબર પાસેથી અનુમતિ માગી. તેણે જણાવ્યું કે મુસલમાનોને માટે, હિંદુનો વધ કરવા જેવું એકે પવિત્ર કાર્ય નથી. વિધર્મીનું મસ્તક છેદી "ધર્મવીર" જેવી મહા ગૌરવપૂર્ણ ઉપાધિ સ્વીકારવાનો અકબરને અનેક પ્રકારે તેણે ઉપદેશ આપ્યો; એટલુંજ નહિ પણ આવા વિધર્મી શત્રુને મારી નાખી ભવિષ્યનો માર્ગ નિષ્કંટક કરવા તેણે અકબરને ઘણે ઘણો સમજાવ્યો; પણ તેમાં બહેરામખાં કોઈ રીતે કૃતકાર્ય થયો

નહિ. બાળક સમ્રાટ વૃદ્ધ–મુરબ્બી સેનાપતિના વાત કિંવા આગ્રહથી લેશ પણ ડગ્યો નહિ. ગમે તેવો મહાન શત્રુ હોય પણ તેને કબજામાં લીધા પછી અસ્ત્રપ્રહાર કરવો, એ તેણે ઉચિત ધાર્યું નહિ. ચૌદ વર્ષની ઉંમરનો સમ્રાટ, વયોવૃદ્ધ, મુરબ્બી અને શિક્ષાગુરુના આદેશને અગ્રાહ્ય ગણી પોતાની યુક્તિ અને વિવેકબુદ્ધિના બળથી છેવટ સુધી દઢ રહ્યો. તેણે કહ્યું કે:–' આ વ્યક્તિ અત્યારે પ્રાયઃ અર્ધમૃત જેવી અવસ્થામાં છે. તેના ઉપર અસ્ત્રપ્રહાર આપણાથી કેવી રીતે થઇ શકે? જો તેનામાં શક્તિ કિંવા ભાન હોત તો હજી પણ આપણે તેની સાથે યુદ્ધ કરત." "તેનો શિરચ્છેદ કરત " એ વાક્ય પણ દયાશીલ બાળકના મુખમાંથી બહાર નીકળી શક્યું નહિ. બહેરામખાને બાળક અકબરની આ વાત સાંભળી બહુ ક્રોધ ચડયો. તેણે ક્રોધમાં ને ક્રોધમાંજ મૃતપ્રાય હેમુના શિર ઉપર પોતાના હાથે શસ્ત્રપ્રહાર કર્યો અને તેનું મસ્તક છેદી નાખ્યું. બાળક અકબરનું હૃદય ભેદાઈ ગયું પણ મુરબ્બી–શિક્ષાગુરુ પાસે કાંઇ ચાલે તેમ ન હોવાથી તે શાંતભાવે બેસી રહ્યો. ત્યાર બાદ તેઓએ દિલ્હી અને આગ્રા તરફ કુચ કરી. યથાસમયે ત્યાં પહોંચી અકબરે પિતાના સિંહાસન ઉપર આરોહણ કર્યું.

જે કુરુક્ષેત્રમાં વિજય મેળવી બાબરે મોગલસામ્રાજ્ય ભારતવર્ષમાં પ્રથમ શરૂ કર્યું હતું, તેજ કુરુક્ષેત્રમાં અકબરે વિજય પ્રાપ્ત કરી ભારતમાં મોગલસામ્રાજ્યની પ્રતિષ્ઠા કરી. ખરેખર કુરુક્ષેત્ર એક ભયંકર મેદાન છે! આ સ્થળે ભારતના ભાગ્યરૂપી ચક્રની ગતિ કોણ જાણે કેટલીએવાર કેવી કેવી રીતે ફેરવાઈ ચૂકી છે, તેનો યથાર્થ ખ્યાલ ઇતિહાસના અભ્યાસીઓ સિવાય અન્ય કોઇને આવી શકે તેમ નથી. દિલ્હી વટાવીને રેલવે જ્યારે ઉત્તર–પશ્ચિમ તરફ આગળ વધે છે, ત્યારે કુરુક્ષેત્રનું મેદાન મુસાફરોની દૃષ્ટિએ પડે છે. આ ક્ષેત્રના દર્શનમાત્રથીજ પ્રેક્ષકોને લાગે છે કે કુરુક્ષેત્ર વસ્તુતઃ આદિ અને અંતવિનાનું ક્ષેત્ર હશે! તમે ઉભા રહીને આ મેદાન તરફ દૃષ્ટિ કરશો તો તેમાં ચોતરફ ઉજ્જડતા અને નિર્જનતા સિવાય બીજુ કાંઈ જોઈ શકશો નહિ. વચ્ચે વચ્ચે કાંટાવાળાં વૃક્ષો તમને પ્રત્યક્ષ થશે. તેના પૂર્વ તરફ પાણિપત, પશ્ચિમ તરફ થાણેશ્વર અને મધ્યમાં પાંડવ–કૌરવનું યુદ્ધક્ષેત્ર–કુરુક્ષેત્ર આવેલું તમે જોઇ શકશો. આ મેદાન ૪૮ કોશ જેટલું લાંબું અને પાંચ કોશ જેટલું પહોળું છે. થાણેશ્વરમાં એક નાનકડા સરોવરના કિનારા ઉપર એક નાનું મંદિર છે. સરોવરની ચોતરફ ઈંટોવડે બાંધેલી પાળ છે. ત્યાંથી થોડે દૂર જતાં પ્રાચીન થાણેશ્વર નગરીનાં ચિન્હો અત્યારે પણ જોઇ શકાય છે. પ્રાચીન થાણેશ્વર, મહમદની સવારી વખતે આ પ્રમાણે શ્મશાનવત્ બની ગયું હોય એવું અનુમાન કરવામાં આવે છે. આ નગરી એક કાળે એક વિસ્તૃત હિંદુરાજ્યની રાજધાની હતી. અહિંથી થોડે દૂર જતાં કુરુક્ષેત્રનું સરોવર આવે છે. જો કે તે અત્યારે પણ બહુજ વિસ્તારમય જણાય છે, પરંતુ તે તદ્દન શુષ્ક થઈ ગયું છે, એમ

કહીએ તો અયોગ્ય નથી. તે સરોવરના તીરપ્રદેશ ઉપર ત્રણ તરફ બાંધેલા ધારો આવી રહેલા છે. તીરભૂમિ ઉપર અનેક મંદિરો છે. સરોવરની મધ્યમાં પણ એક સુંદર મંદિર છે અને એ મંદિરથી કિનારાપર્યંત પથ્થરનો એક સુંદર પૂલ બાંધેલો છે; પરન્તુ કાળધર્મને લીધે તે મંદિર તથા પૂલ બહુજ જીર્ણ-શીર્ણ થઇ ગયાં છે. આ સરોવરમાં આવેલા મંદિરની સાથે અમૃતસરના સરોવરમાં આવેલા મંદિરની કેટલાએક સરખામણી કરે છે, પણ અમે તેમાં સંમત થઇ શકતા નથી. કુરુક્ષેત્રનું આ ચતુષ્કોણ અને મોટું સરોવર કે જેની ચોતરફ સંગેમરમરથી બાંધેલી પગથીઓ શોભી રહી છે અને જેની તીરભૂમિ પણ એજ પથ્થરની બનેલી છે, તેની તુલના અન્ય કોઇ સરોવર સાથે થઇ શકે તેમ નથી. આ સુંદર સરોવરની મધ્યમાં આવેલું એ માળવાળું સંગેમરમરનું મંદિર પણ એટલું તો આકર્ષક અને મનોરંજક છે કે અમે તેની તુલના અમૃતસરના મંદિરની સાથે કરી શકતા નથી. આ મંદિરનો ઉપલો ભાગ, કાશીના વિશ્વેશ્વરના મંદિરની માફક સોનાનાં પતરાંથી આવૃત થયેલો છે. તેના ઉપર જ્યારે સૂર્યનાં કિરણો પડે છે ત્યારે તેની શોભા અપૂર્વ રૂપ ધારણ કરે છે. વળી ઉક્ત મંદિરથી લઇને તે તીરપર્યંત પૂલ પણ શ્વેત મરમરનો છે. જળાશયની ચોતરફ આવી રહેલાં સ્થાનો જાણે ગગનને સ્પર્શી તેની સાથે વાત ન કરી રહ્યાં હોય ! એમ લાગ્યા વિના રહેતું નથી. આ અનુપમ શોભા કુરુક્ષેત્રમાં ન હોત અને કેવળ કુરુક્ષેત્રનું મેદાનજ જેમનું તેમ રહી ગયું હોત, તોપણ અમે કહીએ છીએ કે અમૃતસરના મંદિર કરતાં સેંકડો અને હજારો દરજ્જે તે વિશેષ દર્શનીય છે. આ ક્ષેત્રમાં ઉભા રહેવાથી ભૂતકાળની કેટલી વિષાદમય સ્મૃતિઓ અને અતીત દુઃખોની કહાણીઓ હૃદયમાં ઉભરાઈ આવે છે. તમે કહેશો કે દુઃખોની કહાણીઓમાં કિંવા વિષાદના સ્મરણમાં એટલું બધું શું મહત્ત્વ છે કે તેનું તમે આ પ્રમાણે યશોગાન કરો છો ? અમે કહીએ છીએ કે દુઃખની સ્મૃતિ મનુષ્યને રહેતી ન હોત, તો તે પોતાની આત્મોન્નતિ કરવાને કદાપિ તત્પર થાત નહિ; અર્થાત્ દુઃખમય સ્મૃતિજ મનુષ્યના હૃદયમાં નવું બળ અને નવું ચૈતન્ય જાગૃત કરે છે અને એટલાજ માટે આ ભીષણ જણાતું ક્ષેત્ર પણ અમને તીર્થસ્વરૂપ લાગે છે ! આ કુરુક્ષેત્ર કે જ્યાં આગળ સેંકડો વીરપુરુષો પોતાનું વીરત્વ દર્શાવી ગયા છે, તે કુરુક્ષેત્ર આજે ભયંકર અને ઉજ્જડ મેદાન જેવું આપણને પ્રત્યક્ષ થાય છે ! આ ભયંકરતા અને નિર્જનતા જોવાથી હૃદયમાં શું શું ભાવો ઉછળી આવે છે તેનું વર્ણન કરવાને આ યોગ્ય સ્થાન નથી, એમ ધારી અમારે મૌન રહેવું પડે છે. કુરુક્ષેત્ર આજે ગંભીર ખેદ અને શોકમાં મગ્ન છે ! અમે જ્યારે આ ભીષણ મેદાનમાં એકવાર ખેદની સ્મૃતિને સાથે લઇને ફરી રહ્યા હતા ત્યારે અમને કુરુક્ષેત્રે કહ્યું હતું કે:–" અનેકાનેક વીર અને પરાક્રમી પુરુષોનું વીરત્વ તથા પરાક્રમ મેં મારી નજરોનજર જોયું છે ! હવે એવું વીર-

ત્વ કે પરાક્રમ જોવાનો લાભ મળતો નથી. શું તમારા પૂર્વના વીરપુરુષોના વંશો નિર્મૂળ થઇ ગયા છે? તમારી વીરભૂમિ શું અત્યારે રંકભૂમિ થઇ ગઇ છે?" કુરુક્ષેત્રને શું ઉત્તર આપવો, એ હજી પણ અમે નક્કી કરી શકયા નથી.*

સમ્રાટે પોતાની જનની તથા દાસદાસી વગેરેને હવે કાબૂલથી બોલાવી લીધાં. અકબરની માતા બહુ તીક્ષ્ણ બુદ્ધિવાળી તથા સ્નેહાળ હતી. અકબરે પોતાની માતાની આજ્ઞાનું ઉલંઘન કર્યું ન હતું. વસ્તુતઃ માતાપ્રત્યે તેની અત્યંત શ્રદ્ધા તથા ભક્તિ હતી. હવે તેઓ સઘળાં દિલ્હીના મનોહર રાજપ્રાસાદમાં સુખ-શાંતિ તથા સન્માનપૂર્વક રહેવા લાગ્યાં.

સિકંદર સર પરાજિત થયો અને પંજાબ દેશ મોગલ સામ્રાજ્યમાં ભળી ગયો. મોગલ સામ્રાજ્યનો સમ્રાટ અકબર હતો,છતાં બહેરામખાં તેના મુરબ્બીતરીકે રાજ્યની સઘળી વ્યવસ્થા કરતો, એમ કહેવાની જરૂર નથી. બહેરામખાં સ્વભાવે બહુ ઉદ્ધત, વાણીનો કર્કશ, હૃદયનો નિષ્ઠુર તથા પાપથી કલંકિત ચરિત્રવાળો હતો. તે પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે રાજ્ય ચલાવવા લાગ્યો. તેના સ્વેચ્છાચારથી રાજ્યના અનેક અમલદારો પણ હવે ગળા સુધી આવી ગયા હતા. સમ્રાટ અકબર એક દિવસે હાથીઓનું દંદયુદ્ધ જોતો હતો, તેવામાં તેમાંનો એક ગાંડો હાથી પરાજિત થઇને અકસ્માત્ બહેરામખાંની છાવણી તરફ ધસી ગયો ! આ ગાંડા હાથીએ અનેક તંબુઓ પાડી નાખવાથી બહેરામખાંને બહુ ક્રોધ ચડયો. તેણે કલ્પના કરી કે– "મને મારી નખાવવા માટેજ અકબરે આ બધું કાવતરૂં રચ્યું છે." સમ્રાટે પોતે બહેરામખાંને કહ્યું કે, "હાથીને કાંઇ ઇરાદાપૂર્વક તેમની છાવણી તરફ મોકલવામાં આવ્યો નહોતો. માવતે ઘણો પ્રયત્ન કર્યા છતાં તે કાબુમાં આવી શકયો નહિ." આ ખુલાસો બહેરામખાંને બિલકુલ સંતોષપ્રદ થયો નહિ. ત્યારથી તે અકબર ઉપર મનમાં ને મનમાં ગુસ્સે રહેવા લાગ્યો અને વાત વાતમાં અકબરનો તિરસ્કાર કરવા લાગ્યો. બહેરામખાં એકવાર યમુનાના જળપ્રવાહમાં વિહાર કરતો હતો, તેવામાંજ રાજ્યનો એક મહોન્મત્ત હાથી યમુનામાં પડયો. માવતના અસાધારણ પરિશ્રમથી તે હાથી કાબુમાં આવ્યો અને એ રીતે બહેરામખાંનો જીવ મૃત્યુના પંજામાંથી બચી ગયો; પરંતુ આથી તે એટલો બધો ઉશ્કેરાઇ ગયો કે તેણે તેના પ્રાણરક્ષક-માવતનો શિરચ્છેદ કરવાની તુરતજ આજ્ઞા ફરમાવી દીધી. તેવીજ રીતે રાજ્યના એક માનીતા અમાત્યનો પણ તેણે સમ્રાટની અનુમતિ લીધા સિવાય વધ કરાવ્યો. બીજા એક અતિ ઉચ્ચ હોદ્દાના અમલદારને તેણે વિના અપરાધે મક્કામાં મોકલી આપવાનો હુકમ કર્યો. મતલબ કે સમ્રાટ અકબર જે જે વ્યક્તિને ચાહતો, તે તે વ્યક્તિને, બહેરામખાં ધીમે ધીમે કાંઇ ને કાંઇ બહાનું કહાડી દેશપાર કે સ્થળફેર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અકબરના વિશ્વાસુ

* યૂરોપના વર્તમાન મહાયુદ્ધે એનો સાચો ઉત્તર આપી દીધો છે. સંપાદક

નોકરોને રજા આપી. તેની જગ્યાએ પોતાના સગા-સંબંધીઓને તે નિમવા લાગ્યો; એટલુંજ નહિ પણ પોતાના પક્ષનું બળ વધારી સમ્રાટની સામે રાજદ્રોહીનું કાવતરૂં રચવાનો પણ તેણે પ્રારંભ કર્યો. અમાત્યો અકબરને હવે રાજ્યની લગામ પોતાના હાથમાં લેવા માટે આગ્રહ કરવા લાગ્યા. માતા તથા અન્ય વિશ્વાસુ સંબંધીઓ પણ તેને તેની રીતેજ રાજ્યભાર ગ્રહણ કરવાનો ઉત્સાહ આપવા લાગ્યા; પરંતુ બહેરામખાંના હાથમાંથી રાજતંત્ર કેવી રીતે પડાવી લેવું, તેનો અકબરને વિચાર થઇ પડયો. એક દિવસે તે શિકારનું બહાનું કાઢી પોતાની સાથે થોડા અનુચરો તથા સહચરોને લઈ, બહેરામખાંના હાથમાંથી મુક્ત થવા માટે આગ્રાની બહાર નીકળી પડયો. પાછળથી તેણે બહેરામખાંને જણાવ્યું કે "દિલ્હી ખાતે મારી માતુશ્રીને ઠીક નહિ હોવાથી મારે દિલ્હી તરફ જવું પડે છે." માતુશ્રીની માંદગીનું તો એક બહાનુંજ હતું; માત્ર અકબર હરકોઇ પ્રકારે બહેરામખાંના હાથમાંથી છૂટો થવા માગતો હતો. દિલ્હીના શહેરીઓએ તથા રાજપુરુષોએ અકબરનો ભારે આદરસત્કાર કર્યો. દિલ્હીમાં આવ્યા પછી સમ્રાટ અકબરે એક ઘોષણાપત્ર બહાર પાડયું. તેમાં તેણે એવા ભાવનું જણાવ્યું કેઃ-" મોગલ સામ્રાજ્યનો સઘળો ભાર હવે હું મારા શિર ઉપર લઉં છું. હવેથી કોઇએ મારી આજ્ઞાવિના રાજ્યમાં કોઇ પણ પ્રકારનો ફેરફાર કરવો નહિ." (ઇ૦ સ૦ ૧૫૬૦) ઘોષણાપત્રની એક નકલ બહેરામખાં ઉપર પણ મોકલવામાં આવી અને તેની સાથે એક જૂદો પત્ર લખી અકબરે અતિ વિનય અને સન્માનપૂર્વક જણાવ્યું કેઃ-" આજપર્યંત હું આપના વિશ્વાસ અને સાધુ સ્વભાવ ઉપર નિર્ભર રહી, સામ્રાજ્યની સઘળી જવાબદારીઓ આપના શિરે રાખી કેવળ આમોદ-પ્રમોદમાંજ મારૂં જીવન ગુજારતો હતો, પણ હવે હું રાજ્યની વ્યવસ્થા કરવાને શક્તિમાન થયો છું. આપ ઘણા વખતથી મક્કા જવાનું મને કહેતા આવ્યા છે, તો હવે આપે ખુશીથી નિશ્ચિંતપણે મક્કા તરફ જવું અને આપના જીવનનો શેષ ભાગ શાંતિમાં પસાર કરવો, એવી મારી પ્રાર્થના છે. આપની જીવિકા નિર્વિઘ્નપણે ચાલી શકે તે માટે ભારતવર્ષમાં એક પરગણું આપને બક્ષીસરૂપે આપવામાં આવશે અને આપના નોકરો દર વર્ષે આપને તેની આવક મોકલ્યા કરશે"

મક્કે જવાનું બહાનું કહાડી બહેરામખાં આગ્રાની બહાર નીકળ્યો, પણ થોડે દૂર ગયા પછી પોતાને નિરાપદ માની સમ્રાટની વિરુદ્ધ બળવો ઉઠાવવાની તૈયારીઓ કરવા લાગ્યો. પંજાબમાં જવાથી શીઘ્ર કાર્યસિદ્ધિ થશે એમ ધારી તે પંજાબ તરફ રવાના થયો. સમ્રાટ અકબર, બહેરામખાંનો આ દુષ્ટ પ્રપંચ આગળથીજ જાણી ગયો હતો; અને તેથી તેણે આગળથીજ પંજાબમાં સૈન્યનો બંદોબસ્ત કરી રાખ્યો હતો. બહેરામખાં જેવો પંજાબની સીમામાં દાખલ થયો કે તુરતજ સમ્રાટના સૈન્યે તેને ઘેરી લીધો. બહેરામે નાસી છૂટવાનો ઘણો પ્રયત્ન

કર્યો, પણ તે સમ્રાટના સૈન્યના હાથમાંથી મુક્ત થઇ શક્યો નહિ. અકબરે પોતાના સેનાપતિતરીકે મુનિમખાં નામના સરદારની નિમણુક કરી હતી. તે સેનાપતિએ કેટલાક સાહસી સહચરોને સાથે લઈ બહેરામખાંનો પીછો પકડ્યો, અને થોડાજ વખતમાં તેને કેદ કર્યો. બહેરામખાંએ કરોડો રૂપીઆ ખર્ચીને એક બહુજ કિંમતી, મણિમુક્તામય તથા સુવર્ણજડિત પતાકા તૈયાર કરાવી હતી, તે અકબરના સેનાપતિએ પડાવી લીધી. સમ્રાટની પાસે કેદીને હાજર કરવા, મુનિમખાંએ રાજધાની તરફ પ્રયાણ કર્યું. સમ્રાટનું હૃદય દયાથી પરિપૂર્ણ હતું. તેને જ્યારે ખબર મળ્યા કે બહેરામખાંને બંદી કરવામાં આવ્યો છે, ત્યારે તેણે તુરતજ રાજ્યના કેટલાક ઉચ્ચ અમલદારોને પંજાબ તરફ મોકલ્યા અને બહેરામખાંને સંપૂર્ણ માનઆદરથી સાથે પોતાની છાવણીમાં લઇ આવવાનો હુકમ ફરમાવ્યો. યથાસમયે બહેરામખાં રાજધાનીમાં પહોંચ્યો. તેણે પોતાને જીવનદાન આપવા ઉઘાડે પગે અને ખુલ્લે માથે રાજસભામાં પ્રવેશ કર્યો અને રડતાં રડતાં સમ્રાટના ચરણે નમી પડ્યો. કરુણામય સમ્રાટ તેજ ક્ષણે પોતાના સિંહાસન ઉપરથી ઉભો થયો અને આગળ વધીને બહેરામખાંને સ્વહસ્તે ઉભો કર્યો, એટલુંજ નહિ પણ તેનો હાથ પકડીને પોતાની જમણી બાજુએ સિંહાસન ઉપર બેસાડ્યો. ત્યારબાદ સમ્રાટે અતિ ગળગળા વિષાદમય કંઠે સર્વ સભાસદોને જણાવ્યું કેઃ—"ખાનખાના જો હજી પણ સૈનિકજીવન ગાળવાની અભિલાષા રાખતા હોય તો હું તેમને કાલ્પી અને ચન્દ્રિના પ્રદેશો આપવાને તૈયાર છું. જો તેઓ આ દરબારમાં હાજર રહેવા માગતા હોય તોપણ હું તેમાં મારી સંમતિ આપું છું. મારા ઉપર તેમણે અત્યાર સુધીમાં જે અનેક ઉપકારો કર્યા છે, તે હું કદાપિ ભૂલી જઇ શકું તેમ નથી. તેમના અપરાધોપ્રત્યે દયાની દૃષ્ટિથી જોવું એ મારૂં મુખ્ય કર્તવ્ય છે. તેઓ જો હવે પોતાના જીવનનો બાકીનો અંશ ઇશ્વરોપાસનામાં વ્યતીત કરવા ઇચ્છતા હોય તો હું તેમને યથાયોગ્ય સત્કારપૂર્વક મક્કે મોકલી આપવાને પણ તૈયાર છું." ખાનખાનાએ સમ્રાટની પાસેથી આટલી બધી દયાની આશા રાખી નહોતી. તે સમ્રાટની દયાથી સંપૂર્ણ પરાજિત થયો. તેણે ઉભા થઇને સમ્રાટને નમન કરી અતિ વિનીતભાવે જણાવ્યું કેઃ—"એકવાર સમ્રાટનો વિશ્વાસઘાત કર્યા પછી બીજીવાર તેમની સભામાં રહી વિશ્વાસ પ્રાપ્ત કરવો, એ અશક્ય છે. મારી ભૂતકાળની રાજસેવાઓ બદલ અને જે દયા અને ક્ષમા આપવામાં આવી છે તેજ બસ છે. હવે આલોકનું હિત સાધવા કરતાં પરલોકનું હિત સાધવું એજ મારે માટે ઉચિત છે; માટે મને પુણ્યતીર્થ મક્કે જવાની અનુમતિ આપો, એજ મારી અંતિમ પ્રાર્થના છે." સમ્રાટે બહેરામખાંની વિનતિને સંપૂર્ણ અનુમોદન આપ્યું અને સન્માનસૂચક એક ઉત્કૃષ્ટ પોષાક ભેટ કર્યો; એટલુંજ નહિ પણ દરવર્ષે તેને ૫૦ હજાર રૂપીઆ મળે એવો બંદોબસ્ત કરી

આપી, તેમજ બીજું પણ પુષ્કળ દ્રવ્ય અર્પણ કરી તેને મક્કે રવાના કર્યો. અત્યારપૂર્વે બહેરામખાંએ પુણ્ય પ્રાપ્ત કરવાની આશાથી અનેક હિંદુઓના પ્રાણ લીધા હતા, છતાં એ પુણ્ય તેને મક્કાપર્યંત પહોંચવામાં સહાયરૂપ થવાને બદલે ઉલટું વિઘ્નરૂપ થઈ પડયું ! બહેરામખાંએ અગાઉ એક પુરુષને મારી નાખ્યો હતો. તેના પુત્રે પિતાના ખૂનનો બદલો લેવા માટે બહેરામખાંનું ગુજરાતમાં ખૂન કર્યું. જેણે પોતાના દીર્ઘ જીવનમાં સેંકડો-સહસ્રો વ્યક્તિઓની હત્યા કરી હતી તેજ વ્યક્તિ આજે એક ઘાતક વ્યક્તિના હાથથી અચાનક મરણ પામી !

સમ્રાટે આ સમાચાર ભારે ખેદપૂર્વક સાંભળ્યા. બહેરામખાંના પુત્ર અબ્દુલરહીમને પોતાની દેખરેખ નીચે ઉછેરવાનું સમ્રાટે પોતે પોતાના હાથમાં લીધું. આ બાળક ઉત્તરાવસ્થામાં મોગલ સામ્રાજ્યના એક અલંકારરૂપ થઈ પડયો હતો. અબ્દુલરહીમે ફારસી, અરબી, તુર્કી તથા હિંદી ભાષામાં બહુ સારી કુશળતા પ્રાપ્ત કરી હતી. કવિતરીકે પણ તે રાજસભામાં પ્રસિદ્ધ થયો હતો. સમ્રાટે પોતાની એક ધાત્રી કન્યા સાથે તેનો વિવાહ કરી આપ્યો હતો. જૂદે જૂદે સમયે તેને ગુજરાત, જૌનપુર, મુલતાન તથા સિંધુ પ્રદેશના શાસનકર્તાતરીકે પણ નિમવામાં આવ્યો હતો. પ્રથમ તેને "મિર્ઝાખાં" તથા પાછળથી "ખાનેખાના" ની અતિ માનવંતી પદવી આપવામાં આવી હતી. છેવટે "વકીલ સલ્તનત" ની સર્વશ્રેષ્ઠ પદવી પ્રાપ્ત કરવાને પણ તે ભાગ્યશાળી થયો હતો. તે એક અતિ સાહસી અને સુદ્ધ સેનાપતિ હતો. જો કે રાજા ટોડરમલ કરતાં પણ તે વધારે સુશિક્ષિત હતો, તોપણ તે રાજા ટોડરમલથી બીજે નંબરે સર્વપ્રધાન પુરુષ અને સેનાપતિ લેખાતો હતો. તેનું હૃદય કરુણા અને ઉદારતાથી પૂર્ણ હતું. સમ્રાટે અબ્દુલરહીમની પુત્રી સાથે પોતાના પુત્ર કુમાર દાનીઆલનો વિવાહ કર્યો હતો.

એ સમયે મોગલ સામ્રાજ્ય પંજાબ, ઉત્તર-પશ્ચિમ, અયોધ્યા, ગ્વાલિયર તથા અજમેરપર્યંત વિસ્તૃત થઈ ચૂકયું હતું.

એજ સમયે ઈરાનના પાદશાહે સમ્રાટની પાસે એક દૂત મોકલ્યો. સમ્રાટ અકબરે તેનો બહુ આદરસત્કારપૂર્વક પોતાના રાજ્યમાં પ્રવેશ કરાવ્યો. ત્યારબાદ તેને સાત લાખ સુવર્ણમુદ્રા, એક ઉત્કૃષ્ટ અશ્વ તથા સન્માનસૂચક એક બહુમૂલ્ય પોષાક અર્પણ કર્યો; તથા ઈરાનના પાદશાહ માટે અસંખ્ય ભેટો આપી; અને તેને પુનઃ પોતાના દેશમાં પહોંચતો કર્યો. અકબરના પિતાએ ઈરાનના પાદશાહ પાસેથી જે સહાયતા મેળવી હતી, તેનો બદલો સમ્રાટે આ પ્રમાણે વાળી આપ્યો.

અકબરરૂપી ચંદ્રની આસપાસથી હવે વાદળાંઓ વિખરાઈ ગયાં ! તે હવે પોતાની સ્વાભાવિક ઉજ્જવલ પ્રભાનો વિસ્તાર કરવા લાગ્યો !

# पंचम अध्याय–भारतमां नवयुग*

"રાજા એ પ્રજાની ચઢતીપડતીનું સર્વોત્કૃષ્ટ કારણ છે. ઈશ્વરપ્રત્યેની તેની વફાદારી તેના ન્યાયી અમલ અને સદ્‌ગુણની યોગ્ય કદરમાં, તથા તેની પ્રજાની વફાદારી તેના પ્રત્યેના આજ્ઞાંકિતપણામાં અને સ્તુતિમાં પરિણામ પામવી જોઇએ."      અકબર

અપૂર્વ શોભામય પ્રભાતની શરૂઆત થઇ ચૂકી છે. મહાનગરી ફતેહપુરસિક્રી હજી નિદ્રાના ખોળામાં અચેતનવત્ પડી છે. રાજમાર્ગ ઉપર ક્યાંય મનુષ્યોનો કોલાહલ સંભળાતો નથી. માત્ર સ્ત્રીઓ હાથમાં સાવરણી લઇ ઘરનાં આંગણાંઓ સાફસુફ કરી રહી છે. કોઇ કોઇ સ્ત્રી પોતાની સખીને ગત રજનીસંબંધી પતિનિંદા કે પતિપ્રશંસાના ઉદ્‌ગાર મૃદુ–મધુરભાવે સંભળાવતી ઉભી છે. અનેક ગૃહલક્ષ્મીઓ નીચે મસ્તકે પોતપોતાનાં નિત્યકાર્ય કરી રહી છે. એટલામાં તોપના ગંભીર અવાજોથી નગરીની મહેલાતો કંપી ઉઠી ! શાંત નિદ્રામાં પડેલાં મનુષ્યો જાણે કોઇ બોલાવતું હોય કે તૈયાર થવાનું સૂચવતું હોય, તેમ શય્યામાંથી શીઘ્ર ઉઠવા લાગ્યાં. જે મહાનગરી અત્યાર સુધી જનશૂન્ય લાગતી હતી, તેજ નગરી જોતજોતામાં શબ્દમયી કોલાહલમયી-બની ગઇ ! રાજપુરીના ઉચ્ચ આવાસોમાંથી નોબતનું મૃદુ–મધુર 'પ્રભાતગીત' સર્વત્ર પ્રસરવા લાગ્યું ! ફેરીવાળાઓ મોટે સાદે બુમો પાડી લોકોને પોતાનો માલ ખરીદવા આમંત્રણ આપવા લાગ્યા. દુકાનદારોએ પોતાની દુકાનો ઉઘાડી વિવિધ પદાર્થોનું મનોહર પ્રદર્શન પ્રેક્ષકોની દૃષ્ટિસન્મુખ ખુલ્લું મૂક્યું. વસ્તુની જરૂર ન હોય તેવાઓ પણ તેની આકર્ષકતાથી ખેંચાઇ વિવિધ વસ્તુઓ ખરીદવા લાગ્યા. શહેરના માનવંતા નાગરિકો વિવિધ વસ્રો અને શૃંગારો સજી રાજદરબારમાં જવાને બહાર નીકળ્યા. અનેક સુસજ્જિત અશ્વો તથા હાથીઓ, અનેક પુરુષો તથા રમણીઓ રાજદરબાર તરફ આતુરતાપૂર્વક ગમન કરવા લાગી. સુંદર વસ્ત્રાલંકારોથી શોભતો ખુલ્લા પગવાળો નકીબ, પાછળની પાલખી ઉપર ઉભો રહી, અમીર–ઉમરાવની પદવીઓને બને તેટલા ઉંચા સ્વરે જાહેરાત આપતો અને પથિકોને રસ્તામાંથી એક બાજુએ ખસી જવાનું સૂચન કરતો, રાજ્યના અમીરો સાથે ચાલતો હતો. તેની પાછળ વિવિધવર્ણની પુષ્પમાળાઓ તથા લતાઓથી અલંકૃત થયેલી પાલખીઓમાં બેઠેલા મનોહર વેષવાળા તથા લાંબા પેટવાળા અમીરઉમરાવો તાંબૂલના રંગથી પોતાના હોઠને રંગ ચડાવતા રાજદરબાર તરફ ગતિ કરી રહ્યાં હતા. ગુલાબની સુગંધથી સમસ્ત માર્ગ બહેકી રહ્યો હતો. પાલખીઓની આસપાસ, સુંદર વસ્ત્રાલંકાર અને ખુલ્લા પગવાળા ચોપદારો હાથમાં રૂપાની પીકદાની લઇને તો કોઈ મયૂરપુચ્છદ્વારા પોતાના માલિકના

*આ દૃશ્ય અકબર ગાદીએ આવ્યા પછી અનેક વર્ષો પસાર થયા પછીનું છે.

શરીર ઉપરથી માખીઓને ઉરાડતા મંદ મંદ ગતિએ પગલાં ભરતા હતા. કોઇ ચોપદાર હાથમાં રૂપાની કે સુવર્ણની મોટી છડી લઇ નકીબ પોકારતો ચાલી રહ્યો છે, તો કોઇ વિશાળ કાળી ઢાલવડે શરીર ઢાંકી હાથમાં નગ્ન તલવાર લઇને પોતાના માલિકની પાસે ઉભો છે. આ તલવાર ઉપર પડતાં બાલસૂર્યનાં કિરણો કાંઇ અપૂર્વજ શોભા ધારણ કરે છે ! અમીરોની પાલખીઓને આવતી જોઇ રાહદારીઓ માર્ગમાંથી એક બાજુ ખસી જવા લાગ્યા. કોઇ કોઇ મનોહર પાલખીની આગળ ડંકાનો ધ્વનિ થઇ રહ્યો છે ! કેટલીક પાલખીઓ પાસે સુંદર ધ્વજાઓ ઉડી રહી છે અને તે દ્વારા પાલખીમાં બેઠેલા અમીરનું પદગૌરવ વિસ્તારી રહી છે ! પાલખી ઉંચકનારાઓ પણ શ્રમને ન્યૂન કરવા ભેગા સ્વરથી સંગીત ગાતા ગાતા ચાલી રહ્યા છે.

આ કોણ છે ? આ રાજાએ જે તેજસ્વી અશ્વપર સ્વારી કરી છે, તે અશ્વ પણ પોતાને પરમ ભાગ્યવાન સમજી આનંદપૂર્વક નૃત્ય કરી રહ્યો છે ! એ કયો રાજા હશે ? સુવર્ણાલંકારવડે શોભતાં અને નકસીવાળાં રક્ત વસ્ત્રો તેણે ધારણ કર્યાં છે. તેનો અશ્વ હરિણની માફક કાન ઉંચા કરી ઉન્મત્તપણે ચાલી રહ્યો છે. રાજાના વિશાળ લલાટ ઉપર ચંદનતિલક સ્પષ્ટરૂપે પ્રતીત થઇ આવે છે. તેનું વદનમંડળ તેના હૃદયના વીરત્વને સહસ્ર પ્રકારે સૂચવી રહ્યું છે. કર્ણમાંના કિંમતી રત્નાલંકારો તથા મસ્તક ઉપરનો હીરાજડિત મુકુટ પ્રભાતનાં કિરણોથી ચકચકિત થઇ રહ્યો છે. ગળામાં મુક્તામાળા ઝૂલી રહી છે. તેનું ઉન્નત અને સુદૃઢ શરીર અત્યંત પ્રભાવશાળી જણાય છે. તેની આગળ અને પાછળ બહુ અશ્વસેના પરમ ગૌરવપૂર્વક ચાલી રહી છે. તે એક હિંદુ રાજા છે. તેના જેવા અનેક હિંદુ રાજાઓ આજે એકબીજાની સ્પર્ધા કરતા દરબાર તરફ પ્રયાણ કરી રહ્યા છે. લોકો પણ પોતપોતાનાં કર્તવ્યોને અળગાં મૂકી રાજાઓની સ્વારી જોવા આવીને ઉભાં રહ્યાં છે. ડાહ્યા પ્રેક્ષકો પોતાને સંપૂર્ણ ખબર ન હોય તોપણ એક રાજાને બીજા રાજાનું નામ આપી પોતપોતાની અજ્ઞાનતાનું પ્રદર્શન કોઇ કોઇ જ્ઞાતાજનોની દૃષ્ટિને દર્શાવી રહ્યા છે.

પાઠક ! ચાલો આપણે પણ આજે આ સર્વ સાથે રાજદરબારનાં દર્શન કરવા જઇએ. વિશાળ દરબારે-આમ, સુંદર રીતે સુસજ્જિત કરાવવામાં આવ્યો છે. સ્વચ્છ-શુભ્ર દીવાલોના અગ્રભાગ ઉપર અનેક પ્રકારની લતાઓ તથા પુષ્પવેલીઓ ચિતરવામાં આવી છે. વિવિધ વર્ણનાં પુષ્પો તથા પત્રોનો તો કાંઇ સુમારજ નથી ! સુગંધી દ્રવ્યોથી સમસ્ત દરબાર બહેક બહેક થઇ રહ્યો છે. ગૃહની મધ્યમાં પૂર્વ તરફ એક ઉચ્ચ અને મનોહર વેદી સ્થાપન કરવામાં આવી છે. દરબારગૃહમાંથી તે વેદી ઉપર ચડવાનો એકકે માર્ગ નથી. વેદીની મધ્યમાં નકસીની કોતરણીવાળું, સુશોભિત હાથીદાંતનું, સુવાસિત ચંદનનું સિંહાસન

આવેલું છે. તેના ઉપર વિવિધ ભરતથી ભરેલી સુકોમળ મખમલની ગાદી તથા તકીયા વગેરે પડેલાં છે. સિંહાસન ઉપર સુવર્ણાલંકૃત રક્તવર્ણું રાજછત્ર દીપી રહ્યું છે. છત્રની કિનારી સાથે બાંધેલી મણિ–મુક્તાની ઘુઘરીઓ પવનની ગતિથી ડોલી રહી છે. ઘુઘરીનો મધુર કોમળ સ્વર કેમ જાણે કે સમ્રાટનું યશોગાન કરી રહ્યો હોયની ! દરબારની દીવાલોમાં ચોતરફ કાચનાં મોટાં દર્પણો ગોઠવવામાં આવ્યાં છે. સિંહાસનની બંને બાજુએ સુસજ્જિત વાયુ નાખનારાઓ માનપૂર્વક ગોઠવાઇ ગયા છે. તેમના હાથમાં રહેલાં સુવર્ણનાં હાથાવાળાં ચામરો અતિ લહરીવડે મંદ મંદ ફરકી રહ્યાં છે. આ અનુપમ શોભાયુક્ત ગૃહની મધ્યમાં આવેલી અતુલ શોભામયી વેદિકાનું દર્શન કરવાથી એમ લાગે છે, કે જાણે પુષ્પવાડીની મધ્યમાં વિશાળ સૂર્યમુખી ફૂલ સંપૂર્ણ વિકસિત થઇને વિરાજતું હોયની !

વેદીની નીચે અપૂર્વ વેશવાળા ચોપદારો સોના–રૂપાની છડીઓ પકડી ઉભા રહ્યા છે. તેઓની હાજરી પણ સભાની શોભા તથા ગંભીરતામાં વૃદ્ધિ કરે છે. ચોપદારોની પછી કુમારો, તેમનાથી થોડે દૂર સમ્રાટના નવા હિંદુધર્માવલંબી મિત્રો, તેમની પાછળ હિંદુ નરપતિઓ તથા ત્યાર પછી અમીર–ઉમરાવો અને હિંદુ–મુસલમાન મુખ્યપુરુષો, પોતપોતાના નિર્દિષ્ટ સ્થાને ગોઠવાઇ ગયા છે. અનેક પવિત્ર બ્રાહ્મણ પંડિતો પણ અકબરની અનંત પ્રશંસા સાંભળી સમ્રાટનાં દર્શન કરવા ઉત્સુકપણે રાહ જોતા બેસી રહ્યા છે. કેટલાક બ્રાહ્મણ વેદધર્મનું મહાત્મ્ય વર્ણવવા તત્પર થઇ બેઠા છે. સંખ્યાબંધ પોર્ટુગીઝ સાહેબો, સંખ્યાબંધ કવિઓ, અનેક સાહિત્યસેવકો, અનેક સંગીતશાસ્ત્રીઓ તથા અસંખ્ય વિદેશી વણિકો યથાસ્થાને શાંતિપૂર્વક બેસી ગયા છે. આ દરબારમાં હિંદુમુસલમાન એવો ભેદ લેશમાત્ર રહ્યો નથી. જાતિને લીધેજ કોઇને વધારે અને કોઇને ન્યૂન માન મળે એવો ભેદભાવયુક્ત નિયમ રદ કરવામાં આવ્યો છે. સમ્રાટ પોતે હિંદુ રીતિ–નીતિનો અને હિંદુ વેશનો પક્ષપાત ધરાવતા હોવાથી અનેક મુસલમાન આગેવાનો પણ દાઢી મુંડાવી નાખી મનોહર હિંદુવેષે સભામાં હાજર થયા છે. કોઇ કોઇ મૌલવી સાહેબની લાંબી દાઢીના કેશ પવનના હાલવાથી જાણે કે " મારે પણ સ્થાનભ્રષ્ટ થવું પડશે એવા ભયથી-ધ્રુજી રહ્યા હોય તેમ જણાય છે." આજે આ મહાસભા હિંદુત્વની ભાવનાથી અતિ તેજસ્વી જણાય છે. જાણે દેવસમાજ એકત્ર થઇ હોય અને તેમાં ઇન્દ્ર, ચન્દ્ર, વરુણ, વાયુ આદિ દેવતાઓ આવીને ઉપસ્થિત થયા હોયની ! એવી ભ્રાન્તિ ક્ષણભર જોનારને થઈ આવે તેમ છે. સર્વ સભાસદોની પાછળ સંખ્યાબંધ સામાન્ય મનુષ્યો ઉભા રહ્યા છે. પ્રત્યેક મનુષ્ય–પછી તે ગમે તે ધર્મ પાળતો હોય કે ગમે તે કુટુંબનો હોય તોપણ તે પોતાની ઇચ્છા થયેથી સમ્રાટના દરબારમાં હાજર થઈ શકે છે. સર્વનાં મુખકમળો આજે હર્ષથી પ્રફુલ્લ છે.

સમ્રાટનાં દર્શન કરવા સર્વ કોઇ પોતાનાં ચક્ષુઓને આમતેમ ફેરવી રહ્યા છે. સર્વ કોઇ સમ્રાટના આગમનનીજ ઉત્કંઠા ધરતાં બેઠા છે. એવામાં નકીબે મોટા સાદે ઘોષણા કરી. સભામાં બેઠેલા સજ્જનો સમજી ગયા કે હવે સમ્રાટને પધારવામાં વિલંબ નથી. સઘળા માનપૂર્વક પોતપોતાના સ્થાને ઉભા થયા. એક ક્ષણ પૂર્વે જે સ્થળ શબ્દમય જણાતું હતું તે સ્થળ હવે તદ્દન નીરવ બની ગયું. સમ્રાટ સિંહાસનવાળી વેદિકાના પાછલા ભાગ પાસેના ઉચ્ચ દ્વાર આગળ હાજર થયા. પૂર્વાકાશમાં પૂર્ણચંદ્રનો ઉદય થયો હોય તેમ સભાગૃહમાં પ્રકાશના તરંગો વિસ્તર્યા. અકબર પ્રતિદિન પ્રાતઃકાળે સ્નાન કરીને ઇશ્વરોપાસના, સૂર્યની આરાધના તથા સહસ્રનામનો પાઠ કરીને દરબારગૃહમાં હાજર થતો. તેણે મૃદુ હાસ્યપૂર્વક સર્વ સભાજનોનું નમન બહુ માનપૂર્વક સ્વીકારીને તથા સામું નમન કરીને સર્વને પોતાના સ્થાને બેસવાની અનુમતિ આપી. પછી પોતે યોગાસન વાળી સિંહાસન ઉપર વિરાજમાન થયો.

સમ્રાટનો ઉજ્જવળ શ્યામ વર્ણ, પ્રતિભાથી પ્રકાશતાં ચક્ષુઓ, કાળી ભ્રમરો, પ્રશસ્ત લલાટ, હાસ્યવિકસિત જ્યોતિર્યુક્ત વદનમંડળ, એ સર્વ નિરખીને સઘળા સભાસદો ક્ષણવાર મુગ્ધ થયા. મસ્તકે બ્રાહ્મણત્વ અને રાજત્વ સૂચવનારો મુકુટ, લલાટમાં ચંદનતિલક, અને દાઢી વગરનું હિંદુત્વસૂચક વદન જોઇ અનેક નૂતનપ્રેક્ષકો આશ્ચર્ય પણ પામ્યા. ગુણના સમુદ્ર શ્રીરામચંદ્રના જેવા અકબરના પણ મોટા બાહુ જોઇને સામુદ્રિકો ( રેખા ઉપરથી મનુષ્યનું ભવિષ્ય કથનારાઓ ) મનમાં ને મનમાં સમ્રાટની સ્તુતિ કરવા લાગ્યા. એવું સુવિશાળ વક્ષઃસ્થળ, વીરત્વસૂચક શરીર અને મધુર હાસ્ય પૂર્વે કોઇએ કોઇ સમ્રાટમાં જોયું નહોતું. અકબરે આડંબરવિહીન સાદો પોષાક પહેર્યો હતો. બનતાં સુધી તે ઘણુંજ સાદાં વસ્ત્રોનો ઉપયોગ કરતો. તેના અંગ ઉપર સ્વચ્છ શ્વેત રેશમનું એક અંગરખું હતું, જેના ઉપર સ્થાને સ્થાને સુવર્ણની ઝીકથી રચેલી મક્ષિકાઓ પ્રતીત થતી હતી. જાણે કે પરાગમાં મુગ્ધ બનેલા ભ્રમરો અકબરરૂપી કમળ ઉપર આશ્રય લેતા હોય અને અંગરખા ઉપર ઝૂકી રહેલી કંઠમાંની મોટી મુક્તામાળા પણ જાણે અંધકારની ખદ્યોતમાળાની મસ્કરી કરતી હોયની એવો ભાસ થાય છે. જમણા હાથની અનામિકા ઉપર આવી રહેલી હીરાની વીંટી પણ ઉજ્જવળ જ્યોતિ પ્રસારી રહી છે !

સમ્રાટે સ્વાભાવિક મધુર સ્વરે હાજર થયેલા સઘળા સભાસદોને આવકાર આપ્યો અને જેઓ આ રાજસભામાં પ્રેક્ષકતરીકે પ્રથમજ આવ્યા હતા, તેમની સાથે વાર્તાલાપનો આરંભ કર્યો. સમ્રાટે નૂતન વ્યક્તિઓને " તમારા દેશમાં કેવી રીતિ–નીતિ છે, રાજ્યશાસન પદ્ધતિ કેવા પ્રકારની છે, " વગેરે પ્રકારના પ્રશ્નો સરળભાવે પૂછ્યા. નવા નવા દેશોની રીતિ–નીતિ જાણવી અને ભિન્ન ભિન્ન દેશોની રહેણી–કહેણીથી પરિચિત થવું, તે અકબરનો નિત્યનો મુખ્ય અભ્યાસ

હતો, એમ કહીએ તો તે અયોગ્ય નથી. તેની પ્રશ્ન પૂછવાની ઢબ પણ એવા પ્રકારની હતી કે તેથી નવા આગંતુકોને ઉત્સાહ તથા આનંદ થયા વિના રહે નહિ. તેનામાં અભિમાન કે ગર્વનો લેશ પણ નહિ જોવાથી નૂતન પ્રેક્ષકો સર્વ પ્રકારની હકીકત નિખાલસપણે સમ્રાટને નિવેદન કરતા. વસ્તુતઃ અકબરમાં મધુરતાનું કોઈ એવું અદ્ભુત આકર્ષણ હતું કે તેની પાસે એકવાર ગયા પછી અને તેની સાથે એકવાર વાર્તાલાપ કર્યા પછી કોઇને પણ આશ્ચર્ય થયા વિના રહેતું નહિ. એટલુંજ નહિ પણ તેને હમેશને માટે અકબર જેવા સમ્રાટની સેવામાં રહેવાની પણ ભાવના થઈ આવતી.

ત્યારબાદ સમ્રાટે અનેક પ્રકારનાં રાજકાર્યો હાથમાં લીધાં. છેલ્લા નિર્ણયને માટે જે કેસો મુલતવી રહ્યા હતા, તેનો નિષ્પક્ષપાતપણે તેણે ફેંસલો કરવા માંડ્યો. અનેક ન્યાયપ્રાર્થીઓને ન્યાય આપી અને અનેક રંકજનોને ઇચ્છિત સહાયતા આપી પોતાનું નિત્યકર્મ સંપૂર્ણ કર્યું. અનેક શતાબ્દીઓ પછી ધની અને દરિદ્ર, હિંદુ અને મુસલમાન, એ સર્વને ધર્મના કે જાતિના ભેદભાવ વગર અદલ ઇન્સાફ મળતો જોઇ સર્વ પ્રજા સંતુષ્ટ થાય એ સ્વભાવિકજ છે. મરુભૂમિની વેદનાઓથી કંટાળી ગયેલો મનુષ્ય કુબેરની મનોહર પુષ્પવાડીમાં પ્રવેશ કરી ત્યાંનું રમણીય દૃશ્ય જોઇને આનંદમુગ્ધ થાય, તેવી રીતે લાંબાકાળથી પીડા પામતા ભારતવાસીઓ, સમ્રાટ અકબર જેવા સર્વપ્રિય મહાન સમ્રાટને જોઇ આનંદ પામે, એમાં પૂછવુંજ શું ? ક્રમે ક્રમે બપોરની નોબત રાજપ્રાસાદ ઉપર ગર્જી ઉઠી. સભા બરખાસ્ત કરવાનો સમય આવી પહોંચ્યો. સમ્રાટે ધર્મચર્ચા માટે જે અનેક બ્રાહ્મણો, બૌદ્ધો, મુસલમાનો તથા ક્રિશ્ચીઅનોને બોલાવ્યા હતા, તેમને પોતાનું આતિથ્ય સ્વીકારવાની પ્રાર્થના કરી, સાયંકાળે એબાદતખાનામાં હાજર થવાની વિનતિ કરી. નવા ધર્માચાર્યોની આગતા–સ્વાગતા માટે પોતાના ખાસ અધિકારીઓને ભલામણ કરી અકબર સભામાંથી વિદાય થયો. સભાસદો પણ પોત–પોતાના ગૃહ તરફ જવા રવાના થયા. રાજદરબારમાંથી નિવૃત્ત થયા પછી અકબરે પીડિત, દુઃખી અને દરિદ્ર મનુષ્યોની મુલાકાત લીધી. દવાની જરૂર હોય તેમને દવા, ધનની જરૂર હોય તેમને ધન તથા આશ્રયની જરૂર હોય તેમને આશ્રય આપી રંક મનુષ્યોની હૃદયની આશિષ લીધી ! દીન અને રંક જનોની સેવા, એ પણ અકબરનું એક મુખ્ય કર્તવ્ય હતું. ત્યારબાદ સમ્રાટે અંતઃપુર તરફ પગલાં કર્યાં.

હિંદુ રાજા હિંદુસૈન્યને લઇને અંતઃપુરની રક્ષા કરે છે, અંતઃપુરના બહારના દરવાજા પાસે કદાવર દેખાવના ખોજાઓ પોતાનો પ્રતાપ વિસ્તારે છે, અંતઃપુરના અંતભાગમાં સાહસી રમણીઓ પહેરાનું કાર્ય કરી રહી છે ! શહેનશાહના અંતઃપુરમાં પુરુષોને પ્રવેશ કરવાની સખત મનાઇ છે, પરંતુ અમારા

જેવા નમ્ર' લેખકોને માટે નિષેધ નથી. અમે અમારા વાચકોને માટે એ અંતઃપુરનું વર્ણન આ સ્થળે આપીએ છીએ.

અંતઃપુર અતિ સ્વચ્છ છે. ધૂપની ગંધથી ચારે દિશા આમોદિત થઇ રહી છે. વિવિધ વર્ણનાં સુંદર અને સુગંધી કુસુમો વૃક્ષે વૃક્ષે તથા વેલીએ વેલીએ ઝુલી રહ્યાં છે. પ્રત્યેક ઓરડામાં કુસુમની માળા, કુસુમના ગોટા તથા કુસુમના ઢગલાઓ યથાસ્થાને ગોઠવવામાં આવ્યા છે. બીજા પણ અનેક જાતના સુંદર પદાર્થો, અનેક પ્રકારનાં સુગંધી દ્રવ્યો વિવિધભાવે ગૃહશોભામાં અપૂર્વ વૃદ્ધિ કરી રહ્યાં છે. સમ્રાટને પોતાને વિવિધ સુંદર સુગંધી દ્રવ્યોનો બહુ શોખ હતો. સુગંધી દ્રવ્યો ઉત્પન્ન કરનાર કારીગરોને તે ખાસ ઉત્તેજન આપતો. અકબર પોતે પણ અનેક પ્રકારનાં સુગંધી અત્તરો તૈયાર કરવાની કળા જાણતો હતો. વિવિધ સુંદર પક્ષીઓ પાંજરામાં વિરાજી ગૃહને અલંકૃત કરી રહ્યાં છે. સમ્રાટ આજે પ્રિયતમા મહિષી જોધબાઈના ભવનમાં આહાર કરવાના છે. આહારમાં લેવાની વસ્તુઓ અંતઃપુરની બહાર એક ખાસ મકાનમાં તૈયાર કરવામાં આવતી. રસોડા–વિભાગમાં એક ખાસ વિશ્વાસુ અમાત્યની સમ્રાટ પોતે નિમણૂક કરતા. તે અમાત્ય આહાર તૈયાર કર્યા પછી એકે એક વસ્તુની પોતે ખાઇને પરીક્ષા કરતો અને ત્યારપછી એ વસ્તુઓને સોના–રૂપાના થાળમાં મૂકી, ઉપર રાતું વસ્ત્ર આચ્છાદન કરી અને તેની ઉપર પોતાની સીલવાળી મહોર મારી અંતઃપુરમાં સમ્રાટની પાસે મોકલી દેતો. આહારનાં દ્રવ્યોની સાથે એક સૂચિપત્ર પણ લખેલું રહેતું. આજે તેજ નિયમને અનુસરી ખાદ્ય સામગ્રી હાજર થઈ ગઇ છે. સમ્રાટની સન્મુખ ઉક્ત પાત્રો ખુલ્લાં મૂકવામાં આવ્યાં. પ્રથમ અંતઃપુરની દાસીઓએ તેમાંનો પ્રત્યેક પદાર્થ ચાખી જોયો. આહારમાં કોઇએ ઝેર મેળવ્યું છે કે નહિ તેની કસોટી કરવા નિત્ય આ પ્રમાણે પરીક્ષા કરાવવામાં આવતી. ત્યાર બાદ સમ્રાટે ભોજનનો આરંભ કર્યો. જોધબાઇના આનંદની આજે સીમા નહોતી. તેણી પણ બહુજ ઉત્સાહ અને આનંદપૂર્વક અકબરના પાત્રમાં ખાદ્ય સામગ્રી પીરસવા લાગી. જમતાં જમતાં અકબર અને રાણી જોધબાઇ વચ્ચે અનેક પ્રકારની ચર્ચાઓ થવા લાગી. બંને રાજા–રાણી આજે પરમ આનંદ અને શાંતિમાં હોય એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. સમ્રાટની ખાતર નિત્ય બહુ કિંમતી આહાર–સામગ્રી તૈયાર થતી, એમ કહેવાની જરૂર નથી. આહાર કર્યા પછી અકબરે કેટલાંક મિષ્ટ ફળોનું ભક્ષણ કર્યું. તેને વિવિધ ફળોનો એટલો બધો શોખ હતો કે તે ખાસ કાબૂલ, કાશ્મીર અને ભારતના વિવિધ ભાગોમાંથી સુસ્વાદુ ફળો મંગાવ્યા કરતો. ફળાહાર પછી બરફના જેવું ગંગાજળનું પાન કરી આહારવિધિ સંપૂર્ણ કરી. અકબર બહુ મિતાહારી હતો. ક્ષુધા હોય તે કરતાં તે ઓછુંજ જમતો અને તે પણ રાત અને દિવસમાં થઇને માત્ર એકજ વાર. આહાર કર્યા બાદ થોડીવાર વિશ્રામ કરવાની તેને ટેવ હતી, તેથી તેઓ શયનગૃહ તરફ

ગયાં. અકબરને સૂવા દઇ આપણે પણ હવે અંતઃપુરમાંથી બહાર નીકળીશું.

પ્રથમ આપણે જે નગરી જોઇ હતી, તેજ શું આ ફતેહપુર નગરી છે? જો એમ હોય તો પેલી પ્રભાતની સુષમા અને પેલો પ્રભાતનો કલરવ ક્યાં ગયો? અત્યારે આ નગરી જનશૂન્ય, નિરવ અને નીસ્તબ્ધ જણાય છે તેનું શું કારણ? મધ્યાહ્ન થઇ ચૂક્યો છે, પ્રખર સૂર્યનાં કિરણો ચારે દિશામાં અગ્નિ વરસાવી રહ્યાં છે, જાણે કોઇ " મહેરબાન સાહેબ " સ્વચ્છ ધોતીયું અને સ્વચ્છ શ્વેત કોટ પહેરીને રાજમાર્ગે ફરવા નીકળ્યા હોય, તેવો ક્ષણવાર ભાસ થઈ આવે છે! મધ્યાહ્નને શરીર હોય એમ જણાતું નથી, પણ મુખ હોય એમ સ્પષ્ટ જણાય છે! મધ્યાહ્નના સંતપ્ત મુખ પાસે હાજર થવાનું કોઇ મનુષ્ય પ્રાણીથી આજે સાહસ થઇ શકતું નથી. બાળકના જેવા સ્વભાવવાળો વાયુ પેલા મહેરબાન સાહેબ–મધ્યાહ્નના અહંકાર ઉપર રોષે ભરાઈ, મધ્યાહ્નનાં સ્વચ્છ–શુભ્ર વસ્ત્રો ઉપર ધૂળ ચડાવવાનો પ્રયત્ન કરે છે! મધ્યાહ્ન પોતાના ધવલ વસ્ત્રોને ધૂળવાળાં થતાં જોઇ ક્રોધથી બાળક પવન ઉપર બમણો અગ્નિ ફેંકે છે! પવન પણ કંઇ મધ્યાહ્નના તાપથી હારી જાય એમ નહોતું. તે પણ મધ્યાહ્ન ઉપર મરણીયો થઇને ધસે છે. બંને મલ્લયુદ્ધમાં પ્રવૃત્ત થાય છે, પરન્તુ કોઇ કોઇથી હારે એમ જણાતું નથી. છેવટે તાપ તથા પવન એ ઉભય ધૂલારાશિપૂર્ણ શરીરે પૃથ્વી ઉપરથી ઉભા થાય છે, અને ધૂળ ખંખેરતા આખા ગામમાં હોળીયાની માફક ભમે છે! પવન અને તાપની દુષ્ટતાને લીધે દુકાનદારો દુકાન બંધ કરીને પોતપોતાના આવાસમાં શાંતિથી ઉંઘે છે. સમસ્ત રાજમાર્ગ અત્યારે જનહીન, પ્રાણિહીન, તથા નિસ્તબ્ધવત્ પ્રતીત થાય છે. ગાયો અને ભેંસો પણ રસ્તામાં ભટકવાનું મૂકી દઇ વૃક્ષની છાયાતળે વાગોળતી બેઠી છે! ચંચળ વાછરડાંઓ ગાયની પાસે સંપૂર્ણ શાંતિમાં સૂતાં છે. વન્ય પશુઓ પણ એકાંત ગુફામાં તથા ગાઢ વનમાં સંતાઇ ગયાં છે. પક્ષીઓ બિચારાં વૃક્ષનાં પાંદડાં નીચે પોતાના શરીરને સંતાડી, વિષાદપૂર્ણ વદને, અર્ધી આંખો મીંચીને માળામાં બેસી રહ્યાં છે. માત્ર બે ચાર કાગડા તૃષાને લીધે કા કા કરી રહ્યા છે. કોઇ કોઇ સ્થળે બે ચાર પક્ષીઓ પિપાસાને લીધે પીડિત થઇ સરોવરનું ઉષ્ણ પાણી પીવા માટે નછૂટકે બહાર નીકળી પડયાં છે અને મનુષ્યોના ભયને લીધે આમતેમ વ્યાકુળ દૃષ્ટિ કરી રહ્યાં છે. મધુમક્ષિકાઓએ પણ ગણગણ કરી હાસ્યરસ વિસ્તારવાનું માંડી વાળ્યું છે. વૃક્ષ તથા લતાઓ પણ સૂર્યના તાપને લીધે ગ્લાનિ બની ગઈ છે. પુષ્પના છોડા પણ કરમાવા લાગ્યા છે. કવચિત્ કવચિત્ જીર્ણ–શીર્ણ કૂતરાં આવા સમયમાં પણ હાંફતાં હાંફતાં બહાર ફરવા નીકળેલાં દૃષ્ટિએ પડે છે. તેઓ અમો ભારતવાસીઓની પેઠે દુઃખના સમયમાં પણ આત્મકલહ કરવાનું ભૂલી જતાં નથી! આ પ્રમાણે ફતેહપુર–સીક્રી, સમ્રાટ અકબરના સમયમાં શાંતિપૂર્વક પોતાનો સમય પસાર કરી રહી છે. આવા વર્ણનથી વાચકોને કદાચ

કંટાળો આવશે, પણ અકબરના રાજત્વકાળની પરિસ્થિતિનો યથાર્થ ખ્યાલ આપવા માટે અમારે નિરુપાયે આ વર્ણનમાં ઉતરવું પડ્યું છે.

ધીમે ધીમે મધ્યાહ્નકાળ પસાર થઇ જતાં તેનું સ્થાન સંધ્યાએ લેવા માંડ્યું. રાજપ્રાસાદોના ઉચ્ચ શિખરેથી નોબતો ગર્જવા લાગી. ઍરેબીયન નાઇટસમાં એક એવી વાર્તા છે કે એક રાક્ષસના મંત્રબળથી મૃતપ્રાય નગરી પુનઃ ચેતનવાળી બની જતી. તેજ પ્રમાણે આ નગરી કે જે બપોરના સમયે મૃતવત ભાસતી હતી, તે સાયંકાળે પુનઃ સંજીવિત થયેલી જણાવા લાગી. જે રાજમાર્ગ ઉપર અત્યારપર્યંત ભાગ્યેજ કોઇ મનુષ્ય દૃષ્ટિગોચર થતો, તે રાજમાર્ગ હવે મનુષ્યોનાં ટોળાંવડે ઉભરાઇ જવા લાગ્યો. દુકાનદારોએ દુકાનના નીચલા ભાગમાં પોતાની દ્રવ્ય–સામગ્રી ખુલ્લી મૂકી દીધી. કોઇ કોઇ દુકાનના બીજે દાદરે નગરનારીઓ બારીમાં બેસી વિવિધ શૃંગારોની ટાપટીપ કરી રાહદારીઓને પોતાનું રૂપ દર્શાવવા લાગી. મૂઢ ધનિકોમાંનો કોઇ કોઇ એ જાળમાં સપડાવા લાગ્યો. અનેક વિલાસી પુરુષો જાંગપર્યંત લાંબાં પહેરણો પહેરી માથાના, મૂછના અને દાઢીના વાળ સંમારી વદનમંડળને તેલથી ચકચકિત કરી, મુખમાં તાંબૂલ, કાનમાં અત્તરનાં પુમડાં, તેમજ મસ્તક ઉપર ટોપી કે પાઘડી નાખી, હાથમાંની છડીને ડોલાવતા ડોલાવતા, ઉપર બીજા માળની બારીમાં દૃષ્ટિ ફેંકતા ચાલવા લાગ્યા. દૃષ્ટિ ઉપર રાખીને ચાલતા જતાં અનેક મનુષ્યો પરસ્પર અથડાવા લાગ્યા. કોઇ કોઇ તો સખત ટક્કર લાગવાથી ધરણી ઉપર પણ ઢળવા લાગ્યાં. જાણે કે ધરણી માતા પોતાનાં કુસંતાનોને ચેતવવા ઠોકર મારતી હોયને ! પથિકોને પડતા અને અથડાતા જોઇ દુકાનદારો હો હા કરી ઉચ્ચ સ્વરે હસવા લાગ્યા. શરમાએલા વિલાસીઓ પૃથ્વી માર્ગ આપે તો હવે સમાઇ જવું, એમ ધારી મૂંગે મોંએ જલદી પસાર થવા લાગ્યા. મતલબ કે આ મહાનગરી પુનઃ પ્રભાતની શોભાનો વિસ્તાર કરવા લાગી.

સમ્રાટ અકબરને આપણે અંતઃપુરમાં સૂતો રાખી શહેરની સહેલ કરવા નીકળી પડ્યા છીએ, પણ હવે આપણે પાછું ફરવું જોઇએ; કારણ કે અકબરને ઉઠયાને ઘણો વખત પસાર થઇ ગયો છે. તે અત્યાર પૂર્વે ક્યારનોએ પોતાના ખાસ દરબારમાં પ્રવેશ કરી ચૂકયો છે. સમ્રાટ પોતાના પ્રધાન સચિવ અબુલફઝલ, રાજસ્વ સચિવ ( કર અથવા વેરાખાતાનો પ્રધાન ) રાજા ટોડરમલ, બન્ધુવર રાજા બીરબલ તથા ફૈઝી, મહાવીર રાજા માનસિંહ વગેરેની સાથે રાજ્યસંબંધી વિચારો અને વ્યવસ્થાઓ કરવામાં તલ્લીન થઇ ગયો છે. અકબર અંતઃકરણપૂર્વક હિંદુઓને ચાહતો હતો. હિંદુઓ પ્રતિ તે બહુ વિશ્વાસ અને માનની દૃષ્ટિથી જોતો હતો. તેણે અનેક હિંદુઓને પોતાના રાજ્યમાં ઉચ્ચ અધિકાર ઉપર નિયુક્ત કર્યા હતા. હિંદુઓ માટે તેને એટલી બધી લાગણી હતી કે પોતાના સુવિશાળ સામ્રાજ્યના અતુલ અલંકારરૂપ અને અપૂર્વ અવલંબનરૂપ જો કોઇ હોય તો તે હિંદુઓજ છે, એમ

તે ઘણીવાર દર્શાવી આપતો. મોગલ સામ્રાજ્યને અકબરે હિંદુ-મુસલમાનના સંમિલિત સામ્રાજ્યમાં ફેરવી નાખ્યું હતું. રાજકાર્યોની પૂર્ણાહુતિ થયા પછી સમ્રાટે, પોતાના બન્ધુઓની સાથે હાસ્ય-વિનોદની કથાઓ કરવા માંડી. તે જેવો ઉદ્યોગી હતો તેવોજ આનંદી પણ હતો. કવચિત્ કવચિત્ રાજકાર્યની સમાપ્તિ થયા બાદ તે અનેક પ્રકારની રમત-ગમતમાં પણ પ્રવૃત્ત થતો.

સંધ્યાકાળે સમ્રાટ પોતે ઇશ્વરોપાસના તથા પ્રદીપપૂજા માટે પોતાના આવાસમાં પધાર્યા. ઇશ્વરની ઉપાસના તથા પ્રદીપની પૂજા, એ અકબરનું નિત્યકર્મ હતું, એ વાત અમે આગળ જણાવી ગયા છીએ. નિત્યકર્મ સંપૂર્ણ કર્યા પછી સમ્રાટ ધર્મચર્ચા માટે એબાદતખાનામાં પધાર્યા. આ ઐતિહાસિક ગૃહ કેવળ ધર્માલોચના માટેજ તૈયાર કરાવવામાં આવ્યું હતું. ત્યાં સાયંકાળે અનેક બ્રાહ્મણ પંડિતો, બાદ્ધ વિદ્વાનો, પાદરીઓ, મુસલમાનો વગેરે આવતા અને ધર્મસંબંધી ચર્ચાઓ થતી. સમ્રાટ અકબર એ ધર્મચર્ચા બહુજ શાંત અને ગંભીરભાવે શ્રવણ કરતો. કોઇ કોઇ વાર આ ગૃહમાં વેદ, મહાભારત તથા રામાયણ આદિ વિવિધ પવિત્ર ગ્રંથોની વ્યાખ્યા તથા આલોચના પણ થતી. ત્યાર બાદ ગંભીર રાત્રિ વેળાએ તાનસેન વગેરે સુપ્રસિદ્ધ સંગીતશાસ્ત્રીઓ સંગીતાલાપ શરૂ કરતા. સમ્રાટ અકબર હિંદુ કિંવા મુસલમાન મિત્રોની સાથે એક સ્થાને બેસી એકજ પાત્રમાંથી સંગીતરૂપી અમૃતનું પાન કરતો. રજનીના છેલ્લા પ્રહરે પુનઃ નોબતો વાગવા માંડતાં, છેવટે રજનીના પ્રાયઃ અવસાનકાળે સમ્રાટે અંતઃપુરમાં ગમન કર્યું. સમ્રાટ અંતઃપુરમાં બહુજ અલ્પ કાળ રહેતા હતા-સ્ત્રી સહવાસ નહિવત્ રાખતા હતા, એમ કહીએ તોપણ ચાલે. ભારતભૂમિ અકબર જેવા સુપુત્રને ખોળામાં લઇ સુખ-શાંતિથી નિદ્રાધીન થઈ.

રાજ્યની લગામ પોતાના હાથમાં લીધા પછી ભારતના કલ્યાણાર્થે સમ્રાટ અકબર ભગીરથ પ્રયત્ન કરતો હતો. દિવસ અને રાત સ્વદેશની ઉન્નતિ સિવાય બીજો વિચાર તેના મગજમાં પ્રવેશી શકતો નહિ. આમોદ-વિનોદ માટે મુકરર કરેલા સમય કરતાં લેશ પણ વિશેષસમય તે જવા દેતો નહિ. યૂરોપના પ્રવાસીઓએ ભારતવર્ષમાં આવ્યા પછી અકબરની રાજનીતિનું પ્રત્યક્ષ દર્શન કરીને લખ્યું છે કે:—"અકબર માત્ર ત્રણ કલાકથી વધારે નિદ્રા લેતો નહિ." તેનો પ્રધાન અમાત્ય અબુલફઝલ લખે છે કે:—"સમ્રાટ, ટાઢ કે તડકા પ્રતિ દષ્ટિ નહિ કરતાં, જે સમયે સાધારણ જનસમાજ નિદ્રાધીન રહેતો તે સમયે પોતે જાગ્રત થતો, અને રાજ્યના કલ્યાણસંબંધી વિચારો તથા પ્રયત્નો કરતો." અકબરને આરામ કરતાં પરિશ્રમ બહુ પ્રિય હતો. સમ્રાટનાં કાર્યો પણ આ વાતનું પ્રમાણ આપી રહ્યાં છે. તે સમયે અસંખ્ય રાજા-રજવાડાંઓ, અસંખ્ય જાતિઓ અને ધર્મો તથા વિભિન્ન ભાષાઓ અને સ્વાર્થોના મહા સંઘર્ષણદ્વારા ભારતવર્ષ અવનતિના ઉંડા

સાગરમાં તણાતો જતો હતો; સમ્રાટ અકબર ભારતની અધોગતિ અટકાવવા છાતી ઠોકીને તેમજ ઉભય બાહુ પ્રસારીને ઉત્સાહપૂર્વક ભારતવર્ષની સન્મુખ ઉભો રહ્યો. અકબરના સામર્થ્યપ્રતાપે ભારતની અધોગતિનું નિવારણ થયું. પઠાણોએ પ્રવર્તાવેલા યથેચ્છાચારરૂપી અંધકારમાંથી પ્રજાનો ઉદ્ધાર થયો. ભારતવર્ષે પુનઃ ઉન્નતિના શિખરે પહોંચવા ગતિ કરવા માંડી. અકબરે હિંદુ અને મુસલમાન ઉભયને સ્વદેશહિતના પવિત્ર કાર્યમાં સહાયતા આપવાનું નિમંત્રણ કર્યું. અકબરના નિમંત્રણને માન આપી અનેક ભારતસંતાનો બહાર આવ્યા. જે હિંદુઓ અત્યાર પૂર્વે છિન્ન-ભિન્ન થઇ જઇને ઉન્નતિની આશા અને શ્રદ્ધા ત્યજી દઇ દૂર અંધકારમાં જડવત્ બેસી રહ્યા હતા, જે હિંદુઓ કંગાળભાવે બેસી રહી મુસલમાન પ્રજાની ચડતી જોઇ ઈર્ષ્યાને લીધે હૃદયમાં બળી મરતા હતા અને જેઓ પોતાના સ્વદેશમાંજ વિદેશીઓની સત્તાતળે ભિક્ષુક જેવા બની બેઠા હતા, તેજ હિંદુઓ અંધકારમયી રજની વીતી ગયેલી જોઇને મુસલમાનોનું નેતૃત્વ સ્વીકારી, હિંદુકુશ પર્વતથી લઇને બ્રહ્મપુત્રાપર્યંત પોતાના ગૌરવનો પુનઃ વિસ્તાર કરવા લાગ્યા. હવે હિંદુઓ અને મુસલમાનો સમ્રાટ અકબરે દર્શાવેલા માર્ગે મૈત્રી, સહૃદયતા અને પ્રેમપૂર્વક ચાલવા લાગ્યા. એટલુંજ નહિ પણ બંને પ્રજાઓ સાથે મળીને ભારતના અતીત ગૌરવને પુનઃ પ્રાપ્ત કરવા અંતઃકરણપૂર્વક પ્રયત્નો કરવા લાગી. અકબરે પ્રથમથીજ બહુ સારી રીતે જાણી લીધું હતું કે આ ભારતવર્ષરૂપી સરોવર ઉપર હિંદુ અને મુસલમાનો માત્ર સેવાળની માફક ઉપલા ભાગમાંજ ક્રીડા કરી રહ્યા છે. જોકે આથી સરોવર કિંચિત્ સુંદર જણાય છે, પણ તેથી ભારતવર્ષરૂપી સરોવરની કેટલી પાયમાલી થાય છે, તે તેઓ સમજી શકતા નથી. સેવાળ જેવી રીતે પવનનો સહેજમાત્ર ઝપાટો લાગવાથી વિખરાઇ જાય છે, અને સરોવરમાં આડીઅવળી ફેલાઈ જાય છે, તેવી રીતે આ હિંદુ-મુસલમાનો પણ પરદેશી રાજાનો એકમાત્ર ફટકો લાગતાંજ નષ્ટ થયા વિના રહેશે નહિ. હવે જ્યારે ભારતવર્ષ હિંદુઓ અને મુસલમાનોનું ઉભયનું આવાસસ્થળ બની ગયું છે, તો પછી એક અન્ય જાતિને નષ્ટ કરી શકે, કિંવા એક જાતિ અપર જાતિને દેશસીમાની બહાર કરી શકે, એવી આશા રાખવી નિષ્ફળ છે; છતાં જો બંને જાતિઓ નિરંતર વિવાદ અને કલેશ કર્યાજ કરશે તો ઉભયનું શૌર્ય અને વીર્ય નાશ પામ્યા વિના રહેશે નહિ. આત્મદ્રોહથી ભારતવર્ષની સમસ્ત શક્તિ ભસ્મીભૂત બની જશે અને ભવિષ્યમાં તે ગમે તેવાના ચરણમાં મસ્તક નમાવી દીનવત્ ઉભું રહેશે. ઓગણીસમા સૈકાના યૂરોપીય મુખ્ય રાજનૈતિકોએ કહ્યું છે કેઃ-"જે દેશમાં ભિન્ન ભિન્ન રાજાઓ, ભિન્ન ભિન્ન જાતિઓ, ભિન્ન ભિન્ન ધર્મો અને ભિન્ન ભિન્ન ભાષાઓ હોય તે દેશ કદિ પણ એકત્ર થઇ શકે નહિ; કોઇ પણ રીતે તે દેશ એકતાના સૂત્રથી બંધાય નહિ." સોળમી શતાબ્દીના મધ્યભાગમાં-ઘોર અંધકારમય ભારતીય યુગમાં, જે એક અન-

ક્ષર સમ્રાટ દિલ્હીની ગાદીએ વિરાજતો હતો, તેણે પોતાની અસાધારણ પ્રતિભાના બળથી ઉક્ત સત્ય શોધી કાઢ્યું હતું. એટલાજ માટે સમસ્ત ભારતવર્ષને એકછત્ર-તળે લાવી, સ્થાયી શાંતિ સ્થાપન કરવાનો, સમાનતા અને સ્વતંત્રતાના હક્કો આપવાનો અને એક ધર્મ તથા ભ્રાતૃભાવદ્વારા ભિન્ન ભિન્ન જાતિઓને એકત્રિત કરવાનો તેણે ભગીરથ પ્રયત્ન કર્યો હતો, એમ આપણે જોઇ શકીએ છીએ. અકબરની રાજ્યવિસ્તારસંબંધી નીતિ, શાસનનીતિ, ધર્મનીતિ તથા સમાજનીતિ ઇત્યાદિ સમસ્ત કાર્યો એકમાત્ર સ્વદેશહિતૈષિતાની વૃત્તિમાંથીજ ઉદ્‌ભવતાં હતાં.

આ સ્થળે કોઇને એવી શંકા થશે કે જેણે અનેક પ્રદેશોની સ્વાધીનતા ઉપર ત્રાપ મારી છે, તે રાજા વળી સ્વદેશહિતૈષી કેવી રીતે હોઇ શકે ? એક સમાજ અથવા એક જાતિને તૈયાર કરતી વેળા અનેક વ્યક્તિગત અધિકારોનો કિંવા અનેક સ્વાર્થોનો ભોગ આપવો પડે છે. જો વ્યક્તિગત સ્વાર્થનું બલિદાન આપવામાં ન આવે તો એક સમાજ કે એક પ્રજા કદિ પણ તૈયાર થાય નહિ. ત્યાગ સ્વીકાર્યા વિના કોઇ પણ કાળે ઐક્ય કિંવા સંપ થઇ શકે નહિ. સ્વાર્થની આહુતિ આપ્યા વિના દેશહિતનો યજ્ઞ સંપૂર્ણ ફળપ્રદ થાય નહિ. લાંબાં તૃણ એકત્ર કરીને એક રસી બનાવવાથીજ તે તૃણ બળવાન બની શકશે, પણ એથી પ્રત્યેક તૃણની લંબાઇ ન્યૂન થયા વિના રહેશે નહિ; એ ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે. પ્રત્યેક તૃણ જો પોતાની દીર્ઘતાનો થોડો ઘણો ભોગ ન આપે તો તે રસીના આકારમાં બળવાન રૂપ ધારણ કરી શકે નહિ. વ્યક્તિભાવે વિચાર કરતાં સ્વદેશહિતની ખાતર ભોગ આપવો પડવામાં ખોટ જેવું બેશક જણાશેજ; પરંતુ વ્યક્તિગત સ્વાર્થભાવને તિલાંજલિ આપી પ્રજાકીય હિતની દૃષ્ટિથી જોશો તો તમને અકબરના સામ્રાજ્યમાં અનેક પ્રજાકીય શુભ કાર્યો પ્રત્યક્ષ થયા વિના નહિજ રહે, એમ અમે ખાત્રીપૂર્વક કહીએ છીએ. અલબત્ત, અકબરના સામ્રાજ્ય સમયે પ્રત્યેક પ્રદેશને થોડો ઘણો ભોગ આપવો પડયો હતો અને તેથી વ્યક્તિગત ભાવે પ્રત્યેકને થોડું-ઘણું સહન કરવું પડયું હતું; પણ અકબરની ઉદાર રાજનીતિના પ્રતાપે પ્રજાકીય કલ્યાણનાં કેટલાં બીજો વવાયાં હતાં, તેનો કાંઇ તોલ કરી શકો તેમ છો ? "અંગ્રેજ પ્રજાએ બળથી કે કુશળતાથી સમસ્ત ભારતવર્ષને એકછત્રમાં ન આણ્યો હોત તોપણ અનેક વિષયમાં આપણે આપણું હિત સાધી શકયા હોત" એ વાત એક ક્ષણવારને માટે કદિ માની લઇએ તોપણ એટલું તો સ્વીકાર્યા વિના ચાલે તેમ નથીજ કે અંગ્રેજોએ જો આ દેશનું રાજતંત્ર પોતાના હાથમાં ન લીધું હોત તો ભારતવર્ષની સાધારણ ઉન્નતિમાં પગલે પગલે અંતરાય નડયાં વિના રહેત નહિ. અંગ્રેજી ભાષાના પ્રતાપે, પાશ્ચાત્ય જગતની સ્વદેશહિતૈષિતાનો વિજળીક પ્રવાહ જો આ વિશાળ દેશમાં ન આવ્યો હોત અને પ્રત્યેક વ્યક્તિની નસમાં જો એની અસર ન થઇ હોત તો આજે આપણે આ અપૂર્વ, નવીન

ભારતવર્ષની જાગૃતિ જોવાને કદિ પણ ભાગ્યશાળી થઇ શકત નહિ અને ભારતની વિભિન્ન જાતિઓ એકતા અને બંધુતાના સૂત્રથી બંધાઇ શકત નહિ; તેમજ સમસ્ત ભારતવાસીઓ એકજ વિચાર, એકજ પ્રયત્ન અને એકજ લક્ષપૂર્વક જે એક મહામાર્ગે આજે ગતિ કરી રહ્યા છે તેમ બની શકત નહિ. અકબર જો લોહી વહેવડાવ્યા વિના સમસ્ત જાતિઓને એકત્રીભૂત કરી શકે કિંવા તેમને સમ્મિલિત કરી શકે એમ હોત અને છતાં તેણે જો પોતાની તલવારનો ઉપયોગ કર્યો હોત તો તે નિંદાપાત્ર ગણાત એમાં શંકા નથી; પરંતુ તેને માટે તલવારનો ઉપયોગ કર્યા સિવાય ઉદ્દેશસિદ્ધિનો બીજો એક પણ ઉપાય નહોતો. અન્ય પ્રજાનાં દષ્ટાંતો જોઇ તથા સાંભળીને ભવિષ્યનો માર્ગ નિર્ધારી શકે એવી જાતિ હજી એશીઆ જેવા મહાદેશમાં જન્મી નથી.× પરવીતી સાંભળીને જો હિંદી પ્રજા સાવચેત બનવાનું શીખી હોત તો અનેક દષ્ટાંતો આમ નિષ્ફળ જાત નહિ. સુપ્રસિદ્ધ માલેસન સાહેબે લખ્યું છે કેઃ–" અકબરે પોતાની શક્તિને અખંડિત રાખવા માટેજ બરાબર વીસ વર્ષપર્યંત યુદ્ધ કર્યું હતું. જો તે શાંતભાવે બેસી રહ્યો હોત તો તેના ઉપર હલ્લો આવ્યા વિના રહેત નહિ. લાંબા કાળનો અનુભવ તથા વર્તમાન દૈનિક ઘટનાઓ આ એક વાત સિદ્ધ કરે છે કે ભારતવર્ષમાં જો આંતરિક શાંતિનો અને સુખનો પ્રચાર કરવો હોય તો સમગ્ર ભારતમાં એક સર્વપ્રધાન મહાન શક્તિની પ્રથમ સ્થાપના કરવી જોઈએ. એક રાજાની અધીનતા નીચે સમસ્ત પ્રજાને એકત્ર કરવી, એ સમ્રાટ્ અકબરનું લક્ષ હતું." એક લેખકે લખ્યું છે કેઃ–" અકબરે નાનાં નાનાં રાજ્યો તાબે કરી તથા એક વિશાળ સામ્રાજ્ય તૈયાર કરી, તેદ્વારા ભારતવર્ષની અશાંતિ તથા અરાજકતા દૂર કરવાનો સંકલ્પ કર્યો હતો. તેનો પવિત્ર સંકલ્પ જોતાં આપણે તેના કાર્યની કોઇ પણ રીતે નિંદા કરી શકીએ તેમ નથી." સમ્રાટોના દિગ્વિજયો પ્રત્યેક દેશમાં પ્રત્યેક કાળે આવકારદાયક લેખાય છે. એ દષ્ટિએ પણ આપણે અકબરની કાર્યાવલીને અનુમોદન આપીએ તો તે અસ્થાને નથી. ગમે તેમ હો, પરંતુ એટલું તો નિર્વિવાદ છે કે અકબરે પોતાથી બન્યું ત્યાંસુધી યુદ્ધ કે વિવાદ કર્યા વિના જૂદા જૂદા પ્રદેશો પોતાની સત્તા નીચે લાવવાનો પ્રત્યેક પ્રયત્ન કર્યો હતો, અને જ્યારે તેમાં તે ફળીભૂત ન થતો ત્યારેજ તે નછૂટકે યુદ્ધમાં પ્રવૃત્ત થતો હતો. જ્યારે કોઈ પણ જિતાયલો પ્રદેશ અકબરની અધીનતા સ્વીકારતો ત્યારે અકબર સહૃદયભાવે તેની સાથે સંધિ કરતો, એટલુંજ નહિ પણ તે પ્રદેશના રાજાને પોતાના અતિ ઉચ્ચ રાજ્યકાર્યમાં પણ નિયુક્ત કરતો અને તે જિતાયલો પ્રદેશ દિનદિન ઉન્નતિ કરી શકે એવી વ્યવસ્થા કરતો. પોતાને આધીન થયેલા દેશોની પ્રગતિ માટે અકબરે જે જે પ્રયત્નો કર્યા હતા, તે ખરેખર ઇતિહાસમાં અપૂર્વભાવે પ્રકાશિત થઇ રહ્યા

×મૂળ બંગાળી ગ્રંથ લખાયા પછી જાપાને તેવું દષ્ટાંત પૂરૂં પાડ્યું છે. **મંત્રી સ૦સા૦**

છે. વિભિન્ન દેશો એકજ લક્ષ પ્રતિ ગતિ કરે અને ભારતીય ઉન્નતિનો મહાન ઉદ્દેશ સિદ્ધ થાય એજ માત્ર અકબરની એક સાધના હતી.

સમ્રાટે ' સુન્નીઓ 'ના જુલમમાંથી ' શીઆઓ 'ને મુક્ત કરાવ્યા. હિંદુ અને મુસલમાન વચ્ચેનો ભેદભાવ દૂર થાય અને હિંદુઓનું દુઃખ દૂર થાય તે માટે તેણે ઉપરાઉપરિ હુકમો બહાર પાડવા માંડયા. ઘણા દિવસોથી હિંદુ પ્રજાને શિરે યાત્રાવેરો નામનો એક કર નાખવામાં આવ્યો હતો, કે જે કોઇ હિંદુ યાત્રાએ નીકળે તેણે આ કર ભર્યા પછીજ ડગલું ભરવું એવો રાજ્યનો પ્રથમ હુકમ હતો. રાજ્યના અમલદારો આ કરની આવકમાંથી યાત્રીઓની સુખ-સગવડ સાચવતા કે તેમનું રક્ષણ કરતા, એમ કોઇએ સમજવું નહિ; મુસલમાન રાજાઓ હિંદુ અને હિંદુઓનાં તીર્થો પ્રતિ અતિશય તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા, તે દર્શાવવા માટેજ ઉક્ત કર નાખવામાં આવ્યો હતો. સમ્રાટ અકબરે ખુલ્લી રીતે જણાવ્યું કે:—" જો કે આ કર કુસંસ્કારોને લીધેજ હિંદુપ્રજા ઉપર નાખવામાં આવ્યો છે, પણ હિંદુઓ જ્યારે તીર્થયાત્રાને પરમ ધર્મકર્તવ્યરૂપ લેખે છે તો પછી તેમાં કોઇ પણ રીતે વિઘ્ન નાખવું એ ઉચિત નથી." અકબરે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધા પછી આઠમે વર્ષે ઉક્ત કર રદ કર્યો હતો અને નવમે વર્ષે 'જજીઆ નામનો ત્રાસદાયક વેરો પણ માફ કરવામાં આવ્યો હતો. અબુલફઝલે લખ્યું છે કે:— " યાત્રાવેરો અને જજીઆવેરો, એદ્વારા સમ્રાટને દર વર્ષે કરોડો રૂપીઆની આવક થતી. સર્વ કોઇને પોતપોતાની વિવેકબુદ્ધિ પ્રમાણે ધર્મ પાળવાના સમાન અધિકાર હોવાથી કોઇએ ધર્મની ખાતર કોઇની ઉપર જુલમ કરવો નહિ," એવો ઉદાર અને સહૃદયતાપૂર્ણ આદેશ અકબરે સર્વત્ર પ્રચાર કરી દીધો હતો. નીતિ કે ધર્મનો ભેદ રાખ્યા વિના અકબર ગુણીનું યથાયોગ્ય સન્માન કરતો, તેમને ઉત્તેજન આપતો અને તેમની મુશ્કેલીઓ દૂર કરતો. દેશમાં સર્વત્ર જ્ઞાનનો ફેલાવો થાય તે માટે તેણે અનેક ઉપાયો અજમાવ્યા હતા. સામાન્ય જનસમાજની કેવી રીતે ઉન્નતિ થાય, એજ વિચાર તેના મનમાં મુખ્યભાવે ઘોળાયા કરતો હતો. સમ્રાટે દ્રવ્યનો લોભ કદાપિ કર્યો નથી. સ્વજાતિનો પક્ષપાત કર્યા વિના યોગ્ય લાગે ત્યાં ત્યાં ધનનો પુષ્કળ વ્યય કરવામાં તે કદિ પણ પાછી પાની કરતો નહિ. હિંદુસ્થાન કેવી રીતે ગૌરવપૂર્ણ થાય, કેવી રીતે મહાશક્તિશાળી થાય, કેવી રીતે વિશાળ સામ્રાજ્યરૂપે તે પરિણમે, એજ માત્ર તેનું લક્ષ્ય, સાધના અને તપસ્યા હતી. પૃથ્વીની સમસ્ત શક્તિઓની સામે અવિચળપણે ટકી રહે એવું સામ્રાજ્ય ભારતમાં દૃઢીભૂત થયેલું જોવાની અકબરને ઉત્કટ ઇચ્છા હતી; એટલાજ માટે તે યુક્તિદેવીને આગળ કરી, જમણો હાથ હિંદુભાઇઓને ખભે, તથા ડાબો હાથ મુસલમાન બંધુઓને ખભે, શ્રદ્ધાપૂર્વક મૂકી આગળ વધવા પ્રયત્ન કરવા લાગ્યો. મહામંદિરનો માર્ગ જો કે બહુ વિકટ તેમજ કંટકમય હતો, છતાં તેણે આનંદ,

ઉત્સાહ અને સહૃદયતાપૂર્વક તે તરફ ગતિ કરવા માંડી.

# षष्ठ अध्याय—जौनपुर-विद्रोह

" જે વસ્તુ બીજા દેશોનાં ડાહ્યાં માણસોએ ગ્રહણ કરેલી હોય તેનો માત્ર આપણે ત્યાંનાં પુસ્તકોમાં ઉલ્લેખ ન હોય તેથીજ આપણે ત્યાગ કરવો જોઈએ નહિ; નહિ તો આપણે ઉન્નતિ કેવી રીતે સાધી શકીશું ?" અકબર

સમ્રાટે હવે વિશાળ ભારતવર્ષને પોતાના રાજછત્ર નીચે લાવવાનો પ્રયત્ન શરૂ કર્યો. તેણે માળવા પ્રદેશ ઉપર વિજય મેળવવા આદમને રવાના કર્યો. માળવાની રાજધાની ઉજ્જયિની નગરી એક કાળે ગગનસ્પર્શી અટારીઓ તથા હિંદુ રાજાઓની અપૂર્વ કીર્તિવડે અલંકૃત હતી, એ વાત ઇતિહાસના વાચકોને પુનઃ કહેવાની જરૂર પડે તેમ નથી. ઉજ્જયિનીમાં મહાકાળેશ્વરનું એક ગગનસ્પર્શી મંદિર હતું. તેની આસપાસનો ગઢ સો હાથ જેટલો ઉંચો હતો અને તેમાં અસંખ્ય દેવ-દેવીઓની તેમજ મહારાજા વિક્રમાદિત્યની મૂર્તિ વિરાજતી હતી. ફિરિસ્તાએ લખ્યું છે કે: " ત્રણસેં વર્ષના સતત પરિશ્રમ અને અનંત ધનવ્યયના અંતે આ મનોહર મંદિર સંપૂર્ણ થયું હતું. " ઈ૦ સ૦ ૧૨૩૨ માં દીલ્હીના પઠાણ રાજાઓએ આ મંદિરનો ધ્વંસ કરી ઉજ્જયિની નગરીને શ્મશાન જેવી બનાવી મૂકી હતી; છતાં ઈ૦ સ૦ ૧૩ મા સૈકાના શેષ ભાગપર્યંત હિંદુઓ આ પ્રદેશમાં રાજ્ય કરતા હતા. ઉજ્જયિનીનો છેલ્લો હિંદુ રાજા મુસલમાનના પંજામાંથી મુક્ત થવા, કોઇ પાસેના હિંદુ રાજા સાથે મળી ન જતાં, ઉલટો ગુજરાતના હિંદુ રાજા સાથે સંગ્રામ કરવાને તત્પર થયો ! આવી રીતે આત્મકલહનું પરિણામ એ આવ્યું કે માળવાની હિંદુશક્તિ છેક નિર્બળ થઇ અને હિંદુ રાજ્ય સંપૂર્ણ પરાજિત થયું. માળવાની આવી દુર્દશા જોઇને તે સમયના દિલ્હીશ્વર—અલાઉદીને ઈ૦ સ૦ ના ૧૪ મા સૈકાના આરંભકાળે, તે સમસ્ત પ્રદેશ અનાયાસે પોતાના પઠાણસામ્રાજ્યમાં ભેળવી દીધો. ઉજ્જયિની આ પ્રમાણે પઠાણ-સામ્રાજ્યમાં મળી ગઇ હતી તોપણ તેની ચારે તરફ પ્રબળ હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓને કશી સહાનુભૂતિ કે અનુકંપા ઉત્પન્ન થઇ નહિ. ઉજ્જયિનીના રાજાની જેવી દશા થઈ છે તેવીજ દશા ભવિષ્યમાં આપણી પણ થશે, એમ ધારી હિંદુઓ દુઃખના સમયમાં પણ એકત્ર થઇ શક્યા નહિ. આ અસાવધાનતાનું ફળ એ આવ્યું કે ધીરે ધીરે પ્રત્યેક હિંદુરાજ્ય હિંદુની સત્તામાંથી છૂટું થવા લાગ્યું. જે પ્રદેશના સિંહાસન ઉપર એક દિવસ મહાબળશાળી મહારાજા વિક્રમાદિત્ય બેઠા હતા, જે પ્રદેશની રાજધાનીતરીકે ઉજ્જયિનીનું યશોગાન સર્વત્ર થઇ રહ્યું હતું, કાલિદાસ જેવા મહા કવિઓએ જે રાજસિંહાસન પાસે આશ્રય લીધો હતો,

તે પ્રદેશ, તે નગરી અને તે સિંહાસન, પઠાણરાજ બાજબહાદુરે જોત-જોતામાં -રમતની પેઠે કબજે કરી લીધું હતું. અકબરના સેનાપતિ આદમે, ઉકત પઠાણ-રાજને પરાજિત કરી ત્યાંથી હાંકી કહાડ્યો અને તેનું રાજ્ય તથા ધનસંપત્તિ સર્વ પોતાના કબજામાં લીધું.

પઠાણ રાજાને એક રૂપવતી નામે રાણી હતી, તેના રૂપલાવણ્યમાં આદમ મુગ્ધ થયો. આ રાણી જેવી રૂપવતી હતી તેવીજ ગુણવતી, તેવીજ કવિ અને સંગીતનિપુણ હતી. કોઇ ઇતિહાસલેખક એમ પણ જણાવે છે કે તેણીના જેવી રૂપલાવણ્યસંપન્ન તથા ગુણવતી રમણી તે પ્રદેશમાં બીજી એક પણ નહોતી. અગ્નિની શોભા જોઇને પતંગ દેહનું ભાન ભૂલી જાય છે તેવીજ રીતે આદમ આ રમણીનું રૂપ-લાવણ્ય જોઇને દિઙમૂઢ બની ગયો. આદમના હાથમાંથી છટકવાનો હવે એક પણ ઈલાજ નથી એમ વિચારી, તે રમણીએ અન્ય સમયે પધારવાની આદમને વિનતિ કરી. આદમે તે વિનતિને માન આપ્યું. નિર્દિષ્ટ સમયે આદમ રૂપવતી પાસે હાજર થયો. તેણે જોયું તો તે વખતે રાણી રૂપવતી સર્વોત્તમ વસ્ત્રો તથા અલંકારો પહેરી સમસ્ત અંગ ઉપર સુખડનું લેપન કરી પોતાના રૂપ-સૌંદર્યમાં સેંકડોગણી વૃદ્ધિ કરતી, તાજા ખીલેલા મનોહર કમળની માફક પોતાની શય્યા ઉપર શાંતભાવે સૂતી હતી. આદમે તેને ઉઠાડવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ તે કેમે કરતાં ઉઠી નહિ. તપાસ કરતાં જણાવ્યું કે તે આદમના આગમન પહેલાંજ વિષપાન કરી, ક્યારનીએ અમરધામમાં પહોંચી ચૂકી હતી. સુખમય જીવનને તિલાંજલિ આપી સતી નારીઓ કેવી રીતે પોતાનું સતીત્વ જાળવી રાખે છે,તેનું દૃષ્ટાંત બેસાડવા રૂપવતી આત્મહત્યા કરી સદાને માટે મુક્ત થઇ ચૂકી હતી.

એક અબળાના શાપમાંથી આદમ પોતાની આત્મરક્ષા કરી શક્યો નાહ. સતી નારીઓને નિષ્કારણ પજવવાથી જે પરિણામ આવે તેજ પરિણામ આદમ સંબંધે પણ આવ્યું. આદમની દુષ્ટ પ્રવૃત્તિએ એક અન્ય દુર્બુદ્ધિને જન્મ આપ્યો; અર્થાત્ તેને માળવા પ્રદેશની રાજધાનીમાંથી જે રત્નભંડાર મળી આવ્યો હતો, તેનો પોતેજ ઉપભોગ કરવાનો તેણે નિર્ણય કર્યો અને એક સ્વતંત્ર રાજાની માફક રાજ્યશાસન ચલાવવા માંડ્યું. સમ્રાટ અકબર આવા સરદારોથી એકદમ છેતરાઇ જાય તેમ નહોતું. અકબરને જેવા સમાચાર મળ્યા કે આદમ ઉજ્જયિનીનો સ્વતંત્ર રાજા બની બેઠો છે કે તુરતજ તે આદમની પાસે ગયો અને તેને ત્યાંથી દૂર કરી આગ્રા ખાતે મોકલી દીધો. આદમ આથી ગુસ્સે થયો હતો. તેને લાગ્યું કે મને આવી રીતે દૂર કરવામાં આ વૃદ્ધ મંત્રીજ મુખ્ય કારણભૂત છે, તેથી તે એક રાત્રે વૃદ્ધ મંત્રીના મહેલમાં ગયો અને તે રાજપ્રાસાદમાંજ તેનું ખૂન કર્યું.

વૃદ્ધ મંત્રીનું ખૂન થતાંજ આંગણામાં શોરબકોર થઈ રહ્યો, જે સાંભળીને

અકબર હાથમાં તલવાર લઈ ત્યાં આવી પહોંચ્યો. તેને આ દસ્ય જોઇને અતિશય દુઃખ થયું. વૃદ્ધ મંત્રીના શરીરમાંથી રૂધિરની ધારા વહી રહી હતી અને સમસ્ત મંત્રણાભવન લોહીલુહાણુ થઈ રહ્યું હતું. આદમ પણ હજી ત્યાંજ હતો. અકબરે પ્રવેશ કર્યો કે તે તુરત તેની સામે ધસ્યો અને એક હાથે તલવાર ઉગામી બીજા હાથથી દૃઢપણે અકબરનો હાથ પકડયો, અકબરે એક બળવાન આંચકો મારી આદમના પંજામાંથી પોતાનો હાથ ખેંચી લીધો અને તેજ ક્ષણે એક લાત મારી તેને પૃથ્વી ઉપર ફેંકી દીધો. ત્યાર પછી આદમે, સંપૂર્ણ હકીકત સમ્રાટને કહી. સમ્રાટ આ દસ્ય જોઇને એટલો ઉશ્કેરાઇ ગયો હતો કે તેણે આદમને મારી નાખવાનો હુકમ ફરમાવી દીધો. રાજ્યના નોકરો તેને.પકડી કિલ્લાના ઉચ્ચ શિખરે લઇ ગયા અને ત્યાંથી ધક્કો મારી નીચે ફેંકી દીધો. એક હતભાગી, પાપિષ્ટ અને સતી સ્ત્રી ઉપર જુલમ ગુજારનાર દુષ્ટાત્માના જીવનનો આ પ્રકારે અંત આવ્યો. આદમની માતા સમ્રાટની એક ધાત્રી (ધવડાવનારી) હતી. સમ્રાટ પોતાની માતા પ્રત્યે જેટલી શ્રદ્ધા અને ભક્તિભાવ ધરાવતો હતો, તેટલીજ શ્રદ્ધા અને ભક્તિ તે આ ધાત્રી – માતા પ્રત્યે પણ રાખતો હતો. તેણીએ સમ્રાટની પાસે જઈ ક્ષમા અને દયાની યાચના કરી. ગમે તેવા આત્મીય અને સગા–સંબંધીને પણ ન્યાયની ખાતર અકબર શિક્ષા કરી શકે છે, એવી તેણીએ પૂર્વે કલ્પના પણ કરી નહોતી. જનનીસમાન ધાત્રીને અકબરે સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કેઃ–" આદમને ક્ષમા આપી શકાય કે નહિ તે વિષે મેં સંપૂર્ણ વિચાર કરી જોયો છે. તેનો અપરાધ બહુજ ગંભીર હોઇને તે કોઇ રીતે ક્ષંતવ્ય ગણી શકાય તેમ નાહ હોવાથીજ મારે તેને પ્રાણદંડની શિક્ષા ફરમાવવી પડી છે." પુત્રના મૃત્યુથી શોકમગ્ન થયેલી માતાએ તે પછી માત્ર ૪૦ દિવસે પ્રાણત્યાગ કર્યો. સમ્રાટને આ ધાત્રીના મૃત્યુથી બહુ દુઃખ થયું. તેના શબને સમાધિસ્થ કરવા માટે લઇ જવા સમયે અકબરે પોતે પણ તે સાથે થોડે દૂર સુધી જઇને મૃત ધાત્રી પ્રત્યેનું સન્માન પ્રદર્શિત કર્યું હતું, અને દિલ્હીમાં આદમની સમાધિ પાસેજ તેની માતાની સમાધિ પણ નિર્માણ કરાવી હતી; તથા એ સમાધિ ઉપર એક મનોહર મંદિર બંધાવી પોતાની શ્રદ્ધા અને ભક્તિનો જનસમાજને પરિચય આપ્યો હતો. વૃદ્ધ મંત્રીના ખૂનમાં બીજા પણ કેટલાકોનો હાથ હતો; પરંતુ અકબરે તેમને ક્ષમા આપી છોડી દીધા હતા.

સમ્રાટ અકબર એક દિવસે શિકાર કરીને પોતાના પ્રાસાદમાં પાછો ફરતો હતો, એટલામાં કોઇ એક દુષ્ટાત્માએ તેના ગળામાં તીક્ષ્ણ બાણ માર્યું ! સમ્રાટના એક મુખ્ય મુસલમાન અમલદારે પોતાના એક નોકરદ્વારા આ પ્રમાણે કરાવવાનો પ્રપંચ કરી રાખ્યો હતો. બાણ ફેંકનારને અકબરના નોકરોએ તુરતજ જોયો અને તેને મારી નાખ્યો; પણ અકબર તે તરફ લક્ષ આપ્યા વિના પોતાના હાથે ગળામાંનું તીર ખેંચી કાઢી રાજપ્રાસાદમાં પહોંચી ગયો. એ તીર ફેંકનાર

કોણ હતો અને કોની ઉશ્કેરણીથી એ કામ થયું હતું, તે સંબંધી કશીજ તપાસ એ પછી તેણે કરી નહિ !

સમ્રાટની માતા મરિયમ માખાનીને એક ભાઇ હતો. તેનો સ્વભાવ તથા વર્તન બહુજ ખરાબ હતું. તેની સ્ત્રી સાથે તેને બિલકુલ બનતું નહિ હોવાથી ઘણીવાર કલેશ થતો. એક સમયે સમ્રાટે પોતે મામાને ત્યાં જઇ કેટલીક શિખામણ આપીને તેમનો ક્લેશ દૂર કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ અકબરને જોતાંની સાથેજ તેનો મામો ક્રોધાંધ થઇ ગયો. સમ્રાટનું હૃદય કેટલું મહાન છે અને તે કેવા પવિત્ર વિચારથી પોતાને ત્યાં આવે છે, તે વાત મૂર્ખ મામો સમજી શક્યો નહિ. તેણે તેજ ક્ષણે પોતાની સ્ત્રીનું ખૂન કરી એ લોહીવાળો તીક્ષ્ણ છરો સમ્રાટની તરફ ફેંક્યો. સદ્દભાગ્યે તુરતજ દેહરક્ષકોએ હાથમાં તલવાર લઇ ધસી આવીને સમ્રાટની રક્ષા કરી. સમ્રાટે સ્ત્રીહત્યાના અપરાધ બદલ પોતાના મામાને પ્રાણદંડની આજ્ઞા ફરમાવી. હતભાગ્ય મામાને યમુનાના જળમાં ફેંકી દીધો પણ તે મર્યો નાહ. છેવટે તેને બન્દિવાન કરી ગ્વાલીઅર ખાતે મોકલી દેવામાં આવ્યો, જ્યાં તે ગાંડો થઇ જઇને થોડાજ સમયમાં મરણ પામ્યો.

જેણે એક દિવસે વિધર્મી અને પરમ શત્રુ હેમુનો શિરચ્છેદ કરવાની કેમે કરતાં સંમતિ આપી નહોતી તેજ સમ્રાટે પોતાના ધાત્રીપુત્રને તથા સગા મામાને પ્રાણદંડની ભયંકર શિક્ષા કરવામાં લેશ પણ સંકોચ કર્યો નહિ ! આથી સમસ્ત પ્રજા સમજી ગઇ કે નવીન સમ્રાટની પાસે કોઈ પણ પ્રકારની લાગવગ ફાવે તેમ નથી અને ગંભીર ગુન્હા બદલ કોઇ પણ રીતે ક્ષમા મળી શકે તેમ નથી.

આદમની પછી સેનાપતિ અબ્દુલખાંને માળવ-પ્રદેશ ઉપર અધિકાર જમાવવા માટે સમ્રાટે રવાના કર્યો (ઇ૦ સ૦ ૧૫૬૧.) તે સમયના ઉજ્જયિનીના પઠાણ રાજા બાજબહાદુરની અકબરે રાજ્યના એક ઉચ્ચ અમલદાર તરીકે નિમણૂક કરી. અબ્દુલખાંએ એક વર્ષદરમિયાન કેટલોક પ્રદેશ હસ્તગત કર્યો, પણ પોતે સમ્રાટનો એક નોકર છે, એ વાત ભૂલી જઇને જાણે પોતેજ એક મહાન રાજા હોય એવી રીતે વર્તવા લાગ્યો. સમ્રાટ અકબરના જાણવામાં આ વાત આવતાંજ તે હાથીના શિકારે જવાને બહાને રાજધાનીમાંથી બહાર નીકળીને એકાએક ઉજ્જયિનીમાં હાજર થયો. અબ્દુલખાં ત્યાંથી નાસી ગયો અને આસપાસના પ્રદેશમાં ગુપ્ત રીતે યુદ્ધની તૈયારી કવા લાગ્યો. સમ્રાટે તેના ઉપર પોતાના એક અમાત્ય સાથે તેના સમસ્ત અપરાધો બદલ અભયદાન આપવાનું કહેણ મોકલ્યું, પણ તેનું કાંઇ સંતોષકારક પરિણામ આવ્યું નહિ. થોડાજ સમયમાં સમ્રાટ અને અબ્દુલખાં વચ્ચે યુદ્ધ થયું. અબ્દુલખાં પરાજિત થયો અને રણક્ષેત્રમાંથી નાસી જઇને ખાનેજમાં અલીકુલીખાં સાથે મળી ગયો. અલીકુલીખાં એ વેળા સમ્રાટના પ્રતિનિધિરૂપે જાનપુરની રાજ્યવ્યવસ્થા કરતો હતો. ઉક્ત બંને મુસલમાન રાજાઓએ

મળી જઈને અને બીજા પણ અનેક મુસલમાનોને પોતાના પક્ષમાં ભેળવીને તેમણે વિદ્રોહનો વાવટો ફરકાવવા માંડયો. અલીકુલીખાં તથા અબ્દુલખાં, એ ઉભય ઉસબક સંપ્રદાયના અનુયાયી હતા; એટલા માટે કેટલાક ઐતિહાસિકો, ઉક્ત વિદ્રોહને જાનપુરવિદ્રોહ કિંવા ઉસબકવિદ્રોહનાં નામથી પણ ઓળખાવે છે. સમ્રાટે પોતે વિદ્રોહીઓની સામે જઈ વિદ્રોહ શાંત કરવાનો પ્રયત્ન કર્યો. તેણે જૌનપુર ઉપર અધિકાર મેળવ્યો. આથી અલીકુલીખાં બહુજ નિરાશ થયો અને સમ્રાટના પ્રધાન અમાત્ય ખાનેખાના મુનિમખાંના શરણે જઈ ક્ષમા માગી. સમ્રાટની પાસે પોતાની જનની તથા કાકાને મોકલી, તેમજ અનેક હાથીઓ ઉપહાર તરીકે રવાના કરી સમ્રાટ સમક્ષ પણ ક્ષમાને માટે પ્રાર્થના કરી. અલી-કુલીખાંનો કાકો ખુલ્લે મસ્તકે ગળામાં તલવાર ઝુલતી રાખી સમ્રાટની પાસે હાજર થયો અને પોતાના ભત્રીજાને એક વાર ક્ષમા આપવાની યાચના કરી. સમ્રાટે કહ્યું કેઃ–" મને ક્ષમા આપવામાં કશી હરકત નથી, પણ ક્ષમા મેળવ્યા પછી તેઓ પુનઃ વિશ્વાસનો ભંગ કર્યા વિના રહેશે નહિ, એમ હું તમને આગળ-થીજ કહી રાખું છું." મુનિમખાંએ તે વેળા સમ્રાટને પૂછ્યું કેઃ–" પણ તેમની જાગીરનું શું કરવું ધાર્યું છે ?" સમ્રાટે ઉત્તર આપ્યો કે, " જ્યારે તેમના અપરાધો બદલ આપણે તેમને ક્ષમા આપીએ છીએ તો પછી તેમની જાગીરો ઉપર ત્રાપ મારવાનો આપણને શું અધિકાર છે ?" સમ્રાટની આવી દયાવૃત્તિ જોઈ પ્રત્યેકને બહુ આશ્ચર્ય લાગ્યું.

સમ્રાટે પોતાને દયાપૂર્વક ક્ષમા બક્ષી છે, એમ અલીકુલીખાંના સાંભળવામાં આવ્યું તેજ સમયે તેને એવા સમાચાર મળ્યા કે વિદ્રોહીઓની મોટી સંખ્યાએ અયોધ્યામાં સમ્રાટની સેનાનો નાશ કર્યો છે અને પોતાનો પક્ષ ધીમે ધીમે બળવાન થતો જાય છે. મોહક આશાએ અલીકુલીખાંને દિઙ્‌મૂઢ બનાવી દીધો. તેની માનસિક દૃષ્ટિ સન્મુખ સ્વતંત્ર રાજાનું ઉચ્ચ અને મનોહર સિંહાસન ખડું થયું ! તે બોલી ઉઠયો કેઃ–"પ્રયત્નથી શું ન થાય ?" પુનઃ અલીકુલીખાંએ ભયંકર રૂપ ધારણ કર્યું અને પુનઃ જૌનપુર તથા ગાઝીપુર ઉપર પોતાના બાહુબળથી અધિકાર મેળવ્યો. સમ્રાટ આ સમાચાર સાંભળતાંની સાથેજ પોતે જાતે યુદ્ધને માટે રવાના થયો. અલીકુલીખાંને પુનઃ નિરાશ થવું પડયું. તે પોતાની જીવનરક્ષા માટે પુનઃ સમ્રાટના ચરણમાં અતિ વિનીતભાવે નમી પડયો. સમ્રાટના હૃદયમાં દયાનો અભાવ નહોતો, એ વાત આપણે અનેકવાર પૂર્વે જાણી ચૂકયા છીએ. તેણે અપરાધની ક્ષમા આપવામાં પ્રથમવાર તો સંકોચ નહોતોજ કર્યો, પણ બીજીવાર પણ તે ક્ષમા આપી શકયો ! આવી સહૃદયતા અને આવી ઉદારતા આપણે અન્ય કોઈ સમ્રાટમાં કદાપિ જોઈ શકીશું ?

૬ ત્યારબાદ સમ્રાટે લાહોર તરફ પ્રયાણ કર્યું. સમ્રાટની ગેરહાજરીમાં, "હવે

આપણે ફાવી શકીશું " એમ ધારી અલીકુલીખાંએ ત્રીજીવાર પણ વિદ્રોહની હોળી સળગાવી ! સમ્રાટને આ સમાચાર મળ્યા કે તુરતજ તે પાછો આગ્રાખાતે આવ્યો; અને શત્રુને યથોચિત શિક્ષા કરવા પોતે જાતે કૂચ કરી. અલીકુલીખાં સમ્રાટની સામે થવાનું સાહસ કરી શક્યો નહિ. તે ગંગાની બીજી બાજુએ એક સહીસલામત સ્થાન શોધી કહાડી ત્યાં છાવણી નાખીને પડયો રહ્યો. તેણે વિચાર કર્યો કે આ ભયંકર નદી ઉતરીને સમ્રાટ આ તરફ આવશે નહિ, તેથી તે કોઇ પણ પ્રકારના ઉદ્વેગ વિના, પૂર્વનું દુઃખ તથા ચિંતા ભૂલી જઇ સુરાપાનની મોજ માણવા લાગ્યો !

આ તરફ સમ્રાટ પોતે વિઘ્ન કે પ્રતિકૂળતાની લેશ માત્ર પરવા નહિ કરતાં, નિદ્રા અને ખાનપાનનો ત્યાગ કરી ચોવીસે ચોવીસ કલાક શત્રુની પાછળ સિંહની માફક ભમવા લાગ્યો. એક દિવસ હજી સંધ્યાને થોડી વાર હતી તે સમયે શત્રુના નિવાસસ્થાન સંબંધી સમ્રાટને બાતમી મળી. એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં તત્કાળ તે પોતાની સાથે ૧૦૦૦-૧૫૦૦ સૈનિકોની અતિ સાહસિક સેનાને લઇને ગંગામાં કૂદી પડયો. તે કાળે મોટે ભાગે સૈનિકો હાથી ઉપર બેસીને નદી ઓળંગતા હતા. અકબરે તથા તેના સૈનિકોએ પણ આ વખતે તેમજ કર્યું. રાત્રિના સમયે શત્રુ ઉપર હુમલો લઇ જવો એ યોગ્ય નથી એમ ધારી સમ્રાટે સમસ્ત રાત્રિ ગંગાની સામે પાર જંગલમાં અતિ ગુપ્તપણે પસાર કરી. પ્રભાતનો સૂર્ય પ્રકાશે તે પૂર્વેજ અકબરનું સૈન્ય તૈયાર થઇ ગયું અને પરમ પરાક્રમપૂર્વક શત્રુના સૈન્યને ઘેરી લીધું. મોગલસેના આ વખતે ત્રણ ભાગમાં વહેંચાઈ ગઇ હતી અને ત્રણે તરફથી શત્રુના સૈન્યનો સંહાર કરવા માંડયો હતો. સમ્રાટ અકબર એક હાથી ઉપર બેસીને સૈન્યના મધ્ય ભાગમાં રહી લશ્કરની વ્યવસ્થા કરતો હતો. ધીમે ધીમે યુદ્ધે બહુજ ભયંકર રૂપ ધારણ કર્યું. વિદ્રોહીઓ ( બળવાખોરો ) એ મરણીયા થઇને બાદશાહી સેનાનો નાશ કરવા માંડયો. બન્ને સૈન્યે એવું અપરિમિત બળ અને પરાક્રમ દાખવવા માંડયું કે-કયો પક્ષ જીતશે એ સમજાય તેમ રહ્યું નહિ. સમ્રાટ આ કટોકટીના પ્રસંગે હાથી ઉપરથી નીચે ઉતરી પડયો. તેણે એક અતિ તેજસ્વી અશ્વ ઉપર સ્વારી કરીને રણક્ષેત્રની મધ્યમાં અતિ વેગપૂર્વક ઘુમવા માંડયું. તે પોતાના બળ, વીર્ય તથા સાહસવડે પોતાના સૈનિકોને પુનઃ પુનઃ ઉશ્કેરવા લાગ્યો. મોગલસેના ખુદ સમ્રાટને રણક્ષેત્રમાં ઘુમતો નિરખી, પ્રાણની પણ પરવા કર્યા વિના, અપૂર્વ પરાક્રમવડે શત્રુના સૈનિકોનો સંહાર કરવા લાગી. સમસ્ત મોગલસેના કે જે અત્યારસુધી નિસ્તેજવત્ જણાતી હતી તે હવે એક ક્ષણમાત્રમાં પરમ ઉત્સાહી બની જઇને એકસરખા બળથી આગળ વધવા લાગી. શત્રુઓની સેના પણ કોઈ રીતે પાછી હઠે તેવી નહોતી. અકબરની પાસે હાથીનું એક સૈન્ય હતું;

તે પણ આ યુદ્ધમાં ઉતરી ચૂકયું હતું. બન્ને પક્ષો જે વેળા એકસરખા ઉત્સાહથી લડી રહ્યા હતા, તે વેળા અકસ્માત કોણ્ જાણે કયાંથી એક તીર સુસવાટા મારતું વિદ્રોહીઓની સેનામાં ધસી આવ્યું અને અલીકુલીખાંના અંગમાં ખુંચી ગયું ! તીર બહુ તીક્ષ્ણ હતું, પણ અલીકુલીખાં છેક નિર્બળ નહોતો. તેણે તે તીરને સ્વહસ્તે ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે નીકળે તે પહેલાંજ એક બીજા એવાજ તીક્ષ્ણ તીરે આવીને અલીકુલીખાંના અશ્વનું વિરાટ અંગ ભેદી નાખ્યું. અશ્વ આ તીરની વેદનાથી ગભરાયો અને અલીકુલીખાંને પૃથ્વી ઉપર ફેંકી દઈ ત્યાંથી નાસી ગયો ! અલીકુલીખાંને ભૂતળ ઉપર પડેલો જોતાંજ અકબરના એક ગજસૈનિકે શત્રુને હાથીના પગનીચે કચરી નાખ્યો અને એ રીતે એક વિદ્રોહી આગેવાનને સંસારમાંથી સદાને માટે રવાના કરી દીધો. અલીકુલીખાં મરાયો એટલે તો પછી તેનું સૈન્ય સમરાંગણમાં ઉભુંજ શાનું રહે ! એશીઆનું સૈન્ય કેવળ સેનાપતિના હિતાર્થેજ યુદ્ધ કરવા બહાર પડે છે ! પોતાનો સેનાપતિ મરાયો એમ જાણતાંજ એશીઆવાસી સૈન્ય યુદ્ધક્ષેત્રમાંથી નાસવા લાગે છે. આ પ્રસંગે પણ તેમજ બન્યું. અલીકુલીખાં પડયો કે તુરતજ તેનું સૈન્ય પ્રાણ લઇને નાસવા લાગ્યું. નાસતાં નાસતાં પણ અનેક વિદ્રોહીઓ મોગલોના હાથમાં સપડાયા, અનેક મરાયા અને અનેકોને બન્દિવાન થવું પડયું.

આ પ્રમાણે સમ્રાટ પોતાના બાહુબળવડે સંપૂર્ણ વિજય મેળવી પોતાની છાવણીમાં આવ્યો. અલીકુલીખાંનું કાપેલું મસ્તક તેની પાસે લાવવામાં આવ્યું. અકબરની સામે થોડે દૂર વિદ્રોહીઓની એક મોટી સંખ્યા બન્દિરૂપે ઉભી હતી. આ કેદીઓમાં એક હિંદુ કેદી હતો. પોતાના માલિકનું છિન્ન મસ્તક જોઇને તે શોકાતુરપણે વેગથી બહાર દોડી આવ્યો અને પેલું લોહીવાળું ભયંકર જણાતું મસ્તક પોતાના બંને હાથોવડે અતિ આદરપૂર્વક ઉંચકી હૃદયની સાથે દાબીને આંખમાંથી આંસુ વહેવડાવવા લાગ્યો ! સમ્રાટ અકબર આ દેખાવ જોઇ અત્યંત આશ્ચર્ય પામ્યો. એક હિંદુનો પોતાના મુસલમાન માલિક પ્રત્યેનો આવો ભક્તિભાવ જોઇને તે મૂઢજ બની ગયો ! અલીકુલીખાંનો ભાઇ કે જે ત્યાં તે વેળા કેદીરૂપે હાજર હતો તેને સમ્રાટે અતિ દુઃખસહિત પૂછયું કેઃ–" મેં તમારૂં એવું તે શું બગાડયું છે કે તમે મારી વિરુદ્ધ અસ્ત્ર ગ્રહણ કરવા પુનઃ પુનઃ તૈયાર થઇ જાઓ છો ?" ત્યારબાદ અકબર પોતાના નોકરને આ કેદીની સાર–સંભાળ રાખવાનો ઇસારો કરીને અન્ય કાર્ય માટે ત્યાંથી ચાલ્યો ગયો. સમ્રાટના અમાત્યોએ વિચાર કર્યો કે જો આ કેદી સમ્રાટની પાસે ક્ષમાની પુનઃ પ્રાર્થના કરશે તો સહૃદય સમ્રાટ તેને ક્ષમા આપી છોડી દીધા વિના રહેશે નહિ અને ફરીથી તે ઉપદ્રવ ચાલુ કરશે; જેથી તેઓએ સમ્રાટની ગેરહાજરીમાંજ, તેની રજા વિનાજ, તે કમનસીબ કેદીને મારી નાખ્યો.

વિદ્રોહીઓની એક નાની સરખી ટુકડી અયોધ્યામાં પણ રહેતી હતી. રાજા ટોડરમલ આદિ સેનાપતિઓએ અતિ વીરત્વપૂર્વક તે સમસ્ત વિદ્રોહીઓને દાબી દીધા-ઇ૦ સ૦ ૧૫૬૦. જે બળવાખોરોએ સમ્રાટ અને સામ્રાજ્ય પ્રતિનું વિરુદ્ધાચરણ ત્યજી દેવાની પ્રતિજ્ઞા કરી અને સમ્રાટનું શરણ સ્વીકારવાની ઇચ્છા દર્શાવી તેમને સમ્રાટે ઉદારતાથી ક્ષમા આપી અને તેમના સમસ્ત અપરાધો કાંઇ પણ દંડ લીધા વિના માફ કર્યા.

ત્યાર બાદ એક અન્ય મુસલમાન અમાત્ય બળવાખોરરૂપે બહાર આવ્યો. તેણે અનેક શહેરો લૂંટી પ્રજાને ત્રાસ આપવા માંડયો. રાજ્યના સૈનિકોનો પણ નિર્દયતાપૂર્વક તે વધ કરવા લાગ્યો. સમ્રાટે તેની સામે સૈન્ય મોકલ્યું. તે સૈન્યે તે વિદ્રોહી અમાત્યને જખમી કરી કેદમાં પૂર્યો. વિદ્રોહી અમાત્ય જખમી થયો છે, એમ સાંભળતાંની સાથેજ અકબરે પોતાના કુશળ વૈદ્યોને તેની સારવાર કરવા મોકલી દીધા. વૈદ્યોએ તે અમાત્યને સાજો કરવા અનેક ઉપચારો કર્યા, પણ તેનું કશું સંતોષકારક ફળ આવ્યું નહિ. અમાત્યને જે ગંભીર આઘાત થયો હતો, તે આઘાતની વેદનાથી તે કાળક્રમે મૃત્યુ પામ્યો.

હુમાયુના મૃત્યુ પછી તેનો પુત્ર મિર્જા હાકીમ કાબૂલમાં રાજ્ય કરતો હતો. તેણે સાંભળ્યું કે અકબર એક સુવિશાળ સામ્રાજ્યનો અધીશ્વર થયો છે, ત્યારે તે ઇર્ષ્યાની જ્વાળાથી બળવા લાગ્યો. જૈનપુરમાં મુસલમાન પ્રજાએ એક મોટું બંડ ઉઠાવ્યું છે, એવા સમાચાર જ્યારે મિર્જા હાકીમને મળ્યા ત્યારે તે બહુ આનંદ પામ્યો અને "અકબર પાસેથી એ સામ્રાજ્ય પડાવી લેવાની આ બહુ સારી તક છે," એમ ધારી તેણે તેજ વખતે પંજાબ ઉપર હલ્લો કર્યો. જોતજોતામાં તે પંજાબનો થોડો ભાગ જીતી લેવાને શક્તિમાન થયો. સમ્રાટને આ સમાચાર મળતાંજ તે લાહોર આવ્યો. તેના લાહોર આવવાના સમાચાર સાંભળી લાહોરની પ્રજાએ એક મહોત્સવ કર્યો અને શંખ તથા ઝાલરોના ધ્વનિપૂર્વક સમ્રાટનું સ્વાગત કર્યું. સમસ્ત શહેરમાં અકબરના આગમન નિમિત્તે આનંદનો મહા કોલાહલ થવા લાગ્યો. આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે ટુંકી મુદતમાંજ અકબર પોતાની પ્રજાનું મનં રંજન કરવાને સમર્થ થઇ શકયો હતો. શહેરનો આનંદધ્વનિ સાંભળીને હાકીમે પોતાના પ્રધાનને પૂછયું કે "આ કોલાહલનું શું કારણ છે?" પ્રધાને ઉત્તર આપ્યો કે "સમ્રાટ અકબર પધારે છે, એમ જાણી અહીંની પ્રજા તેમનો સત્કાર કરવાને તૈયાર થઇ ગઇ છે અને એટલાજ માટે તેઓ આજે મોટો ઉત્સવ કરવાની તૈયારીઓ કરી રહ્યા છે." હાકીમ સમજી ગયો કે પ્રજા પોતેજ જ્યારે અકબરને અંતઃકરણપૂર્વક ચાહે છે તો પછી અહીં મારો જય થવો તેમજ મારૂં રાજ્ય ટકી રહેવું, એ કદાપિ સંભવિત નથી, એમ ધારી તે તત્કાળ કાબૂલ તરફ નાસી ગયો (ઇ૦ સ૦ ૧૫૬૬). સમ્રાટે પોતાના ભ્રાતાને યથા-

યોગ્ય દંડ આપવા માટે તેની પીઠ પકડવાનું વ્યાજબી ધાર્યું નહિ. જો તે ધારત તો આ સમયે સૈન્ય મોકલીને હાકીમને કેદ કરી શકત, પણ સમ્રાટનું હૃદય તેવું નહોતું, એ વાત પૂર્વે આપણે અનેકવાર જાણી ચૂકયા છીએ. ભ્રાતા પોતાનું અનિષ્ટ કરતો બંધ થયો છે, એમ સમજી અકબર શાંત થયો. તેને તો ગમે તે પ્રકારે ઉપદ્રવ શાંત કરવો હતો. દુશ્મનોને શિક્ષા આપવાની કિંવા પોતાની વૈર-વૃત્તિને સંતોષવાની તેને લેશ પણ વાસના નહોતી. પ્રિય વાચક! અકબરની પૂર્વના અને અકબરની પછીના સમ્રાટો સાથે એકવાર અકબરની તુલના કરી જો.

ત્યારબાદ ખાનેખાના મુનિમખાંની જૈનપુરના શાસનકર્તાતરીકે નિમણુક કરવામાં આવી. તેના સમયમાં જૌનપુરની પ્રજાએ શહેરના સાંદર્યમાં અનેકગણી વૃદ્ધિ કરી હતી. મુનિમખાંએ પોતે પણ સંખ્યાબંધ અટ્ટાલિકાઓ અને પ્રાસાદો બંધાવી શહેરને બહુજ અલંકૃત કર્યું હતું. તેણે નદી ઓળંગવાને જે એક મહાન અને મનોહર સેતુ (પુલ) બંધાવ્યો હતો તે આજે પણ સમયના પ્રવાહની સામે અડગપણે ઉભો રહ્યો છે અને મુનિમખાંની કીર્તિની ઘોષણા કરી રહ્યો છે.

જૈનપુરમાં ઇ૦ સ૦ ૧૫૯૨ માં એક મકાન ચણતી વેળા, માટી ખોદાવતાં ભૂગર્ભમાં એક મકાન દૃષ્ટિગોચર થયું હતું. આ મકાનનાં દ્વાર બંધ હતાં અને સાંકળે એક મજબૂત તાળું લગાવવામાં આવ્યું હતું. દ્વાર ખોલતાં તે મકાનમાંથી એક વૃદ્ધ પુરુષ બહાર આવ્યો હતો; અને પછી તે ૭ માસપર્યંત જીવતો રહ્યા બાદ સ્વાભાવિકરીતેજ મૃત્યુ પામ્યો હતો. મુસલમાન લેખકો પોતાના ધર્મની મહત્તા વર્ણવવા આ યોગીસંબંધે જે અહેવાલ આપે છે તે અમને વિશ્વાસપાત્ર જણાતો નથી; છતાં મહારાજા રણજીતસિંહના સમયમાં એક હિંદુ યોગી× અનેક દિવસો પર્યંત ભૂગર્ભમાં રહી શકયો હતો, એ વાત તરફ લક્ષ આપતાં ઉક્ત ઘટના છેક અવિશ્વાસયોગ્ય છે, એમ પણ કહેવાનું અમારાથી સાહસ થઇ શકતું નથી.

એક દિવસે આસાદ બેગ નામના અમીરે વિજાપુરમાંથી અતિ ઉત્કૃષ્ટ તમાકુ તથા મણિમુક્તાજડિત સોના-રૂપાનો અતિ મનોહર અને કિંમતી એક હુક્કો, સભામાં સમ્રાટ અકબરને ભેટ-અર્પણ કર્યો. સમ્રાટ આ નવી ભેટ તથા ઉત્કૃષ્ટ તમાકુ જોઇને બહુજ આનંદ પામ્યો. તેણે ઉક્ત હુક્કાદ્વારા એક બે વખત ધૂમ્ર-પાન કર્યું, એટલામાં સમ્રાટની આસપાસ બેઠેલા વૈદ્યબન્ધુઓ બોલી ઉઠયા કે "નામદાર સમ્રાટે આ તમાકુ પીવી ઉચિત નથી. જો કે યૂરોપના પંડિતો ઉક્ત ધૂમ્રપાનની તરફેણમાં અનેક યુક્તિઓ આપે છે; પણ અમારા દેશના વૈદ્યશાસ્ત્રીઓએ તમાકુના ગુણાવગુણસંબંધે પોતાનો મત કયાંય આપ્યો નથી; એટલા માટે આ તમાકુ નહિ પીવી એજ સલાહકારક છે." આસાદ, વૈદ્યબન્ધુઓની

× યોગી હરિદાસ, જેમનું વાંચવાયોગ્ય ચરિત્ર આ ખાતાની ચરિત્રમાળાના 'ભારતના મહાન પુરુષો-ભાગ ૧ લો, નામે પુસ્તકમાં આવેલું છે. મંત્રી

સામે વાંધો ઉઠાવતાં બોલ્યો કે:- "યૂરોપવાસીઓ કાંઇ એવા મૂર્ખ નથી કે તેઓ વિનાવિચારે તમાકુની પ્રશંસા કરે. તેઓ સંપૂર્ણ પરીક્ષા કર્યા પછીજ તેનો વ્યવહાર કરે છે. તેમનામાં પણ જ્ઞાની મનુષ્યો છે. તમે પોતે જ્યાંસુધી એની પરીક્ષા ન કરો ત્યાંસુધી તેની વિરુદ્ધમાં અભિપ્રાય આપવાનો તમને શું હક્ક છે? અમુક વસ્તુ સારી છે કે નરસી છે, તેનો નિર્ણય તેનું નિરીક્ષણ કર્યા પછીજ કરવો જોઇએ." અન્ય એક ચિકિત્સકે ઉત્તર આપ્યો કે:- "અમે યૂરોપવાસીઓનું અનુકરણ કરવા ઇચ્છતા નથી. અમારા દેશના પ્રાચીન પૂર્વ પુરુષોએ જે વસ્તુનો વ્યવહાર કરવાની અનુમતિ આપી નથી તે વસ્તુનો વ્યવહાર કરવાની અમે કોઇ પણ રીતે સંમતિ આપી શકતા નથી." આસાદે કહ્યું કે:-" તમારો સિદ્ધાંત અદ્ભુત વિચિત્ર છે. પ્રત્યેક આચાર-વિચાર એક કાળે સંપૂર્ણ નવીન હતો, અથવા નવીન હોવો જોઇએ, એમ શું આપ નથી માનતા? સમસ્ત આચારો ધીમે ધીમેજ એક પછી એક પ્રવર્તિત થયા છે. વસ્તુની પ્રાચીનતા કે નવીનતા સંબંધે તકરાર નહિ કરતાં વસ્તુના ગુણો તથા અવગુણો જોઇનેજ તેનો વ્યવહાર કરવો, એવો ડાહ્યા પુરુષોનો મત હોય છે. પૂર્વે સેના નામનાં મળીયાંઓની લોકોને બિલકુલ ખબર નહોતી; પણ અત્યારે લોકો તેના ગુણો જાણ્યા પછી ઔષધમાં કેટલો બધો ઉપયોગ કરે છે?" સમ્રાટ અકબરે આ ચર્ચા શાંતપણે સાંભળી. છેવટે પોતાનો સંતોષ દર્શાવ્યો અને કહ્યું કે: "વસ્તુતઃ મને એમ લાગે છે કે અન્ય દેશના સુજ્ઞ વિદ્વાનોએ પરીક્ષા કરીને જે વાત સ્વીકારી હોય તે વાત આપણા શાસ્ત્રમાં કે પુસ્તકમાં નથી માટેજ તેનો ત્યાગ કરવો, એ તો ઉચિત નથી. આપણે જો પ્રત્યેક નવીન વસ્તુપ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જોઇએ તો પછી આપણે આપણી ઉન્નતિ સાધવાને કેવી રીતે શક્તિમાન થઇ શકીએ?" આસાદ વિજાપુરમાંથી તમાકુનો મોટો જથ્થો પોતાની સાથે લાવ્યો હતો. તેણે તે તમાકુ રાજ્યના અમીર-ઉમરાવોને ભેટરૂપે છૂટથી વહેંચી દીધી. તેજ દિવસથી રાજધાનીમાં તમાકુનો પ્રચાર થયો. પ્રત્યેક અમીર-ઉમરાવે હોંસથી તમાકુ પીવાનું શરૂ કર્યું. ધીમે ધીમે આ તમાકુનો પ્રચાર એટલો બધો વધી પડયો કે વણિક-વ્યાપારીઓ દક્ષિણ પ્રદેશમાંથી તમાકુનો મોટો જથ્થો ખરીદ કરવા લાગ્યા અને દિલ્હી તથા આગ્રામાં તેનો ધમધોકાર વ્યાપાર ચલાવવા લાગ્યા. આ પ્રમાણે જો કે પ્રજાનો મોટો ભાગ તમાકુના વ્યસનમાં ધીમે ધીમે ડૂબતો જતો હતો; પરંતુ સમ્રાટ અકબરે તો ઉક્ત સભા પછી એકવાર પણ ધૂમ્રપાન કર્યું નહોતું.

આ પ્રમાણે સમ્રાટ અકબર પોતાના અમાત્ય અને સગાં-સંબંધીઓના બળવાઓને દાબી દઇ મહા બળવાન થતો ચાલી મધ્યાહ્નકાળના સૂર્યની પેઠે પોતાનું શાસનતેજ ચોતરફ વિસ્તારવા લાગ્યો.

# सप्तम अध्याय–राणी दुर्गावती अने मध्यभारत

"એ સાચું છે કે આપણે યુદ્ધમાં હાર ખાધી છે; પણ તેથી શું આપણે સ્વમાનમાં પણ હારીશું ? જે કીર્તિ અને ધર્મને ખાતર આપણે અત્યારસુધી સખ્ત મહેનત લીધી છે તેજ કીર્તિ અને ધર્મને માત્ર ધિક્કારપાત્ર રીબાતી જીંદગીની ખાતર શું આપણે ખોઇ બેસીશું ?"

રાણી દુર્ગાવતી

ચોતરફ મેઘની છાયા પ્રસરવા છતાં પણ જેમ કોઇ કોઇ સમય મધ્યસ્થળ સૂર્યના પ્રકાશથી ઉજ્જવળ રહે છે, તેવી રીતે મધ્યભારતની ચારે દિશાઓમાં મુસલમાન રાજાઓની સત્તા પ્રસરવા છતાં મધ્યસ્થળ હજી પણ હિંદુગૌરવથી પ્રકાશિત થઇ રહ્યું હતું. એક દિવસે પરમ માનનીય-ગૌરવપૂર્ણ વિદર્ભ રાજાએ આજ સ્થળે રાજ્ય કર્યું હતું અને આજ સ્થળે એક કાળે રમણીરત્ન દમયંતીએ જન્મ લીધો હતો. અમે જે સમયનું અત્યારે વર્ણન આપવા બેઠા છીએ તે વખતે તે સ્થાન માંડવગઢના નામથી પ્રસિદ્ધ હતું. માંડવગઢનું રાજ્ય બહુ વિસ્તૃત હતું, એમ કહેવાય છે કે તે રાજ્ય ૩૦૦ માઇલ લાંબું તથા ૧૬૦ માઇલ પહોળું હતું. અબુલફઝલ લખે છે કે:–" અન્ય સ્થાનના હિંદુઓ આ માંડવગઢના હિંદુઓને પતિત–ભ્રષ્ટ માનતા હતા; અને તે રાજ્ય પ્રત્યે પણ તિરસ્કારની નજરથી નિહાળતા હતા." આ હતભાગ્ય ભારતના પ્રત્યેક પ્રાંતનો વાસી અન્ય પ્રાંતના વાસીને પતિત કિંવા નીચજ માને છે ! જો એમ ન હોત તો આ મહાન દેશની આવી દુર્ગતિ કોઇ પણ કાળે થાત નહિ. અસ્તુ ! ! અમે આ સ્થળે વર્ણન કરીએ છીએ તે સમયે ઉક્ત રાજ્ય અત્યંત સમૃદ્ધિશાળી ગણાતું હતું. તેની સીમામાં પ્રાય: આઠ હજાર નાનાં-મોટાં શહેરો તથા ગામડાંઓ આવેલાં હતાં. પ્રજા બહુ સુખ–શાંતિપૂર્વક સમય પસાર કરતી હતી. વિવિધ શહેરોમાં આવેલા સુદૃઢ અને ઉચ્ચ કિલ્લાઓ જાણે કે શત્રુના હલ્લા સામે ઉભા રહીને અહંકારપૂર્વક હસી રહ્યા હોયને ! એવા દેખાવવાળા હતા. વર્તમાન જબલપુરની પાસે ચૌરાગઢ નામક એક સ્થાન છે ત્યાં આગળ પૂર્વે રાજધાની તથા કિલ્લો હતો. અકબરના સમયમાં કાલંજરની રાજકન્યા વીર રમણી રાણી દુર્ગાવતી ઉક્ત વિસ્તૃત રાજ્યની અધીશ્વરી હતી. અત્યારપર્યંત કોઇ પણ મુસલમાન રાજાએ ઉક્ત રાજ્યની સીમામાં પગ પણ મૂક્યો નહોતો. માંડવગઢનું હિંદુરાજ્ય અદ્યાપિ પોતાની સ્વતંત્રતા સાચવીને બેસી રહ્યું હતું. રાણી દુર્ગાવતી અપૂર્વ રૂપ–લાવણ્યથી જેવી રીતે વિભૂષિત હતી તેજ પ્રમાણે તેણીમાં બીજા પણ અનેકાનેક સદ્‌ગુણો હતા. બંદૂક અને ધનુષ્યબાણનો ઉપયોગ કરવામાં તે એટલી બધી નિપુણ હતી કે ધારેલું નિશાન પાડવામાં કદિ પણ નિષ્ફળ થતી નહિ. તેણી ઘણીવાર શિકાર કરવા જંગલોમાં નીકળી પડતી; અને અનેક જંગલી તથા હિંસક પશુઓનો સંહાર કરી પાછી ચાલી આવતી.

અબુલફઝલ લખે છે કે:–" આ રમણી પોતાની સાહસિકતા, શક્તિ તથા સત્યતા માટે એવી તો સુપ્રસિદ્ધ હતી કે તેના એ સદ્‌ગુણોથીજ આખો ઇને સમસ્ત મધ્ય-પ્રદેશ તેના શાસન નીચે આવ્યો હતો; એમ કહીએ તો તે અયોગ્ય નથી." તેણી બહુજ કુશળતાથી રાજ્યનો કારભાર ચલાવતી હતી; વિદેશી રાજાઓની સાથે ક્યારે કેવો વ્યવહાર રાખવો તે પણ તે બહુ સારી રીતે સમજતી હતી. આસપાસના રાજા-રજવાડાઓ સાથેના વ્યવહારમાં જે વિચક્ષણતા તથા દૂરદર્શિતાની અનિવાર્ય આવશ્યકતા છે તે તેનામાં સંપૂર્ણ હતી. તેણીએ માળવા પ્રદેશના અધિપતિ બાજબહાદુરને પણ યુદ્ધમાં પરાજિત કર્યો હતો. તેણીની પાસે એક હજાર ઉત્કૃષ્ટ ગજસૈન્ય તથા વીસ હજાર અશ્વસૈન્ય હતું.

સમ્રાટ અકબરના સેનાપતિ આસફખાંએ પન્ના પ્રદેશ ઉપર વિજય મેળવ્યો, એટલે પાસેનું આ રાજ્ય પડાવી લેવાની પણ તેને લાલચ થઈ આવી; પરંતુ તે સેનાપતિ પૂર્વે અનેકવાર રાણી દુર્ગાવતીના વીરત્વસંબંધે વિવિધ કહાણીઓ સાંભળી ચૂક્યો હતો, તેથી તે એકાએક હલ્લો લઇ જવાનું સાહસ કરી શક્યો નહિ. તેણે પ્રથમ તો રાણીના રાજ્ય સાથે મિત્રાચારી બાંધવાનો દેખાવ કરીને ખાનગી રીતે પોતાના કેટલાક બુદ્ધિશાળી દૂતોને વણિકરૂપે તેના રાજ્યમાં રવાના કર્યા. એમાં માત્ર એજ ઉદ્દેશ હતો કે રાજ્યમાં પ્રવેશ કરવાના તથા નીકળવાના માર્ગોની અને કેટલું કેટલું સૈન્ય ક્યાં ક્યાં રહે છે, તથા રાજ્યમાં કેવી કેવી સમૃદ્ધિ છે ઇત્યાદિ જાણવાયોગ્ય બાબતોની સંપૂર્ણ માહિતી તેઓ મેળવી આવે. આ પ્રકારે સર્વ બાતમી મેળવ્યા પછી આસફખાંએ સમ્રાટને એક પત્ર લખી આ રાજ્યને તાબે કરવાનો હુકમ મેળવ્યો–ઇ૦ સ૦ ૧૫૬૪. આસફખાંએ પુષ્કળ સૈન્ય સાથે લઇને રાણીના રાજ્ય ઉપર આક્રમણ કર્યું અને અતિ અહંકારપૂર્વક રાજ્યમાં આગળ વધવા લાગ્યો.

મોગલસેનાએ પોતાની હદમાં પ્રવેશ કર્યો છે એમ સાંભળતાંની સાથેજ રાણી દુર્ગાવતીએ રાજ્યના પ્રધાન અમાત્યને પોતાની પાસે બોલાવ્યો. પ્રધાને જે સમાચાર આપ્યા તે સાંભળીને રાણી તો સ્તંભિતજ થઇ ગઇ ! પ્રધાને કહ્યું કે:–" માત્ર ૫૦૦ સૈનિકોજ રાજધાનીમાં અત્યારે હાજર છે, બાકીનું સૈન્ય રાજ્યમાં આડું અવળું છૂટુંછવાયું પડેલું છે." દુર્ગાવતીને આથી બહુ ક્રોધ વ્યાપ્યો અને અમાત્યનો તિરસ્કાર કરતાં કહ્યું કે:–" તમારી મૂર્ખતાનું પરિણામ સમસ્ત રાજ્યને ભોગવવું પડશે. હું આજે વર્ષો થયાં રાજ્યની વ્યવસ્થા કરું છું પણ આપણા રાજકીય ગૌરવ કે સન્માનને લેશ પણ હાનિ પહોંચે એવું કાર્ય મારા હાથથી કદાપિ થયું નથી." તેજ ક્ષણે રાણીએ સૈન્યને એકત્ર કરવા ચારે દિશામાં દૂતો રવાના કર્યા અને પોતે જેટલું સૈન્ય હાજર હતું તેટલા સૈન્યના સાથે બહાર નીકળી પડી ! તેણીએ અન્ય હિંદુ રાજાને સહાય માટે પ્રાર્થના કરી નહિ, તેમ કોઈ રાજા તેને

સહાય આપવા બહાર પણ આવ્યો નહિ. પ્રતિદિન રાણીનું નૂતન સૈન્ય ધીમે ધીમે આવવા લાગ્યું. રાણી પોતે પોતાના સૈનિકોને નિર્જન અરણ્યમાં એવી રીતે ગોઠવવા લાગી કે શત્રુપક્ષ કોઇ પણ રીતે પોતાના સૈન્યની સંખ્યા સંબંધે કિંવા સૈન્યની હીલચાલ સંબંધે કંશો પણ નિર્ણય કરી શકે નહિ. આસફખાંએ રાણી દુર્ગાવતી પાસે કેટલું સૈન્ય છે, તથા એ સૈન્ય ક્યાં આગળ શું કરે છે તે સંબંધી તપાસ કરવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેનું કશું પરિણામ આવ્યું નહિ. ફ્રિરિસ્તાએ લખ્યું છે કે:–" રાણી બખ્તર પહેરીને, હાથમાં તીક્ષ્ણ ધારવાળી તલવાર પકડીને, શરાસનવડે સુસજ્જીત થઇને અને હાથીની પીઠપર આરોહણ કરીને શત્રુના સૈન્યનો સંહાર કરવા આગળ વધી." રાણીના સૈનિકો રાણીનું પ્રત્યક્ષ દૃષ્ટાંત નિરખી, રાણીના જેટલાજ પરાક્રમ, વીરત્વ તથા ઉત્સાહથી શત્રુનો નાશ કરવા તૈયાર થાય એમાં આશ્ચર્ય નથી. આ વેળા રાણીનો પ્રત્યેક સૈનિક ઉત્સાહથી ઉતાવળો થઇ, વીરમદથી ઉન્મત્ત બની, શત્રુનો સંહાર કરવાની ભીષણ પ્રતિજ્ઞા કરી, વિપક્ષની સેનાપ્રતિ દોડવા લાગ્યો. રાણીએ હાથીની પીઠ ઉપરથી સૈનિકોની ઉતાવળ જોઇ પોતાની સેનાને જણાવ્યું કે આમ ઉતાવળ કરવી એ ઉચિત નથી. ત્યારબાદ તેણીએ સૈનિકોને એક શ્રેણીમાં ગોઠવાઇ જવાનો હુકમ કર્યો. સૈનિકો શ્રેણીબદ્ધ થયા એટલે રાણી પોતે, પોતાની સેનાને સાથે લઇ મોગલ સેના ઉપર પરાક્રમપૂર્વક તૂટી પડી. બન્ને સૈન્યો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. મોગલ સેનાની મગદૂર શી કે તે રાણીના સૈન્યની સામે ટકી શકે કે તેના પંજામાંથી સહીસલામત છટકી પણ શકે ? સાક્ષાત્ શક્તિમયી દેવીસ્વરૂપેજ આજે તે રણક્ષેત્રમાં ઉપસ્થિત થઇ છે ! સ્વદેશરક્ષણાર્થે આત્માની આહુતિ આપવા તે તૈયાર થઇને ઉભી રહી છે ! રાણીની પ્રિય સેના રાણીને સંતોષ આપવા માટે પોતાથી બની શકે તેટલું વીરત્વ દર્શાવવા લાગી. જન્મભૂમિના નામે, સ્વતંત્રતાના નામે આત્મભોગ આપવાની પ્રબળ પ્રેરણા રાણી દુર્ગાવતી સર્વ સૈનિકોની મધ્યમાં રહીને વારંવાર કરવા લાગી. કોઇપણ સૈનિકનો ઉત્સાહ શિથિલ ન થઇ જાય, એક પણ સૈનક પોતાનું કર્તવ્ય બજાવવામાં ઢીલો ન પડી જાય તે માટે તેની મધ્યમાં ઉભી ઉભી ઉત્સાહ આપવા લાગી. સંધ્યાકાળના ઘનઘોર વાદળમાં અહીંતહીં વિજળી ચમકીને અદૃશ્ય થઇ જાય, તેની રીતે રાણી દુર્ગાવતી પણ સૈનિકોના મધ્યમાં ઉત્સાહ અને નવચેતન પ્રેરતી, વિજળીની માફક સર્વત્ર ફરવા લાગી. *વિજળીની છટા જેવું* રાણીનું અને તેની સેનાનું વીરત્વ જોઇ મોગલસેના તો છેક અંજાઇજ ગઇ ! માત્ર પ્રેરણા આપીને બેસી નહિ રહેતાં રાણી પોતે પણ શત્રુનો સંહાર કેવી રીતે કરી શકાય તેનું દૃષ્ટાંત પોતાના કર્તવ્યવડે સ્વપક્ષને દર્શાવવા લાગી. રાણીના આવા પ્રત્યક્ષ વીરત્વથી ઉત્સાહી બનેલી રાજપૂત સેના ભયંકર પરાક્રમ દર્શાવતી મોગલ સૈનિકોનો નાશ કરવા લાગી. પવનનો સખ્ત આઘાત લાગતાં ઘનઘોર વાદળ જેમ છિન્નભિન્ન થઇ જાય છે, તેમ

વિપુલ મોગલદળ વીર રમણીના આઘાતવડે છેવટે પરાજિત થઇ રણાંગણમાંથી નાસવા લાગ્યું. મોગલોની સેનાનો મોટો ભાગ મરણને શરણ થયો; અને બીજો ઘાયલ થઇને રણભૂમિમાં રગદોળાવા લાગ્યો. મોગલસેનાને નાસી જતી જોઇને 'બલા ગઇ' એમ ધારીને રાણી વિશ્રામ લેવા તૈયાર થાય એવી નિર્બળ નહોતી. ફરીથી પણ કોઇ કાળે મોગલો મુખ ન બતાવી શકે, એટલા માટે તેણીએ સૈન્ય સહિત શત્રુનો પીછો પકડયો, અને જ્યાંસુધી સમસ્ત મોગલ સૈનિકો વિનષ્ટ કિંવા કેદી ન થાય ત્યાંસુધી આગળ વધવાનો હુકમ આપ્યો.

ક્રમે ક્રમે સૂર્યદેવ પણ ભારતલલનાનું આવું અનુપમ વીરત્વ નિહાળી સહાસ્યવદને અસ્તાચળ તરફ ગતિ કરવા લાગ્યો. જાણે કે ભારતીય વીરબાળાનું મનોહર વીરત્વ તે પોતાની પ્રિયતમાને પણ બતાવવા ઇચ્છતો હોય તેમ તે ( સૂર્ય ) જલદી અંતઃપુરમાં દાખલ થઇ, સંધ્યાદેવીનું આવાહન કરવા લાગ્યો. યથાસમયે સૂર્યના આમંત્રણને માન આપી સંધ્યાદેવી રણક્ષેત્રમાં હાજર થઇ. નીલાકાશમાં મનોહર તોરણ રચીને અને તેની મધ્યમાં પૂર્ણચંદ્રનો દિવ્ય દીપક પ્રકટાવીને, તેમજ ચો- તરફ નક્ષત્રરૂપી અસંખ્ય દીપમાળાઓ રચીને મહાદેવી સંધ્યા, વીરરમણીને સન્માન આપવા લાગી ! અગણિત ખદ્યોતો પણ જાણે કુસુમમાળાઓ લઇને રાણીને વધાવી લેવા તત્પર થઇ રહ્યા હોય, તેમ ઉત્સાહથી નાચવા લાગ્યા ! સંધ્યા સમયનો શંખનાદ પણ જાણે કે તે વીર આર્યબાળાની કીર્તિને દિગ્–દિગંતમાં પ્રચારિત કરવાનો પ્રયત્ન કરતો હોય, તેમ દિશાઓને ભેદીને વહેવા લાગ્યો ! અરે, સ્વયં પ્રકૃતિદેવી પણ આજે વીરબાળાને માન આપવા હાજર થઇ ગઇ છે !

રાત્રિનો સમય થયો. રાણી દુર્ગાવતીએ હવે પોતાના સૈનિકોને થોડીવાર વિશ્રામ લેવાની આજ્ઞા કરી અને ત્યારબાદ પુનઃ બમણા બળથી એજ રાત્રિએ મોગલોની સેના પાછળ ધસવાનો સંકલ્પ દર્શાવ્યો; પરંતુ તેણીના અમાત્યો એ સંકલ્પમાં સહાયભૂત થવાને બદલે ઉલટા અંતરાયભૂત થયા. અમાત્યોએ જણાવ્યું કે મૂળ રણક્ષેત્રથી આપણે બહુ દૂર નીકળી પડયા છીએ, અમારાં મૃત સગાં–સંબંધીઓનાં શબ ત્યાં રઝળે એ ઠીક નહિ, માટે હવે અમે આગળ નહિ વધતાં અહીંથી પાછા જઇને શબની વ્યવસ્થા કરીશું તોજ અમારો જીવ શાંત થશે. શબને રાત્રિમાં રઝળતું ન મૂકવું એ આપણો દેશાચાર છે, તેને માન આપવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે. દુર્ગાવતીએ જણાવ્યું કે "દુઃખના અને આપત્તિના સમયમાં સર્વ પ્રકારના આચારોનો ત્યાગ કરી દેશનું રક્ષણ કરવું, એજ આપણું મુખ્ય કર્તવ્ય હોવું જોઇએ." પરંતુ સૈનિકો અને અમાત્યો, રાણીનો દીર્ઘદૃષ્ટિવાળો ઉપદેશ સમજી શકયા નહિ. રાણીની સલાહમાં દેશનું અને પોતાનું કેટલું હિત સમાએલું છે, તે તેઓ વિચારી શકયા નહિ. અંતે સ્વદેશહિતૈષિતારૂપી દેવીને દેશાચારરૂપી રાક્ષસ આગળ પરાજય સ્વીકારવો પડયો. દુર્ગાવતીને નછૂટકે રણક્ષેત્ર-

માંથી પાછું ફરવું પડયું. પ્રતિકૂળ વિચારને અનિચ્છાપૂર્વક અનુસરવું પડયું. સૈનિકોના એ પ્રતિકૂળ વિચારો તે બીજું કશુંજ નહિ પણ આખા ભારતવર્ષના પ્રતિકૂળ ભાગ્યનાંજ ચિન્હો હતાં, એમ કહીએ તો અયોગ્ય નથી દેવી દુર્ગાવતી પણ આ પ્રતિકૂળ ભાગ્યને વશીભૂત થઇ. ક્રમે ક્રમે મૃત દેહોની અંત્યેષ્ટિક્રિયા યથારીતિ સમાપ્ત કરવામાં આવી. ત્યારબાદ પુનઃ રાણી દુર્ગાવતીએ શત્રુઓના વિનાશાર્થે પોતાના સૈનિકોને ઉત્સાહ આપવાનો આરંભ કર્યો. તેણીએ રાત્રિ વ્યતીત ન થાય તે દરમ્યાન અર્થાત્ ગંભીર રાત્રિના સમયેજ નાસી જતા મોગલસૈનિકોને ચોતરફથી ઘેરી લઈ સંહાર કરવાની તત્પરતા દર્શાવી; પરંતુ આ વેળા પણ મુખ્ય અને પ્રધાન પુરુષો રાણીને સમ્મત થયા નહિ. પ્રથમની માફકજ તેમણે પ્રતિકૂળ વિચારો દર્શાવવા માંડયા. અમાત્યોએ કહ્યું કેઃ–"વિશ્રામ અને નિદ્રાવિના સૈનિકો પરિશ્રમ કરી શકશે નહિ. વસ્તુતઃ હવે આપણે વિશેષ શ્રમ લેવાની જરૂર પણ શું છે ? શત્રુને આપણે યથોચિત દંડ આપી ચૂકયા છીએ. તેઓ પોતેજ પોતાનો જીવ લઇને નાસી છૂટયા છે તો પછી તેમની પાછળ ધસવાની આવશ્યકતા શું છે ?" રાણી દુર્ગાવતીએ તેમને અનેક પ્રકારે સમજાવવાનો પ્રયત્ન કર્યો, અને કોઇ પણ પ્રકારે આ ગંભીર રાત્રિના સમયે શત્રુની પાછળ ધસવાને બની શકે તેટલો આગ્રહ કર્યો, પરંતુ તેનું કશુંજ પરિણામ આવ્યું નહિ; અને એકજ રાત્રિમાં હતભાગ્ય ભારતવર્ષમાં સ્વદેશહિતૈષિતાની દેવીને, વિશ્રામ અને વિલાસિતા પાસે બીજીવાર પરાજિત થવું પડ્યું ! કમનસીબ હિંદુઓ વિશ્રામ અને વિલાસપ્રિયતાની બહારથીજ માત્ર સુંદર જણાતી મૂર્તિમાં મુગ્ધ થઇ ગયા ! એ વિશ્રામ અને વિલાસિતાએજ દેશને અધોગતિની ઉંડી ખાઇમાં હડસેલી દીધો ! અણીના સમયે આ અલ્પ સમયના વિશ્રામેજ ભારતવર્ષને ચિરકાળને માટે વિશ્રામરહિત બનાવી મૂક્યો ! એ ક્ષણિક સુખની આશાએજ સમસ્ત ભારતને ચિરકાળને માટે સુખરહિત બનાવી દીધો ! ભારતવર્ષની મૂર્તિમતી સ્વદેશહિતૈષિતાની–અર્થાત્ રાણી દુર્ગાવતીની સલાહને નિર્માલ્ય ગણી કહાડીને રાજપૂતો છેવટે આરામ લેવા લાગ્યા; પરંતુ તેમની એ આરામમયી રાત્રિ, શાંતિમયી રજની, વધારે વાર ટકી શકી નહિ. અરુણોદય થતાંની સાથે, હિંદુ સેનાનીઓએ આંખો ઉઘાડતાંજ એક નવીન દેખાવ તેમની દષ્ટિસન્મુખ ખડો થયેલો જણાયો ! તેમને જણાયું કે મોગલસેના મોટી ભયંકર તોપો લઇ પોતાને ઘેરી લેવાના પ્રબળ પ્રયત્નો કરી રહી છે ! રાજપૂતોનો વંશ નિર્મૂળ કરવાની સઘળી તૈયારીઓ ચોતરફ થઇ રહી છે ! રાણી દુર્ગાવતીનો ઉપદેશ કેટલો મહત્ત્વપૂર્ણ હતો તે હવેજ હિંદુ અમાત્યો સમજી શકયા ! પણ હવે તે સમજણ માત્ર પશ્ચાત્તાપ સિવાય બીજું કાંઇજ ફળ આપી શકે તેમ નહોતી. તેઓ ગત રાત્રિની સુંદર તક ગુમાવવા માટે પોતે પોતાને ધિક્કાર આપવા લાગ્યા. સુખના સમયમાં મનુષ્યો પોતાની ટુંકી દૃષ્ટિના પરિણામે કેવી વિપત્તિઓ હાથે કરીને વહોરી

લે છે, તેનો તેમને બરાબર ખ્યાલ આવ્યો ! કિંતુ હવે પોતાના નસીબને દોષ આપવા સિવાય બીજું કાંઇ થઇ શકે તેમ નહોતું. જોતજોતામાં મોગલસેના રાજપૂત સેના ઉપર આક્રમણ કરવા આગળ વધી. રાણી દુર્ગાવતી પુનઃ પોતાનું અમાનુષિક વીરત્વ દર્શાવતી યુદ્ધાર્થે બહાર પડી. અમે પૂર્વે જ કહી ચૂક્યા છીએ કે મોગલસેનામાં એવી તે શું શક્તિ હતી કે તે આ સાક્ષાત્ યુદ્ધદેવીની સામે ઉભા રહેવાનું અને લડવાનું સાહસ કરી શકે ? મોગલસેના રાણીનું ભયંકર પરાક્રમ જોઇને વળી પણ રણક્ષેત્રમાંથી નાસવા લાગી !' મોગલ સેનાપતિઓ નાસી જતા સૈનિકોને એકત્રિત કરી, બની શકે તેટલો ઉત્સાહ આપી, રાણીના સૈન્ય સામે લડવાને ઉશ્કેરવા લાગ્યા. બંને વીરજાતિઓ વચ્ચે પુનઃ તુમુલ યુદ્ધ થયું. મોગલોની મોટી સંખ્યા જમીનદોસ્ત થઇ. અનેકો પોતાનો પ્રાણ બચાવવા રણમાંથી નાસી છૂટયા. આ પ્રમાણે વિપુલ મોગલસેના એક હિંદુલલનાના વીરત્વ પાસે ઉપરાઉપરિ પરાજિત થઇને યુદ્ધક્ષેત્રમાંથી નાસી ગઇ !

વયોવૃદ્ધ અને સુદક્ષ મોગલ સેનાપતિઓ હવે, અકબર પાસે મુખ બતાવી શકે એમ રહ્યું નહિ. એક હિંદુ રમણીદ્વારા પરાજિત થઇને જગતમાં કેવી રીતે મુખ બતાવવું, એનો વિચાર આવતાં તેમની નસોમાંનું લોહી ઉછળવા લાગ્યું. હવે તેમણે નિશ્ચય કર્યો કે આ યુદ્ધમાં દેહપાત કરવો પડે તોપણ કબૂલ છે, પરંતુ એક રમણીથી પરાજિત થઇને અમે કદાપિ પાછા ફરીશું નહિ. એકવાર ફરીથી મોગલ સેનાએ દૃઢ પ્રતિજ્ઞા કરી મરણીયા થઇને યુદ્ધાર્થે સજ્જ થવાનો નિર્ણય કર્યો. સાહસથી ઉત્તેજિત બનેલી મોગલસેના પુનઃ હિંદુ સૈન્ય સામે યુદ્ધ કરવા આગળ વધી. મોગલોના ભયંકર હુંકારરવથી દિશાઓ ભેદાવા લાગી. તેમની ગતિના આઘાતોથી મેદિની કંપવા લાગી. નાની નાની ટુકડીઓમાં વહેંચાઇ તેમણે રાજપૂતોનો સંહાર કરવા માંડયો. 'પોતાના દેહનું ભાન ભૂલી જઇને એકવાર નષ્ટ થયેલું ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન શરૂ કર્યો. મોગલોનું આ ભયંકર આક્રમણ જોઇને હિંદુઓ દંગ થયા. રાણી દુર્ગાવતીનો પુત્ર સિંહસમાન પરાક્રમ દર્શાવતો શત્રુ સામે ધસી ગયો. રાજકુમારનું પરાક્રમ જોઇ હિંદુ સૈનિકોના અંતઃકરણમાં વળી પણ આશા અને સાહસનો સંચાર થવા લાગ્યો. ફરીથી તેમણે અતુલ પરાક્રમ દાખવી મોગલસૈન્યનો ધ્વંસ કરવા કમ્મર કસી; પરંતુ કમનસીબે થોડાજ સમયમાં રાજકુમાર ઘવાયો અને મૂર્ચ્છા ખાઇને ધરણી ઉપર ઢળ્યો. રાણીને આ સમાચાર મળતાંજ તેણે તેને રણક્ષેત્રમાંથી નિર્ભય સ્થાને લઇ જવાની આજ્ઞા કરી. રાજકુમારને રણક્ષેત્રમાંથી પાછો વળતો જોઇને હિંદી સેના એક ક્ષણવાર પણ યુદ્ધમાં ઉભી રહે ખરી ? એ સમયના હિંદુ સૈનિકોનો મોટામાં મોટો દોષ જો કોઇ હોય તો તે એજ કે તેઓ સેનાધ્યક્ષના પતન પછી એક ક્ષણવાર પણ રણક્ષેત્રમાં ટકી શકતા નહિ. અંધારી-મેઘલી રાત્રિએ આકાશમાં ભયંકર ઘનઘટા

જોઇને નિરાશ બનેલો મુસાફર આશ્રયની શોધમાં આકુળ-વ્યાકુળપણે રખડે, તેમ રાણીનું સૈન્ય પણ વ્યાકુળપણે યુદ્ધાંગણમાંથી નાસવા લાગ્યું. કુમારની પાછળ જવાનું બહાનું કહાડી અનેક સૈનિકો યુદ્ધમાંથી પાછા ફરવા લાગ્યા. જાણે કે તેઓ એકમાત્ર રાજપુત્રના સંગની ખાતરજ યુદ્ધમાં આવ્યા હોય ને ! તેઓ રાજકુમારનું બહાનું કાઢી પોતાનો પ્રાણ બચાવવાની વ્યાકુળતામાં નાસવા લાગ્યા. સ્વદેશરક્ષાનું જે પવિત્ર કાર્ય સાધવા તેઓ યુદ્ધમાં આવ્યા હતા તે પવિત્ર ઉદ્દેશ વિસરી ગયા ! સ્વાધીનતાની રક્ષા, રાજપૂત ગૌરવની રક્ષા આદિ પવિત્ર ભાવનાઓ તેમના અંતઃકરણમાંથી પલાયન થઇ ગઇ ! હાય ! અણીના સમયે ઉક્ત કલ્યાણપ્રદ ભાવનાઓ ભારતવાસીઓના અંતઃકરણમાં ટકી નહિ, એજ આ દેશનું દુર્ભાગ્ય ! યથાસમયે કેવળ પવિત્ર ઉદ્દેશની સિદ્ધિ અર્થે તેઓ કાર્ય કરવા બહાર આવતા નહિ, એજ આ દેશનું દુર્દૈવ ! છેવટે હવે રાણીની પાસે માત્ર ૩૦૦ સૈનિકોજ રહ્યા.

આમ થવા છતાં રાણી એટલું ક્ષુદ્ર સૈન્યદળ લઇને પણ શત્રુસાગરનું મંથન કરવા લાગી. રાણી આ વેળા હાથીની પીઠ ઉપર વિરાજી હતી. મોગલોએ રાણીનું લક્ષ્ય સાંધી શરવૃષ્ટિ કરવા માંડી. એક મુહૂર્તમાંજ એક તીક્ષ્ણ શર દુર્ગાવતી દેવીની આંખમાં એકાએક આવીને ખુંચી ગયું ! આંખમાંથી રુધિરની ધારા વહેવા લાગી; પરંતુ તે પ્રતિ લક્ષ નહિ આપતાં રાણીએ પોતે પોતાના હાથવડે એ તીક્ષ્ણ શર ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો. આંખમાં ભેદાયેલું શર બહાર તો નીકળ્યું, પણ તેનો કેટલોક ભાગ આંખમાં રહી ગયો, તે કેમે કરતાં બહાર નીકળી શકયો નહિ. એટલામાં એક બીજું બાણ પણ સુસવાટા મારતું રાણીની પાસે આવ્યું અને તેના ગળામાં પેસી ગયું ! આ બાણ પણ તેણીએ સ્વહસ્તે ખેંચી કાઢયું ! પરંતુ આ ઉપરાઉપરિ શરપ્રહારોથી તેણીના સમસ્ત અંગમાં એવી તો સખત વેદના થવા લાગી કે હવે તે હાથીના હોદ્દાપર વધારે વાર બેસી નહિ શકવાથી હોદ્દામાંજ ઢળી ગઇ. એક સાહસિક સશસ્ત્ર સૈનિક જે રાણી દુર્ગાવતીના હાથીનો માવત હતો, તેણે વિનયપૂર્વક રાણીને જણાવ્યું કેઃ– " હવે જયની લેશ પણ આશા નથી, ચોતરફથી આપણું સૈન્ય નાસી છૂટયું છે; માટે આપ આજ્ઞા આપો તો પવનવેગે આ હાથીની સાથે આપને નિર્ભયસ્થાને પહોંચાડી દઉં." રાણીએ અતિ તિરસ્કારપૂર્વક સૈનિકની વિનતિનો અસ્વીકાર કરતાં જણાવ્યું કેઃ–"અલબત્ત, **આપણે યુદ્ધમાં પરાજિત થયા છીએ, પરંતુ શું ગૌરવમાં પણ પરાજિત થયા છીએ ?** અહિંથી નાસી છૂટીને ગણ્યાંગાંઠયાં વર્ષ **નિંદનીય અવસ્થામાં પસાર કરવા કરતાં સન્માનપૂર્વક દેહ-પ્રાણનો ત્યાગ કરવો એજ શું વિશેષ ઇચ્છવાયોગ્ય નથી ?** ગૌરવરૂપી જે મહાન વસ્તુ પ્રાપ્ત કરવા માટે આપણે આટલો ભોગ આપ્યો છે, તે વસ્તુ આમ સ્વેચ્છાપૂર્વક નષ્ટ કરવા તૈયાર થવું એ શું મૂર્ખતા નથી ? મેં તારા ઉપર જે અત્યાર પૂર્વે કાંઇ પણ ઉપકાર

કર્યો હોય તો તે ઉપકારના બદલામાં મારા ઉપર આ સમયે તું એક પ્રત્યુપકાર કર; અને તે એજ કે આ તારી તીક્ષ્ણ ધારવાળી છુરી તારા હસ્તમાં લઇ મારો વધ કર, કે જેથી મારે પોતાને આત્મહત્યા કરવાનો પ્રસંગ ન આવે." ઉક્ત સૈનિક આંખમાંથી અશ્રુ વહેવડાવીને કહેવા લાગ્યો કેઃ-" હજી પણ સહિસલામત નાસી શકાય એવા સંયોગો છે;" પરંતુ રાણી દુર્ગાવતી શું કોઇ પણ કાળે યુદ્ધક્ષેત્રમાંથી નાસી છૂટવાની આશા કરે ? શત્રુને પીઠ બતાવવાનું અને યશનો ભોગ આપીને જીવનરક્ષા કરવાનું શિક્ષણ રાણીને મૂળથીજ મળ્યું નહોતું. સમરાંગણમાંથી પલાયન કરવાની તેણે સાફ્ ના પાડી. ધીમે ધીમે રાણીનું બાકીનું સૈન્ય પણ નાસી ગયું અને એક પણ રાજપૂત યોદ્ધો રાણીને સહાય કરવા ઉભો રહ્યો નહિ. મોગલ સેનારૂપી સમુદ્રે હવે જોરાવર હલ્લો કરીને રાણીને ઘેરી લેવા માંડી. રાણી પણ સમજી ગઇ, કે હવે સમસ્ત આશા અને સમસ્ત પ્રયત્નો નિષ્ફળ નિવડયા છે. હવે મોગલોના હાથમાં બંદીવાન થયા વિના ચાલે તેમ નથી. બંદીવાનરૂપે જીવન વહન કરવું એમાં સાર્થકતા પણ શું છે ? આવો વિચાર કરી તેણીએ હાથીના માવત પાસે જે છરી હતી તે એકાએક તેના હાથમાંથી ઝુંટવી લઇને સ્વહસ્તેજ પોતાની છાતીમાં ભોંકી દીધી ! રણક્ષેત્રમાંજ હાથીની પીઠપર કીર્તિ અને યશની મધ્યમાં રાણી દુર્ગાવતીએ આ પ્રમાણે સ્વહસ્તેજ સદાને માટે વિદાયગીરી લીધી !

મોગલોની સામે ટકી શકે એવું કોઇ રહ્યું નહિ; સ્વદેશની સ્વાધીનતા અર્થે ગર્જના કરીને મોગલ સૈન્યને પાછું હઠાવે એવું કોઇ પણ રહ્યું નહિ. જે મહાશક્તિ હિંદુઓના તન-મનમાં નવું ચૈતન્ય સ્ફુરાવી રહી હતી તે મહાદેવી રાણી દુર્ગાવતી તો યુદ્ધક્ષેત્રમાંજ પ્રાણરહિત થઇ ચૂકી ! તેનો સુયોગ્ય વીરપુત્ર સ્વદેશની સ્વાધીનતા અર્થે બહાર આવ્યો; પરંતુ વિશાળ મોગલસેના સામે તે પણ વિશેષ સમય ટકી શક્યો નહિ. તે પણ રણક્ષેત્રમાં ઘવાયો અને મરાયો. મોગલોએ સમસ્ત પ્રદેશ ઉપર પોતાની સત્તા પ્રસરાવી દીધી. રાણી દુર્ગાવતીનો અનંત રત્નભંડાર તથા અપરિમેય સુવર્ણાલંકારો મોગલોએ લૂંટી લીધા. પ્રસિદ્ધ ઇતિહાસ લેખકો-ફીરીસ્તા તથા ફૈઝી શારહિન્દીએ ઉક્ત પુણ્યશ્લોક રમણીરત્નની વીરગાથાનું પોતાના ઇતિહાસમાં વર્ણન કરી ઇતિહાસનાં પૃષ્ઠો અલંકૃત કર્યાં છે. જે કિલ્લો એકવાર રાણી દુર્ગાવતીની વિદ્યમાનતામાં સર્વદા સમુજ્જ્વળ રહેતો તે કિલ્લો આજે કાળના પ્રબળ પ્રવાહ પાસે પરાજિત થઇને પડી ગયો છે; છતાં આજે પણ સહસ્ર જીહ્વાવડે તે ભારતલલનાનું વીરત્વ ગાઇ રહ્યો છે. જે પવિત્ર સ્થળે રાણીએ પ્રાણત્યાગ કર્યો હતો તે સ્થાને આજે પણ તેની પવિત્ર સમાધિ દષ્ટિગોચર થાય છે. આ સમાધિ જબલપુરથી ૧૨ માઇલના અંતરે આવેલી છે. મધ્યભારતના રહેવાસીઓ આટલા લાંબા કાળે પણ ઉક્ત સમાધિ પાસે ભક્તિપૂર્ણ



Lakshmi Art, Bombay. 8

નવરત્નોસહિત સમ્રાટ અકબર

હૃદયે જાય છે અને તે દેશના સૂક્ષ્મ સફેદ કંકરોને કુસુમમાળાની માફક સમાધિ ઉપર સ્થાપી મૃત વીરબાળા પ્રત્યેની પોતાની ભક્તિ તથા શ્રદ્ધા પ્રદર્શિત કરે છે. રાણી દુર્ગાવતીના કીર્તિકલાપ ઉપર થઈને અનેક શતાબ્દીઓ પસાર થઈ ગઈ, અનેક નવા નવા વંશો ઉત્પન્ન થઈને પુનઃ વિલીન થઇ ગયા; તથાપિ મધ્યભારતની પ્રજા રાણી દુર્ગાવતીના વીરત્વને હજીસુધી વિસરી શકી નથી. તેઓ આજ-પર્યંત તેનું વીરત્વપૂર્ણ યશોગાન આલાપી, શતમુખે તેની કીર્તિનું કીર્તન કરે છે ! તેઓ હજી પણ પોતાના સ્મૃતિમંદિરમાં રાણીના અતીત ગૌરવને સાચવી રહ્યા છે. તેઓ હજી પણ પ્રસંગોપાત એ સ્મૃતિમંદિરનાં દ્વારો ઉઘાડી, ગત કાળનાં સુખમય ચિત્ર ઉપર અશ્રુજળ વહેવડાવી અર્ચના કરવાનું પુણ્ય પ્રાપ્ત કરે છે ! વાચક ! પુષ્પમાળા કરતાં પણ એ અશ્રુમાળા સહસ્રગણી મૂલ્યવાન છે, એમ કહેવાની જરૂર છે ?

# અષ્ટમ અધ્યાય—નક્ષત્ર-મંડળ

" બધાં માણસો સાથે સાચી સમજથી વર્તવું એ મારું કર્તવ્ય છે. તેઓ જો ઇશ્વરની ઇચ્છાને પંથે ચાલતાં હોય તો તેમની વચ્ચે માથું મારવું એજ દોષપાત્ર છે; અને જો તેથી ઉલટાં ચાલતાં હોય તો તેઓ અજ્ઞાની છે અને તેથી મારી દયાને પાત્ર છે."

અકબર

દીર્ઘકાળની ઘનઘોર ઘટા હવે ભારતીય આકાશમાંથી લુપ્ત થઇ ગઇ છે; લાંબા સમય પછી ઉજ્જ્વળ નક્ષત્રજ્યોતિઓવડે અકબરરૂપી ચંદ્રની શોભામાં વૃદ્ધિ કરવાને નીલાકાશ ક્રમે ક્રમે પ્રકાશિત થઇ રહ્યું છે.

હુમાયુ શેરશાહદ્વારા પરાજિત થઇને નાસી ગયો હતો, તે સમયે તેને રાજસ્થાનના અંબરાધિપતિ બિહારીમલે આશ્રય તથા સહાયતા આપી હતી. સમ્રાટ અકબરે ભૂતકાળના ઉપકારનું સ્મરણ કરી પોતે રાજા બિહારીમલને નિમંત્રણ મોકલ્યું હતું. હેમુ પરાજિત થયો તે પછી બે દિવસે રાજા બિહારીમલ અકબર પાસે પહોંચ્યો. બરાબર તે પ્રસંગે દિલ્હીથી થોડે દૂર એક મોટો પડાવ નાખવામાં આવ્યો હતો. અંબરાધિપતિએ પોતાની સાથેના અનેક અનુચરો સાથે એ પડાવમાં પ્રવેશ કર્યો. ત્યાં જઇને તેણે જોયું તો ચોતરફ અનેક છાવણીઓ ગોઠવાઈ ગઈ હતી. સંખ્યાબંધ સૈનિકો તથા નોકરો પોતપોતાનાં કાર્યો કરવા આમતેમ દોડી રહ્યા હતા. કેટલાએ ઘોડેસ્વારો તથા ગજારોહીઓ ત્વરાપૂર્વક દોડાદોડ કરી રહ્યા હતા. બંદુકો, તોપો તથા યુદ્ધનાં બીજાં અસંખ્ય ઉપકરણો વિવિધ સ્થાને પડયાં હતાં. વર્ષાઋતુમાં પવનના સખ્ત તોફાનના અંતે પડી ગયેલાં વૃક્ષો–ડાળીઓ–લતાઓ–

પુષ્પોવડે ઉદ્યાન ( બગિચો ) જેમ ઉચ્છૃંખલભાવ ધારણ કરે, તેમ આ પડાવે પણ ગંભીર ભયકારક રૂપ ધારણ કર્યું હતું. એક બાળક કે જેના ચહેરા ઉપર બળ અને વીર્યની પ્રભાઓ સ્પષ્ટપણે પ્રતીત થઇ આવતી હતી તે બાળક, એક ઐરાવત જેવા મદોન્મત્ત હાથીના ગળા ઉપર બેસી હાથમાં અંકુશ ગ્રહણ કરી હાથીને પોતાની ઇચ્છાનુસાર ચલવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. બિહારીમલ તથા તેની સાથેના અન્ય રાજપૂતકુમારો બાળકનું આવું સાહસ જોઇ સ્વાભાવિક રીતેજ તે તરફ જોવાને આકર્ષાયા. કુદરતી રીતેજ સાહસ અને બળને માટે અસાધારણ પક્ષપાત ધરાવનાર રાજપૂતોને આ સાહસપૂર્ણ દશ્ય આકર્ષે એમાં આશ્ચર્ય નથી. ગજરાજ જાણે કે પેલા આરોહી બાળકના પ્રહારને મશ્કરી-માંજ ઉરાડી દેતો હોય તેમ તે પ્રહારની લેશ પણ પરવા કર્યા વિના બાળકને પોતાની પીઠ ઉપર રાખી, પોતાની ઇચ્છા પ્રમાણે આનંદ અને વેગપૂર્વક દોડી રહ્યો હતો. હાથીને આમ સ્વેચ્છાપૂર્વક દોડતો જોઇ આસપાસના મુસલમાન સૈનિકો પ્રાણના ભયથી ચોતરફ નાસી જવા લાગ્યા. દોડતા દોડતા અનેક મુસલ-માન સૈનિકો તંબુઓનાં દોરડાંમાં ગુંચવાઇ પડી જવા લાગ્યા. તેમની પાછળ દોડી આવતા બીજા મુસલમાન સૈનિકો પણ ભયમાં ને ભયમાં ઉપરાઉપરિ પડવા લાગ્યા; જાણે કે પોતપોતાનો જીવ કેટલો વહાલો છે, તે બતાવવાની પરસ્પરમાં હરીફાઇજ ન કરી રહ્યા હોય ! પુનઃ પેલા વીરબાળકે અંકુશવડે આસ્તેથી હસ્તીને પ્રહાર કરી પોતાના કાબુમાં આણ્યો અને ધીરે ધીરે ઇચ્છિત સ્થાને હાંકી જવા માંડયો; પરંતુ એટલામાં તો એ હસ્તી ફરીથી મદોન્મત્ત બની, બાળકના પ્રહારને તૃણવત લેખી, પેલા નવા આવેલા રાજપૂતોની સામે તીવ્ર વેગે દોડવા લાગ્યો. પલાયન કેવી રીતે કરવું એ રાજપૂતો જાણતા નથી; પ્રાણના ભયથી ડરીને કેવી રીતે નાસી છૂટવું, એવો વિચાર પણ તેમના મગજમાં આવતો નથી; તેઓ અતિ દૃઢ-ભાવે ગર્વપૂર્વક પોતાના સ્થાને ઉભા રહ્યા. સમસ્ત મોગલસેના આશ્ચર્યપૂર્વક આ દશ્ય જોઇ રહી અને હમણાંજ—આજ ક્ષણે આ બિચારા રાજપૂતો મરી જશે, એવી આશંકા સર્વત્ર પ્રસરી ગઇ ! હસ્તી પણ જાણે હિંદુઓને પગવડે ચગદી નાખવા ઉતાવળો થઇ રહ્યો હોય, તેમ તે ઉતાવળો ઉતાવળો મહાપરાક્રમપૂર્વક નાસવા લાગ્યો. હિંદુઓ તો સ્થિર અને અચળભાવે જ્યાંના ત્યાંજ ઉભા થઇ રહ્યા. ગજરાજે તેમની સન્મુખ આવી પહોંચી તેમને દાબી દેવાનો ઇરાદો કર્યો, પણ કોણ જાણે શામાટે તે તુરતજ ચમક્યો અને એકાએક ઉભો થઇ રહ્યો ! જાણે કે પોતે રાજપૂતોની સ્થિરતા તથા સાહસિકતા જોઇને આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો હોયને ! અથવા તો જાણે કે પેલા બાળકને હિંદુ તથા મુસલમાનો વચ્ચેનો મહાન ભેદ બતાવવા માટેજ આટલે સુધી આવીને અટકી ગયો હોયને ! બાળક ઉક્ત રાજપૂતો-નું સાહસ પ્રત્યક્ષ નિહાળી બહુજ આનંદમુગ્ધ થયો. તે મનમાંને મનમાંજ રાજપૂતો-

ના ગુણની પ્રશંસા કરતો, હાથીને લઇને પોતાના માર્ગે વળ્યો. રાજા બિહારીમલ અને તેના અનુચરો પણ આ બાળકની શક્તિ અને હિંમતની પરસ્પરમાં પ્રશંસા કરવા લાગ્યા. બાળક પેલા હાથીને અતિ દક્ષતાપૂર્વક હાંકી જતો હતો તે વખતે પણ રાજપૂતો પ્રાણના ભયથી આસપાસ નાસી નહિ જતાં હાથીની પાછળ પાછળ ચાલવા લાગ્યા. અને હાથી એક મનોહર તંબુ પાસે પહોંચ્યો. બાળકે પેલા હાથીને અંકુશ-પ્રહારવતી પૃથ્વી ઉપર બેસાર્યો અને પોતે એક ફલંગ મારી ભૂતળ ઉપર કૂદી પડયો. બાળકે હાથી ઉપરથી ઉતરી સર્વથી પ્રથમ પેલા વૃદ્ધ રાજપૂતનરેશને આવકાર આપ્યો અને તેમને પોતાની પાછળ આવવાનો ઇસારો કરી તંબુમાં આગળ વધ્યો. રાજપૂત નરપતિએ તંબુમાં પ્રવેશ કર્યા પછી જાણ્યું કે પેલો બાળક એજ નવીન સમ્રાટ અકબર હતો. નવીન સમ્રાટની બાળશક્તિ જોઇ ખરેખર તેમને બહુજ આનંદ અને આશ્ચર્ય થયું. વૃદ્ધ રાજા સમ્રાટની સાથે કથોપકથન કરી સમ્રાટની સહૃદયતા અને પ્રતિભાનો અનુભવ કરી અત્યંત મુગ્ધ થયો. સમ્રાટમાં એવી એક અસાધારણ શક્તિ હતી કે જે કોઇ એકવાર તેની પાસે આવતું તે તેની વાતચિતની મધુરતા તથા સ્વભાવની સરળતા ઉપર મોહિત થયા વિના રહેતું નહિ. થોડા સમયના પરિચયે એ ઉભય રાજાઓને પરસ્પરના અનુરાગી બનાવી દીધા. સમ્રાટ અકબરે વૃદ્ધ હિંદુરાજા પ્રત્યે આટલું બધું સન્માન અને સૌજન્ય પ્રદર્શિત કર્યું કે જે સન્માન અને સૌજન્યના બદલામાં વૃદ્ધ રાજા સમ્રાટનો સદાને માટે સ્નેહાધીન સેવક બની ગયો !

ઉક્ત બનાવને આજે પાંચ વર્ષ થઇ ગયાં છે, બહેરામખાં પંચત્વ પામ્યો છે, સમ્રાટ અકબરે પોતે રાજ્યનો સઘળો કારભાર પોતાના હાથમાં લઈ લીધો છે; છતાં હજી તે ઉપલો પ્રસંગ ભૂલી ગયો નથી. રાજપૂતોનું સાહસ હજી તેની સ્મૃતિમાંથી ભુંસાઇ ગયું નથી. રાજપૂતો પણ સમ્રાટની સહૃદયતા અને સરળતાને વિસરી શક્યા નહોતા. અકબર એક સમયે મયનુદ્દીન ચિસ્તીની પવિત્ર સમાધિ (કબર) ની યાત્રા કરવા અજમેર તરફ જતો હતો. રસ્તામાં જ્યારે તે અંબર પ્રદેશની પાસે પહોંચ્યો ત્યારે રાજા બિહારીમલનાં દર્શન કરવાની તેને પ્રબળ ઇચ્છા ઉદ્‌ભવી. આથી તેણે તત્કાળ અંબરાધિપતિને નિમંત્રણપત્ર મોકલી મળવા માટે બોલાવ્યા. રાજા બિહારીમલ પોતે પોતાના સમસ્ત પુત્રો તથા પૌત્રોને સાથે લઇ અકબર પાસે હાજર થયો. સમ્રાટે તેમની સાથે વાર્તાલાપ કરી, તે વાર્તાલાપદ્વારા તેમની તીક્ષ્ણ બુદ્ધિનો સ્વાનુભવ મેળવી પોતાનો પરમ સંતોષ પ્રદર્શિત કર્યો. રાજપૂતકુમારોના સદ્‌વ્યવહારે અકબરના હૃદય ઉપર ઉંડી અસર કરી. તેજ સમયથી બંને પક્ષો પરસ્પરના સ્નેહપાશમાં બંધાયા. વૃદ્ધ રાજા બિહારીમલે સ્વેચ્છાપૂર્વક સમ્રાટની આધીનતા સ્વીકારી. સમ્રાટે રાજપૂતો સાથેના પ્રેમમાં અભિવૃદ્ધિ કરવા તથા હિંદુ-મુસલમાનોમાં સંપની વૃદ્ધિ કરવા રાજપૂત રાજતનયા સાથે

પાણિગ્રહણ કરવાની પોતે પ્રાર્થના કરી. અકબરની પ્રાર્થનાનો પવિત્ર ઉદ્દેશ કિંવા તે પ્રાર્થનાની પરોપકારિતા રાજા બરાબર સમજી ગયો, તેથી તેણે એ પ્રાર્થનાનો આનંદપૂર્વક સ્વીકાર કર્યો. જે રાજતનયાનું પાણિગ્રહણ કરવાની સમ્રાટે પ્રાર્થના કરી હતી, તેનું નામ જોધબાઈ હતું; અને એ લગ્નના પરિણામે જે પુત્ર-રત્ન પ્રાપ્ત થયું તેનું નામ જહાંગીર હતું.

રાજા બિહારીમલનો પુત્ર રાજા ભગવાનદાસ તથા પૌત્ર રાજા માનસિંહ, તેજ સમયથી સમ્રાટની સાથે મળી ગયા અને સુવિશાળ મોગલ સામ્રાજ્યની સ્થાપના અર્થે પોતાની અસાધારણ શક્તિનો સદ્વ્યવહાર કરવા લાગ્યા.

રાજા ભગવાનદાસ અત્યંત સાહસી પુરુષ હતો. ઉત્તરાવસ્થામાં તેણે અનેકાનેક લડાઈઓમાં આગળ પડતો ભાગ લીધો હતો. તેણે પોતાનું પ્રબળ વીરત્વ અનેક પ્રસંગે પ્રદર્શિત કરી મોગલ સામ્રાજ્યના ઇતિહાસમાં અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી છે. રાજા ભગવાનદાસ પ્રત્યે અકબર અત્યંત પ્રેમ, માન અને વિશ્વાસની મધુર દૃષ્ટિથી નિહાળતો હતો. ભગવાનદાસે પોતાના વીરત્વને લીધે હિંદુઓમાં સર્વપ્રથમ મહા સન્માનસૂચક પતાકા તથા ડંકો મોગલ રાજ્ય તરફથી પ્રાપ્ત કર્યો હતો. આવા મહાન સન્માનપાત્ર અમલદારો જ્યારે માર્ગમાં બહાર નીકળતા ત્યારે તેમની આગળ તૂરી, ભેરી તથા ડંકો વગેરે તેમની યશવાર્તાનું કીર્તન કરતાં અને પતાકા પણ તેમની મહત્તાની ઘોષણા કરતી! મોગલ દરબારમાં આવું અસાધારણ માન મેળવવાનું સદ્ભાગ્ય ભાગ્યેજ કોઈને પ્રાપ્ત થતું. ધીમે ધીમે રાજા ભગવાનદાસ પાંચ હજાર સૈનિકોના સેનાપતિતરીકેનું અતિ ગૌરવપૂર્ણ પદ પ્રાપ્ત કરવાને પણ ભાગ્યશાળી થયો હતો. આ પદ માત્ર ગૌરવસૂચક એક ચિહ્નસ્વરૂપ-જ લેખાતું હતું. પાંચ હજાર સૈનિકોથી અધિક સૈનિકોનો સેનાપતિ તે ન થઈ શકે, એવો એ પદનો બિલકુલ અર્થ કરવામાં આવતો ન હતો. પ્રસંગોપાત આવશ્યકતાનુસારે એથીએ મોટી સેનાના પ્રધાન સેનાપતિતરીકે પણ તેમને કામ કરવું પડતું હતું. સામ્રાજ્યના પ્રધાન પુરુષો માત્ર પાંચ હજાર સેનાના સેનાપતિતરીકેના પદથી વધારે સેનાના સેનાપતિતરીકેનું પદ પ્રાપ્ત કરી શકતા નહિ. પાંચ હજારથી વિશેષ સેનાનું સેનપતિપણું કેવળ રાજકુમારોનેજ ખાસ કરીને આપવામાં આવતું. કાબૂલ અને પંજાબના શાસનકર્તાતરીકે પણ રાજા ભગવાનદાસે અમુક સમયપર્યંત કાર્ય બજાવ્યું હતું. સમ્રાટે તેને "અમીરૂલ ઉમરા" (અર્થાત્ અમીરોનો પણ અમીર)ની અત્યંત મહત્તાપૂર્ણ પદવી છેવટે પ્રદાન કરી હતી. હિંદુ રાજાઓમાં સર્વથી પ્રથમ મુસલમાન સમ્રાટની સાથે પોતાની ભગિનીનો વિવાહ કરી દિલ્હીના ઐતિહાસિક સિંહાસન ઉપર હિંદુશોણિત પ્રતિષ્ઠિત કરવામાં જો કોઈએ સહાયતા કરી હોય અને તેદ્વારા હિંદુ–મુસલમાન વચ્ચેની એકતા વધારવાનો પ્રયત્ન કરી હૃદયની ઉદારતા બતાવી હોય તો તે રાજા ભગવાનદાસજ હતો, એમ કહેવાની



રાજા માનસિંહ

Lakshmi Art, Bombay, 8

જરૂર નથી. ભગવાનદાસના પછી રાજસ્થાનના અનેક પ્રબળ નરપતિઓ એ દષ્ટાંતને અનુસર્યા હતા.+ અંગ્રેજ લેખકોએ તેમનાં ઉદાર વિચારો અને કર્તવ્યોની મુક્તકંઠે પ્રશંસા કરી છે. આપણે પણ આ ગ્રંથમાં પુનઃ પુનઃ તેમના વીરત્વનું દર્શન કરીશું.

રાજા માનસિંહ પણ મોગલ સામ્રાજ્યના એક ઉજ્જ્વળ નક્ષત્ર સમાન હતો. સમ્રાટની રાજસભાનું એ એક અમૂલ્ય-અતુલનીય રત્ન હતું, એમ કહીએ તો અતિશયોક્તિ નથી. વસ્તુતઃ તે રાજા ભગવાનદાસનો ભત્રીજો થતો હતો, પણ ભગવાનદાસે તેને દત્તક પુત્રતરીકે ખોળે લીધો હતો. માનસિંહના જેવો અતિ વિચક્ષણ સેનાપતિ મોગલ પક્ષમાં અન્ય કોઇ નહોતો, એમ ઇતિહાસ કબૂલ કરે છે. અંગ્રેજ ઐતિહાસિકો લખે છે કે અકબરે જે વિશાળ પ્રદેશ પોતાના સામ્રાજ્યમાં ભેળવી દીધો હતો, તેમાંનો અર્ધપ્રદેશ તો રાજા માનસિંહના બાહુબળથીજ જીતાયો હતો. માનસિંહે હિંદુકુશ પર્વતથી લઇને બ્રહ્મપુત્રાપર્યંત પોતાનો અસાધારણ પ્રતાપ પ્રસાર્યો હતો. તેના વીરત્વની ચોતરફ પ્રશંસા થતી હતી. વસ્તુતઃ તેણે મોગલ સામ્રાજ્યની સ્થાપના અર્થે પોતાની અતુલ શક્તિ અને પ્રતિભાનો વિનાસંકોચે ભોગ આપ્યો હતો. ધીમે ધીમે પંજાબ, કાબૂલ, બંગાળ, બિહાર અને ઉડિસાના પ્રદેશો ઉપર પણ સમ્રાટ તરફથી શાસનકર્તાતરિકે તે નિમાઇ ચૂકયો હતો. વર્તમાન રાજમહલ નામક નગરીની સ્થાપના તેણેજ કરાવી હતી, તેમજ બિહારના સુપ્રસિદ્ધ રોતાસગઢ નામના કિલ્લાની મરામત તથા તે કિલ્લાની અંદરની અનેક હવેલીઓ અને મંદિરો રાજા માનસિંહનેજ આભારી છે. સમ્રાટ અકબર તેના ઉપર બહુજ સ્નેહ તથા વિશ્વાસ રાખતો. સમ્રાટે તેને "ફરજંદ" (પુત્ર)ની પદવી આપી હતી. જ્યારે તેણે બંગાળા ઉપર સંપૂર્ણ વિજય મેળવ્યો ત્યારે અકબરે અત્યંત માનપૂર્વક સાત હજાર સેનાના સેનાપતિતરીકેની બહુજ માનવંતી ઉપાધિ તેને પ્રદાન કરી હતી. અમે પૂર્વેજ કહી ગયા છીએ કે પાંચ હજાર સેનાના સેનાપતિ કરતાં વધારે સેનાના સેનાપતિતરીકેનું માન કોઇ પણ રાજપુરુષને મળતુંજ નહોતું; પરંતુ અકબર માનસિંહને પોતાના કુમાર સમાન લેખતો હોવાથી તેને એ ગૌરવયુક્ત પદ આપવામાં આવ્યું હતું. માનસિંહ એ સમસ્ત મોગલસેનાનો એકમાત્ર અધીશ્વર હતો. આપણે તેના વીરત્વનું દર્શન આગળ જતાં અનેકવાર કરીશું.

માનસિંહ પછી રાજા ટોડરમલનું નામ ઉલ્લેખને પાત્ર છે. તેણે અયોધ્યા-પ્રદેશના એક ક્ષત્રિય વંશમાં જન્મ ગ્રહણ કર્યો હતો. તે જો કે એક દરિદ્ર કુટુંબમાં જન્મ્યો હતો, પરંતુ પોતાના ગુણબળથી પોતાની અક્ષય કીર્તિ સંસારમાં

+ ચિતોડના રાણાએ એ કાર્યને અતિ નીચ ગણી તુચ્છકાર્યું હતું. આદર્શપરાક્રમી પ્રતાપસિંહને એથીજ સમ્રાટ અકબર સાથે વૈર બંધાયું હતું. મંત્રી સ૦ સા૦

સદાને માટે મૂકતો ગયો છે. તેણે પ્રથમ સામાન્ય કાર્યદ્વારા રાજ્યમાં પ્રવેશ કર્યો હતો, પણ શેરશાહના સમયમાં જ્યારે પંજાબ ખાતે "નવ રોતાસ" નામનો એક સુદૃઢ કિલ્લો તૈયાર થયો, ત્યારે તે કાર્યમાં તેની તીક્ષ્ણ બુદ્ધિનો રાજ્યના અમલદારોને સર્વથી પ્રથમ અનુભવ થયો. ગુણગ્રાહી રાજા અકબરને આ વાતની ખબર પડતાં તેણે ટોડરમલ્લને પોતાની રાજસભામાં બોલાવ્યો. રાજા ટોડરમલ્લમાં એકીસાથે અનેક ગુણો રહેલા જોઇ અકબર તેના ઉપર બહુ મુગ્ધ થયો અને તેને રાજ્યમાં ઉચ્ચ પદવીએ નિયુક્ત કર્યો. તે જેમ મહાસાહસિક હતો તેમ વિચક્ષણ રાજનીતિજ્ઞ પણ હતો. આપણે આગળ જતાં ગુજરાત, બંગાળ, બિહાર, ઉડીસા અને અફઘાનીસ્તાન આદિ સ્થાનોમાં તેના વીરત્વનું અને તીક્ષ્ણ બુદ્ધિનું દર્શન કરીશું. તે પણ ક્રમે ક્રમે પાંચ હજાર સેનાના સેનાપતિતરીકેનું મહાગૌરવપૂર્ણ સન્માન પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયો હતો; તેમજ જૂદે જૂદે સમયે તેણે પણ બંગાળ, બિહાર તથા પંજાબ ઉપર રાજશાસન ચલાવ્યું હતું. સુવિશાળ મોગલ સામ્રાજ્યના દીવાનતરીકેનું સર્વોચ્ચ પદ પણ એક સમયે રાજા ટોડરમલ્લે શોભાવ્યું હતું. મહા પંડિત અબુલફઝલે લખ્યું છે કેઃ–"સાધુતામાં, બુદ્ધિમાં અને વ્યવહારકુશળતામાં રાજા ટોડરમલ્લ ભારતમાં અદ્વિતીય હતો. તે સંપૂર્ણ પ્રકારે નિર્લોભી હતો." અંગ્રેજ ઐતિહાસિકો કહે છે કેઃ–" તે એક અસાધારણ રાજસ્વસચિવ (અર્થાત્ કર કિંવા ટેક્સ ખાતેનો પ્રધાન) હતો." તેણે એવી તો દીર્ઘદૃષ્ટિપૂર્વક સમ્રાટની સેવા બજાવી હતી અને રાજ્યના કરસંબંધે એવા તો સુંદર નિયમો બાંધ્યા હતા, કે તેની રાજનીતિ અને શાસનનીતિની પ્રશંસા મુસલમાન ઇતિહાસલેખકો પણ કર્યા વિના રહ્યા નથી. તેણે બાંધેલા ધારા-ધોરણો હિંદુ તથા મુસલમાન, ઉભય પ્રજાને લાભદાયક થઇ પડ્યાં હતાં. જર્મનીનો કુમાર કાઉન્ટ ઑફ નોવર લખે છે કેઃ–"તેણે રાજ્યના કરસંબંધે એવા સરસ ધારાઓ બાંધ્યા હતા, કે તે ધારાઓ રાજા ટોડરમલ્લને પોતાને માટે તેમજ સમ્રાટ અકબર માટે અક્ષય યશ તેમની પાછળ મૂકતા ગયા છે, એટલુંજ નહિ પણ એ સમસ્ત નિયમો યુરોપીય રાજ્યોને માટે પણ આદર્શરૂપ થઇ પડે તેવા છે." ગુણાનુરાગી સમ્રાટ અકબરે પોતે પણ રાજા ટોડરમલ્લને ત્યાં પધારી તેનાપ્રત્યેનું પોતાનું સન્માન સ્પષ્ટ રીતે પ્રદર્શિત કરી આપ્યું હતું.

સમ્રાટના રાજ્યાભિષેક પછી કેટલેક દિવસે મહેશદાસ નામે એક અતિ દરિદ્ર બ્રાહ્મણકવિ સમ્રાટના દરબારમાં આવ્યો હતો. અકબર સદ્દગુણો અને શક્તિઓનો બહુજ પક્ષપાતી હતો, એ વાત આગળ કહેવાઇ ગઇ છે. સમ્રાટે ઉક્ત બ્રાહ્મણકવિમાં વિવિધ ગુણોનો સમાવેશ જોઇ બહુ આનંદિત થઇને તેને "કવિરાજ" ની ઉપાધિથી વિભૂષિત કરી પોતાના દરબારમાં કવિતરીકે નિયુક્ત કર્યો હતો. ક્રમે ક્રમે કવિના પાંડિત્યે, ઉદાર હૃદયે અને સત્સાહસે સમ્રાટનું એટલું બધું આકર્ષણ

કર્યું હતું, કે તેણે તેને બે હજાર સેનાનું સેનાપતિત્વ પ્રદાન કરીને તથા રા બીરબલની ઉપાધિ સમર્પીને તેના પ્રત્યે પોતાનું આંતરિક સન્માન દર્શાવી આ હતું. બીરબલવિષેની મૂળ હકીકત આ પ્રમાણે છે:–એમ કહેવાય છે કે નગરકોટ રાજ્ય પણ રાજા બીરબલને ભેટ કરવામાં આવ્યું હતું. અકબર કેવો ગુણાનુરા અને કદરદાન નૃપતિ હતો તેનું આ ઉત્તમ દૃષ્ટાંત છે. ઉક્ત કવિવરે ઇતિહાસમાં રા બીરબલના નામથી પ્રસિદ્ધિ મેળવી છે. તે જેવો મિષ્ટભાષી હતો, તેવોજ ઉ કવિ અને સંગીતશાસ્ત્રી પણ હતો. બ્લૉકમૅન સાહેબે લખ્યું છે કે:–" તેની ના નાની કવિતાઓ અને હાસ્યોદ્દીપક પદો આજપર્યંત ભારતવાસીઓ સેંકડો મુ લલકારે છે." તે પોતાની મધુરતાપૂર્ણ વાર્તાઓથી તથા મધુર સ્વભાવથી સર્વ અતિશય પ્રિય થઇ પડ્યો હતો. સમ્રાટ પોતે કવિરાયના સહવાસમાં રહેવું પ પસંદ કરતો હોવાથી કવિ અને સમ્રાટ ઘણેખરો સમય પરસ્પરના સહવાસમાં ગાળતા હતા. ફતેહપુર-સીક્રીમાં સમ્રાટના અંતઃપુર પાસેજ કવિરાયનું મનોહ વાસભુવન હજી પણ જોઇ શકાય છે. અકબરના જેવો પૃથ્વીનો એક સર્વપ્રધા નરપતિ-દિલ્હીશ્વર, કવિરાય જેવા દીન-હીન બ્રાહ્મણને પોતાના બંધુરૂપે પોતા પાસે રાખે, તે તેના ગુણાનુરાગને તથા તેના અંતઃકરણના ઔદાર્યનેજ સિદ્ધ ક છે. સમ્રાટ્ આ દરિદ્ર બ્રાહ્મણપ્રત્યે કેટલો બધો પ્રેમ રાખતો હતો તેની કેટલી હકીકત આપણે હવે પછીનાં પ્રકરણોમાં વાંચીશું. આ સ્થળે તો એટલુંજ કહે બસ થઇ પડશે કે રાજા બીરબલ પોતાના અસામાન્ય ગુણોને લીધે સમ્રાટ દરબારમાં એક ઉજ્જવળ રત્નરૂપે લેખાતો હતો. હિંદુ અને મુસલમાનોને એક કરવા અર્થે કિંવા ઉભય પ્રજાને એક ધર્મમાં ઐક્યયુક્ત કરવા અર્થે, હિંદુધર્મ કિંચિત્ નવીન રૂપ આપી એક નવો ધર્મ પ્રચલિત કરવાની સમ્રાટે ભાવના રાખ હતી. આ નવીન સુસંસ્કૃત ધર્મને તે "ઇશ્વરનો ધર્મ" એવું નામ આપતો હતો. રાજ બીરબલે આ નવીન ધર્મનો ઉદ્દેશ અને ઉપકારકતા જોઇને અતિ આનંદપૂર્વ તેનો સ્વીકાર કર્યો હતો. આ નૂતન હિંદુધર્મ કેવા પ્રકારનો હતો તથા તેના ઉપ શું નૂતન સંસ્કારો કરવામાં આવ્યા હતા, તે વાત અમે હવે પછી કહીશું.

રાય પત્રદાસ સર્વ પ્રથમ સમ્રાટની હાથીશાળામાં હિસાબ રાખવાનું કા કરતો હતો; પરંતુ ચિતોડના હલા સમયે તેણે એવું અસાધારણ વીરત્વ દર્શાવ્ હતું કે તે એકજ પ્રસંગે તેને પ્રસિદ્ધમાં લાવી મૂક્યો. ત્યારબાદ તે ક્રમે ક્રમે બંગાળા બિહાર તથા કાબૂલના દિવાનતરીકેનું પદ અલંકૃત કરવા ભાગ્યશાળી થયો હતો સમ્રાટે તેને સન્માનસૂચક પાંચ હજાર સેનાનું સેનાપતિપદ તથા " રાજા વિક્રમજિત' ની ઉપાધિ આપી હતી. તેણે વિવિધ લડાઇઓમાં હાજર રહી, અસીમ સાહસપૂર્વ મોગલ સામ્રાજ્યની ભારે સેવા બજાવી હતી.

રામદાસ નામે એક દરિદ્ર રાજપૂત સમ્રાટનો નોકર હતો. તે એવી તો સાધુત

અને સરળતાપૂર્વક રાજકાર્ય કરતો હતો કે વિશ્વાસુ મનુષ્યો કેવા હોય તે સંબંધી વાત નીકળતાં લોકો રામદાસનું ઉદાહરણ આપતા; અર્થાત્ તે પોતાની વિશ્વાસપાત્રતા માટે પ્રજામાં દર્ષ્ટાંતરૂપ થઇ પડયો હતો. સમ્રાટે તેને ધીમે ધીમે આગળ વધારી રાજા ટોડરમલના હાથ નીચે 'રાજસ્વવિભાગ' ના સહકારી પ્રધાનતરીકેનું પદ આપ્યું હતું. તેણે પ્રમાણિકતાપૂર્વક પુષ્કળ ધન એકત્ર કર્યું હતું, તેમજ આગ્રા નગરીમાં એક મનોહર અટ્ટાલિકા પણ બંધાવી હતી; પરંતુ તે સ્થળે તે ભાગ્યેજ નિવાસ કરતો. તેનો ઘણોખરો વખત રાજપુરીની રક્ષાર્થેજ વ્યતીત થતો. તેની સાથે સર્વદા ૨૦૦ રાજપૂત સૈનિકો રહેતા; અને આ સૈનિકો સાથે તે સર્વદા પોતાના કાર્યમાં તલ્લીન રહેતો. તેનું હૃદય પણ બહુ ઉદાર હતું. તે દીન-દરિદ્રી મનુષ્યોને, કવિઓને તથા સંગીતશાસ્ત્રીઓને છૂટથી દ્રવ્યનું દાન કરતો. સમ્રાટે તેને પાંચસો સેનાનું સેનાપતિપદ તથા કાશ્મીરમાંનો એક મનોહર બગિચો અર્પણ કર્યો હતો; એટલુંજ નહિ પણ એક દિવસે સમ્રાટે પોતે તેને ત્યાં પધારી તેના પ્રત્યેનું પોતાનું સન્માન પ્રદર્શિત કર્યું હતું.

સુપ્રસિદ્ધ સંગીતશિક્ષક તાનસેન, બુંદેલખંડના અધિપતિ રાજા રામચંદ્ર વાઘેલાના દરબારમાં સંગીતશાસ્ત્રીતરીકેનું કામ કરતો હતો. એક દિવસે રાજા રામચંદ્ર, તાનસેનના સંગીત-માધુર્ય ઉપર એટલો તો મુગ્ધ થયો કે તેણે તેને તેજ દિવસે એક કરોડ સુવર્ણમુદ્રા ઇનામ આપી. સમ્રાટ અકબર ગુણવાન પુરુષોનો એવો તો પક્ષપાતી હતો કે ભારતવર્ષને ગમે તેટલે ખુણે-ખાંચરેથી, ગમેતેટલે દૂરથી, ગમે તેટલા પરિશ્રમ અને ખર્ચને ભોગે તે પુરુષરત્નોને શોધી કાઢતો અને તેમને પોતાની પાસે બોલાવી યથાયોગ્ય ધન તેમજ જાગીર બક્ષીસ આપતો. સમ્રાટે રાજ્યારોહણ કર્યા પછી સાતમે વર્ષે એ સંગીતશિક્ષક તાનસેનનો યશ સાંભળી, તેને પોતાની પાસે બોલાવી લાવવા એક પ્રધાન અમલદારને દૂતરૂપે રાજા રામચંદ્રના દરબારમાં મોકલ્યો. રાજા રામચંદ્ર સમ્રાટની માગણીનું ઉલ્લંઘન કરી શકે તેમ ન હોવાથી તેણે અનેક ઉપહારોપૂર્વક તાનસેનને અકબરની સેવામાં રવાના કર્યો. તાનસેન મોગલ દરબારમાં હાજર થયો તે સમયે તેને સહૃદયતાપૂર્વક પુષ્કળ આવકાર આપવામાં આવ્યો. તાનસેને પ્રથમ દિવસેજ વાદ્યયંત્રાદિ સાથે એવું તો મધુર અને અસાધારણ સંગીતનૈપુણ્ય પ્રદર્શિત કર્યું કે સમ્રાટ તે જોઇને ચકિતજ થઇ ગયો. તેજ ક્ષણે તેને બે લાખ મુદ્રા બક્ષીસ આપવામાં આવી. તાનસેન તેજ દિવસથી મોગલ દરબારના એક ઉજ્જવળ રત્નરૂપે ગણાવા લાગ્યો. તાનસેનનાં અનેક સંગીત પદ્યોમાં ઉક્ત રાજા રામચંદ્ર અને સમ્રાટ અકબરના નામના ઉલ્લેખ જોઇ શકાય છે. સમ્રાટના પ્રધાન અમાત્ય અબુલફ્ઝલે લખ્યું છે કે, તાનસેનના જેવો સંગીતકલાભિજ્ઞ પુરુષ, સહસ્ર વર્ષો થયાં ભારતવર્ષમાં જન્મ્યો નથી. તેની અસાધારણ સંગીતકીર્તિ હજી પણ સમસ્ત ભારતમાં વ્યાપ્ત છે.

રાજસ્થાનના અનેક હિંદુ નરપતિઓએ પ્રાણુના ભોગે સમ્રાટની અને સામ્રાજ્યની જે સેવા બજાવી હતી, તેસંબંધી વિસ્તૃત વર્ણન અમે હવે પછી આપીશું. સાધારણ રીતે હિંદુ રાજાઓ સમ્રાટ તરફથી યુદ્ધ કરવા નીકળતા ત્યારે માત્ર પોતાના હિંદુ સૈન્ય ઉપરજ આધિપત્ય ભોગવતા; પરંતુ તેમને મુખ્ય સેનાપતિતરીકે નિમવામાં આવતાં તેઓ હિંદુ તથા મુસલમાન ઉભય સંપ્રદાયના સૈનિકો અને સેનાપતિઓ ઉપર આજ્ઞા કરી શકતા હતા. હિંદુઓએ સમ્રાટના વિશ્વાસનો તથા પ્રેમનો કદાપ દુરુપયોગ કર્યો નથી. તેઓ સમ્રાટને પોતાના એક સગા-સંબંધી સમાનજ લેખતા હતા. સમ્રાટના સામ્રાજ્યને પોતાનું હિંદુ સામ્રાજ્યજ સમજતા હતા. સમ્રાટ પણ હિંદુઓને પોતાનાજ મનુષ્યો સમજતો હતો, પોતાનાં સગાં-સંબંધી જેટલુંજ માન આપતો હતો અને હિંદુઓના મંગળ અર્થે બની શકે તેટલી ચિંતા અને વ્યવસ્થા પણ કરતો હતો.

નવીન અને પુરાતન આગ્રાની વચ્ચે યમુના નદી વહે છે. પુરાતન આગ્રામાં પૂર્વે શેખ મુબારક નામે એક અતિ ઉદાર હૃદયનો મહા પંડિત પુરુષ વસતો હતો. પ્રથમ તે સુન્ની સંપ્રદાયનો અનુયાયી હતો, પણ પાછળથી તેણે શીઆ મતનો સ્વીકાર કર્યો હતો. પ્રાયઃ સઘળાં દર્શનશાસ્ત્રોનો અભ્યાસ કરી કાર્ય-કારણની પરંપરાનું તેણે બહુ ઉત્તમ અને નિષ્પક્ષપાત જ્ઞાન સંપાદન કર્યું હતું. તેના વિચારો બહુ સ્વતંત્ર હતા, અર્થાત્ સંપ્રદાયની અંધશ્રદ્ધાવડે દોરાયા વિના સર્વ શાસ્ત્રીય સિદ્ધાંતોની યોગ્યતાનો નિર્ણય કરવાનો તેનામાં અદ્વિતીય ગુણ હતો. સ્વતંત્ર વિચાર અને નિષ્પક્ષપાત શોધને પરિણામે પૃથ્વીના સમસ્ત સંપ્રદાયો અને ધર્મોપ્રત્યે તેને સમભાવ ઉપજી તેનું હૃદય અત્યંત ઉદાર બન્યું હતું. કુરાનના જૂદા જૂદા ભાગોનો અભ્યાસ અને મુકાબલો કરીને તેણે લખ્યું છે કેઃ– " હિંદુઓના ધર્મગ્રંથની માફક કુરાનમાં પણ કેટલાક અંશો પાછળથી દાખલ થયેલા છે. " તેણે પોતાને ત્યાં એક શાળાની સ્થાપના કરી હતી. એ શાળામાં વિદ્યાર્થીઓને પોતાથી બની શકે તેટલું જ્ઞાન આપવાનો તે નિત્ય પ્રયત્ન કરતો. તેને વૈભવો કે વિલાસો પ્રિય નહોતા. તે છેક સાદી જીંદગી ગુજારતો હતો. તેને ઈ૦ સ૦ ૧૫૪૧ માં એક પુત્રરત્ન પ્રાપ્ત થયું હતું, તેનું નામ અબુલ ફૈઝી ( પાછળથી તે ફૈઝીના નામથી પ્રસિદ્ધ થયો હતો ) રાખ્યું હતું. ત્યાર બાદ ઈ૦ સ૦ ૧૫૫૧ માં બીજું એક સંતાનરત્ન પ્રાપ્ત થયું તેનું નામ અબુલ ફઝલ રાખ્યું હતું. આ બે પુત્રરત્નોની જો તેને પ્રાપ્તિ ન થઇ હોત તો શેખ મુબારકનું નામ ઇતિહાસમાં અમરત્વ મેળવત કે નહિ તે અમે કહી શકતા નથી. મુબારક પોતાના હૃદયની ઉદારતા પુત્રહૃદયમાં સ્થાપવાનો અને પોતાના પાંડિત્યદ્વારા પુત્રોને સુશિક્ષિત બનાવવાનો પ્રયત્ન કરતો પોતાનું સરળ જીવન વ્યતીત કરી રહ્યો હતો.

શીઆ મતવાળા બહેરામખાંના મરણ પછી, સુન્નીઓ જ્યારે પુનઃ રાજ્યના સર્વપ્રધાન અમલદારો બનવા લાગ્યા, ત્યારે તે સર્વ અમલદારોને શિરે અબદુલ્લા અનછારી નામનો એક ધર્મગુરુ મહાન સત્તાધીશતરીકે વિરાજતો હતો. હુમાયુની હયાતીમાં તેને “ મુસલમાન ધર્મનો સર્વપ્રધાન નાયક ” એવી ઉપાધિ પ્રાપ્ત થઇ હતી. આથી કરીને તે બહુજ અહંકારી થઈ બેઠો હતો. જે કોઇ વ્યકિત મુસલમાન ધર્મથી સહેજ પણ વિરુદ્ધ કાર્ય કરે, તેને તે પોતાની ઇચ્છા પ્રમાણે શિક્ષા ફરમાવતો. આવા અપરાધો બદલ અનેક મુસલમાનોને પૂર્વે પ્રાણાંત દંડની શિક્ષા પણ સહન કરવી પડી હતી. મુબારક શેખની પ્રશંસા જ્યારે તેના સાંભળવામાં આવી ત્યારે ક્રોધ અને ઇર્ષ્યાને લીધે નખથી શિખાપર્યંત તે સળગી ઉઠયો. મુબારકની પ્રશંસનીય ઉદારતામાં વ્યભિચાર અને ઉચ્છૃંખલતાના મિથ્યા દોષોનું આરોપણ કરી, તેને સખ્ત સજા ફરમાવવા તે તૈયાર થયો. સદ્‌ભાગ્યે એક રાત્રે એક મનુષ્યે શેખ મુબારકને ત્યાં જઇને અબદુલ્લા આદિ શત્રુઓના કાવતરાની સમસ્ત વાત ખુલી કરી. મુબારકે તેના ઉત્તરમાં માત્ર એટલુંજ જણાવ્યું કે :–“ મારા શત્રુઓ ગમે તેટલા બળવાન અને શકિતસંપન્ન હોય, પણ જ્યાંસુધી કરુણામય ઇશ્વર આપણા ઉપર રાજ્ય કરે છે, અને જ્યાંસુધી આ પૃથ્વીતળ ઉપર સમ્રાટ અકબર જેવા ન્યાયવાન નરપતિ રાજ્ય ચલાવે છે, ત્યાંસુધી અમને ભયભીત થવાનું કશું કારણ નથી. જો ઇશ્વરની પોતાનીજ એવી ઇચ્છા હશે કે મને આ સંસારમાં હજી વિશેષ સમય જીવતો રહેવા દેવો તો પછી શત્રુઓનું બળ મને શું કરવાનું હતું ? અને ઇશ્વર પોતેજ મારૂં જીવન લઇ લેવા તૈયાર હોય તો હું આ ક્ષણભંગુર જીવન તેમના ચરણમાં અર્પણ કરવાને સર્વદા તૈયારજ છું ! શત્રુઓ મને શું કરવાના હતા ?” પરંતુ પિતાની આ ઇશ્વરનિર્ભરતા પુત્રો સ્વીકારી શકે તેમ નહોતું. ફૈઝી અને અબુલફઝલ, પિતાને લઇને તેજ રાત્રિએ ગૃહમાંથી નીકળી પડયા. તેઓ અંધકારમાં શાંતભાવે–ચુપાચુપ નિર્જન અરણ્યોમાં શંકિત ચિત્તે પસાર થવા લાગ્યા. માર્ગમાં આશ્રયને માટે અનેક બંધુ–બાંધવોને તેમણે પ્રાર્થના કરી, પણ પેલા ધર્મગુરુના ભયને લીધે કોઇએ તેમને આશ્રય આપવાની હિંમત કરી નહિ. તેઓ અસહાય અવસ્થામાં અતિશય દુઃખ અને કલેશ સહન કરતા એક સ્થળેથી બીજે સ્થળે ગુપ્તપણે વિચરવા લાગ્યા.

પિતાપુત્રો આ પ્રમાણે નાસી રહ્યા હતા, ત્યારે બીજી તરફ અબદુલ્લા અનછારીએ શેખ મુબારકને કેદ કરવા માટે કેટલાંક માણસો રવાના કર્યાં. તે સમયે આ ભારતવર્ષમાં મનુષ્યજીવનનું લેશમાત્ર મૂલ્ય નહોતું. માણસોને શેખ મુબારકનો પત્તો નહિ લાગવાથી તેમણે ક્રોધાંધ બની મુબારકની પૂજાનું મંદિર તથા બીજી અનેક સામગ્રીનો નાશ કર્યો , અને તેના ગૃહને સ્મશાન જેવુંજ

બનાવી દીધું ! ત્યાર બાદ તેઓ મુબારકના ત્રીજા પુત્રને બંદી કરી, અબદુલ્લા પાસે લઈ ગયા. અકબરના સાંભળવામાં જ્યારે આ વાત આવી ત્યારે તેને બહુ ક્રોધ ચડયો અને તેણે પોતે મુબારકના એ પુત્રને મુક્ત કર્યો.

સમ્રાટની ઉદારતા અને કરુણા જોઈ મૌલવીઓ આનંદ પામવાને બદલે ઉલટા ખેદ પામ્યા. મુબારક શેખ પોતાના બે પુત્રોની સાથે ગુપ્તવેશે અનેક દિવસો સુધી અનેક જંગલો ફરી વળ્યો. છેવટે સમ્રાટના ધાત્રીપુત્ર આજીજ કોકાએ તેમને શરણુ આપ્યું. આજીજ કોકાએ સમ્રાટની પાસે જઈ મુબારકસંબંધી તમામ હકીકત રજુ કરી. સમ્રાટે તેમને પોતાની પાસે બોલાવ્યા અને તેમને પોતાને ઘેર રહેવાની આજ્ઞા કરી સુન્નીઓ પોતાના ઉદ્દેશ સાધવામાં નિષ્ફળ નિવડયા.

ફૈઝીએ અરબી, પર્શીઅન તથા ચિકિત્સાશાસ્ત્રનું અધ્યયન કરી સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવામાં લક્ષ આપ્યું. અમાનુષિક પરિશ્રમના પ્રતાપે તે બહુજ ટુંકી મુદતમાં હિંદુસાહિત્ય અને હિંદુદર્શનમાં પ્રવીણુતા પ્રાપ્ત કરવા શક્તિમાન થયો હતો. મુસલમાનોમાં જો કોઈએ પણ સર્વપ્રથમ સંસ્કૃત ભાષા તથા હિંદુ-શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય, તો તે ફૈઝીજ હતો, એમ કહેવું જોઈએ. ધીમે ધીમે તેના કવિત્વની કીર્તિ ચોતરફ ફેલાવા લાગી. જે ચિતોડના ઘેરાનું અમે હવે પછીના પ્રકરણુમાં વર્ણુન કરવાના છીએ તે ઘેરા સમયે જ્યારે સમ્રાટ અકબર અત્યંત ચિંતાકુળ હતો તે સમયે, ફૈઝીની એ યોગ્યતા અકસ્માત તેના જોવામાં આવી. સમ્રાટને સદ્‌ગુણોનો એટલો બધો પક્ષપાત હતો કે એક ગુણુવાન પુરુષની કીર્તિ સાંભળ્યા પછી, તેનો સ્વાનુભવ કરવામાં એક ક્ષણુ જેટલો વિલંબ પણુ તે સહન કરી શકતો નહિ. ફૈઝીની કીર્તિ સાંભળ્યા પછી તેના ગુણુનું સન્માન કરવા તેજ ક્ષણે આગ્રાના શાસનકર્તાને હુકમ કરી ફૈઝીને પોતાની પાસે લશ્કરી છાવણીમાં બોલાવ્યો. ફૈઝીના કવિજીવનનો હજી તો આરંભકાળજ હતો.

સમ્રાટની આજ્ઞાપત્રિકા આગ્રા ખાતે પહોંચી. સમ્રાટ ફૈઝીને પોતાની પાસે સજા કરવા સારૂ બોલાવે છે, એમ માની લઈને સઘળા મૌલવીઓ આનંદના આવેશમાં આવી ગયા. તેમણે સંખ્યાબંધ સીપાઈઓને સાથે લઈ શેખ મુબારકના મકાનની આસપાસ ઘેરો ઘાલ્યો અને તેના અંતઃપુરમાં દાખલ થઈ તેને અપમાનિત કરી તથા ધક્કા-મુક્કી મારી બહાર કહાડયો. મકાનની કેટલીક સામગ્રીઓનો પણુ નાશ કર્યો. આનંદના આવેશમાં મૌલવીઓએ ફૈઝીને કેદ કરી, અશ્વ ઉપર બેસાડી ત્વરાપૂર્વક ચિતોડની છાવણી તરફ પ્રયાણુ કર્યું; પરંતુ ત્યાં પહોંચતાંજ મૌલવીઓની આશા નિરાશામાં બદલાઇ ગઈ ! સ્વયં આજીજ કોકા જેવો રાજ્યનો એક પ્રધાન અમલદાર ફૈઝીનો સત્કાર કરવા માટે આગળ આવેલો હતો. તેને જોઇને મૌલવીઓ સખેદાશ્ચર્ય પામ્યા ! આજીજ કોકાએ

બહુજ સન્માનપૂર્વક ફૈઝીનો સત્કાર કર્યો અને તેજ ક્ષણે તે કવિવરને સમ્રાટ પાસે હાજર કર્યો. મૌલવીઓ પોતાના ઉદ્દેશમાં નિરાશ થઇ ત્યાંથી ચાલ્યા ગયા. સમ્રાટે ફૈઝીની સાથે વાર્તાલાપ કરી પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો. તે સમયથીજ ફૈઝી સમ્રાટનો અનુરાગી અને સહચર બન્યો. થોડાજ સમયમાં દરબાર મધ્યે તેની એક અતિ ઉજ્જવળ રત્નતરીકે ગણત્રી થવા લાગી. ફૈઝી જેવો બુદ્ધિમાન હતો તેવોજ ઉદાર વિચારનો હતો. પોતાના હૃદયની ઉદારતાદ્વારા તે સમ્રાટની ઉદારતાને પોષણ આપી ઉત્તેજીત કરવા લાગ્યો. તે કવિવર ખુશરૂની પછી ભારતનો એક સર્વપ્રધાન મુસલમાન કવિ હતો. ખુશરૂને પ્રથમ નંબર આપીએ તો ફૈઝીને બીજો નંબર આપ્યા વિના ચાલે નહિ. તેણે અનેક નાનાં કાવ્યો તથા ખંડકાવ્યો લખ્યાં છે. સમ્રાટે તેને "કવિરાજ"ની ઉપાધિથી વિભૂષિત કર્યો હતો.

તેનો નાનો ભાઇ અબુલ ફઝલ પણ મહા પંડિત હતો. તેણે લઘુવયમાં અનેક વિષયોનો બહુ સારી રીતે અભ્યાસ કર્યો હતો. દર્શનશાસ્ત્રમાં તો ખાસ કરીને તેણે નિપુણતા પ્રાપ્ત કરી હતી. અબુલ ફઝલના સદ્દગુણો સાંભળી સ્વાભાવિક રીતેજ સમ્રાટને તેને મળવાની ઇચ્છા થઇ. સમ્રાટે પુનઃ પુનઃ નિમંત્રણ મોકલી દરબારમાં હાજર થવાની તેને સૂચના આપી; પણ અબુલફઝલે એ નિમંત્રણો માનપૂર્વક પાછાં કહાડયાં. છેવટે ફૈઝીએ તેને સમજાવી ઇ૦ સ૦ ૧૫૭૪માં સમ્રાટની પાસે હાજર કર્યો. પ્રથમ દિવસેજ સમ્રાટે તેના પ્રત્યે એટલી તો પ્રીતિ અને સજ્જનતા દર્શાવી કે એ અભ્યાસપ્રિય, એકાંતશીલ વિચારક યુવક—અબુલ ફઝલ તેજ ક્ષણથી સમ્રાટનો અનુરાગી બની ગયો અને પોતાના પૂર્વના વિચારોને તિલાંજલિ આપી રાજનીતિના ક્ષેત્રમાં વિચરણ કરવાને તત્પર થયો. અબુલ ફઝલ લખે છે કે:—

"નિર્જન આવાસમાં રહી જીવન વ્યતીત કરવું એવો મારો પ્રથમ સંકલ્પ હતો. મારૂં મન તે સમયે બહુજ અશાંત રહેતું હતું. મંગોલીયા અને લેબેનનના ઉદાસીન સંપ્રદાયોનો સહવાસ કરવાની એવી તો પ્રબળ ભાવના તે કાળે મારામાં વર્તતી હતી કે તે સિવાય મને અન્ય એક પણ વિષયમાં રસ પડતો નહોતો. તીબેટમાં જઇ ત્યાંના બૌદ્ધ ધર્મગુરુ લામાનાં દર્શન કરવાં, પોર્તુગાલના ક્રિશ્ચિયન પાદરીઓનો ઉપદેશ સાંભળવો, પારસી ધર્મના પુરોહિતો સાથે વાર્તાલાપ કરવો તથા તેમના ધાર્મિક ગ્રંથોનું રહસ્ય સમજવું, એજ એકમાત્ર મારા અંતઃકરણનો મનોરથ હતો. હું મારા સ્વદેશના પંડિતનામધારીઓના પાંડિત્યથી છેક નિરાશજ થઇ ગયો હતો. મારા વડીલ બંધુ તથા અન્ય અન્ય બંધુઓ સમ્રાટના દરબારમાં હાજર થવાની મને વારંવાર ભલામણો કરવા લાગ્યા. તેઓ એમ સમજતા હશે કે અકબર મને કાંઇક માર્ગ બતાવી શકશે, પણ મને તેમાં કાંઇ યથાર્થતા જેવું જણાતું નહિ. હવે હું સમજી શકું છું કે અકબરનાં દર્શનમાં મેં આટલો બધો વિલંબ કર્યો તે અયોગ્યજ હતો—મારા બંધુ તથા સંબંધીઓની

ભલામણ સંપૂર્ણ અનુકરણીય હતી. સમ્રાટના સહવાસમાં આવ્યા પછી મારું ચિત્ત શાંત થયું છે. એકાંતમાં બેસીને હું જ્યારે અકબરના સદ્ગુણોવિષે વિચાર કરું છું ત્યારે મને કેટલો આહ્લાદ થાય છે ? કર્મક્ષેત્રમાં પણ સમ્રાટ મારા માર્ગ-દર્શક છે. સમસ્ત ધર્મો તથા સંપ્રદાયો જો કે ભિન્નતાવાળા અને વિવિધતાવાળા છે, તોપણ જો તેમને સત્યના એક સુદૃઢ પાયા ઉપર સ્થાપન કરી પરસ્પરનો સમન્વય સાધવાનો પ્રયત્ન કર્યો હોય તો તે સમન્વય થવો અસંભવિત નથી; એ વાત જો મને કોઇએ બરાબર સમજાવી હોય તો તે અકબરેજ સમજાવી છે, એમ મારે મુક્તકંઠે કહી દેવું જોઇએ. સમ્રાટની પાસે હાજર થવાની મેં તૈયારી તો કરી, પણ ઉપહાર કિંવા ભેટ બદલ શું ચીજ લેવી તેનો મને વિચાર થઇ પડ્યો હું દરિદ્રી અને અર્થહીન હોવાથી ઉપહારસ્વરૂપ કોઇ કિંમતી વસ્તુ ન મળવાથી કુરાનના એક વાક્યસંબંધી વિસ્તૃત વ્યાખ્યા લખીને તે વ્યાખ્યાજમેં સમ્રાટની પાસે ભેટ બદલ ધરી. તેણે તે ભેટ બહુજ સંતોષપૂર્વક સ્વીકારી અને મારા પ્રત્યે અતિ સહૃદયતાપૂર્ણ વ્યવહાર ચલાવ્યો. ”

ત્યાર બાદ અબુલ ફઝલ સમ્રાટના એક સહચરરૂપે તેની પાસેજ રહેવા લાગ્યો. જોતજોતામાં તેની ગણત્રી પણ સામ્રાજ્યના એક અતિ ઉજ્જ્વળ અલંકારરૂપે થવા લાગી. સમ્રાટ તેને પોતાના પ્રાણ કરતાં પણ વધારે ચાહતા હતા. તેનું અગાધ જ્ઞાન જોઈ ઘણીવાર આશ્ચર્ય દર્શાવતા હતા. અબુલ ફઝલ પોતાના અસાધારણ ગુણોના પ્રતાપે, સામાન્ય અવસ્થામાંથી ધીમે ધીમે ૫૦૦૦ સેનાના સેના-પતિનું પદ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયો હતો. છેવટે તેણે સુવિશાળ મોગલ સામ્રાજ્યનું સર્વપ્રધાન અમાત્યતરીકેનું પદ પણ શોભાવ્યું હતું. તે જેવો સાહસી હતો તેવો ઉદાર પણ હતો. તેના જેવો ગદ્યલેખક મુસલમાન સંપ્રદાયમાં હજીસુધી ભારતવર્ષ-ખાતે કોઇ જન્મ્યો નથી. મધ્ય એશિયાનો સમકાલીન નરપતિ અબદુલ્લા કહેતો કે:-“ મને અકબરના અસ્ત્ર કરતાં પણ અબુલ ફઝલની લેખિનીનો વધારે ભય લાગે છે.” અબુલ ફઝલના “ અકબરનામા ” તથા “ આઇને અકબરી ” નામના મહાન અને ઉત્કૃષ્ટ ગ્રંથો બહુ જાણીતા છે. તેણે જો એ ગ્રંથો ન લખ્યા હોત તો આજે મનોહર અકબરચરિત્રસંબંધે કોણ વિશ્વાસ કરી શકત ! તે જો કે જન્મથી મુસલમાન હતો, તોપણ તેણે હિંદુ-શાસ્ત્રમાં બહુ પ્રવીણતા પ્રાપ્ત કરી હતી અને પ્રાય: સમસ્ત હિંદુશાસ્ત્રગ્રંથો-માંથી ઉપયોગી જ્ઞાનનો સંગ્રહ કર્યો હતો. મુસલમાનો જો હિંદુઓના ધર્મગ્રંથો-નો અભ્યાસ કરશે તો તેઓ હિંદુઓ અને હિંદુધર્મપ્રત્યે સદ્ભાવ રાખવા લાગશે, એવી આશાથી તેણે ખાસ કરીને પોતાના મુસલમાન બંધુઓને માટે આઇને-અકબરી નામના સુવિખ્યાત ગ્રંથની રચના કરી હતી. આ ફારસી ગ્રંથમાં હિંદુઓના ધર્મ, ન્યાય, દર્શન, પુરાણ, વેદ, વેદાન્ત, સાહિત્ય, સંગીત

તથા આચાર–અનુષ્ઠાનસંબંધી પ્રાયઃ સર્વ વિષયોનું વિસ્તારથી વર્ણન આપવામાં આવ્યું છે.

અબુલ ફઝલને મહાપુરુષતરીકે ઓળખવામાં હરકત નથી. તે તથા અકબર બંને નરવીરોએ આ જન્મભૂમિ–ભારતમાતાને ગૌરવાન્વિત બનાવવાના પ્રયત્નો કર્યા હતા. અકબરને તેની સહૃદયતા તથા જ્ઞાનશક્તિ માટે પ્રથમ નંબર આપીએ તો અબુલ ફઝલને બીજો નંબર આપી શકાય. અકબરને પૂર્ણચન્દ્ર કહી શકાય તો અબુલફઝલને નિઃસંશય એક અતિ ઉજ્જ્વલ નક્ષત્ર કહી કહી શકાય.

હિંદુઓને અકબર જે માન આપતો તે નિષ્કારણ નહોતું. વસ્તુતઃ હિંદુઓમાં એવા ગુણો હતા કે જેથી સમ્રાટ અકબર જેવો શ્રેષ્ઠ સમ્રાટ તે તરફ આકર્ષાયા વિના રહી શકેજ નહિ. ભારતના ગૌરવપૂર્ણ દિવસનું જે ચિત્ર ગ્રીક પ્રવાસી મેગસ્થનીસે તથા ચીનના પરિવ્રાજકોએ અંકિત કરી રાખ્યું છે, તે અમે આ ગ્રંથમાં યથાસ્થાને પ્રદર્શિત કરી ચૂકયા છીએ. ત્યાર બાદ પણ હિંદુઓ વિદેશી અને વિધર્મી પ્રજા તરફથી પ્રશંસા પ્રાપ્ત કરવાને શક્તિમાન થઈ શક્યા હતા. ઈ૦ સ૦ ના અગીઆરમા સૈકાના આરંભ સમયે અલબેરૂનીએ ભારતવર્ષમાં મુસાફરી કરીને લખ્યું છે કેઃ–" અસંખ્ય દેવતાઓ એ કેવળ મૂર્ખ સાધારણ જનસમાજને માટેજ છે; બાકી શિક્ષિત હિંદુઓની માન્યતા પ્રમાણે તો ઇશ્વર એક છે અને તે અનાદિ, અનંત તથા સર્વશક્તિમાન છે. તે એક અદ્વિતીય ઈશ્વર, જીવંત, સંપૂર્ણ જ્ઞાનના આધારસ્વરૂપ, વિશ્વસૃષ્ટા તથા વિશ્વપાલક છે." ઈ૦ સ૦ ના તેરમા સૈકામાં માર્કોપોલો ભારતવર્ષના દક્ષિણ ભાગમાં મુસાફરી કરી તથા તે પ્રદેશની બ્રાહ્મણમંડળીમાં વિચરણ કરીને લખે છે કેઃ– " તેઓ ( દક્ષિણી બ્રાહ્મણો ) કદાપિ, કોઇ પણ કારણવશ અસત્ય બોલતા નથી. સત્ય બોલવાથી જો તેમને પ્રાણાંતદંડની શિક્ષા સહન કરવી પડતી હોય તો તેઓ અસત્ય બોલવા કરતાં મૃત્યુને આધીન થવામાં વિશેષ આનંદ માને તેવા છે." ઇ૦ સ૦ ના સોળમા સૈકામાં હિંદુસ્તાન અને હિંદુ નિવાસીઓની ઉપર મુગ્ધ બની, અબુલ ફઝલ લખે છે કેઃ–" હું તે ભારતવર્ષની આશ્ચર્યકારક રસાળતાની કિંવા ભારતના ઉજ્જવળ નીલાકાશની શોભાનું વર્ણન કરૂં કે હિંદુઓના સ્થિર સંકલ્પનું કિંવા તેમની પરોપકારપરાયણતાનું ચિત્ર અંકિત કરવાનો પ્રયત્ન કરૂં ? હું ભારતના હૃદયગ્રાહી સૌંદર્યનું વર્ણન કરૂં કે તેની વિશુદ્ધ પવિત્રતાનાં યશોગાન ગાઉં ? ભારતવાસીઓની વીરગાથાનું હું તે કીર્તન કરૂં કે તેમની અસાધારણ પ્રતિભામાંથી ઉદ્‌ભવેલા જ્ઞાનસમુદ્રનું વિવરણ આપું ? તેઓ ધાર્મિક, નિષ્કપટી, નિષ્પ્રપંચી, પરોપકારી તથા આનંદી છે; તેની સાથે તેઓ જ્ઞાનપિપાસુ, વિલાસવિમુખ, ન્યાયપરાયણ, સંતુષ્ટચિત્ત, પરિશ્રમી, કાર્યકુશળ,

રાજભક્ત, સત્યવાદી તથા વિશ્વાસી છે. તેઓની પ્રકૃતિનું માહાત્મ્ય, તો જ્યારે તેમના ઉપર કોઈ આપત્તિ આવી પડે છે અને તેમની કસોટી થાય છે ત્યારેજ સ્પષ્ટરૂપે પ્રતીત થાય છે. દુઃખ અને કષ્ટના સમયમાં તેઓની પ્રકૃતિ સવિશેષ ઉજ્જવળ રૂપ ધારણ કરે છે. હિંદી સૈનિકો રણસ્થળમાંથી પલાયન કરવાનું તો જાણતાજ નથી. જ્યારે તેઓ યુદ્ધમાં પોતાનો વિજય થાય એમ જોતા નથી, ત્યારે તેઓ મૃત્યુ કરતાં પલાયનને વિશેષ ભયંકર સમજી, અશ્વ ઉપરથી નીચે ઉતરી અસીમ સાહસપૂર્વક પોતાના આત્માની રણક્ષેત્રમાં આહુતિ આપે છે. આ તો એકમાત્ર યુદ્ધસંબંધીજ માહાત્મ્ય વર્ણવ્યું; પરંતુ પ્રત્યેક વિષયમાં તેઓ એવું સાહસ અને પરાક્રમ દર્શાવી શકે છે. તેઓની પાસે ગમે તેવો કઠિન વિષય મૂકવામાં આવે તોપણ તેઓ સતત પરિશ્રમ અને ખંતપૂર્વક, અલ્પ સમયમાં તે સંપૂર્ણ કર્યા વિના રહે નહિ; એટલુંજ નહિ પણ ક્વચિત પોતાના શિક્ષક કરતાં પણ અનેક અંશે આગળ વધી જાય તેવા છે. ઇશ્વરની પ્રીતિ સંપાદન કરવા તેઓ શરીર અને મન ઉભયનો વ્યય કરી શકે છે, અને સમસ્ત જીવનપર્યંત તપસ્યા કરી શકે છે. ઇશ્વર "एकमेवाद्वितीयम्" છે, એવી તેમની દૃઢ શ્રદ્ધા છે. તેઓ ઇશ્વરની પૂજા કરે છે અને એ પૂજાજ સમસ્ત શક્તિઓના મૂળરૂપ છે, એમ માને છે તેમના જેવા ધાર્મિક અને આત્મસંયમી પુરુષો પૃથ્વીના અન્ય કોઇ ભાગમાં ભાગ્યેજ હશે. હિંદુઓમાં ગુલામગીરીની પદ્ધતિ નથી. જો કોઇ ભારતવાસી મોટી આપત્તિમાં આવી પડે અને એ આપત્તિમાંથી પોતાનો ઉદ્ધાર કરવા અન્ય કોઈ સ્વદેશબંધુને પ્રાર્થના કરે, તો તેઓ ઉભય પરસ્પરને બિલકુલ ન ઓળખતા હોય, બંને વચ્ચે કશીજ સ્નેહ કે સંબંધ ન હોય તોપણ, તે સ્વદેશબંધુ તે દુઃખી મનુષ્યને તેજ ક્ષણે સહાય આપવા બહાર આવશે; અને એ સહાયના પરિણામે તેની સંપત્તિ–કીર્તિ તથા જીવનને ગમે તેટલી હાનિ ભોગવવી પડે, તોપણ તેઓ તેની લેશ પણ પરવા રાખશે નહિ" સમ્રાટ અકબરની રાજસભામાં જે સમસ્ત પવિત્ર બ્રાહ્મણો એકત્ર થતા તેમના સંબંધમાં, અબુલ ફઝલનો સમકાલીન બાદાઉની, કે જે હિંદુઓની વિરુદ્ધમાંજ ઉભો રહેતો, તેને પણ લખવું પડયું છે કેઃ–" આ બ્રાહ્મણોએ પોતાના ધર્મગ્રંથોમાં, ધર્મતત્ત્વમાં અને નીતિતત્ત્વમાં એટલું તો પાંડિત્ય પ્રાપ્ત કર્યું છે, એવી તો ભવિષ્યત્ દૃષ્ટિ પ્રાપ્ત કરી છે, ધર્મસંબંધે એવી તો ઉન્નતદશા પ્રાપ્ત કરી છે અને મનુષ્યજીવનની એટલી તો સંપૂર્ણતા સંપાદન કરી છે કે તેઓ અન્ય સમસ્ત ધર્મસંપ્રદાયના મુખ્ય અને પ્રધાન પુરુષોને ઓળંગીને આગળ ચાલ્યા ગયા છે, એમ કહું તો અયોગ્ય નથી."

ઇ૦ સ૦ ના ઓગણીસમા સૈકાના મદ્રાસના ગવર્નર સર ટોમ્સ મનરો સાહેબ લખે છે કેઃ—"ભારતવર્ષને સુસભ્ય બનાવવાની કિંવા ભારતવર્ષને સુધા-

રવાની અનેક મનુષ્યો વાતો કરે છે; પરંતુ તેઓ ભારતવર્ષને કેવી રીતે સુધારવા માગે છે તે હું સમજી શકતો નથી. જો કે રાજ્યશાસનસંબંધે તેઓ પછાત છે, પણ જો ઉત્તમ કૃષિપ્રણાલિ, અપૂર્વ શિલ્પ, ઉન્નત પાઠશાળાઓ તથા દયા, આતિથ્ય અને સ્રીસન્માનને સુધારાનાં લક્ષણો કહેવામાં આવે તો મારે જણાવવું જોઇએ કે હિંદુઓ યૂરોપની સભ્ય જાતિની અપેક્ષાએ કોઇ પણ અંશે નિકૃષ્ટ નથી." બીશપ હીબાર સાહેબે પણ એજ પ્રકારે હિંદુઓની પ્રશંસા કરી છે. મેજર જનરલ સ્લીમેન સાહેબે લખ્યું છે કેઃ–" હિંદીઓના જેવી પિતૃભક્તિવાળી, પિતૃ-આજ્ઞાપાલક તથા માતા–પિતાનું સન્માન કરનારી જાતિ પૃથ્વીમાં અન્ય કોઇ નથી. હિંદુઓ પોતાની જન્મદાત્રી માતા કરતાં પણ પિતાની માતાનું અધિક સન્માન કરે છે. હું ભારતની ખેડુત પ્રજાને અંતઃકરણપૂર્વક ચાહું છું. મને જે ઉત્કૃષ્ટ વ્યક્તિઓનો પરિચય થયો છે, તેમાંની અનેક વ્યક્તિઓ આ ખેડુતવર્ગમાંથીજ મળી આવી છે. મને એવા સેંકડો અને હજારો પ્રસંગોનો અનુભવ થયો છે કે હિંદુઓ જો લેશમાત્ર અસત્ય બોલે તો તેમની સંપત્તિ, સ્વાધીનતા તથા જીવન પણ બચી જાય; પરંતુ તેઓ અસત્ય બોલવાને કદાપિ તૈયાર થયા નથી." માલેસન સાહેબ લખે છે કેઃ–" મોગલ ઐતિહાસિકોની આ વાતને હું સંપૂર્ણ અનુમોદન આપું છું, કે રાજપૂતોજ સમ્રાટના સિંહાસનના અવલંબનરૂપ તથા અલંકારરૂપ હતા." અફસોસ ! હિંદુઓનો એ ગૌરવસૂર્ય આજે અજ્ઞાનના રાહુગ્રાસથી લુપ્ત-પ્રાય થઈ ગયો છે !

# नवम अध्याय–चितोड अने राजस्थान

"રાજાએ સદા લશ્કરી તૈયારી રાખવી જોઇએ, નહિ તો તેના પાડોશીઓ શસ્ત્ર લઇને તેની ઉપર ચઢી આવશે." અકબર

દીર્ઘદર્શી સમ્રાટ અકબરે જે ઉદ્યાનનાં શ્રેષ્ઠતમ કુસુમો એકત્ર કરીને પોતાનું સિંહાસન અલંકૃત કર્યું હતું અને જે ઉદ્યાનની કુસુમમાળાઓને પોતે કંઠમાં ધારણ કરી હતી, એટલુંજ નહિ પણ જે કુસુમમાળાઓ સ્વયં સમ્રાટને પરિતૃપ્ત કરવા ઉપરાંત સમસ્ત પૃથ્વીને સૌંદર્યમય તથા સુગંધમય બનાવવાને સમર્થ થઇ હતી, તે ઉદ્યાન કયું ? એવો પ્રશ્ન કોઈ કરે તો અમે માત્ર ભારતીય વીરત્વના લીલા-ક્ષેત્ર સમાન " રાજસ્થાન " તરફ અંગુલિનિર્દેશ કરીશું. મેવાડ એ રાજસ્થાનનું સર્વપ્રધાન રાજ્ય હતું. ચિતોડ એ ત્યાંની મુખ્ય રાજધાનીતરીકે તથા અચળ દુર્ગતરીકે ઇતિહાસપ્રસિદ્ધ છે. ચિતોડના અધીશ્વરો "મહારાણા"ની ઉપાધિથી વિભૂષિત હતા અને સન્માનમાં તેઓ રાજસ્થાનમાં સર્વોપરિ હતા.

દિલ્હીશ્વર અલાઉદ્દીને, સુપ્રસિદ્ધ પદ્મિનીના રૂપ-ગુણથી મુગ્ધ થઈ સ્વાધીનતાના લીલાક્ષેત્રસમાન લેખાતા ચિતોડ ઉપર સર્વથી પ્રથમ અધિકાર મેળવ્યો હતો. અને પ્રાય: ત્રીશ હજાર રાજપૂતોનો ભોગ લીધો હતો.(ઇ૦ સ૦ ૧૩૦૩) ત્યારબાદ પુન: ચિતોડે સ્વતંત્રતા પ્રાપ્ત કરી હતી અને લગભગ પ્રથમના જેવુંજ સમૃદ્ધિશાળી તથા ગૌરવાન્વિત બની ગયું હતું. આ ચિતોડના અધિપતિ મહારાણા સંગ્રામસિંહે બાબરને ભારતમાં આવવાનું આમંત્રણ મોકલી જે હોળી સળગાવી હતી, તેમાં તે પોતેજ બળી મુવો હતો, એ વાત આપણે પૂર્વે જાણી ચૂકયા છીએ. તેના પુત્ર મહારાણા વિક્રમજિતના સમયમાં જ્યારે ગુજરાતના અધિપતિ બહાદુરશાહે ચિતોડ ઉપર ઘેરો ઘાલ્યો ત્યારે રાજમાતા રાણી કર્ણવતીએ સમ્રાટ હુમાયુ પાસે એક "રાખડી" મોકલી સહાયને માટે પ્રાર્થના કરી હતી. રાજપૂત લલનાઓ આવી રાખડીદ્વારા, રાખડી ગ્રહણ કરનારને પોતાની સાથે પવિત્ર ભાતૃભાવથી જોડતી અને ભ્રાતાતરીકેનું કર્તવ્ય બજાવવા માટે તેને આવાહન કરતી. રાખડી ગ્રહણ કરનારને "રાખી-બંધ-ભાઇ" ના નામથી ઓળખવામાં આવતો, અને તે રાખડી મોકલનારને પોતાની બહેન સમજી તેના હિતાર્થે તન-મન-ધનનો સંપૂર્ણ ભોગ આપવા બહાર આવતો. રાજસ્થાનની એક સર્વપ્રધાન રમણી પાસેથી આવી રાખડી પ્રાપ્ત કરવા બદલ હુમાયુને આનંદ થયો. તેણે એક સગા ભાઇના જેટલાંજ સંબંધથી જોડાઇને આનંદના આવેગપૂર્વક ઉકત રાજમાતાને લખી જણાવ્યું કે:-" પ્રિય ભગિનિ, આપે સહાયતા માગી છે તે અવશ્ય આપને મળશે. સહાય તો શું પણ નવો જીતેલો રત્નપૂર્ણ કિલ્લો માગો તો તે પણ આપવા તૈયાર છું." હુમાયુએ સહાય આપવાનું વચન તો આપ્યું, પણ તે કેવી રીતે સહાય કરી શકે, એ ગંભીર સવાલ થઇ પડયો; કારણ કે મુસલમાન અને હિંદુઓ વચ્ચેના યુદ્ધમાં હુમાયુ મુસલમાનોની સામે હિંદુઓના પક્ષમાં ઉભો રહે એ સંભવિત નહોતું, એટલા માટે જ્યાંસુધી ચિતોડ પડયું નહિ ત્યાંસુધી હુમાયુએ સહાય આપી નહિ. પરિણામે બહાદુરશાહે ચિતોડ ઉપર અધિકાર મેળવ્યો. રાજપૂતોએ યુદ્ધ કરતાં કરતાં રણક્ષેત્રમાંજ આત્માનું બલિદાન આપ્યું. રાજપૂત રમણીઓએ રાણી કર્ણવતીને અગ્રણી કરી સળગતી ચિતાઓમાં પ્રવેશ કર્યો !

અકબરે માળવા પ્રદેશ ઉપર વિજય મેળવવાની તૈયારી કરી, ત્યારે રાણા સંગ્રામસિંહનો પુત્ર રાણો ઉદયસિંહ તે સમયના ત્યાંના અધિપતિ બાજબહાદુરની મદદે ગયો; અર્થાત્ ખુલી રીતે અકબરના શત્રુના પક્ષમાં મળી ગયો. વળી જ્યારે જોનપુરમાં વિદ્રોહીઓએ મોટો બળવો ઉઠાવ્યો, ત્યારે પણ તેણે પ્રકટરીતે વિદ્રોહીઓને સહાય આપી હતી. આટલું છતાં સમ્રાટ અકબરે તેની સાથે મૈત્રી બાંધવાની તત્પરતા દર્શાવી એક દૂત મોકલ્યો; પણ તેણે એ મૈત્રીનો સ્વીકાર કર્યો નહિ. ચિતોડમાં હવે આત્મદ્રોહની આગ સળગી છે, એમ જાણતાંની સાથેજ સમ્રાટે

એટલો બધો વિશાળ હતો કે દશ ઘોડેસ્વારો એકીસાથે ત્વરાપૂર્વક દોડી જઇ શકે ! સુરંગના કામમાં પાંચ હજાર મજૂરો રાત-દિવસ કામ કર્યા કરતા હતા. ઐતિહાસિક એલ્ફીન્સ્ટન સાહેબ લખે છે કે જે પદ્ધતિએ નવીન યૂરોપમાં ખોદાણ કામ થાય છે તેજ પદ્ધતિનું અકબરે અવલંબન લીધું હતું.

આ પ્રમાણે એક તરફ જ્યારે સુરંગ ખોદાતી હતી, ત્યારે ચિતોડના સૈનિકો મહાવીર જયમલ અને પૂત્તનું નેતૃત્વ સ્વીકારી મહા પરાક્રમપૂર્વક 'મોગલસેનાનો નાશ કરી રહ્યા હતા. સુરંગ ખોદનારા મજુરો પૈકી નિત્ય બસેં મનુષ્યોનો ઘાણ નીકળી જતો હતો. મજુરોની સંખ્યામાં ઘટાડો થતા ઉપરાંત મોગલ સૈનિકો પણ દુર્ગમાંના રાજપૂતોની ગોળીઓવડે વિંધાતા હતા. મજુરોને આવી રીતે મરતા જોઇ કરુણહૃદય સમ્રાટે કોઇને જોરજુલમથી સુરંગના કામમાં ફરજીઆત જોડવાની મનાઇ કરી દીધી. તેમણે મજુરોને જે મજુરી મળતી હતી, તેમાં પુષ્કળ વધારો કર્યો અને તેથી પૈસાના લોભથી અનેક મજુરો તેમાં જોડાવા લાગ્યા.

મહાત્મા અબુલ ફઝલે લખ્યું છે કેઃ-"અવિરામ પરિશ્રમ અને અધ્યવસાય-પૂર્વક ચિતોડને ઘેરી લેવાની હિલચાલો થઈ રહી હતી. દુર્ગમાં રહેલું સૈન્ય સતત હલ્લાઓદ્વારા મોગલ સૈન્યને વિશેષ મુશ્કેલીમાં ઉતારતું હતું. અપાર સાહસ અને આત્મભોગના દૃઢ મનોબળદ્વારાજ જે જે શૂરત્વભર્યાં કાર્યો સંપૂર્ણ થઇ શકે, તે કાર્યો મોગલસેના અલ્પપ્રયત્ને સંપૂર્ણ કરવાનો ઉત્સાહ પ્રદર્શિત કરી રહી હતી; પરંતુ નરલોકમાં વસતા મનુષ્યોના, અનંત આકાશને ઉલ્લંઘીને સ્વર્ગ દેશમાં પહોંચવાના સમસ્ત પ્રયત્નો જેવી રીતે નિષ્ફળ નિવડે છે, તેજ પ્રમાણે મોગલોનો પરિશ્રમ પણ વ્યર્થ જવા લાગ્યો. શત્રુની પાસે દોડી જઇ અનેક સાહસિક સૈનિકો પોતાનું જીવન અકારણે ન ગુમાવી બેસે તે માટે સમ્રાટે પુનઃ પુનઃ આદેશો આપવા માંડ્યા; તથાપિ મોગલ સેના અદમ્ય ઉત્સાહથી અધીરી થઇને, સમ્રાટના આદેશની ઉપેક્ષા કરીને જૂદાં જૂદાં સ્થાનો ઉપર હલ્લા લઇ જવા લાગી; અને એ હલ્લામાં સંખ્યાબંધ મોગલ સૈનિકો મરવા લાગ્યા. મોગલો તરફની ગોળીઓ અને તીક્ષ્ણ શરવૃષ્ટિ તો કિલ્લાની દીવાલને સ્પર્શી ત્યાંને ત્યાંજ અટકી જતી હતી, અર્થાત્ કિલ્લાને લીધે ગોળી કે બાણ કાંઇ પણ રાજપૂત સેનામાં પહોંચી શકતું નહિ. ઉલટું, દુર્ગમાંથી આવતી ગોળીઓ પ્રત્યેકવાર મનુષ્ય અને અશ્વને વિનષ્ટ કરી પોતાનું કર્તવ્ય સંપૂર્ણ કરતી હતી."

આટલું છતાં સમ્રાટ નિરાશ થયો નહિ, વિપદ્‌ના સમયમાં અધૈર્યનો લેશ પણ ભાવ જણાવ્યો નહિ; એટલુંજ નહિ પણ જે સ્થળે વિપત્તિ વિશેષ પ્રમાણમાં હોય અને જે સ્થળે સફળતાનાં ચિન્હો નહિ જેવાં હોય તે સ્થળે અધિક સાવચેતી-પૂર્વક, અધિક પરિશ્રમપૂર્વક પોતે જાતે હાજર થઇ કામ આગળ ચલાવવા માંડ્યું.

જે સ્થળે ભયભીત સૈનિકોને સાહસ અને હિમંત આપવાની જરૂર પડતી,

જે સ્થળે શ્રમિત યોદ્ધાઓને ઉત્સાહ આપવાની આવશ્યકતા જણાતી અને જે સ્થળે નિરાશ લડવૈયાઓને ધૈર્યનો ઉપદેશ આપવાની અગત્ય જણાતી, તે સ્થળે સમ્રાટ સ્મિતવદને અવિલંબે સર્વદા ઉપસ્થિત થતો. એક દિવસે દુર્ગના એક સ્થાનમાંથી ઉપરાઉપરિ ગોળી અને શરવૃષ્ટિ થઇ રહી હતી, અસંખ્ય મોગલ-સૈનિકો તેદ્વારા મૃત્યુના માર્ગે પડતા હતા. સમ્રાટને જેવા આ સમાચાર મળ્યા કે તુરતજ તે ભયંકર વિપત્તિના સ્થાને હાજર થયો. રાજપૂતોની ગોળીઓને કેવી રીતે પાછી હઠાવવી તેનો વિચાર કરતો સમ્રાટ ઉભો હતો, તેજ સ્થળે થોડે દૂર અકસ્માત એક મોટો અગ્નિમય ગોળો આવી પડ્યો. આ ગોળાએ અકબરની આસપાસ ઉભેલા વીશ સૈનિકોને જખમી કર્યા, છતાં અકબર ભયભીત થઇને તે સ્થાનેથી નાસી નહિ જતાં ત્યાંજ અડગભાવે ઉભો રહી વિચાર કરવા લાગ્યો. અન્ય એક સમયે સમ્રાટ અને એક સેનાપતિ ઉભય એકસાથે ઉભા રહીને લશ્કરની હિલચાલ તપાસતા હતા, એટલામાં એકાએક એક ગોળી શત્રુના સૈન્ય-માંથી આવી અને પેલા સેનાપતિના હૃદયને વિંધીને પસાર થઇ ગઇ. એકદા એક રાજપૂત સૈનિક કિલ્લાના તોરણ ઉપર ઉભો રહીને ગોળીઓદ્વારા મોગલસે-નાનો વિનાશ સાધી રહ્યો હતો. સમ્રાટે તે દશ્ય પોતાની નજરે જોયું; અને તેજ ક્ષણે તેણે પેલા રાજપૂત યોદ્ધાની સામે ઉભા રહી માત્ર એકજ ગોળી એવા નિશાનપૂર્વક ફેંકી કે પેલો રાજપૂત તત્કાળ કિલ્લા ઉપરથી ધરણી ઉપર ઢળી પડ્યો. રાજા ટોડરમલ, રાજા પત્રદાસ તથા રાજા ભગવાનદાસ આદિ હિંદુઓ પણ અસાધારણ પરિશ્રમપૂર્વક પોતપોતાનાં કર્તવ્યો કરી રહ્યા હતા. રાજા ટોડર-મલને એકવાર અવકાશના અભાવે એક દિવસ અને બે રાત્રિપર્યંત-તરસ્યા રહી યુદ્ધકાર્ય કરવું પડ્યું હતું.

ત્રણ સપ્તાહના સતત પરિશ્રમ બાદ સુરંગનું કામ સંપૂર્ણ થયું. સુરંગનો છેલ્લો ભાગ કે જે કિલ્લાના મૂળમાં આવેલો હતો ત્યાં બે વિશાળ ખાઇઓ ખોદવામાં આવી હતી અને એ ખાઇમાં ઠાંસી ઠાંસીને દારૂ ભરવામાં આવ્યો હતો. ઉભય ખાઇઓમાં એકીસાથે આગ લગાડવાની સમ્રાટે એક સૈનિકને આજ્ઞા કરી; પણ તે સૈનિક સમ્રાટનો આશય સમજી શક્યો નહિ, તેથી તેણે બે ખાઇઓમાં થોડા સમયના અંતરે અગ્નિ લગાડવાની ભૂલ કરી. નિર્દિષ્ટ સમયે એક સુરંગમાં આગ મૂકવામાં આવી કે તરતજ તે સુરંગમાં ભયંકર ગગનભેદી અવાજ થયો; અને એ અવાજની સાથેજ કિલ્લાની દીવાલનો કેટલોક અંશ તૂટી પડ્યો. કિલ્લો તૂટતાંની સાથેજ મોગલસેના તે તરફ ધસી ગઇ ! રાજપૂતો પણ તેની સામે અતિ સાહસપૂર્વક આવીને લડવા લાગ્યા. વીરનર જયમલ તથા પુત્તની પાસે તે સમયે સાત હજાર રાજપૂત સૈનિકો હતા. તે ઉભય નરો દુર્ગના રક્ષણમાટે મોગલોની સન્મુખ આવીને ઉભા રહ્યા. બંને પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધ શરૂ થયું.

'રાજપૂતો સ્વદેશરક્ષા અર્થે અપૂર્વ વીરત્વ, સાહસ અને પરાક્રમપૂર્વક શત્રુનો સંહાર કરવા લાગ્યા. રાજપૂત લલનાઓ, સ્વદેશની આપત્તિ સમયે, પ્રિય પતિને પકડી રાખી હાયવોય કરવાનું શીખી નહોતી; પોતાના પ્રાણપ્રિય પતિને પોતાની ઓઢણીના છેડાવતી છુપાવી રાખી,સુખ–વૈભવમાં જીવન ગાળવાની દુષ્ટ કલ્પના તેમના મગજમાં પણ આવતી નહોતી. સ્વદેશ ઉપર આપત્તિનું ઘનઘોર વાદળ ફરી વળ્યું હોય તે સમયે ભયથી, ખેદથી કે વિરહથી આકુળવ્યાકુળ બનવા જેટલી નિર્બળતા તે કાળે રાજપૂત લલના પણ દર્શાવતી નહોતી. વસ્તુતઃ તે અંતઃપુરમાં વિચરનારી રમણીઓ પણ શૌર્ય અને વીર્યવડે પૃથ્વી ધ્રૂજાવવાને સમર્થ હતી. તેઓ રણક્ષેત્રમાં ઘુમવાની શક્તિવાળી તેમજ અભ્યાસવાળી હતી. પૂર્વકાલની આર્યરમણી પોતાના પતિને ઉત્સાહિત કરી તેમને રણક્ષેત્રમાં મોકલી આપતી હતી, એટલુંજ નહિ પણ પોતે પણ પોતાના સ્વામી સાથે રહી રણક્ષેત્રમાં વિચરણ કરતી અને શત્રુસંહારમાં સહાય આપતી હતી. ઉક્ત આર્યલલનાઓ રણાંગણમાંથી નાસી આવેલા કિંવા ભયભીત બની ઘરતરફ પાછા ફરેલા પતિનો તિરસ્કાર કરતી અને પુનઃ તેને યુદ્ધાર્થે સત્વર તૈયાર કરતી ત્યારેજ શાંત થતી. રાજસ્થાનની જે રાજલક્ષ્મીની ઐતિહાસિકો આજે પણ સ્તુતિ કરે છે, તે અનેક અંશે આ વીરરમણીઓનેજ આભારી છે, એમ કહીએ તો તે અસ્થાને નથી. આજે મોગલો સામેના સૈન્યમાં પૂત્તની પત્ની તથા માતા હાથમાં બરછી તથા ખડ્ગ લઇને ભયંકર પરાક્રમ દાખવતી યુદ્ધમાં ઘુમી રહી છે! ઉભય રમણીઓ ભીષણ આક્રમણ કરી મોગલસેનાનો નાશ સાધવા આગળ વધી રહી છે. આવા સંયોગોમાં મોગલ સૈન્યની શું તાકાત છે કે તે પેલા પડી ગયેલા કિલ્લાદ્વારા દુર્ગમાં દાખલ થઇ શકે? મોગલોની મોટી મોટી ટુકડીઓ, પડી ગયેલા કિલ્લા પાસે આવવા લાગી અને તે તત્કાળજ રાજપૂત સૈનિકોના પરાક્રમ આગળ અદૃશ્ય થઇ જવા લાગી. આમ છતાં અકબરની સરદારી નીચેનું સૈન્ય સાહસ કે ઉત્સાહ હારી જાય તેમ નહોતું. અલબત્ત, રાજપૂત સૈનિકોનો માર ખાઇ મોગલ સૈન્ય અનેકવાર પાછું હઠી જતું હતું, પણ પુનઃ પાછું મહાસમુદ્રની માફક તરંગો ઉપર તરંગો વિસ્તારતું, અધિક અડગતાથી, અધિક વેગથી તથા અધિક પરાક્રમથી આગળ વધતું રાજપૂતો ઉપર ફરી વળતું. વીરરમણી પૂત્તની પત્ની યુદ્ધ કરતાં રણમાં પંચત્વ પામી. એટલામાં પેલી બીજી ખાઇ, જે દારૂથી સંપૂર્ણ ભરવામાં આવી હતી તે ફાટી નીકળી! તેના ભયંકર પ્રલયકારી શબ્દથી સમસ્ત પ્રદેશ ગર્જી ઉઠયો! અનેક રાજપૂતો તથા મોગલો પણ એ સુરંગની જ્વાળાના ભોગ થઇ પડયા. એમ કહેવાય છે કે એ સુરંગનો અવાજ પ્રાયઃ સો માઇલ પર્યંત સંભળાયો હતો. જાણે કે રાજપૂતાનાના સમસ્ત સંતાનોને મોહનિદ્રામાંથી જાગ્રત કરવાને તેમની સ્વતંત્ર જન્મભૂમિએ આ ભીષણ નાદ કર્યો હોય તેમ તે આસપાસના

પ્રદેશમાં પ્રસરી ગયો; પરંતુ રાજપૂતજાતિ એ ભયંકર શબ્દથી પણ જાગૃત થઈ નહિ, સમસ્ત રાજપૂતજાતિએ એકચિત્તથી ચિતોડને સહાયતા આપવાની આવશ્યકતા વિચારી નહિ, અથવા જન્મભૂમિના એ ભયંકર આક્રંદથી પણ ભારતસંતાન વિચલિત થયા નહિ !

આજે ઇ૦ સ૦ ૧૫૬૮ નો માર્ચ માસ ચાલે છે. ગ્રીષ્મ ઋતુની રજની કેવી મોહક હોય છે તે સર્વ કોઇ જાણે છે, પરંતુ રાજપૂતાનાની ધરણીએ આજે શ્યામ વસ્ત્રો ધારણ કર્યાં છે. ચારે દિશામાં નીરવતા અને નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. કેવળ તમરાંઓના સૂક્ષ્મ–ક્ષીણ કંઠધ્વનિ સિવાય અન્ય ધ્વનિ સંભળાતો બંધ પડયો છે. વચ્ચે વચ્ચે ખદ્યોતો વિજળી માફક ચમકારો મારી સંતાઇ જાય છે ! મતલબ કે સમસ્ત જીવ–જંતુઓ નિદ્રાદેવીના સ્નેહમય ખોળામાં અચેતનવત્ પડયા છે. માત્ર જગતના શ્રેષ્ઠ જીવો–મનુષ્યોજ પ્રકૃતિની દૈવીશાંતિમાં ખલેલ પાડવાની શાંતભાવે તૈયારીઓ કરી રહ્યા છે. આવા શાંત સમયે અકબર પોતાની સેનાને સાથે લઇ છાવણીમાંથી બહાર નીકળ્યો અને પુનઃ ભયંકર પરાક્રમપૂર્વક કિલ્લા ઉપર હલ્લો લઇ જવાનો સૈનિકોને આદેશ કર્યો. રાજપૂતો પણ તેમની સામે ટક્કર લેવાને તૈયારજ હતા. તેઓએ મોગલોની સામે બાહુબળનો પરિચય આપવા માંડયો. સમ્રાટ અકબર પોતે એક ઉચ્ચ માંચડા ઉપર બેસીને શત્રુની કાર્યવ્યવસ્થાનું બારીક નિરીક્ષણ કરતો હતો, તેમજ પોતાના સૈન્યને પણ યથાયોગ્ય માર્ગે કાર્ય કરવાનું સૂચવતો હતો. તેણે ધારીને જોયું તો દૂરથી એક વ્યક્તિ બખ્તર પહેરી, સંખ્યાબંધ યોદ્ધાઓની સાથે મહા સાહસપૂર્વક પોતાની તરફ પ્રબળ વેગથી ધસી આવતી જણાઈ. તેજ ક્ષણે અકબરે પોતાની પ્રિય " સંગ્રામ " નામની બંદુક હાથમાં ધરી અને શત્રુસૈન્યમાં ગોળીઓ ફેંકવા માંડી. " સંગ્રામ " ના ભીષણ શબ્દથી સમગ્ર દુર્ગમાં હાહાકાર વ્યાપી ગયો. થોડાક સમયમાં સમસ્ત રાજપૂત સેના અદૃશ્ય થઇ ગઈ. દુર્ગની દિવાલો ઉપર એક પણ સૈનિક ચિતોડનું રક્ષણ કરવા રહ્યો નહિ. થોડી ક્ષણો ઉપર જે ક્ષેત્ર યુદ્ધને લીધે ભયંકર કોલાહલમય જણાતું હતું, તે ક્ષેત્રમાં સ્મશાનના જેવી શાંતિ તથા નીરવતા પ્રસરી ગઈ ! આવો અકસ્માત્ ફેરફાર કેવી રીતે થઈ ગયો, તેની મોગલ સૈનિકોમાંના કોઇને ખબર પડી નહિ. અનેક યોદ્ધાઓ ભય પામ્યા, તેમજ અનેકોને અપાર આશ્ચર્ય ઉત્પન્ન થયું. આથી દુર્ગમાં પ્રથમ પ્રવેશ કરવાની કોઈ હિંમત કરી શકયું નહિ. આ પ્રમાણે જ્યારે મોગલસેના દિઙ્મૂઢ જેવી બનીને બેસી રહી હતી, તેજ સમયે દૂર કિલ્લામાં એક મોટી અગ્નિશિખા પ્રાદુર્ભૂત થઈ ! તે અગ્નિના પ્રકાશથી સમસ્ત દુર્ગ પ્રકાશમય બની ગયો ! મોગલ સેના, આ શું થાય છે, તે કાંઇ સમજી શકી નહિ. તેમના આશ્ચર્યમાં અને ખેદમાં ઓર વધારો થવા લાગ્યો. સમ્રાટે આશ્ચર્યપૂર્વક પોતાના

પ્રિય મિત્ર રાજા ભગવાનદાસને આ અગ્નિશિખાનું કારણ પૂછ્યું. તેણે જણાવ્યું કે:–" હવેજ આપણે યથાર્થ સાવચેતી રાખવાની છે, રાજપૂતોએ કેસરીયાં કરવાની તૈયારી કરી છે. "

" કેસરીયાં ". અને " જહરવ્રત " એ રાજપૂતજાતિનાં અતિ ભયંકર અને આત્મોત્સર્ગસૂચક મહા ભગીરથ વ્રત છે. એવાં વ્રત કેવળ હિંદુઓ સિવાય અન્ય કોઇ પ્રજામાં જણાતાં નથી. પૃથ્વીના અનેક પ્રદેશોનાં વીરકાવ્યો અમે વાંચ્યાં છે; પરંતુ આવાં ભયંકર અને રોમાંચ ઉભાં કરે તેવાં વ્રતસંબંધી ઇસારો પણ ક્યાંઈ અમને મળી આવ્યો નથી. અમને લાગે છે કે ભારતવર્ષ સિવાય કોઇ પણ સ્થળે કવિની કલ્પનામાં પણ ઉક્ત ભીષણ વ્રતસંબંધી વિચાર ઉદ્‌ભવ્યો નહિ હોય. જે જાતિ સાહસમાં અપૂર્વ લેખાતી હોય, જે જાતિનું આત્મસન્માન જ્વલંત રહેતું હોય, અને જે જાતિ પોતાની સ્વાધીનતાના રક્ષણ અર્થે દૃઢ સંકલ્પ નિભાવી શકતી હોય તેજ જાતિમાં આવાં ભયંકર વ્રત સંભવે છે. જ્યારે અકબરની બંદુકદ્વારા રાજપૂત કુલભાસ્કર જયમલ હણાયો ત્યારે રાજપૂતો સમજી ગયા કે હવે જયની આશા નિષ્ફળ છે. હવે સ્વાધીનતાનું રક્ષણ કરવું અશક્ય છે. તેમણે વિચાર કર્યો કે હવે જીવીને પરાધીનપણે જીવન વીતાવવાનું પ્રયોજન પણ શું છે ? સ્વાધીનતાવિનાના જીવનમાં શું સુખ હોઇ શકે ? આવો વિચાર કરી તેઓ આત્મોત્સર્ગનાં એ મહાવ્રતો ઉજવવા તત્પર થઈ ગયા. જે ભીષણ અગ્નિકુંડ પ્રજ્વલિત કરવામાં આવ્યો હતો તેની કરાળ જીહ્વા ગગનને સ્પર્શવા ઉંચે આકાશ તરફ ગતિ કરવા લાગી. તેજ અગ્નિકુંડમાં સંખ્યાબંધ રાજપૂત બાળાઓ એક પછી એક હોમાવા લાગી. એક પણ રાજપૂતબાળાએ અગ્નિમાં પડતા સમયે શોક કે ચિંતાની લાગણી પ્રદર્શિત ન કરી. અગ્નિમાં જીવતાં બળી મરવું પડશે, એમ ધારી એક પણ રમણી લેશમાત્ર ભયથી પ્રકંપિત ન થઇ ! દુર્ગની સમસ્ત રમણીઓનાં ટોળેટોળાં આસપાસ દૃષ્ટિ કર્યા વિના, પુત્રની કે પિતાની ચિંતા રાખ્યા વિના, હર્ષવિકસિત વદને અગ્નિમાં કૂદી પડવા લાગ્યાં. આ " જહરવ્રત " ની ક્રિયા પૂરી થયા પછી સ્નેહનાં બંધનોથી વિમુક્ત થયેલા, આશા અને ભયની લાગણીઓથી રહિત બનેલા, જીવનની પરવાવિનાના રાજપૂતો કેસરીયાં કરવા માટે કેસરી પીળાં વસ્ત્ર ધારણ કરી, તાંબૂલવડે હોઠને લાલચોળ કરી, શત્રુનો સંહાર કરવા અને તેમ કરતે કરતે પ્રાણની જ્વાળાને શાંત કરવા તત્પર થઇ ગયા ! અંતરની જ્વાળા શાંત કરવા જતાં આત્માનો અને પ્રાણનો ભોગ આપવો પડે તો તે પણ આપવો, એવો તેમણે નિશ્ચય કર્યો. ધન્ય રાજપૂતોનું સાહસ ! ધન્ય તેમનો આત્મોત્સર્ગ ! ! હાય ! શું આ તેજ સાહસ અને આત્મોત્સર્ગવાળો દેશ છે ?

મહા વિપદ્ આવવાની આશંકાથી મોગલસેના રાત-દિવસ જાગૃત, અસ્ત્ર-

બદ્ધ અને સાવચેત રહેવા લાગી. દુર્ગની દીવાલોમાં સેંકડો ગાબડાંઓ પડી ચૂક્યાં છે, રસ્તો તદ્દન ખુલ્લો થઇ ગયો છે, કિલ્લામાં ક્યાંય મનુષ્યપ્રાણીનો શબ્દ સંભળાતો નથી, સર્વત્ર શાંતિ પ્રસરી રહી છે; છતાં અતિ સાહસી મોગલ-સેના આગળ વધવાનું સાહસ કરી શકી નહિ. વિપુલ મોગલ યોદ્ધાઓ દુર્ગ ઉપર અધિકાર મેળવવાને દોડી શકયા નહિ. ધીમે ધીમે રાત્રિ પસાર થઇ. પુનઃ નૂતન દિવસ નૂતન દશ્યપૂર્વક ચિતોડની ભૂમિ ઉપર હાજર થયો. એ દિવસ પણ શાંત-ભાવે પસાર થઇ ગયો. પુનઃ રાત્રિ પડી; પરંતુ દુર્ગની નિસ્તબ્ધતામાં ક્યાંય ભંગ પડતો હોય, એવાં ચિન્હો જણાયાં નહિ. એક રાત્રિ અને એક દિવસ વીતવા છતાં દુર્ગમાં એક પણ રાજપૂતસૈનિકનો પદસંચાર કર્ણગોચર ન થયો. છેવટે રાત્રિના છેલ્લા પ્રહરે સમ્રાટે પોતાના સૈનિકોને આગળ વધવાનો હુકમ સંભળાવ્યો. સમ્રાટે પોતે પણ એક હસ્તી ઉપર સ્વારી કરી અને સેનાના જે ભાગ ઉપર પ્રથમ આપત્તિ પડવાની ભીતિ રાખી શકાય તે ભાગની સરદારી લીધી. મોગલ લશ્કર આગળ તો વધ્યું, પણ તેમના અંતઃકરણમાં જરા પણ ઉત્સાહ, આનંદ કે નિઃશંકતા નહોતી. તેઓ બહુજ ધીમે ધીમે, અતિ સાવચેતીપૂર્વક આગળ વધવા લાગ્યા. કિલ્લો ઓળંગી ગયા અને દુર્ગના મધ્યભાગમાં પ્રવેશ કરવાની શરૂઆત કરી છતાં કોઇ પણ રાજપૂત સામે આવ્યો નહિ, કોઇએ લડવાની તત્પ-રતા દર્શાવી નહિ, કોઈ પણ રાજપૂતસૈનિકનાં દર્શન થયાં નહિ. ક્રમે ક્રમે તેઓ નગરની મધ્યમાં પહોંચ્યા કે તેજ ક્ષણે અત્યારપર્યંત શાંતપણે બેસી રહેલા રાજપૂતો સિંહની માફક ચોતરફથી બહાર કૂદી પડયા અને મોગલસેનાને ઘેરી લઇ ભયંકર હત્યાકાંડનો આરંભ કરી દીધો. આશા અને ભયવિનાની છતાં સાહસ અને ઉત્સાહવાળી, મહા પરાક્રમશાળી રાજપૂતસેનાએ જૂદા જૂદા ભાગોમાં વહેંચાઈ જઇ સેંકડો મોગલ લડવૈયાઓનો ધ્વંસ કરવા માંડયો. રાજપૂતોએ એક શ્રેણીમાં ગોઠવાયાવિના જેમ આવે તેમ શત્રુનો સંહાર કર્યો. મારવું કે મરવું એ સિવાય તેમનો અન્ય લક્ષ્ય નહોતો. આ યુદ્ધમાં ભયભીત થઇને કે પરાજિત થઇને નાસી છૂટવાની દુષ્ટ વાસના ન ઉદ્ભવે તેસંબંધી વ્યવસ્થા તેઓએ પ્રથમથીજ કરી રાખી હતી, એ વાત પૂર્વે આપણે જાણી ચૂકયા છીએ. મરણીયા થયેલા રાજપૂતોએ અનેક મોગલોને યમદ્વારમાં મોકલી આપ્યા અને છેવટે પોતે પણ થાકીને ઘવાઇને ધરણી ઉપર ઢળવા લાગ્યા. બંને પક્ષના અનેક સૈનિકો મરાયા. રાણાના રાજપ્રાસાદની સામે કિંવા મહાદેવના મંદિર પાસે તથા રામપુરા નામના દુર્ગદ્વાર પાસે ભયંકર મનુષ્યસંહાર થયો. મૃત મનુષ્યો તથા ઘાયલ મનુષ્યોના આડાઅવળા પડેલા લોહિઆળા દેહોવડે રસ્તાઓ ઉભરાઇ ગયા. ચિતોડની ભૂમિએ જાણે આજે રક્ત વસ્ત્રો ધારણ કર્યાં હોય, તેવો દેખાવ થઇ રહ્યો. મોગલપક્ષના અનેક યુદ્ધકુશળ હસ્તીઓએ દુર્ગમાં પ્રવેશ કર્યો હતો. એક મહા પરાક્રમશીલ

રાજપૂત યોદ્ધો લડતાં લડતાં પૃથ્વી ઉપર પડી ગયો. તેજ વેળા એક હસ્તી તેના ઉપર ધસી આવ્યો. પેલા રાજપૂત લડવૈયાએ પોતાના હાથમાં રહેલી તીક્ષ્ણ છુરી સંપૂર્ણ બળપૂર્વક હાથીની સૂંઢમાં ભોંકી દીધી અને એક વીરનરને છાજે તેની રીતે અહંકારપૂર્વક જણાવ્યું કેઃ-" અમે સમ્રાટનું સન્માન કેવી રીતે કરી શકીએ છીએ તેનું આ પ્રત્યક્ષ ઉદાહરણ." એક સ્થળે મહા સાહસી પૂત્ત મહા વિક્રમપૂર્વક મોગલસેના વિનષ્ટ કરી રહ્યો હતો. મોગલોએ તેને જખમી કરવાના ઘણા પ્રયત્નો કર્યા, પણ એકકે પ્રયત્ન ફળીભૂત થયો નહિ. છેવટે તેમણે એક ગાંડો -મદોન્મત્ત હાથી હાથી પૂત્ત તરફ રવાના કર્યો. પૂત્તને પીઠ બતાવતાં કે નાસી જતાં આવડતું નહોતું. તે હાથીની સામે દઢતાપૂર્વક ઉભો રહ્યો. હાથી પોતાની પાસે આવ્યો એટલે તેણે એક સખ્ત ઝટકો માર્યો, પણ એ ઝટકાથી મત્ત માતંગે વધારે આવેશમાં આવી જઇને પૂત્તને સૂંઢવતી પકડી પગ નીચે દાબી દીધો. સમ્રાટ જ્યારે ગોવિંદશ્યામના મંદિર પાસે પહોંચ્યો ત્યારે પેલા મત્ત માતંગે બાળક પૂત્તને સૂંઢવતી ઉંચકી સમ્રાટની દષ્ટિ તે તરફ આકર્ષિત કરી. જાણે કે પરાક્રમનો પક્ષપાતી આ હસ્તી મૂર્તિમાન પરાક્રમને અર્થાત્ પૂત્તને સમ્રાટ પાસે પ્રદર્શિત કરતો હોય અને જાણે કે પોતાની મૂક ભાષામાં સમ્રાટને કહેતો હોય કેઃ-" પરાક્રમી રાજપૂતકુળ આવા યુવકો ઉત્પન્ન કરે છે " એવો દેખાવ લાગ્યો. વીર યોદ્ધાઓના પરાક્રમથી મોગલોના સંખ્યાબંધ લડવૈયાઓની મોટી સંખ્યા મરવા લાગી! વંટોળીઆવડે જેવી રીતે ધુળના અણુઓ ઉડી જાય તેવી રીતે મોગલ સૈનિકો પણ રાજપૂતોની તીક્ષ્ણ તલવારવડે પ્રતિપળે ઉડવા લાગ્યા; પરંતુ મોગલ સમ્રાટ પાસે સૈનિકોની સંખ્યા ન્યૂન નહોતી. એક ટુકડી નાશ પામતી કે તુરતજ તે સ્થળે બીજી ટુકડી હાજર થઇ જતી. અકબર પોતે પણ રણસંબંધી વ્યૂહરચના કરવામાં ઉત્સાહપૂર્વક ભાગ લઇ રહ્યો હતો. રાજપૂતોના ઘોર દુર્દૈવની શરૂઆતના આ સમયે અન્ય કોઇ પણ હિંદુ નરપતિ રાજપૂતોને સહાય આપવા બહાર આવ્યો નહિ. પોતાની પણ ધીમે ધીમે આવીજ દુર્દશા થવાની છે એમ અન્ય નરપતિઓ સમજી શક્યા નહિ. આવી રીતે રાજપૂતોનો પરાક્રમી સૂર્ય અસ્ત થયો. ચિતોડ નગરી એક શ્મશાનભૂમિરૂપે ફેરવાઇ ગઇ. ગત રાત્રિના છેલ્લા પ્રહરથી લઇ બીજા દિવસની સાંજપર્યંત આ ભયંકર યુદ્ધ ચાલ્યું હતું. અબુલ ફઝલે લખ્યું છે કેઃ-"આ સંગ્રામમાં આઠ હજાર રાજપૂત સૈનિકો તથા ત્રીશ હજાર નાગરિકોએ ભાગ લીધો હતો. તેમાંનો અધિકાંશ રણક્ષેત્રમાં નાશ પામી ચૂક્યો હતો. સમ્રાટની પાસે સૈનિકોની સંખ્યા કેટલી હતી તથા આ રણક્ષેત્રમાં કેટલી સંખ્યા વિનષ્ટ થઇ હતી, તેનો નિર્ણય કરવાનું સાધન રહ્યું નથી. હિંદુઓ સ્વદેશની રક્ષાઅર્થે કેવું અલૌકિક વીરત્વ દર્શાવી શકે છે તે ચિતોડના ઘેરામાં એકવાર સિદ્ધ થઇ ચૂક્યું છે !" ભારતવાસીઓ

આવું વીરત્વ પુનઃ ક્યારે પ્રાપ્ત કરશે ? વીરત્વની લીલાભૂમિ ચિતોડ આજે શ્મશાનભૂમિ જેવી બની ગઇ છે. પુણ્યતીર્થ ચિતોડનો આજે કોઇ ભાવ પણ પૂછતું નથી ?

ચિતોડનો કિલ્લો સર કરી અકબર પોતાની છાવણીમાં પાછો ફર્યો. મેવાડની રાજ્યવ્યવસ્થા માટે યથાયોગ્ય વ્યવસ્થા કરી તથા વિવિધ સરદારો અને અમાત્યોની શાસનસંરક્ષણ અર્થે નિમણૂક કરી, તે અજમેર તરફ મઇનુદ્દીન ચિસ્તીના સમાધિમંદિરની યાત્રા કરવા રવાના થયો. આ યાત્રાએ જતી વેળા અકબરે ગણ્યા-ગાંઠ્યા અનુચરોજ પોતાની સાથે રાખ્યા. તેણે બહુજ સાદો પોષાક પહેર્યો હતો અને હાથમાં માત્ર એક લાકડીજ રાખી હતી. તેની ખાંધ ઉપર એક જળપાત્ર ઝુલતું હતું. પગમાં ઉપાનનો પણ અભાવ હતો. વસ્તુતઃ તેણે એક ફકીરના જેવો વેષ ધારણ કર્યો હતો. માર્ગમાં દરિદ્રોને ધનદાન આપતો, પીડિતોની સેવા-શુશ્રૂષા કરતો અને શોકાર્તોને આશ્વાસન આપતો તે આગળ ચાલવા લાગ્યો. સમ્રાટ આજે પવિત્ર આશ્રમની યાત્રાર્થે અજમેર જાય છે અને તેથી તેણે એક પવિત્ર ફકીરનો વેષ ધારણ કર્યો છે. આ યાત્રાનો ઉદ્દેશ શું હતો ? સમ્રાટ પોતાના અંતઃકરણમાં એમ માનતો હતો કે ચિતોડના ઘેરામાં મોગલ સેનાનો જે વિજય થયો છે તે માત્ર પ્રભુકૃપા કિંવા પૂર્વજોનાં પુણ્યપ્રતાપેજ થયો છે, માટે એ વિજયને અંતે મહાપુરુષના સમાધિમંદિરની યાત્રા કરી કૃતજ્ઞતા સૂચવી આપવી.

યુદ્ધ પછી બીજે વર્ષે અર્થાત્ ૪૦ સં ૧૫૬૯ માં અંબરરાજબાળા જોધબાઇએ એક પુત્રને જન્મ આપ્યો. આ જ્યેષ્ઠ પુત્ર સલીમના નામથી પ્રસિદ્ધ છે. પુત્રપ્રાપ્તિથી માતાપિતાને નિરવધિ આનંદ થાય, એ સ્વાભાવિક છે. પુત્રના જન્મોત્સવ નિમિત્તે દિલ્હી તથા આગ્રા ખાતે એક મહાન ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો.

એજ વર્ષે સમ્રાટે જયપુર પ્રદેશમાં આવેલા રત્નભાર નામના સુપ્રસિદ્ધ કિલ્લા ઉપર વિજય મેળવવા પ્રયાણ કર્યું. રત્નભારનો કિલ્લો પણ એક સીધી ઉંચાઇવાળા પર્વતના શિખર ઉપર આવેલો હતો. દુર્ગાધિપતિ રાય સૂર્યહરે વિચાર્યું કે; "મોગલસેના આ કિલ્લા ઉપર ચડશે તે પૂર્વેજ હું તેનો વિનાશ કરી શકીશ," એમ ધારી તે નિશ્ચિંતપણે બેસી રહ્યો. વસ્તુતઃ લશ્કર સાથે પર્વતના શિખર ઉપર પહોંચવું એ સામાન્ય કાર્ય નથી. તેમાં પણ રત્નભારનો પર્વત એવો તો જટિલ અને ભયંકર હતો કે ગમે તેવું બળવાન લશ્કર પણ લડતાં લડતાં ઉપર સુધી પહોંચી શકે નહિ. રાય સૂર્યહર મનમાં ને મનમાં મોગલસેનાની મૂર્ખતા માટે ઉપહાસ કરવા લાગ્યો; પરંતુ રત્નભારના પર્વત પાસે તેના જેટલોજ અન્ય એક ઉચ્ચ પર્વત હતો. તે દુશ્મનોને કેટલો ઉપયોગી થઇ પડશે તેનો વિચાર રાજપૂત નરેશ કરી શક્યો નહિ; તેથી તેણે એ પાસેના પર્વત ઉપર લશ્કર કે દારૂગોળાની

પાસેથી એવી તો અપૂર્વ કીર્તિ પ્રાપ્ત કરી હતી કે અકબરના જેવી કીર્તિ, તેની જાતિનો અન્ય કોઇ પણ રાજા પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થઇ શક્યો નથી. રાજપૂતાના મોગલસામ્રાજ્યમાં મળી ગયું, તે ઘણેખરે અંશે સમ્રાટના સદ્‌ગુણોનેજ આભારી છે. રાજપૂતો પરાધીનતાની જે બેડીને લોહશૃંખલા માનતા હતા, તેજ બેડીને સ્વર્ણમંડિત પણ બનાવી શકાય છે, એમ અકબરે પોતાના વર્તનથી સિદ્ધ કરી આપ્યું હતું."

વ્હીલર સાહેબે લખ્યું છે કેઃ–"રાજસ્થાનના અન્ય અન્ય નૃપતિઓ ઉપર ચિતોડના મહારાણાની જે સત્તા હતી, તે સત્તાજ માત્ર અકબરે પડાવી લીધી હતી. સમ્રાટ અકબરે ચિતોડના રાજ્યમાં વિશેષ પગપેસારો કર્યો નહોતો. સમ્રાટે ચિતોડના મહારાણાને તથા તેમના સૈન્યને પોતાના (સામ્રાજ્યના) કર્તવ્યમાં જોડ્યું હતું અને તેમને અમુક પગાર ઉપરાંત અમીરનું પદ પણ પ્રદાન કર્યું હતું."

ચિતોડના કિલ્લા ઉપર વિજય મેળવવો, એ એક અસાધારણ અને અતિ ઉજ્જવળ કીર્તિ ઇતિહાસમાં પ્રાપ્ત કરવા સમાન છે, એમ અકબર સારી પેઠે સમજતો હતો. ચિતોડ ઉપર જો વિજય મેળવી શકાય તો પોતાનું નામ વીર નરોમાં અગ્રગણ્ય લેખાય, એમ પણ તે માનતો હતો. આટલું છતાં તેણે ચિતોડ ખાતે મહારાણા કુંભના સુપ્રસિદ્ધ વિજયસ્તંભ પાસે પોતાનો કીર્તિસ્તંભ સ્થાપિત કરાવ્યો નહિ, અથવા પોતાનું આત્મગૌરવ પ્રદર્શિત કરવા દિલ્હી કે આગ્રા ખાતે પણ વિજયસ્તંભની સ્થાપના કરી નહિ. ચિતોડના પર્વતની પાસે યુદ્ધ સમયે સમ્રાટ અકબરની છાવણીમાં એક મોટો સ્તંભ દીપકના આધાર માટે ખડો કરવામાં આવ્યો હતો. આ સ્તંભને દીવાદાંડીનું નામ આપીએ તોપણ બહુ વાંધા જેવું નથી. ઉક્ત સ્તંભ શ્વેત પથ્થરનો, કોઇ પણ પ્રકારની શોભાવિનાનો તથા પાંત્રીશ ફીટ જેટલો ઉંચાઇમાં છે. તેના ઉપર રાત્રિના સમયે એક દીપક મૂકવામાં આવતો અને તે દીપકના પ્રકાશવડે સૈનિકો પોતપોતાનો માર્ગ નક્કી કરી શકતા. આ દીપસ્તંભ અત્યારે પણ જોઈ શકાય છે. જયસ્તંભને બદલે નિરભિમાની અકબર પોતાની પાછળ અજાણતાં દીપસ્તંભ મૂકી ગયો છે! સ્તંભ ઉપર જે દીપક હતો, તે નાશ પામ્યો છે. રાજપૂતાનાના ખેડુતો એ સ્તંભને "અકબરકા દીયા" અર્થાત્ અકબરનો દીવો એવા નામથી હજી પણ ઓળખાવે છે. વિશાળ જંગલમાં અકબરના વિજયને સૂચવનારો એ સ્તંભ વર્તમાનકાળે પણ અડગભાવે ઉભો રહ્યો છે.

અકબરની નિરભિમાનતા આપણે જોઇ. તે સાથે તે પોતાના શત્રુઓપ્રત્યે કેટલું માન ધરાવતો તેનું નિરીક્ષણ કરશું તો તે અસ્થાને નહિ લેખાય. મહાવીર જયમલે તથા પૂત્તે ચિતોડના ઘેરા સમયે જે વીરત્વ દર્શાવ્યું હતું, તે વીરત્વ પ્રત્યે પોતે સંપૂર્ણ માનની લાગણીથી જુએ છે, એમ દર્શાવવા અકબરે ઉક્ત ઉભય

પવિત્ર નામનું આજે પણ યશોગાન ગવાય છે. પ્રત્યેક ગૃહે તેમના ગૌરવની સ્તુતિ થાય છે. સમગ્ર ભારતની વિવિધ ભાષાઓ પણ એ મહાવીરોની કીર્તિગાથા સન્માનપૂર્વક સાચવી રહી છે. આ ક્ષણભંગુર મનુષ્ય-જીવનમાં એથી અધિક સૌભાગ્યનો વિષય અન્ય શું હોઇ શકે ?

---

# दशम अध्याय-गुजरात अने मिर्जा आजीज कोका

ચીની પરિવ્રાજક હુએનસંગ ઇ૦ સ૦ ના સાતમા સૈકામાં ગુજરાતની શક્તિ, ઐશ્વર્ય અને ઉન્નતિ જોઇને દિઙ્મૂઢ બની ગયો હતો. ઇ૦ સ૦ ૧૧૯૩ માં મહમદઘોરીએ દિલ્હી ઉપર વિજય મેળવી ભારતવર્ષમાં મુસલમાન સામ્રાજ્ય વિસ્તારવાનો નિશ્ચય કર્યો; ત્યાર પછી દોઢસોથી અધિક વર્ષપર્યંત ગુજરાત દેશ પરમ સન્માનપૂર્વક હિંદુશક્તિ અને હિંદુગૌરવની રક્ષા કરી શક્યો હતો. ગુજરાતની નજીકમાંજ મુસલમાનો જ્યારે ધીરે ધીરે ભારતવર્ષને ગળી જવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, ત્યારે ગુજરાતનો હિંદુ રાજા, પાસેના હિંદુરાજા સાથે મળી જઇ શક્તિવાન બનવાને બદલે માળવાના હિંદુરાજ્ય સાથે સંગ્રામ કરવા તત્પર થયો. એના પરિણામે ગુજરાત શક્તિહીન બની જતાં મુસલમાનોએ અનાયાસે પોતાની સત્તા બેસાડી દીધી. (ઇ૦ સ૦ ૧૨૯૭) ગુજરાતની દુર્દશાનો હવે યથાર્થ આરંભ થયો. એક સમયે હુમાયુએ ગુજરાતના પઠાણ રાજાને હરાવી ગુજરાત ઉપર પોતાનો અધિકાર ફેલાવ્યો હતો; પણ પુનઃ પઠાણ રાજાઓએ તે પડાવી લઇ પોતાને આધીન કર્યો હતો. ત્યાર બાદ તેઓ પરસ્પરમાં આત્મકલહ કરવા લાગ્યા. અમે જે સમયનું વર્ણન કરવા માગીએ છીએ તે સમયે ગુજરાતમાં અરાજકતાનો પ્રવાહ પ્રબળપણે વહી રહ્યો હતો. ફિરિસ્તા લખે છે કેઃ-" એ સમયે ગુજરાતમાં માત્ર એકજ એવો રાજા હતો કે જેને રાજકર્તા તરીકે આપણે માન આપી શકીએ. તેનું નામ મુજફ્ફર ત્રીજો હતું. તેના નોકરો બહુ જુલમી અને ક્રૂર હતાં. સતત આત્મકલેશ અને યુદ્ધને લીધે ગુજરાતની પ્રજા ઘોર દુઃખ સહન કરી રહી હતી. ગુજરાતીઓ માત્ર અકબર તરફ આશાની દૃષ્ટિથી નિહાળતા બેસી રહ્યા હતા. જુલમી નોકરો વીંછીની માફક સ્વદેશનું ઉદર ફોલી રહ્યા હતા. ( ભક્ષણ કરી રહ્યા હતા)" સુજ્ઞ અને વિચારશીલ મનુષ્યો આ વાત બહુ સારી રીતે સમજે છે કે ગમે તેવા પ્રબળ સામ્રાજ્યમાં પણ જ્યારે માંહોમાંહે કલહ ચાલે છે અને સાધારણ જનસમાજ ઉપરાઉપરિ બળવાઓ જગાડે છે, ત્યારે તે સામ્રાજ્યનું પતન થયા વિના રહેતું નથી; કોઈ એક અન્ય પ્રબળ વ્યક્તિ તેમના ઉપર અધિકાર મેળવી, તેમને પોતાની અધીનતામાં લઇ લે છે.-ગુજરાતના

રાજાઓની એવીજ અવસ્થા થઇ હતી.

રાજા તૃતીય મુજફ્ફરના સર્વપ્રધાન અમાત્યતરીકે એતમાદખાં રાજ્યની સઘળી વ્યવસ્થા કરતો હતો. તે પ્રથમ હિંદુ હતો; પણ પાછળથી તેણે મુસલમાન ધર્મ સ્વીકાર્યો હતો. તે એક શક્તિવાન અને સુયોગ્ય અમાત્ય હતો. તેણે ગુજરાતની અરાજકતા અને આત્મદ્રોહને દાબી દેવાના અનેક પ્રયત્નો કર્યા પણ જ્યારે તેમાં તે ફતેહમંદ ન થયો ત્યારે તેણે ગુજરાત પ્રદેશ ઉપર અધિકાર મેળવવા સારૂ અકબરને આવાહન કર્યું. પિતાએ એકવાર જે પ્રદેશ અધિકૃત કર્યો હતો, તે પ્રદેશને પોતાના તાબામાં લઇ, મોગલ સામ્રાજ્યમાં મેળવી દેવાની તક અકબરને મળતાં તે રાજી થયો. ઇ૦ સ૦ ૧૫૭૨ ના સપ્ટેમ્બર માસમાં સમ્રાટે સૈન્યસહિત ફતેહપુર–સીક્રીથી પ્રયાણ કરી અજમેરમાં મઇનુદ્દીન ચિસ્તીના સમાધિમંદિરની યાત્રા કરી આગળ પ્રયાણ કર્યું. આગ્રાથી ગુજરાતપર્યંતના માર્ગમાં શત્રુનું સૈન્ય એકત્ર ન થઈ શકે અને રાજધાનીમાંથી યોગ્ય સમયે લશ્કર વગેરેની તત્કાળ મદદ આવી શકે એટલા માટે સમ્રાટ, માર્ગમાંજ બહેરામખાં અને રાયસિંહની સરદારી નીચે એક હજાર ઘોડેસ્વારનું સૈન્ય રાખી, પોતે આગળ ચાલ્યો. સહેજ દૂર ગયા પછી સમ્રાટને ત્યાં બીજા એક પુત્રનો જન્મ થયો છે, એવા આનંદજનક સમાચાર તેને મળ્યા. આ પુત્ર કુમાર દાનીઅલના નામથી ઇતિહાસમાં જાણીતો થયો છે. સમ્રાટે ગુજરાતની ભૂમિ ઉપર પગ મૂક્યો કે તરતજ તેને બીજા એવા સમાચાર મળ્યા કે ગુજરાતનો રાજા ત્યાંથી નાસી ગયો છે. આથી અકબરે તે રાજાને શોધી કાઢવા ચોતરફ પોતાનાં માણસો રવાના કર્યાં. તપાસ કરતાં એક ધાન્યના ક્ષેત્રની નજીક ઉક્ત રાજાનું છત્ર તથા એવુંજ બીજું રાજકીય ચિન્હ (ચંદ્રાતપ) અકબરના એક સૈનિકને મળી આવ્યું. વધારે તપાસ ચલાવતાં રાજાનો પણ તેટલામાંજ પત્તો લાગી ગયો. સમ્રાટે તેને, બહુ આદર–સત્કારપૂર્વક પોતાની પાસે બોલાવ્યો અને તેણે પણ પોતાની રાજી–ખુશીથી પોતાનું રાજ્ય સમ્રાટના હસ્તમાં સમર્પણ કર્યું. અકબરે તેને ભરણ–પોષણ અર્થે પુષ્કળ ધન–સંપત્તિ આપી, એટલુંજ નહિ પણ પોતાના રાજદરબારમાં એક ઉમરાવતરીકે તેની નિમણુક કરી. ત્યારબાદ તે રાજા આગ્રા ખાતે રહેવા લાગ્યો.

હવે સમ્રાટ અકબર ગુજરાતનો અધીશ્વર થયો. એતમાદખાં સમ્રાટને મળવા માટે આવે છે, એમ સાંભળી સમ્રાટે તેના પ્રત્યે સન્માન દર્શાવવા પોતાના કેટલાક પ્રધાનઅમાત્યો તેની સામે મોકલ્યા. તેઓ રસ્તામાંજ એતમાદખાંને મળ્યા અને તેને બહુજ માનપૂર્વક સમ્રાટની છાવણી પાસે લઇ ગયા. સમ્રાટ પોતે પણ છાવણીના તંબુમાંથી બહાર આવ્યો અને નવો અતિથિ કે જે હજી હાથી ઉપર બેઠો હતો, તેને આવકાર આપ્યો. આવી રીતે ગુજરાતના અનેક સમાનનીય માણસો સમ્રાટ પાસે હાજર થઇ તેની તાબેદારીનો સ્વીકાર કરવા લાગ્યા. એ

સર્વની સાથે સ્નેહ અને સરળભાવે વાર્તાલાપ કરી, સમ્રાટે તેમને પોતાના મિત્રો બનાવ્યા. વસ્તુતઃ એકવાર સમ્રાટની સાથે વાર્તાલાપ કરનાર તેજ ક્ષણે તેની સાથે મિત્રતાની પવિત્ર ગ્રંથિથી જોડાયા વિના રહેતો નહિ, એ વાત અમે પૂર્વે કહી ચૂકયા છીએ. અકબર પણ નિષ્કપટભાવે તેમનો સત્કાર કરતો. તેનો ઉદ્દેશ પ્રજાકીય ભાવ તૈયાર કરવાનો હતો. પ્રજામાં માંહોમાંહિના ભેદ પડાવીને સામ્રાજ્યને સુદૃઢ કરવું, એવી ભાવના તેના અંતઃકરણમાં લેશમાત્ર પણ નહોતી. વૈરનું શમન પ્રીતિદ્વારાજ થઈ શકે છે, એ રહસ્ય તે બહુ સારી રીતે સમજતો હતો; અને એટલાજ માટે તે સર્વની સાથે સદ્વ્યવહાર ચલાવતી વેળા, પોતે ભારતવર્ષનો એક પ્રબળ પ્રતાપી સમ્રાટ છે, એવો અહંકારી ભાવ વિસરી જતો હતો. તે નિરભિમાનપણે ગમે તેવા ક્ષુદ્ર માણસને પણ હાસ્યવદને આવકાર આપતો અને ખુલ્લા દિલથી તેની સાથે વાર્તાલાપ કરી પ્રેક્ષકને મુગ્ધ કરતો. મનુષ્યને વશીભૂત કરવાનો વશીકરણમંત્ર તે જાણતો હતો, એમ કહીએ તોપણ અયોગ્ય નથી.

ત્યાર બાદ સમ્રાટે ગુજરાતની રાજધાની અમદાવાદમાં પ્રવેશ કર્યો. આગળથીજ અકબરની કીર્તિ સમસ્ત ભારતવર્ષમાં પ્રસરી ચૂકેલી હતી, જેથી તે અમદાવાદમાં આવ્યો કે તરતજ શહેરીઓનાં ટોળેટોળાં તેના દર્શનાર્થે આવવા લાગ્યાં; અને અરાજકતામાંથી તથા અત્યાચારમાંથી પોતાનો ઉદ્ધાર કર્યો, તે માટે તેઓ મુક્તકંઠે આનંદ પ્રદર્શિત કરવા લાગ્યાં.

અકબરે અત્યારપર્યંત સમુદ્રનાં દર્શન કર્યાં નહોતાં. સમુદ્રદર્શનની ઉત્કંઠા ઉદ્દભવવાથી તેણે ખંભાત નગરી તરફ પ્રયાણ કર્યું. ખંભાતનું સૌંદર્ય અને ઐશ્વર્ય જો કે આજે અંતર્હિત થઇ ગયું છે; તોપણ અમે જે સમયનું આ સ્થળે વર્ણન કરીએ છીએ તે સમયે ખંભાત નગરી એક અત્યંત સમૃદ્ધિશાળી નગરી હતી. ભારતવર્ષનું તે એક પ્રધાનવાણિજ્ય–સ્થાન હતું. અનેક વણિક–વેપારીઓ ઇરાન દેશ, દમાસ્કસ તથા એશીઆ માઇનોર આદિ દૂર દેશોમાંથી આ સ્થળે સમુદ્રમાર્ગે આવતા. અસંખ્ય નાનાં–મોટાં વહાણો સમુદ્રની શોભામાં વૃદ્ધિ કરતાં આ સ્થળે દૃષ્ટિગોચર થતાં હતાં. સમ્રાટે એક વહાણમાં બેસી સમુદ્રમાં થોડે દૂર સુધી મુસાફરી કરી અને પોતાનો સંપૂર્ણ આનંદ અમાત્યો પાસે પ્રદર્શિત કર્યો. યૂરોપનાં વહાણો કે જે. તે સમયે ત્યાં હાજર હતાં તેનું સમ્રાટે નિરીક્ષણ કર્યું અને તેવાંજ વહાણો હિંદુસ્તાનમાં તૈયાર કરાવવાનો સંકલ્પ કર્યો. યૂરોપીય જહાજો સાથે ભારતીય જહાજો સ્પર્ધા કરી શકે, એટલુંજ નહિ પણ વાણિજ્ય–વ્યાપારમાં હિંદ આગળ વધે તેવી વ્યવસ્થા કરવાનો સમ્રાટે દૃઢ સંકલ્પ કર્યો.

હજી સમસ્ત ગુજરાતમાં સંપૂર્ણ શાંતિ સ્થાપિત થઇ નહોતી. પઠાણવંશના મિર્ઝાઓ ગુજરાતનો અમુક પ્રદેશ તાબે રાખી અકબરની સામે પ્રસંગોપાત શત્રુતા–

દર્શાવતા હતા. સમ્રાટ અકબર રાજા ભગવાનદાસ અને રાજા માનસિંહની સાથે બે હજાર સૈનિકોને લઈ મિર્ઝાઓને દાબી દેવા બહાર પડયો. અકબરે એટલી બધી ઝડપથી આગળ ચાલવા માંડયું કે સૈનિકોનો મોટો ભાગ તેની સાથે ચાલી ચકવાને સમર્થ થઇ શકયો નહિ. સમ્રાટ ગણ્યા–ગાંઠયા સૈનિકોની સાથે તાપી નદીના કિનારે પહોંચ્યો, ત્યારે એક બ્રાહ્મણ વટેમાર્ગુએ તેને એવા સમાચાર આપ્યા કેઃ–"મિર્ઝાઓ મહાન સૈન્ય સાથે, નદીના સામેના કિનારા ઉપર નગરીમાં એકત્ર થયા છે." તે સમયે સમ્રાટની પાસે માત્ર ૪૦ ઘોડેસ્વારોનીજ સૈન્યસંખ્યા હતી; કારણ કે અકબરની ઉતાવળને લીધે સૈનિકોનો મોટો ભાગ પાછળ રહી ગયો હતો. હવે વિલંબ કરવો વ્યાજબી નથી એમ ધારી થોડી ક્ષણોપર્યંત નવા લશ્કરની રાહ જોઇ; પરંતુ તેટલા સમયદરમિયાન સઘળું લશ્કર આવી શકયું નહિ. છેવટે નવા આવેલા ૬૦ સૈનિકોને પોતાના જૂના લશ્કરમાં મેળવી દઇ સમ્રાટે આગળ ગતિ કરવા માંડી. રાત્રિ પડી ચૂકી હતી. રાજા માનસિંહે યુદ્ધસમયે આ નાનકડી મોગલસેના આગળ પોતાને સર્વથી પ્રથમ ઉભા રહેવા દેવાની અનુમતિ માગી. સમ્રાટે માનસિંહની પ્રાર્થનાનો ઉત્તર આપતાં જણાવ્યું કેઃ–"આજે આપણી પાસે એટલી બધી સેના નથી કે આપણે તેના અમુક ભાગ પાડી કાર્યની વહેંચણી કરી શકીએ. આજે તો આપણને સર્વને સાથે રહીને જીવજાનપૂર્વક યુદ્ધ કરવું પડશે." માનસિંહે અત્યંત માનપૂર્વક કહ્યું કેઃ–"સમ્રાટ પ્રત્યે અનુરાગ દર્શાવવા, મને જો બે પગલાં આગળ ચાલવાની આજ્ઞા આપવામાં આવશે તો હું આપનો ઉપકાર માનીશ." સમ્રાટે મંદ હાસ્યપૂર્વક માનસિંહની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. ત્યારબાદ તેઓ સૈન્યસહિત નદીને સામે કિનારે પહોંચી, નગરીની અંદર થઇને બહાર નીકળી ગયા. ત્યાં આગળ વિશાળ મેદાનમાં શત્રુનું સૈન્ય યુદ્ધની રાહ જોતુંજ ઉભું હતું. સમ્રાટનું સૈન્યદળ તે સમયે માત્ર ૧૦૦ સૈનિકોનુંજ હતું. કોઇ કોઈ ઐતિહાસિક ૧૫૬ સૈનિકો હોવાનું પણ જણાવે છે. શત્રુનું સૈન્ય એક હજારનું હતું; પરંતુ સંખ્યાની વિશેષતા જોઇ અકબર જેવો પ્રબળ સમ્રાટ પાછો હઠે તેમ નહોતું. તેણે પોતાના અશ્વને સખ્ત એડી મારી અને તેને સંપૂર્ણ ઉત્તેજિત કરી એક મુહૂર્તમાં શત્રુની મધ્યમાં તૂટી પડયો. તીક્ષ્ણ તલવારના પ્રબળ આઘાતોવડે શત્રુનું સૈન્ય કપાવા લાગ્યું. અકબરનું સાહસ જોઇને શત્રુઓ તો થોડીવાર વિસ્મિત અને ભયભીતજ બની ગયા. નાની સરખી મોગલસેના પણ અકબરનું ઉજ્જવળ દૃષ્ટાંત નિરખી, ભયંકર પરાક્રમ દર્શાવતી શત્રુસૈન્ય ઉપર ધસી ગઈ. પ્રત્યેક સૈનિક અમાનુષિક વીરત્વ દર્શાવવા લાગ્યો. પ્રત્યેક સૈનિક પ્રાણની પરવાર કર્યા વિના યુદ્ધમાં ઘુમવા લાગ્યો; પરંતુ શત્રુસેના પરાજિત થઇ નહિ. સમ્રાટ પાસે વિશેષ સૈન્ય નથી; એમ ધારી શત્રુપક્ષ પણ સાહસપૂર્વક યુદ્ધ કરી રહ્યો હતો. એક હજાર સૈનિકો પાસે સો સૈનિકોની

ગણી–ગાંઠી સંખ્યા ક્યાંસુધી ટક્કર લઇ શકે? મોગલ સંખ્યા જોતજોતામાં ઘટી ગઇ. અકબરે આ પ્રસંગે એક અદ્‌ભુત સમયસૂચકતા વાપરી. તેણે પોતાની આસપાસ દૃષ્ટિ ફેરવી તો થોડે દૂર એક સાંકડો માર્ગ નજરે પડયો. આ માર્ગની બન્ને બાજુએ ૬ કંટકવન આવેલું હતું. આ કંટકવન પસાર કરવાને આ સાંકડા માર્ગ સિવાય અન્ય એક પણ માર્ગ નહોતો. આ માર્ગ પોતાને કેટલો ઉપયોગી થઇ પડશે તેની અકબરે કલ્પના કરી અને તરતજ ત્યાં જઇને માર્ગ રોકીને ઉભો રહ્યો. તેની એક તરફ રાજા ભગવાનદાસ અને બીજી તરફ રાજા માનસિંહ ઉભા હતા. ત્રણે જણ અશ્વ ઉપર આરૂઢ હતા. આ માર્ગ એટલો સાંકડો હતો કે તેમાં થઇને ત્રણથી અધિક ઘોડેસ્વારો એકીસાથે પસાર થઈ શકે નહિ. શત્રુની સૈન્યસંખ્યા લગભગ નિરુપયોગી થઇ પડી; કારણકે ત્રણથી અધિક સૈનિકો એ માર્ગમાં થઇને પસાર થઈ શકે તેમ નહોતું. છેવટે શત્રુનુ સૈન્ય ઉક્ત માર્ગનો મુખભાગ રોકીને ઉભું રહ્યું અને તેમાંથી અતિ સાહસિક તથા અતિ બળવાન ત્રણ અશ્વારોહીઓએ આગળ ધસી સમ્રાટનો સંહાર કરવાની હિલચાલ કરી. ત્રણ સ્વારોને પોતાની સામે ધસી આવતા જોઈ, પ્રથમ રાજા ભગવાનદાસે પોતાના ભાલાવતી એકને તો દૂરથીજ વિંધી નાખ્યો. તે અશ્વ ઉપરથી મૂર્છા ખાઇને નીચે પડયો. ત્યારબાદ સમ્રાટે અને માનસિંહે પેલા બે જણાઓને એક મુહૂર્તમાત્રમાં જખમી કરી નસાડી મૂક્યા. પછી આત્મરક્ષા કરવાની પદ્ધતિનો ત્યાગ કરી તેઓ ત્રણે જણ બહાર આવ્યા અને સંપૂર્ણ વીરત્વપૂર્વક શત્રુના સૈન્ય ઉપર હુમલો લઈ ગયા. સમ્રાટની આત્મરક્ષણ પદ્ધતિનું તથા હુમલો લઈ જવાની કુશળતાનું દર્શન કરી મિર્ઝાઓ અતિ આશ્ચર્ય પામ્યા. અકબરે જેવો એક તરફથી હુમલો કર્યો કે તરતજ થોડીવારમાં નવા લશ્કરની મદદ આવી પહોંચી. શત્રુનું સૈન્ય અકબરની સામે લડી રહ્યુ હતું તેટલામાં સમ્રાટના વધારાના સૈન્યે આની શત્રુસંખ્યાને ઘેરી લીધી. હવે કોની તાકાત છે કે સમ્રાટના વેગને અટકાવી શકે? મિર્ઝાઓનું મોટા ભાગનું લશ્કર મોગલોના હાથથી હણાયું. થોડું ઘણું જે બાકી રહ્યું તે રણક્ષેત્રમાંથી નાસી ગયું. સમ્રાટની પાસે સૈનિકોની પૂરતી સંખ્યા નહોતી, તેથી તેમનો પીછો પકડવાનું તેમણે યોગ્ય ધાર્યું નહિ. આ યુદ્ધ "શરનલ" નું યુદ્ધ એવા નામથી ઇતિહાસમાં પ્રસિદ્ધ થયું છે.

સમ્રાટે પોતાના સાહસિક અનુચરોને પુષ્કળ ઇનામ આપ્યું. રાજા ભગવાનદાસને મહા સન્માનસૂચક પતાકા અને ડંકા પ્રાપ્ત થયાં. અત્યાર પૂર્વે અતિ ઉત્તમ કુળના મુસલમાન સિવાય કોઇ પણ હિંદુને આવું સન્માન મળ્યું નહોતું. વસ્તુતઃ અકબરની પાસે હિંદુ કે મુસલમાન એવો ભેદ નહોતો. તે માત્ર ગુણોનોજ પૂજારી હતો. એક મનુષ્યના ગુણોનો અનુભવ કર્યા પછી તે ગમે તે જાતિનો કે ગમે તે ધર્મનો હોય તોપણ તેની કદર કરવામાં તે સંકોચ કરતો નહિ.

ત્યારબાદ સમ્રાટે સુરત ઉપર ઘેરો ઘાલ્યો; કારણ કે તે સમયે સુરત વિદ્રોહીઓનું એક પ્રધાન સ્થાન થઈ પડયું હતું. અકબર સુરત ઉપર સ્વારી લઈ ગયો, તે પૂર્વે યૂરોપીય જાતિઓ ભારતવાસીઓને પજવવાનો આરંભ કરી ચૂકી હતી. નિઝામુદ્દિન અહમદે લખ્યું છે કેઃ–" યૂરોપવાસીઓ મુસલમાન પ્રજાને અનેક પ્રકારે હાનિ પહોંચાડતા હતા. તેમના જુલમમાંથી મુક્ત થવા સુરતની આસપાસ એક મોટો કિલ્લો તૈયાર કરાવવામાં આવ્યો. કિલ્લો તૈયાર થશે તો પોતાની એક પણ યુક્તિ નહિ ફાવે એમ ધારી યૂરોપીય જાતિએ મોટાં જહાજો મારફતે કિલ્લાના કામમાં વિઘ્ન નાખવાનો આરંભ કર્યો. છતાં યૂરોપીય પ્રજા તેમાં સફળ થઇ શકી નહિ અને તેમની મુશ્કેલીઓની વચ્ચે કિલ્લો તૈયાર થઇ ગયો. " આ કિલ્લાના બે બાજુએ નદી અને બાકીની બે બાજુએ એક મોટી ખાઇ આવેલી છે. તે ખાઇ ૪૦ હાથ ઉંડી અને બહુ ગંભીર દશ્યવાળી છે. નદીના જળથી તે સર્વદા પરિપૂર્ણ રહે છે. ખાઇ ઓળંગ્યા પછી, ઉપરાઉપરિ બે મજબૂત દિવાલો પસાર કર્યા પછીજ દુર્ગમાં આવી શકાય, એવી વ્યવસ્થા કરવામાં આવી છે. કિલ્લાની દિવાલ ૧૦ હાથ જાડી અને ૪૦ હાથ ઉંચી છે: તે ઇંટ તથા પથરાઓવતી ચણવામાં આવી છે અને ખાસ ખુબી તો એ છે કે પ્રત્યેક પથ્થર બીજા પથ્થરની સાથે એક લોખંડની સાંકળવડે જોડાયેલો છે. સુરત શહેર એક વેળા યૂરોપવાસી વ્યાપારીઓનું મુખ્ય વાણિજ્યસ્થાન હતું. ત્યાં અનેક યૂરોપવાસીઓ વસવાટ કરતા હતા. સમ્રાટ અકબરે સુરતનો કિલ્લો ઘેરી લીધાના સમાચાર સાંભળી કેટલાક પોર્ટુગીઝો ગોવાથી સુરત આવ્યા. 'અબુલફઝલે લખ્યું છે કેઃ–"ઘણું કરીને તેઓ કિલ્લામાં ઘેરાયલા વિદ્રોહીઓને સહાય કરવા તથા પ્રપંચદ્વારા સુરતનો કિલ્લો તાબે કરી લેવા આવેલા હતા; પણ સમ્રાટ અકબરનું સૈન્યદળ જોઇને તથા તેમની ઘેરો ઘાલવાની પદ્ધતિ જોઇને તેઓ પોતાના તે વિચારોમાં નિરાશ થઇ ગયા; તેથી તેમણે પોતાનો "દૂત" તરીકે પરિચય આપ્યો. તે પોર્ટુગીઝો અનેક પ્રકારની ભેટો લઇને સમ્રાટની પ્રીતિ મેળવવા દરબારમાં આવ્યા." યૂરોપીય પ્રજાની સાથે મળવાનો તથા વાર્તાલાપ કરવાનો સમ્રાટને આ પ્રથમ પ્રસંગ હતો. અકબરે પોર્ટુગીઝોને સારો આવકાર આપ્યો અને યૂરોપના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં કેવી શાસનપદ્ધતિ ચાલે છે, કેવા રીતરિવાજો પ્રવર્તે છે તથા તેમની કેવી અવસ્થા છે તેસંબંધી અનેક વિષયોની ચર્ચા કરી. કોઇ નવો માણસ મળે અને તેની પાસેથી કાંઇ નવું જાણવાનું કે શીખવાનું હોય તો તે શીખી લેવું, એ અકબરનો ખાસ ગુણ હતો. તે નિરંતર જો કે રાજ્યસંબંધી અનેક કર્તવ્યોમાં મશગુલ રહેતો હતો તોપણ પ્રસંગોપાત જ્ઞાનરૂપી મકરંદનો સંચય કરવામાં પણ પ્રમાદ કરતો નહોતો. છેવટે પોર્ટુગીઝોને પણ કેટલાક પ્રીતિ–ઉપહારો અર્પણ કરી પરમ

સહૃદયતાપૂર્વક સમ્રાટે તેમને વિદાયગીરી આપી. સુરતનો ઘેરો એક માસ અને સત્તર દિવસપર્યંત રહ્યો હતો. ત્યારબાદ અકબરે તે કિલ્લો પોતાને સ્વાધીન કર્યો હતો. મિર્ઝા આજીજ કોકાને ગુજરાતના શાસનકર્તાતરીકે નિયુક્ત કરી, તથા શાસન-સંરક્ષણસંબંધે અન્ય વિવિધ વ્યવસ્થાઓ કરી, પુનઃ તે આગ્રા ખાતે પાછો ફર્યો. ગુજરાતનો વિજય કરતાં તથા વહીવટની વ્યવસ્થા કરતાં અકબરને નવ માસ લાગ્યા હતા.

થોડા દિવસ પછી વળી એવા સમાચાર આવ્યા કે વિદ્રોહીઓ વિશેષ બળવાન બન્યા છે અને તેઓ અમદાવાદને ઘેરવાના પ્રયત્નો કરી રહ્યા છે. સમ્રાટે તેજ ક્ષણે રાજા ભગવાનદાસને પુષ્કળ સેના સાથે ગુજરાત તરફ રવાના કર્યા અને કહ્યું કેઃ—" તમે આગળ જાઓ. જો કે મારા હાથમાં અત્યારે કેટલાંક એવાં રાજકામો છે કે હું તત્કાળ મુક્ત થઇ શકું તેમ નથી તોપણ હું તમારા પહેલાં શત્રુની પાસે પહોંચી તેમને દબાવી દઈશ." ત્યારબાદ આવશ્યક કાર્યોની પૂર્ણાહુતિ કરી સમ્રાટે ઉંટ ઉપર સ્વારી કરી ગુજરાત તરફ પ્રયાણ કર્યું. વર્ષાઋતુનો પ્રારંભ થઇ ચૂક્યો છે, અવારનવાર વૃષ્ટિ થયા કરે છે, છતાં સમ્રાટે રાત્રિ-દિવસ આગળ વધવાનું ચાલુ રાખ્યું. પ્રતિદિન ૮૦ માઇલ જેટલો માર્ગ તે ત્વરિતવેગે પસાર કરી જતો. ત્રીજે દિવસે તે અજમેર ખાતે પહોંચ્યો અને ત્યાં મઇનુદ્દીન ચિસ્તીના સમાધિમંદિરની યાત્રા કરી, અશ્વ ઉપર સ્વારી કરી આગળ રવાના થયો. ઐતિહાસિક નિજામુદ્દીન લખે છે કેઃ—" સમ્રાટ વિદ્રોહીઓની છાવણી પાસે પહોંચ્યો ત્યારે વિદ્રોહીઓ નિશ્ચિંત મને પોતપોતાના તંબુમાં સુતા હતા. સુતેલા શત્રુ ઉપર હલ્લો કરવો એ અન્યાય છે, એમ ધારી સમ્રાટે તુરીના નાદથી સમસ્ત ક્ષેત્ર ગર્જાવવાનો આદેશ કર્યો અને શત્રુઓ જ્યારે જાગૃત થયા, એટલુંજ નહિ પણ યુદ્ધસામગ્રીથી સજ્જ થયા ત્યારેજ સમ્રાટે તેમની ઉપર હલ્લો લઇ જવાની આજ્ઞા કરી. " આવી ઉદારતા સત્યાભિમાની યૂરોપ પણ શું કદાપિ દર્શાવી શકે તેમ છે? સમ્રાટનું પરાક્રમ જોઇ શત્રુની મોટી સંખ્યા પરાજય સ્વીકારી નાસી ગઇ. શત્રુપક્ષના કેટલાક સેનાપતિઓ મરાયા અને કેટલાક બન્દિ થયા. મોગલ સેનાએ શત્રુની પાછળ ધસી તેમનો પીછો પકડ્યો. સમ્રાટ અકબરે કેવળ ૨૦૦ સૈનિકોને પોતાની સાથે રાખી પાસેની એક નાની ટેકરી ઉપર વિશ્રામ કર્યો. અમુક ટેકરી ઉપર અકબર વિશ્રામ કરે છે, એમ સાંભળી શત્રુની સેનાનો એક ભાગ ટેકરી પાસે ગયો અને મોગલ સમ્રાટને તથા મોગલ સૈન્યને પોતાના પંજામાં સપડાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. સમ્રાટની સાથેના સૈનિકો, શત્રુસંખ્યા જોઇને ગભરાયા અને ત્યાંથી નાસી જવાની તત્પરતા દર્શાવવા લાગ્યા; પરંતુ સમ્રાટે તેમને ઉત્સાહ આપતાં જણાવ્યું કેઃ—" શું મોગલસેના ભયભીત થઇને નાસી જાય એમ કોઇ કાળે-પણ બને

ખરું ? મોગલસેનાને પલાયન કરતાં નથી આવડતું, એમ શત્રુને દર્શાવી આપો. મારી ખાત્રી છે કે તેમાં આપણો વિજય થયા વિના રહેશે નહિ." એટલામાં રણવાદ્યનો ગંભીર ધ્વનિ થયો. મોગલસેના શત્રુપક્ષનો નાશ સાધવા સજ્જ થઇ અને શ્રેણીબદ્ધભાવે ઉભી રહી. મોગલ સૈન્યની આવી દઢતા પ્રત્યક્ષ નિહાળી વિદ્રોહીઓ આશ્ચર્ય તથા ભય પામ્યા. તેમણે વિચાર કર્યો કે ટેકરીની મધ્યમાં આવું પુષ્કળ સૈન્ય હોવું જોઇએ. સૈનિકોનો અમુક ભાગજ શ્રેણીબદ્ધ થઇને આપણી સામે ઉભો રહ્યો છે, બાકીનું સૈન્ય ટેકરીમાં છુપાઈ રહેલું હશે. આવો વિચાર કરી તેમણે પૂર્વ સંકલ્પનો ત્યાગ કર્યો અને ત્યાંથી નાસી જવાને તૈયાર થયા; પરંતુ સમ્રાટ અકબર તેમને ત્યાંથી સહિસલામત નાસી જવા દે તેમ પણ નહોતું; તેથી તે એક માત્ર પોતાની સાહસિકતા ઉપર આધાર રાખી, પોતાની નાનકડી સૈન્યસંખ્યા સાથે વિપક્ષને યથાયોગ્ય દંડ આપવા તેમની પાછળ દોડયો. શત્રુને થોડે દૂર સુધી હાંકી કહાડી ત્યાંથી સમ્રાટ સ્વસ્થાને પાછો આવ્યો. દુઃખ કે વિપત્તિ સમ્રાટ અકબરને કદાપિ વિચલિત કરી શકી નહોતી; તેમજ સાહસે કદાપિ સમ્રાટનો પરિત્યાગ કર્યો નહોતો. સમયસૂચકતા દર્શાવવામાં પણ સમ્રાટે કદિ વિલંબ કર્યો નહોતો. ત્યારબાદ સમ્રાટે એજ રણક્ષેત્રમાં ઇશ્વરની પાસે કૃતજ્ઞતા દર્શાવી ઇશ્વરની ઉપાસના કરી. ગુજરાતનો બળવો શાંત કરી ૪૩ મે દિવસે સમ્રાટે પુનઃ આગ્રામાં પ્રવેશ કર્યો. સમ્રાટની કાર્યકુશળતા તથા અપરિમેય શ્રમશીલતા જોઈ સર્વને બહુ આશ્ચર્ય થયું.

ઇ૦ સ૦ ૧૫૭૪–૭૫ માં ગુજરાતમાં એક ભયંકર દુકાળ પડયો હતો. દુકાળની સાથે મહામારી આદિ વિવિધ રોગપરંપરા પણ હાહાકાર વર્તાવી રહી હતી. ગુજરાતની પ્રજાનો મોટો ભાગ આત્મરક્ષા અર્થે સ્વદેશમાંથી તે સમયે બહાર નીકળી ગયો હતો. એ દુકાળ માત્ર ૭ મહીનાપર્યંતજ ચાલ્યો હતો. સમ્રાટે દુષ્કાળપીડિત મનુષ્યોને ધન તથા ઔષધ વગેરેની સહાયતા આપવામાં અપરિસીમ ધનનો ભોગ આપવામાં લેશમાત્ર સંકોચ સેવ્યો નહોતો.

મિર્ઝા આઝીઝ કોકાની થોડા દિવસ બાદ બદલી કરવામાં આવી. પુનઃ વિદ્રોહીઓએ સારી તક જોઇ ગુજરાતમાં બળવો ઉઠાવવાની હીલચાલ કરી અને ખંભાતનગરીના કિલ્લા ઉપર ઘેરો ઘાલ્યો. ઉક્ત વિદ્રોહ શાંત કરવા સમ્રાટ અકબરે રાજા ટોડરમલને રવાના કર્યો. રાજા ટોડરમલના આગમનના સમાચાર સાંભળી બળવાખોરો ભય પામીને તથા ઘેરો ઉઠાવી લઇને ત્યાંથી પલાયન કરી ગયા. છેવટે રાજા ટોડરમલની સાહસિકતા અને બુદ્ધિકુશળતાના પરિણામે એકેએક વિદ્રોહી પરાજિત થયો અને ગુજરાતમાં પુનઃ શાંતિની સ્થાપના થઇ.

થોડા દિવસ પછી ગુજરાતનો અધિપતિ તૃતીય મુજફ્ફર કે જેને સમ્રાટે સમાનપૂર્વક આગ્રા ખાતે મોકલી આપ્યો હતો, તે અકસ્માત આગ્રામાંથી નાસી

ગયો અને ગુજરાતમાં આવીને વિદ્રોહીઓ સાથે મળી જઇને પોતાનું ગયેલું રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. સમ્રાટે તેના દમનાર્થે આ વેળા મિર્જા અબ્દુલ રહીમને ગુજરાત તરફ રવાના કર્યો. તેણે અમદાવાદની પાસેજ પરાક્રમપૂર્વક શત્રુઓનો પરાજય કર્યો અને ત્યારબાદ વિજયીવેષે અમદાવાદમાં પ્રવેશ કર્યો. તેણે આ વેળા પણ સર્વ અપરાધીઓને તેમના અપરાધ બદલ ક્ષમા આપી અને સમ્રાટનો ઢંઢેરો જાહેર કર્યો. જે બળવાખોરોએ રાજ્યપ્રત્યે બેવફાઇ દાખવી અનેક મોગલસૈન્યનો નાશ કર્યો હતો અને સામ્રાજ્યને મુશ્કેલીમાં ઉતાર્યું હતું, તેમને પણ સમ્રાટ અકબર ક્ષમા આપે છે, એમ એ ઢંઢેરામાં જણાવવામાં આવ્યું હતું. સમ્રાટની આવી સહૃદયતાવાળી શાસનનીતિ જોઇ ગુજરાતવાસીઓ બહુ આનંદ અને સંતોષ પામ્યા. તેઓ મોગલસામ્રાજ્ય પ્રત્યે પ્રેમ અને ઉપકારની ઉંડી લાગણીથી જોવા લાગ્યા. ગુજરાતે પુનઃ શાંતભાવ ધારણ કર્યો. અબ્દુલ રહીમ જ્યારે આગ્રા ખાતે પાછો ફર્યો ત્યારે સમ્રાટે તેને "ખાનિખાના"-ની ઉપાધિ, પાંચ હજાર સેનાનું સેનાપતિપદ, એક ઉત્કૃષ્ટ અશ્વ, એક મનોહર પોષાક તથા એક કિંમતી હીરારત્નજડિત તલવાર ઉપહારરૂપે અર્પણ કરી. તે સિવાય જે જે સૈનિકોએ ઉકત યુદ્ધપ્રસંગે મહાવીરત્વ દર્શાવ્યું હતું તેમને પણ યથાયોગ્ય ભેટો આપી સંતુષ્ટ કર્યા.

ગુજરાતના શાસનકર્તાતરીકે પુનઃ મિર્જા આજીજ કોકાની નિમણુક કરવામાં આવી. તે તૃતીય મુજફ્ફરને કશી પણ શારીરિક હાનિ કર્યા સિવાય પોતાને તાબે કરવા શક્તિમાન થયો; પણ કમનસીબ મુજફ્ફર પોતાની મેળે આત્મહત્યા કરી સદાને માટે દુઃખમાંથી મુક્ત થયો. મિર્જા આજીજ કોકા બહુજ ડાહ્યો મનુષ્ય હતો. તે પોતાના સદ્‌ગુણબળે એક સામાન્ય સ્થિતિમાંથી આગળ વધ્યો હતો અને સામ્રાજ્યના એક અત્યુજ્જવળ રત્નરૂપે ગણાયો હતો. તે સમ્રાટની એક ધાત્રીનો પુત્ર હતો. સમ્રાટ તેને અંતઃકરણપૂર્વક ચાહતો હતો. તે અનેકવાર સમ્રાટ પ્રત્યે અવજ્ઞા દર્શાવતો હતો પરન્તુ સમ્રાટ અકબર તેનાં એવાં આચરણો માટે બિલકુલ ખેદ કે ક્રોધ દર્શાવતો નહિ. અકબરને કોઇ પૂછતું કેઃ–" તમે મિર્જા આજીજ કોકાની અવજ્ઞા શામાટે સહન કરો છો ?" તો તે ઉત્તરમાં જણાવતો કેઃ–" આજીજ અને મારી વચ્ચે દૂધની જે સરિતા વહે છે તેનું હું ઉલ્લંઘન કરી શકતો નથી." આજીજે બિહાર, ગુજરાત આદિ સ્થાને યુદ્ધક્ષેત્રમાં પોતાનું વીરત્વ દર્શાવી આપ્યું હતું. સમ્રાટે તેને "ખાને આજમ" ની ઉપાધિ પ્રદાન કરી હતી, તથા છેવટે સામ્રાજ્યના સર્વપ્રધાન અમાત્યતરીકેનું પદ પણ અર્પણ કર્યું હતું. તેની એક પુત્રી સાથે પોતાના પુત્ર કુમાર મુરાદનો તથા બીજી એક પુત્રી સાથે પૌત્ર ખુશરૂનો સમ્રાટે વિવાહ કર્યો હતો અને તે નિમિત્તે તેને એક લાખ રૂપિયા આપ્યા હતા. સમ્રાટે પ્રવર્તાવેલા નૂતન ધર્મનો આજીજે

સ્વીકાર કર્યો હતો. ઇતિહાસ એ આઝીજનો ખાસ વિષય હતો. તે સંબંધી તેણે બહુ સારું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તે ઉપરાંત તે બહુ સુંદર કાવ્યો પણ લખી શકતો હતો. તેણે એક હાસ્યોદ્દીપક કાવ્યમાં એવા ભાવાર્થનું લખ્યું છે કેઃ—
" પ્રત્યેક સદ્‌ગૃહસ્થે ચાર સ્ત્રીઓ પરણવી જોઇએ. તેમાં એક સ્ત્રી પર્શીઅન હોવી જોઇએ કે જે મધુર આલાપથી સ્વામીને રીઝવી શકે. બીજી ખોરાસાની હોવી જોઇએ કે જે ઘરનું સઘળું કામકાજ કર્યા કરે. ત્રીજી હિંદુ સ્ત્રી હોવી જોઇએ કે જે સંતાનનું લાલનપાલનજ કર્યા કરે અને ચોથી તુર્કસ્તાની સ્ત્રી હોવી જોઇએ કે જે સ્વામીના હાથનો ખૂબ માર ખાઈ અન્ય સ્ત્રીઓને પણ સાવચેતી આપી શકે."

સમ્રાટના શાસનછત્રતળે ગુજરાતે બહુજ સારી ઉન્નતિ પ્રાપ્ત કરી હતી. સુવિશાળ મોગલસામ્રાજ્યના એક ઉત્કૃષ્ટ અંશતરીકે ગુજરાતની ગણત્રી થતી હતી. ગુજરાતની રાજધાની અમદાવાદ તે કાળે અતિ મનોહર અને સમૃદ્ધિશાળી હતું. તેની ચોતરફ ૨૩ ફીટ ઉંચાઇવાળો એક સુંદર ગઢ હતો. નગરમાં પ્રવેશ કરવા માટે ૧૮ દરવાજા હતા. અમદાવાદની સુંદર જુમામસ્જીદ, સ્વચ્છ સંગેમરમરથી મઢાયલું અને હાથીદાંતની કોતરણીવાળું મુસલમાન ઉપાસનાલય, વિસ્મયોત્પાદક સમસ્ત સમાધિમંદિરો, જૈનોનાં પવિત્ર દેવાલયો, કલ્પનોત્તેજક સૌંદર્યમય પુષ્પોદ્યાન તથા વિશાળ સરોવર આદિ વિવિધ પ્રકારનાં મનોહર અને વિસ્મયજનક કીર્તિચિન્હો અદ્યાપિ પણ વિદ્યમાન છે; અને તે અમદાવાદની પૂર્વસંપત્તિનો તથા પૂર્વના ગૌરવનો પરિચય આપી રહ્યાં છે. અમદાવાદમાં તે કાળે એક અતિ વિસ્તૃત અને મૂલ્યવાન પુસ્તકાલય પણ હતું; પરંતુ સમ્રાટ અકબરે તે પુસ્તકાલય ત્યાંથી ફેરવીને પોતાના પુસ્તકાલય સાથે મેળવી દીધું હતું. અદ્યાપિ એ નગરી વાણિજ્ય-વ્યાપારનું એક મુખ્ય સ્થાન લેખાય છે. અમદાવાદનાં બહુમૂલ્ય જરીયાની વસ્ત્રો તથા વિવિધ શિલ્પચાતુરીવડે શોભતાં ધાતુપાત્રો આજપર્યંત દૂર દેશાવરમાં જાય છે. મરાઠાઓના ઉપદ્રવ સમયે અમદાવાદની સુંદરતા અને સંપત્તિનો ઘણો ખરો નાશ થયો હતો, છતાં આજે તે ભારતની એક અતિ મનોહર નગરીતરીકે સુપ્રસિદ્ધ છે.

તે કાળનો વિવેક-વિનય પણ કાંઇ જુદીજ જાતનો હતો. સમ્રાટે એકવાર ફૈઝીને પોતાના દૂતરૂપે દક્ષિણ પ્રદેશમાં મોકલ્યો હતો. ત્યાંથી તેણે સમ્રાટને જે એક પત્ર લખ્યો હતો તે પત્ર ઉપરથી તે કાળની વિવેક-વિનય-પદ્ધતિનો બહુ સારી રીતે આપણને પરિચય થઇ શકે તેમ છે. પત્રનો સારાંશ આ પ્રમાણે છેઃ—

" સમ્રાટના એક નોકરને શોભે એવી રીતની છાવણી આ સેવકે (અર્થાત્ મેં) સ્થાપિત કરી. છાવણીની મધ્યમાં સમ્રાટનું સિંહાસન સ્થાપવામાં આવ્યું હતું.

સિંહાસન ઉપર સ્વર્ણની ઝીકથી ભરેલી મનોહર શય્યા પાથરવામાં આવી હતી અને સિંહાસનના ઉપરિભાગમાં સુવર્ણખચિત મખમલનો એક ચંદરવો વિસ્તારવામાં આવ્યો હતો. સિંહાસન ઉપર સમ્રાટની તલવાર-પત્ર તથા ઈનામ બદલ વહેંચવાનો પોષાક સ્થાપન કર્યો. સિંહાસનની આસપાસ સર્વે હાથ જોડીને ઉભા રહ્યા. એ સમયે સુવિસ્તૃત ખાંડવ પ્રદેશનો રાજા અલીખાં આવતો હોય એમ જણાયું. તે રાજા આપણી છાવણીથી થોડે દૂર હાથી ઉપરથી નીચે ઉતર્યો અને છાવણી પાસે આવવાની, આ સેવકની ( મારી ) રજા મંગાવી. ત્યારબાદ તે પોતાના નોકરોની સાથે ખુલ્લા પગે ચાલીને અતિ વિનીતભાવે આપણી છાવણીમાં દાખલ થયો. સમ્રાટનું સિંહાસન જેવું તેની દષ્ટિએ પડયું કે તુરતજ તેટલે દૂરથી તે રાજાએ સિંહાસનને નમન કર્યું. તે મારી પાસે આવીને ઉભો રહ્યો અને આ સેવકની રજા લઇ સિંહાસનને પુનઃ ત્રણવાર તેણે નમન કર્યું. પછી આ સેવકે તે રાજાને કિંચત્ પાસે બોલાવીને સમ્રાટનો પત્ર ઉભય હસ્તમાં ધારણ કરીને અતિ શાંતભાવે તેને સુપ્રત કર્યો; અને કહ્યું કેઃ– ઇશ્વરના પ્રતિનિધિસમાન સમ્રાટ અકબરે અત્યંત કરુણાપૂર્વક બે અનુગ્રહ ( કૃપા ) નું આપને દાન કર્યું છે; તેમાંનો એક અનુગ્રહ તે "આ પત્ર." રાજાએ તે પત્ર કરદ્વયની અંજલિમાં ગ્રહણ કર્યો અને પત્રને ત્રણવાર પ્રણામ કરી, પોતાના મસ્તક ઉપર સ્થાપ્યો. એટલું થયા પછી આ સેવકે કહ્યું કેઃ–સમ્રાટનો દ્વિતીય અનુગ્રહ–તે 'આ છે,' એમ કહી સન્માનસૂચક પોષાક તેને અર્પણ કર્યો. પુનઃ તેણે પોષાકને નમન કર્યું; એટલુંજ નહિ પણ પોષાકને ચુંબન કરી, પુનઃ પુનઃ નમન કરવા લાગ્યો. ત્યારબાદ તેણે સમ્રાટની તલવાર કે જે સિંહાસન ઉપર સ્થાપવામાં આવી હતી, તેને નમન કર્યું. જેટલીવાર સમ્રાટનું નામ આ સેવકના મુખમાંથી નીકળ્યું તેટલીવાર તેણે મસ્તક નમાવી નમન કર્યું. આ સેવકે તેને બેસવાની રજા આપી નહોતી, તેથી તેણે પોતેજ અતિ વિનીતભાવે જણાવ્યું કેઃ–"આપ મહાશયના ચરણમાં બેસવાની વાસના અનેક વર્ષો થયાં હું પોષતો આવ્યો છું, જો આપની આજ્ઞા હોય તો હું બેસું.' બાદ આ સેવકે તેને બેસવાની આજ્ઞા આપી, એટલે તે અતિ સન્માનપૂર્વક આ સેવકની સામે બેઠો. તેની સાથે સમ્રાટના એક નોકરે વિશેષ વાર વાર્તાલાપ કરવો, એ સામ્રાજ્યના ગૌરવને ક્ષતિ પહોંચાડવા જેવું છે, એમ ધારી આ સેવકે સભા બરખાસ્ત કરવાની અભિલાષા પ્રકટ કરી. તેણે જણાવ્યું કે' આ સાક્ષાત દર્શનદ્વારા હજી હું તૃપ્ત થયો નથી. સંધ્યાપર્યંત અહીં બેસવાની આજ્ઞા આપો તો મારૂં મન શાંત થાય.' છેવટે આ સેવકે તેને દોઢ કલાક ત્યાં બેસવાની અનુમતિ આપી.સભા બરખાસ્ત કરવાનો સમય થયો અને અત્તર–પાન વહેંચાવા લાગ્યાં એટલે તેણે કહ્યું કેઃ–' ચાલો. આપણે સર્વે સમ્રાટના દીર્ઘાયુ માટે તથા સમૃદ્ધિની ઉન્નતિને માટે પ્રભુની પાસે પ્રાર્થના કરીએ.' પ્રાર્થના થઈ રહી એટલે

સર્વેએ વિદાયગીરી લીધી. જતાં જતાં પણ તે રાજાએ સમ્રાટની લગામને ચુંબન કર્યું અને તે લગામને પોતાના ખભા ઉપર સ્થાપી તેને પ્રણામ કર્યા; અને ત્યારબાદ તે છાવણીની બહાર ગયો. આ સેવકનો એક નોકર તે રાજાના નમનની મનમાં ને મનમાં ગણત્રી કરી રહ્યો હતો, તેણે પાછળથી જણાવ્યું કે લગભગ તેણે પચીસવાર મસ્તક ઝુકાવી સમ્રાટને ઉદ્દેશીને નમન કર્યું હતું."

એક દિવસે એક મુસલમાન મનસુબદાર સમ્રાટની પાસે પોતાની યુદ્ધસંબંધી વિજય-કહાણી વિસ્તારપૂર્વક કહી રહ્યો હતો. તે પોતાની આત્મકથામાં વારંવાર "હું" શબ્દનો પ્રયોગ કરી પોતાના વીરત્વની બડાઈ હાંકતો હતો. સમ્રાટની પાસે તે વેળા "હું" શબ્દનો પ્રયોગ કરવો તે બહુ અપમાનકારક લેખાતું હતું. રાજસભાના સભાસદોને લાગ્યું કે આ મનસુબદારને તેના અવિવેક માટે સમ્રાટ દંડ આપ્યા વિના રહેશે નહિ; એથી એક સુજ્ઞ અમીરે પેલા મનસુબદારને સાવચેત કરવાના આશયથી કહ્યું કે-"તેં વિજય મેળવ્યો છે તેમાં સમ્રાટનું સૌભાગ્યજ મુખ્ય કારણભૂત છે; સમ્રાટનું સૌભાગ્ય જો તને ન અનુસર્યું હોત તો તું કદાપિ વિજય મેળવી શકત નહિ." મનસુબદારે ક્રોધાવેશથી જણાવ્યું કેઃ- "શામાટે તમે અસત્ય બોલો છો ? શું મેં એકલાએ જય પ્રાપ્ત કર્યો છે, એમ તમે માનો છો ? નહિ, એ વિજયમાટે મારા જેવા અનેક પામર મનુષ્યો અભિમાન લઈ શકે તેમ છે." મનસુબદારની આવી નમ્રતા જોઈ સઘળા સભાસદો હસી પડયા. સમ્રાટને પણ બહુ આનંદ થયો. તે મનસુબદાર માત્ર અજ્ઞાનતાને લીધેજ "હું" શબ્દનો પ્રયોગ કરતો હતો, એવી સર્વની ખાત્રી થઈ. સમ્રાટે તેને યોગ્ય પુરસ્કાર આપી સંતુષ્ટ કર્યો.

# एकादश अध्याय-वंगाळ-विहार-उडीसा अन गौड

"જો કે જ્ઞાન પોતેજ પૂર્ણતાનું શિખર ગણાય છે, છતાં તે વર્તનમાં ઉતારવામાં આવતું નથી ત્યાંસુધી તેના મહત્ત્વની છાપ પડતી નથી અને તે અજ્ઞાન કરતાં પણ ખરાબ ગણાય છે." અકબર

બંગાળાનું તે ઐશ્વર્ય કે જે અનેક પ્રવાસીઓને દૂર-દેશાંતરમાંથી આકર્ષણ કરતું હતું તે આજે કયાં ગયું ? બંગાળાની વર્તમાન અવસ્થાનું નિરીક્ષણ કર્યા પછી "આ સ્થળે એકવાર ઐશ્વર્યનું મનોહર ઉદ્યાન હતું" એમ શું કોઈ કહી શકે ? છતાં અમે કહીએ છીએ કે એક કાળે આજ સ્થળે ભારતવાસીઓનું ગૌરવસ્થાન હતું. પ્રિય વાચક ! તમે તપાસ કરો. સંગેમરમરની તે સુંદર-ઉજ્જવળ પ્રતિમાઓ કે જે વિસ્મૃતિના પડદામાં અદસ્યપણે ભગ્નાવસ્થામાં આડીઅવળી

પડી રહી છે, તે તમે પણ જોઈ શકશો અને તે ઉપરથી એક કાળે બંગપ્રદેશ શોભામય, સંપત્તિમય હતો, એ વાતની તમે પણ ખાત્રી કરી શકશો.

કુરુક્ષેત્રમાં કૌરવો અને પાંડવો વચ્ચે જે મહા ભયંકર યુદ્ધ થયું હતું, તેના શુભાશુભ પરિણામ સાથે દૂર વસતા બંગવાસીઓને કોઈ પણ પ્રકારનો સંબંધ ન હોવા છતાં, એકમાત્ર બાહુબળની પરીક્ષા આપવા કિંવા બંગવાસીઓ પણ બાહુબળ ધરાવતા હતા, એમ ઇતિહાસમાં પ્રસિદ્ધ કરવા, તેઓએ ઉક્ત ભયંકર યુદ્ધમાં ભાગ લીધો હતો. બંગાળી પ્રજા પોતાના શત્રુને સમુચિત દંડ આપવા કાશ્મીરપર્યંત દોડી ગઈ હતી. બંગાળનો રાજકુમાર વિજયસિંહ ઈ૦ સ૦ પૂર્વે છઠ્ઠા સૈકામાં બંગાળાના એક વહાણમાં બેસી લંકાપર્યંત ગયો હતો અને લંકા ઉપર વિજય મેળવી ત્યાં બંગાળી રાજવંશની પ્રતિષ્ઠા કરી હતી. રાજકુમારના નામ ઉપરથી લંકાએ સિંહલ નામ ધારણ કર્યું હતું. કોઈ કોઈ એવું અનુમાન પણ કરે છે કે બાલી અને જાવાના ટાપુઓમાં પણ બંગાળીઓની વિજયપતાકા ફરકી હતી. હંટર સાહેબે લખ્યું છે કેઃ–" બંગાળીઓ બૌદ્ધયુગમાં પૂર્વ અને પશ્ચિમ તરફ પોતાનાં જહાજો મોકલતા હતા. ભારત મહાસાગરની મધ્યમાં આવેલા સમસ્ત ટાપુઓમાં તેમણે ઉપનિવેશની સ્થાપના કરી હતી. મહાકવિ કાલિદાસના સમયમાં પણ બંગાળી પ્રજા નૌકાયુદ્ધસંબંધે સુપ્રસિદ્ધ હતી. બંગાળીઓની નૌકાઓ અતિ પ્રાચીન સમયમાં પણ મહાસાગર ઉપર વિચરણ કરતી હતી."

ઈ૦ સ૦ ના સાતમા સૈકામાં ચીનનો પરિવ્રાજક હુએનસંગ બંગાળામાં મુસાફરી કરી આ પ્રમાણે લખી ગયો છેઃ–" બંગાળ પ્રદેશ કેટલાંક સ્વાધીન રાજ્યોમાં વહેંચાઈ ગયો છે. ઉત્તર બંગાળનું રાજ્ય અનેક જળાશયો, પુષ્પયુક્ત ઉદ્યાનો અને મનોહર પ્રાસાદોવડે સુશોભિત છે. પશ્ચિમ બંગાળ–રાજ્યના રહેવાસીઓ બહુજ સરળ, સાધુ પ્રકૃતિવાળા તથા જ્ઞાનની તૃષાવાળા છે. દક્ષિણ બંગાળ–રાજ્ય અથવા તમોલુક રાજ્ય સમુદ્રપર્યંત વિસ્તરેલું છે. તેની રાજધાની સમુદ્રના કિનારા ઉપરજ છે. ત્યાંના નિવાસીઓ બહુ ધનવાન છે. આ સ્થળે બહુમૂલ્ય દ્રવ્યસામગ્રી તથા મણિમુક્તાઓનો સંગ્રહ કરવામાં આવે છે. પૂર્વ બંગાળ–રાજ્યના રહેવાસીઓ બળવાન, જ્ઞાનપિપાસુ તથા શ્રમશીલ છે. કામરૂપ રાજ્ય પણ બહુ વિસ્તારવાળું છે. આસામ, મણિપુર, કાછાડ, મયમનસિંહ અને શ્રીહટ્ટ ઇત્યાદિ પ્રદેશો કામરૂપ–રાજ્યની અંતર્ગત છે. સલિલ નામની નદીદ્વારા અને ઉચ્ચ જળાશયોમાંથી નહેરદ્વારા નગરીમાં પાણી લાવવામાં આવે છે. અહીંના નિવાસીઓ પણ સરળ અને સાધુ પ્રકૃતિના છે. આ દેશમાં એક બ્રાહ્મણ રાજા રાજ્ય કરે છે."

ઈ૦ સ૦ ના નવમા સૈકાથી લઈને તે અગીઆરમા સૈકાપર્યંત બંગાળામાં બૌદ્ધધર્માવલંબી પાલવંશે રાજ્ય કર્યું હતું. તે સમયે બંગાળ પ્રદેશ ઉન્નતિના

શિખરે પહોંચ્યો હતો. રાજા દેવપાળના સમયમાં બંગાળીઓ દિગ્વિજય અર્થે બહાર પડયા હતા અને તેમણે કામરૂપ તથા ઉડીસાનો વિજય કર્યો હતો. હિમાલયથી લઇને વિંધ્યાચળપર્યંત સમસ્ત આર્યાવર્ત ઉપર વિજય-પતાકા ફરકાવી હતી; એટલુંજ નહિ પણ તેઓએ યુદ્ધાર્થે કાંબોજ દેશમાં પણ પ્રવેશ કર્યો હતો. આ કાંબોજનો પ્રદેશ પર્શીઆની ઉત્તર-પૂર્વ દિશાઓમાં આવેલો છે. એક દિવસે બંગાળીઓએજ ઉડીસા (ઓરીસા) માં બંગાળી રાજવંશની પ્રતિષ્ઠા કરી હતી, અને તે રાજવંશે-ગંગાવંશે પોતાનો પ્રબળ પ્રતાપ પૃથ્વીતળ ઉપર વિસ્તાર્યો હતો.

બંગાળીઓએ એકવાર ચિરકુમારવ્રત (આજીવન બ્રહ્મચર્યવ્રત) સ્વીકારી, સુખ-ઐશ્વર્યને તૃણવત્ લેખી બૌદ્ધધર્મોપદેશકતરીકેનું પવિત્ર કર્તવ્ય અંગીકૃત કર્યું હતું. બંગાળી પૂર્વપુરુષો એકવાર હિમાલયને ઓળંગીને ટીબેટ, ચીન અને મંગોલીયાપર્યંત ગયા હતા અને ત્યાં પોતાના અગાધ પાંડિત્યનો, પરોપકાર વ્રતનો તથા હૃદયની પવિત્રતાનો પરિચય આપી સમસ્ત પ્રદેશના અધિવાસીઓમાં પરમ-પૂજ્ય મનાયા હતા. અત્યારે બંગાળી પ્રજા જેવી બીકણ, કાયર, નિરુદ્યમી તથા નિરુત્સાહી ગણાય છે તેવી પૂર્વે નહોતી.

પ્રાચીન રાજાતરીકે બલ્લાલસેન બંગાળમાં પ્રસિદ્ધ છે. તેણે બંગાળી પ્રજાના અનેક વિભાગો પાડી દેશનું મહા અનિષ્ટ કર્યું છે. તેના એક વંશધર લાક્ષ્મણેયના સમયમાં પઠાણ સેનાપતિ બખતીયાર ખીલજીએ ઇ૦ સ૦ ૧૧૯૯ માં ગૌડ અને નવદ્વીપ ઉપર અધિકાર મેળવ્યો, એટલે તે લાક્ષ્મણેય સપરિવાર ત્યાંથી નાસી ગયો અને વિક્રમપુરમાં આશ્રય લીધો. ત્યારબાદ તેના વંશજોએ ઉક્ત નગરીમાં ૧૨૦ વર્ષપર્યંત રાજ્ય કર્યું હતું. આવી રીતે જ્યારે પશ્ચિમબંગાળ-પ્રદેશ મુસલમાનોના તાબામાં હતો તે સમયે પણ પૂર્વબંગાળા સ્વાધીન હતો અને તે ઉક્ત પ્રસંગ પછી ૧૨૦ વર્ષપર્યંત પોતાની સ્વાધીનતા સાચવી રહ્યો હતો.

પશ્ચિમબંગાળ જો કે પઠાણોને તાબે હતો, તોપણ ત્યાંના અનેક હિંદુ જમીનદારો બહુજ શક્તિસંપન્ન લેખાતા હતા. તૈમુરના હલ્લા પછી અર્થાત્ ઇ૦ સ૦ ના ૧૫ મા સૈકાના પ્રારંભમાં રાજા ગણેશે પઠાણોને હરાવી બંગાળાનું સિંહાસન લીધું હતું. તેના વંશજોએ પાછળથી મુસલમાન ધર્મ સ્વીકાર્યો હતો અને બંગાળામાં ૪૦ વર્ષપર્યંત રાજ્ય કર્યું હતું. પઠાણોના અવસાન સમયે અને મોગલોના અભ્યુદય સમયે બંગાળામાં "દ્વાદશ ભૌમિકો" ની સત્તા પ્રવર્તતી હતી. તેઓ તે કાળે અત્યંત શક્તિશાળી ગણાતા હતા. તેઓની પાસે સૈન્યની સારી સંખ્યા હતી, તેમજ નૌકાઓ પણ હતી. તેમના રાજ્યકાળમાં પ્રજા પોતાની પાસે હથીઆરો રાખી શકતી હતી અને તે માટે તેમને કાંઇ કર કે દંડ ભરવો પડતો નહોતો. તેઓ પોતાના રાજાની આજ્ઞા મળતી કે તુરતજ ઢાલ, તલવાર આદિ શસ્ત્રો લઇ યુદ્ધાર્થે બહાર નીકળી પડતા. બંગાળના "લાઠીવાળા" તે

સમયે બહુ પ્રખ્યાત હતા. તેમણે દિલ્હી તથા આગ્રા ખાતે જઇ સમ્રાટ અકબરને લાઠીની ભયંકર રમતો દર્શાવી હતી. અકબર તેમની કુશળતા જોઈ મુગ્ધ થયો હતો. વસ્તુતઃ બંગવાસીઓનો મોટો ભાગ લાઠીક્રીડાનો બાલ્યાવસ્થામાંથીજ અભ્યાસ કરતો. આથી તેમનાં શરીરો બળવાન થતાં, એટલુંજ નહિ પણ તેમનામાં સાહસ અને હિંમતનો પણ સંચાર થતો. અમે અમારી બાલ્યાવસ્થામાં અનેક કદાવર અને સાહસી લાઠીવાળાઓની લાઠીક્રીડા જોઇ છે. વર્તમાન જમાનામાં એવી ક્રીડા જોવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થવું પ્રાયઃ અસંભવિત છે. જમીનદારોની ઉપર જો કે પઠાણોનું રાજ્ય હતું, તોપણ પશ્ચિમમાં વિષ્ણુપુર અને પંચકોટમાં, દક્ષિણમાં સુંદરવનની પાસેના પ્રદેશમાં, પૂર્વમાં આસામ, ચટ્ગામ, નોયખાલી તથા ત્રીવેરામાં અને ઉત્તરમાં કુચબિહારમાં મુસલમાની સત્તાએ પ્રવેશ કર્યો નહોતો. તે સમયે કુચબિહાર અને ત્રીપુરાનું રાજ્ય લેશ પણ શક્તિહીન બન્યું નહોતું. અબુલ ફઝલે લખ્યું છે કે અકબરના સમયમાં પણ ત્રીપુરાના રાજા પાસે બે લાખ પદાતિકો અને એક હજાર હાથીનું સૈન્ય હતું. કુચબિહારના રાજા પાસે ૧ લાખ પદાતિકો અને એક હજાર હાથીની સૈન્યસંખ્યા હતી. કામરૂપ પ્રદેશ એ કુચબિહારને આધીન હતો અને રંગપુરની અંતર્ગત આવેલા ગોલાઘાટ પર્યંત કુચબિહારનું રાજ્ય વિસ્તાર પામ્યું હતું. આસામ પણ તે સમયે એક અતિ સમૃદ્ધિશાળી હિંદુરાજ્ય હતું. આરાકાન પણ એક પૃથક્ રાજ્ય હતું અને ચટ્ગામ બંદર તેને આધીન હતું.

૪૦ સ૦ ના સત્તરમા સૈકામાં બર્નીઅર સાહેબે બંગાળામાં મુસાફરી કરીને લખ્યું છે કેઃ—"વર્તમાન લેખકો મીસર દેશનેજ પૃથ્વીમાં સર્વથી સુંદર અને ફળદ્રૂપરૂપે વર્ણવે છે; પરંતુ મારા વિચાર પ્રમાણે તો બંગાળા મીસરને પણ એક બાજુએ મૂકી દે તેવો રસાળ અને ફળપૂર્ણ છે. મનુષ્યના નિર્વાહને માટે અત્યાવશ્યક ગણાતી સામગ્રી અત્ર પુષ્કળ ઉત્પન્ન થાય છે. રેશમનાં અને સુતરનાં વસ્ત્રો એટલાં બધાં ઉત્પન્ન થાય છે કે નવીન પ્રેક્ષકને તેથી આશ્ચર્ય થયા વિના રહે નહિ. હોલાંડવાસીઓ તે વસ્ત્રોને યૂરોપ અને જાપાન તરફ રવાના કરે છે. તે સિવાય અન્ય અનેક દૂર પ્રદેશોમાં પણ તેની નિકાસ થાય છે." તે ઉપરાંત તે સમયે એક પ્રકારનું એવું શણ ઉત્પન્ન થતું કે અબુલ ફઝલના કહેવા પ્રમાણે તેમાંથી તૈયાર થએલું વસ્ત્ર સંપૂર્ણ રેશમના જેવુંજ પ્રતીત થતું. બંગાળમાં એક દિવસે હીરાઓ પણ મળી આવતા હતા.

બિહાર અથવા મગધનું પ્રાચીન ગૌરવ અમે આગળ વર્ણવી ગયા છીએ. બંગાળ અને બિહાર પઠાણોના તાબામાં ગયા પછી ઉડીસ પ્રાંત પ્રાયઃ ૪૦૦ વર્ષપર્યંત, પોતાના બાહુબળવડે હિંદુશકિતનું સંરક્ષણ કરી શકયો હતો. અકબર તખ્તનશીન થયો તે સમયે પણ ઉડીસા પ્રાંત એક શકિતશાળી હિંદરાજ્ય

તરીકે પ્રસિદ્ધ હતો. અબુલફઝલે લખ્યું છે કે ઉક્ત હિંદુરાજ્યમાં ૧૨૯ જેટલા કિલ્લાઓ હતા.

બંગાળ અને બિહારમાં પઠાણ રાજાઓ કેવળ પોતાના બાહુબળવડેજ રાજ્ય ચલાવતા હતા, એમ કહીએ તો અયોગ્ય નથી. તેમાંનો મોટો ભાગ બુદ્ધિશક્તિથી કિંવા રાજનીતિકળાથી છેક વિમુખજ હતો. ભાગ્યેજ કોઇ પઠાણ રાજા સત્કાર્યદ્વારા પ્રજાવર્ગને આનંદ કે સંતોષ આપવાનો પ્રયત્ન કરતો, અર્થાત્ મારફાડ અને લૂંટફાટ સિવાય અન્ય રાજનીતિનું તેમને લેશમાત્ર જ્ઞાન નહોતું. આથી કરીને કોઇ પઠાણ રાજા મૃત્યુ પામતાં પ્રજાવર્ગ દિલગીર થતો નહિ. રાજાના અભ્યુદય કિંવા અધઃપતન સાથે પ્રજાને બહુ સંબંધ નહોતો. રાજ્યનો કોઇ અમલદાર વિશેષ શક્તિવાન બની રાજ્યનો ધણી થઇ બેસતો તો પ્રજા તેની સામે થયા વિના મૂંગે મોઢે નવા રાજાની સત્તા સ્વીકારી લેતી. પ્રજાની ઉપેક્ષાને લીધેજ છલિમાન જેવો રાજ્યનો એક સાધારણ નોકર બંગાળ અને બિહારના સિંહાસન ઉપર વિરાજવાને સમર્થ થઇ શક્યો હતો. તેનો એક હિંદુ સેનાપતિ કે જે કાળા પહાડના નામથી પ્રસિદ્ધ છે, તેણે ઇ૦ સ૦ ૧૫૬૦માં સર્વથી પ્રથમ ઉડીસા ઉપર વિજય મેળવી તે પ્રદેશ મુસલમાનોની સત્તા નીચે મૂકી દીધો હતો. તેણે પુરી અને જગન્નાથનાં મંદિરો લૂંટી લઇ અનેક મૂર્તિઓ નષ્ટ કરી હતી.

છલિમાન જો કે બંગાળ, બિહાર અને ઉડીસાનો નવાબ બન્યો હતો તોપણ તેણે સમ્રાટ અકબરની સાથે વૈરભાવ નહિ રાખતાં તેની તાબેદારી સ્વીકારી હતી. તે સમ્રાટની સત્તા નીચેજ રાજ્ય કરતો હતો, એમ પણ કહી શકાય. સમ્રાટ જે સમયે ગુજરાતની ચડાઇમાં રોકાયલો હતો, તે સમયે નવાબ છલિમાન મૃત્યુ પામ્યો. તેની પછી તેનો પુત્ર દાઉદ રાજગાદીએ આવ્યો. તે બહુજ દારૂડિયો અને ઇન્દ્રિયાસક્ત હતો. તે પોતાની શક્તિનું અભિમાન દર્શાવવા મોગલસામ્રાજ્ય સામે લડવાને તૈયાર થયો. અમે પૂર્વેજ કહી ચૂક્યા છીએ કે તે સમયે બંગાળી પ્રજા યુદ્ધવિદ્યાથી અજ્ઞાત નહોતી, તેમજ સાહસ અને બળ દર્શાવવામાં પણ ન્યૂનતા દાખવતી નહોતી. પૂર્વકાળના બંગવાસીઓવિષે જ્યારે અમે વિચાર કરીએ છીએ ત્યારે "શું આ તેજ બંગપ્રદેશ હશે?" એવો અમને પ્રશ્ન ઉદ્દભવ્યા વિના રહેતો નથી. સ્ટુઅર્ટ સાહેબ બંગાળાના ઇતિહાસમાં લખે છે કે:–" તે સમયે બંગાળમાં ૪૦ હજાર અશ્વારોહી સેના, ૧ લાખ ૪૦ હજાર પદાતિકોનું સૈન્ય, ૨૦ હજાર બંદુકો, ૩૬૦૦ યુદ્ધહસ્તી તથા સેંકડો જલયુદ્ધોપયોગી નૌકાઓ હતી." તે સમયે હિંદુ અને મુસલમાન બંગાળીઓ ભેદભાવરહિતપણે સૈન્યસંખ્યામાં ભરતી કરતા હતા. બંગાળી પ્રજા મૂળથીજ શોખીન અને કોમળ પ્રજા છે, એમ કોણ કહી શકશે?

ઉક્ત સમયે ખાંનેખાના મુનિમખાં જૌનપુરનો શાસનકર્તા હતો. સમ્રાટની આજ્ઞા મળ્યા પછી યુદ્ધને માટે તે તૈયારીઓ કરી રહ્યો હતો. તેની તૈયારીની તપાસ

કરવા તથા અન્ય સહાય આપવાને સમ્રાટે તીક્ષ્ણબુદ્ધિ અને યુદ્ધકુશળ રાજા ટોડરમલને રવાના કર્યો. બંગાળ ઉપર ચઢાઇ લઇ જવામાં વૃદ્ધ મુનિમખાંએ પ્રધાન સેનાપતિપણું સ્વીકાર્યું અને રાજા ટોડરમલે તેના સહાયકતરીકે કામ કરવાનું અંગીકાર કર્યું; છતાં વસ્તુતઃ યુદ્ધસંબંધી સઘળી વ્યવસ્થા રાજા ટોડરમલનાજ હાથમાં હતી. સમ્રાટની આજ્ઞા મળતાં મોગલસેનાએ કૂચ કરી અને પટણા ઉપર ઘેરો ઘાલ્યો.

બીજી તરફ સમ્રાટે અજમેર ખાતે જઇ ત્યાંના સમાધિમંદિરમાં પ્રભુપ્રાર્થના કરી બંગાળ ઉપર વિજય મેળવવા પ્રયાણ કર્યું. વર્ષાઋતુનો આરંભ થઇ ચૂક્યો છે, ગંગા અને યમુનાના પાણીનું પૂર પ્રબળ વેગપૂર્વક વહી રહ્યું છે, છતાં જળમાર્ગેજ આગ્રાથી પ્રયાણ કરવાનો હુકમ સમ્રાટે સંભળાવી દીધો. બાદાઉનીએ લખ્યું છે કેઃ—" અસંખ્ય નૌકાઓ નદીના પાણીની સપાટીને ઢાંકી દેતી આગળ વધવા લાગી. સાયંકાળે સમસ્ત નૌકાઓ એક નિશ્ચિત સ્થળે એકત્ર થતી. પડાવ નાખ્યા બાદ સમ્રાટ જ્ઞાનચર્ચા કરવામાં પ્રવૃત્ત થતો. વિજ્ઞાન અને પદ્યોવિષે ચર્ચા કરવા ઉપરાંત બીજા અનેક વિષયોની તે આવૃત્તિ કરતો." સમ્રાટે પટણા ખાતે હાજર થઇ, જે સ્થળે શત્રુની ગોળીઓ વરસતી હતી ત્યાં ઉભા રહી, ચોતરફની પરિસ્થિતિનું બારિક નિરીક્ષણ કર્યું. શત્રુની પાસે કેટલું સૈન્ય છે, તથા તેઓ કયી પદ્ધતિએ લડે છે, તેનો પ્રત્યક્ષ અનુભવ કરી, મોગલસેના પટણા ઉપર કેવી રીતે વિજય મેળવી શકે તેનો શાંતભાવે નિર્ણય કર્યો. યુદ્ધનો યથાર્થ આરંભ કરવા પૂર્વે સમ્રાટે નવાબ દાઉદને એક પત્ર લખ્યો. તેમાં જણાવ્યું કેઃ—" યુદ્ધદ્વારા અનેક નિર્દોષ વ્યક્તિઓનો પ્રાણ લેવો એ યોગ્ય નથી. માટે જો તમે મારી સાથે દ્વંદ્વ–યુદ્ધ કરો અને તેદ્વારા વર્તમાન યુદ્ધનો નિર્ણય લાવો તો હું તેમ કરવા તૈયાર છું. તમે જો દ્વંદ્વ–યુદ્ધ કરવા ખુશી ન હો તો તમારા પક્ષના બે પઠાણ સૈનિકોને, મારા પક્ષના બે મોગલ સૈનિકો સાથે યુદ્ધ કરવા મોકલો અને તેદ્વારા વર્તમાન સંગ્રામનો અંત લાવો. તેમ પણ તમારાથી ન બની શકે તો છેવટે તમારા પક્ષના બે મત્ત માતંગો અને મારા પક્ષના બે મત્ત માતંગોને યુદ્ધ કરવા દ્યો. વિશેષ મનુષ્યોનો સંહાર થતો અટકાવવાને હું તૈયાર છું." નવાબે સમ્રાટની ઉક્ત સરતો પૈકીની એક પણ સરત કબૂલ કરી નહિ. આ પ્રમાણે સમ્રાટ અકબર પોતાના સૈનિકોના પ્રાણ બચાવવા અર્થે પોતાના પ્રાણને પણ જોખમમાં ઉતારવા તત્પર થયો હતો! આ એકજ પત્ર અકબરના પવિત્ર અને ઉદાર હૃદયનો પરિચય આપવાને શું બસ નથી?

પટણા અને હાજીપુરની મધ્યમાં ગંગા નદી વહે છે. પટણાની ત્રણ તરફ મોગલ સૈન્યે ઘેરો ઘાલ્યો હોવાથી, નવાબ દાઉદ હાજીપુર મારફતે જળમાર્ગે સૈન્યની તથા અન્ય વિવિધ પ્રકારની સહાયતા મેળવતો હતો. નવાબને નવી નવી સહાયતાઓ મળશે ત્યાંસુધી તે પરાજિત નહિ થાય, એમ સમજીને પ્રથમ

હાજીપુર તાબે કરી લેવું સમ્રાટે યોગ્ય ધાર્યું. તેણે સૈન્યથી ભરપૂર ત્રણ મોટી નૌકાઓ હાજીપુર જીતી લેવા પટણાથી રવાના કરી. નૌકાઓ રવાના કર્યા પછી સમ્રાટ નદીકિનારે બેસી દૂરબીનની સહાયતાથી પોતાની સેનાની હિલચાલ તપાસી રહ્યો હતો. હાજીપુરમાંથી નવાબના સૈન્યે આવી મોગલોની સામે ટક્કર લીધી. બંને સેનાઓ વચ્ચે ભયંકર જળયુદ્ધ થયું. સમ્રાટ આ સઘળું શાંતભાવે જોતો હતો. તેને જ્યારે એમ જણાયું કે બંને પક્ષો ખૂબ લડીને કંટાળી ગયા છે ત્યારે તેણે અન્ય ત્રણ મોટી નૌકાઓ પુનઃ પટણાથી રવાના કરી. નવું તાજું સૈન્ય આવી પહોંચતાં પરિશ્રાંત મોગલસૈનિકો પુનઃ ઉત્સાહમાં આવી જઇ ભયંકર પરાક્રમપૂર્વક લડવા લાગ્યા. નૂતન ઉત્સાહ અને અસ્ખલિત વેગનો સર્વદા વિજયજ થાય છે. આ પ્રસંગે પણ તેમજ બન્યું. નવાબનું સૈન્ય નાશ પામ્યું અને મોગલોએ તરતજ હાજીપુર ઉપર અધિકાર મેળવ્યો.

"હાજીપુર હાથમાંથી ચાલ્યું ગયું છે" એવા સમાચાર રાત્રિસમયે નવાબને મળ્યા. સઘળી આશા એકાએક પડી ભાંગવાથી નવાબ તેજ રાત્રીએ એક નૌકામાં બેસી બની શકે તેટલી ઝડપથી નાસી ગયો. જાહ્નવી માતા બંગાળાના કલંકને પોતાના ખોળામાં લઇ અંધારી રાત્રિએ પણ બંગદેશ તરફ વહી ગઇ! નવાબની સમસ્ત ધનસંપત્તિ પટણામાંજ પડી રહી. "નવાબ નાસી ગયો છે" એવા સમાચાર ફેલાયા કે તરતજ તેના સૈનિકો, સેનાપતિઓ અને પ્રધાનો પોતપોતાનો જીવ લઇને નાસી જવા લાગ્યા. બંગાળાનું વિપુલ સૈન્ય પોતાનો જીવ બચાવવા જ્યાં ફાવે ત્યાં નાસી ગયું. નાયક અદૃશ્ય થયો એટલે જાણે કે બધુંજ ગયું, એમજ તે કાળે સૈનિકોમાં મનાતું હતું. જાણે કે તેઓની સ્વદેશહિતચિંતા કેવળ માત્ર નવાબની ખાતરજ હોયને!

પ્રાતઃકાળે સમ્રાટે સુંદર-મનોહર પોશાક પહેરી વિજયી વેશે વાજતે ગાજતે પટણા નગરીમાં પ્રવેશ કર્યો. જે અપરાધીઓએ મોગલસેનાની સામે થઇ સામ્રાજ્યને વધતા-ઓછા પ્રમાણમાં હાનિ કરી હતી તેમને ઉદારતાપૂર્વક ક્ષમા આપનારો ઢંઢેરો સમ્રાટે જાહેર કર્યો. પટણામાં માત્ર ચાર કલાક સુધી રહી નાગરિકોના જાન-માલની રક્ષા અર્થે રાજાએ જે વ્યવસ્થા કરવી જોઇએ તે સઘળી વ્યવસ્થા કરી વાળી અને ત્યારબાદ પોતે શું કરવું તેનો નિર્ણય કરી, થોડા અશ્વારોહીઓને સાથે લઇ સમ્રાટ નગરીમાંથી બહાર નીકળ્યો અને અશ્વપર બેસી નાસી ગએલા નવાબને પકડવા પ્રવૃત્ત થયો. વર્ષાઋતુને લીધે નદીએ ભયંકરરૂપ લીધું હતું, રસ્તો પણ કાદવ અને ખાડા-ખાબોચીઆંને લઇને કષ્ટદાયક થઇ પડયો હતો. છતાં નવાબને પકડવા સમ્રાટ પોતે બહાર પડયો. તે પુનઃ પુનઃ ઘોડાની સાથે નદીમાં ઝુકાવી નદી ઓળંગવા લાગ્યો. વાયુવેગે અશ્વને ચલાવતો અને રોજના લગભગ ૬૦ માઇલ કાપતો તે દરિયાપુરમાં આવી પહોંચ્યો; તથાપિ નવાબનો પત્તો લાગ્યો

નહિ. નવાબસંબંધી કશા સમાચાર પણ મળ્યા નહિ. પઠાણસેનાએ નાસતી વેળા ઘણાએ સુવર્ણાલંકારો, મૂલ્યવાન રત્નખચિત તલવારો તથા સ્વર્ણમુકુટો આદિ કિંમતી વસ્તુએ રાજમાર્ગ ઉપર ફેંકી દીધી હતી. તે સમસ્ત વસ્તુએ મોગલસૈનિકોએ લઇ લીધી. સમ્રાટને પટણા ખાતે નવાબનો બહોળો ધનભંડાર પ્રાપ્ત થયો હતો. સૈનિકોને પણ ભાગ્યના પ્રમાણમાં થોડુંઘણું ધન પ્રાપ્ત થયું. નવાબનો પત્તો નહિ લાગવાથી સમ્રાટ દરિયાપુરથીજ પટણા તરફ પાછો વળ્યો. દરિયાપુર સુધીના માર્ગમાં અકબરને નવાબના ૪૦૦ હાથીએ મળી આવ્યા હતા, એ પણ પટણા ખાતે લઈ જવામાં આવ્યા.

બંગાળ અને બિહારના શાસનકર્તાતરીકે ખાનેખાના મુનિમખાંની નિમણૂક કરવામાં આવી. અને તેના હાથ નીચે રાજા ટોડરમલ આદિ સેનાધિપતિઓને બાકી રહેલા યુદ્ધની સંપૂર્ણ વ્યવસ્થા કરવામાટે નિયુક્ત કરી સમ્રાટ પોતે દીલ્હી તરફ રવાના થયો. સમ્રાટે હવે ધાર્મિક વિષયોમાં મુખ્ય લક્ષ આપવા માંડયું. ભારતના ભિન્ન ભિન્ન ધર્મોનું સામંજસ્ય કરી, એક નૂતન ધર્મ પ્રવર્તાવવો, એ તેનો ખાસ ઉદ્દેશ હતો. એ ઉદ્દેશની સિદ્ધિ અર્થે તેણે પ્રયત્નો કરવા માંડયો.

સમ્રાટના સેનાપતિઓ ધીમે ધીમે મુંગેર, ભાગલપુર તથા ગૌડ ઉપર અધિકાર મેળવી, શત્રુની શોધમાં ઉડીસા તરફ આગળ વધતા લાગ્યા. મોગલ સેના જે સમયે વર્તમાન મેદિનીપુર જીલ્લો ઓળંગવાનો પ્રયત્ન કરી રહી હતી, તે સમયે બંગાળી સેના મોગલોને આગળ વધતા અટકાવવા ઉડીસામાંથી બહાર નીકળી આગળ વધી રહી હતી. બંને સેનાએ એક વિસ્તૃત મેદાનમાં એકત્ર થઇ! ભયંકર યુદ્ધનો આરંભ થયો! બંગાળીએ મહા પરાક્રમપૂર્વક યુદ્ધ કરવા લાગ્યા. તેમનું વીરત્વ જોઇ કુશળ ગણાતા મોગલ સૈનિકો અત્યંત આશ્ચર્યમુગ્ધ થયા. આ યુદ્ધમાં અનેક મોગલ સૈનિકો તથા સેનાપતિઓ નાશ પામ્યા, અનેકે ભયભીત થઇ પલાયન કર્યું. અંતે મુનીમખાં પણ ઘાયલ થઇ રણક્ષેત્રમાંથી છટકી ગયો. આથી મોગલસેનાના અગ્ર તથા મધ્યભાગે પરાજય સ્વીકારી નાસી જવાનો આરંભ કર્યો. બંગાળીઓના બાહુબળે આજે મોગલસેનાનું અભિમાન તોડી નાખ્યું. રાજા ટોડરમલ મોગલસેનાનું ડાબું પડખું સાચવી યુદ્ધ કરતો હતો. તેણે મોગલસેનાની આ દુર્વ્યવસ્થા દૂરથી જોઇ અને ખેદપૂર્ણ અંતઃકરણપૂર્વક તે ત્યાં દોડી આવ્યો, તેણે એક યથાર્થ વીર પુરુષને શોભે તેવી રીતે અશ્વ ઉપર ઉભા થઇ રણક્ષેત્રના ભયંકર કોલાહલ ધ્વનિનો ભેદ કરતાં સૈનિકોને સંબોધીને કહ્યું કેઃ—" સામ્રાજ્યના સૈનિકો! ભય પામશો નહિ. પ્રધાન સેનાપતિ ખાસ કારણે રણક્ષેત્રમાંથી નાસી જાય તેથી ભય પામવાનું શું કારણ છે? એવા સેંકડો સેનાપતિઓ આવા યુદ્ધમાં પંચત્વ પામે તોપણ શું થયું? સામ્રાજ્યનું ગૌરવ આપણાજ હાથમાં છે, જે વિજય મેળવવાનો છે તે આપણેજ મેળવવાનો છે." આ પ્રમાણે

પોતાના સૈન્યને ઉત્સાહિત કરી, પોતે વીરમદથી મદોન્મત્ત થઇ, અસીમ સાહસ અને અદમ્ય તેજપૂર્વક, પોતાની રાજપૂત સેનાને સાથે લઇ રાજા ટોડરમલ સામા પક્ષ ઉપર તૂટી પડયો. મોગલ સૈનિકો કે જે નાસી જવાને તત્પર થયા હતા તેઓ પણ રાજાની સાથે જોડાયા. રાજા ટોડરમલની સામે ટકી રહેવું એ શું સહજ વાત છે? તેના પરાક્રમરૂપી પ્રવાહને અટકાવવો એ શું સામાન્ય વાત છે? પ્રથમ જયથી ઉલ્લાસ પામેલી પણ નાયકવિનાની પઠાણ સેના હવે થાકીને પાછી નાસવા લાગી. નવાબે પોતેજ પ્રથમ નાસીને સેનાને નાસવાનો માર્ગ દર્શાવી આપ્યો! બંગાળીઓએ આ રણક્ષેત્રમાં એવું પરાક્રમ દર્શાવ્યું હતું અને એટલા બધા મોગલ સૈનિકોનો વધ કર્યો હતો કે આજે પણ તે રણસ્થળ "મોગલમારી" ના નામથી લોકોમાં પ્રસિદ્ધ છે. ઉક્ત મોગલમારી જંગલ આજે પણ બંગાળીઓના પરાક્રમને પ્રકટ કરી રહ્યું છે!

નવાબ દાઉદ કટક તરફ નાસી ગયો. ત્યાં ગયા પછી તેણે પુન: સૈન્ય એકત્ર કરવાનો પ્રયત્ન ન કર્યો. આથી બંગાળીઓ અલ્પ સમયમાંજ નિરાશ અને ઉત્સાહહીન થઇ ગયા. નવાબે સમ્રાટ અકબરની તાબેદારી સ્વીકારવાની તત્પરતા દર્શાવી; પણ ટોડરમલે જણાવ્યું કે પઠાણોને જો ક્ષમા આપીને મુક્ત કરવામાં આવશે તો પુનઃ તક મળતાં તેઓ શત્રુતા દર્શાવ્યા વિના રહેશે નહિ; પરંતુ મુનિમખાંએ છેલ્લા યુદ્ધ સમયે બંગાળી પ્રજાનું જે વીરત્વ અનુભવ્યું હતું તેથી તે નવાબની સાથે વધારે વાર શત્રુતા દર્શાવવાની હિંમત કરી શક્યો નહિ. તેણે રાજા ટોડરમલના વાંધાને બિલકુલ વજન ન આપતાં નવાબની સાથે સંધિ કરી લીધી. રાજાને આથી નારાજ થવાનું કારણ મળે તે સ્વાભાવિક છે. તે મુનિમખાં પ્રતિ અવજ્ઞા દર્શાવી ત્યાંથી આગ્રા તરફ ચાલી નીકળ્યો. આ પ્રમાણે બંગાળા અને બિહાર મોગલ સામ્રાજ્યમાં મળી ગયાં. માત્ર એક ઉડીસા પ્રાંત નવાબના હાથમાં રહ્યો. સંધિના ચિન્હસ્વરૂપ એક બહુમૂલ્ય રત્નખચિત તલવાર ખાનેખાનાએ નવાબને ભેટ આપી. ત્યારબાદ મુનિમખાંએ ગૌડ તરફ પ્રયાણ કર્યું. મોગલસેના વર્ષામાં ભિંજાતી અને માર્ગની મુશ્કેલીથી હેરાન થતી છેવટે ગૌડમાં દાખલ થઇ. ગૌડ તે સમયે બંગાળ, બિહાર અને ઉડીસાની રાજધાની હતી, શોભા અને સંપત્તિની લીલાભૂમિ હતી. મોગલસેનાના પ્રવેશ બાદ કમનસીબે અલ્પ સમયમાંજ મહામારી ફાટી નીકળી. જ્વર આદિ રોગથી નિત્ય હજારો મનુષ્યો મૃત્યુ પામવા લાગ્યાં. હિંદુ શબને અગ્નિદાહ આપે તથા મુસલમાનના શબને કબરસ્થ કરે એવું કોઇ મનુષ્ય રહ્યું નહિ. સર્વ નિવાસીઓ પોતપોતાના પ્રાણને બચાવવા સ્નેહ-મમતાને તિલાંજલિ આપી નગરીમાંથી નાસી જવા લાગ્યા. શબની વ્યવસ્થા કોઇ કરે તેમ ન હોવાથી હજારો મુડદાંઓ નિત્ય નદીમાં તણાતાં મૂકવામાં આવ્યાં. સડી જતાં શબોમાંથી નીકળતી દુર્ગંધને

લીધે સ્વર્ગસમ રાજધાની નરકરૂપ બની ગઇ! નગરીનાં દૂષિત હવા-પાણીને લીધે મુનિમખાં આદિ મોગલસામ્રાજ્યના અનેક અમલદારો પણ ભયંકર મહામારીના ભોગ થઇ પડયા અને તેઓ પણ સંસારનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. અનેક સુંદર ગૃહો તથા મહેલો નિર્જન થઇ પડયાં. નગરી એ એક જાણે સ્મશાન હોય તેવું દૃશ્ય નજરે પડવા લાગ્યું. બાદાઉની લખે છે કેઃ-" હજારો સૈનિકોની જે સંખ્યા બંગાળામાં મોકલવામાં આવી હતી તેમાંથી માત્ર એક સો મનુષ્યોજ પાછા ફરવાને ભાગ્યશાળી થયા હતા. આ પ્રમાણે ઇ૦ સ૦ ૧૫૭૫ માં ઉકત ઐતિહાસિક નગરી છેક ઉજ્જડ થઇ ગઇ.

મુનિમખાંનું મૃત્યું થયું કે તુરતજ પઠાણોએ પુન: માથું ઉંચું કર્યું. એકવાર પોતાના હાથમાંથી નીકળી ગયેલા પ્રદેશો પુનઃ હસ્તગત કરવા દાઉદ રાજમહાલમાં ઉપસ્થિત થયો. સમ્રાટ અકબરે એક મુસલમાનની બંગાળાના શાસનકર્તાતરીકે નિમણુક કરી અને રાજા ટોડરમલને તેના સહાયકતરીકે નિમી, ઉભયને બંગાળામાં રવાના કર્યા. રાજમહાલ પાસે ભયંકર યુદ્ધ થયું. તેમાં પઠાણો સંપૂર્ણ પરાજિત થયા. પઠાણોનો મુખ્ય સેનાપતિ કાલા-પહાડ અસહ્ય અને અસાધ્ય આઘાતોની પીડાથી રીબાતો રણક્ષેત્રમાંથી નાસી ગયો. રાજા ટોડરમલે નવાબ દાઉદને પકડયો અને તેને બંદી કર્યો; પણ પેલા મુસલમાન શાસનકર્તાએ અકસ્માત ત્યાં આવી, તે રણક્ષેત્રમાંજ નવાબનો શિરચ્છેદ કર્યો. પઠાણોની લીલાનો એ રીતે અંત આવ્યો-(ઇ૦ સ૦ ૧૫૭૬).

સમ્રાટની જ્ઞાનપિપાસા અસાધારણ હતી. એક દિવસે તેને એવો વિચાર થયો કે પોર્ટુગીઝો પાસેથી યૂરોપનાં હુન્નર-કળાસંબંધી અનેક વિષયોનું જ્ઞાન આપણે પ્રાપ્ત કરી લેવું જોઇએ. બીજેજ દિવસે તેણે એક મુખ્ય અમલદારની સાથે રાજ્યના કુશળ કારીગરોને ગોવામાં અભ્યાસ અર્થે રવાના કર્યા. ખર્ચ બદલ તેમને યોગ્ય ધન અર્પણ કરવામાં આવ્યું. કારીગરો અને કલાવિદો જ્યારે ગોવામાંથી અભ્યાસ કરીને પાછા ફર્યા ત્યારે સ્વયં સમ્રાટે તેમની પરીક્ષા લીધી અને પોતાનો સંપૂર્ણ આનંદ તથા સંતોષ પ્રકટ કર્યો. યૂરોપનાં વાદ્યયંત્રોનું શ્રવણ કરી તે બહુજ પ્રસન્ન થયો હતો.

કયા રાજાએ સર્વપ્રથમ ગૌડ નગરીની સ્થાપના કરી, તે નક્કી થઇ શકતું નથી, છતાં તે ગંગા નદીના કિનારા ઉપર આવેલી જોઇ અને તેમાં અનેક ભાંગેલાં-તૂટેલાં મંદિરો જોઇ, તે એક હિંદુ નગરી હશે, એમ કોઇને લાગ્યા વિના રહે નહિ. તેની સ્થાપના પણ કોઇ હિંદુ રાજાએજ કરેલી હોવી જોઇએ. અબુલફઝલ લખે છે કેઃ " રાજા બલ્લાલસેને ગૌડના દુર્ગનું નિર્માણ કર્યું હતું." હંટર સાહેબ લખે છે કેઃ-" આ પ્રાચીન મહાન નગરીનું નામ ઘણું કરીને લક્ષણાવતી હતું અને પ્રાયઃ આ સ્થળેજ રાજા આદિસુર, બલ્લાલસેન તથા લક્ષ્મણ-

સેનની રાજધાની હતી."

આ મહાનનગરી અને ઉપનગરીનો વિસ્તાર પ્રાયઃ ૩૦ વર્ગમાઇલ જેટલો હતો. કેવળ નગરીનીજ લંબાઇ દોઢ માઇલ જેટલી અને પહોળાઇ ૧-૨ માઇલ જેટલી હતી. તેની પશ્ચિમ તરફ ગંગા અને પૂર્વ તરફ મહાનદી વહેતી હતી.

બંગ-બિહારમાં જે શાંતિની સ્થાપના થઇ હતી તે વિશેષવાર ટકી શકી નહિ. સમ્રાટ અકબર હિંદુઓ પ્રત્યે જે દયા, માન અને પ્રેમની દષ્ટિથી જોતા તે મુસલમાનોથી સહન થઇ શકતું નહોતું. અંતે સમ્રાટે ઇ૦ સ૦ ૧૫૭૯ માં, હિંદુ-મુસલમાનોનું ઐક્ય કરવાની લાલસાથી પ્રેરાઇને" ઇશ્વરનો ધર્મ" નામનો એક નૂતન ધર્મ ચાલુ કર્યો, ત્યારે મુસલમાનો ખુલ્લી રીતે શત્રુતા દર્શાવવાને બહાર પડયા. આ ધર્મ હિંદુધર્મનુંજ રૂપાંતર હતું કિંવા હિંદુ ધર્મ ઉપર નવાં વસ્ત્રોજ ચઢાવવામાં આવ્યાં હતાં, એમ કહીએ તો અયોગ્ય નથી. મૌલવીઓ સમ્રાટનો ઉદ્દેશ સમજી શક્યા નહિ. આવાં નિમિત્તોવડે સમ્રાટ અકબર હિંદુ-મુસલમાનોમાં ઐક્ય કરીને ભારતવર્ષને મહા શક્તિશાળી બનાવવા ઇચ્છે છે તથા એ દ્વારા પ્રજાહિતની સાધના કરે છે, એ ગંભીર રહસ્ય તેઓ સમજ્યા નહિ. સ્વદેશહિતૈષિતાની દષ્ટિથી જો તેમણે ઉક્ત ધર્મનું અવલોકન કર્યું હોત, તો તેઓ આમ ઉશ્કેરાઇ જાત નહિ; પણ સ્વદેશહિતૈષિતાનોજ મૂળ અભાવ હોય ત્યાં એ સિવાય અન્ય ફળ સંભવતું નથી.તેમણે સમ્રાટને એક વિધર્મી રાજાતરીકે જનસમાજમાં જાહેર કર્યો અને જૈનપુરના સર્વપ્રધાન મૌલવી સાહેબે તો " સમ્રાટની વિરુદ્ધ વિદ્રોહ કરવો એ ધર્મસંગત તથા ઇશ્વરાજ્ઞાને અનુસરતું છે. " એમ પણ પ્રકટ કર્યું.

મોગલોના હલ્લાથી પરાજિત થયેલા અને નાસી ગએલા અનેક પઠાણોએ ભારતનાં વિવિધ સ્થળોમાંથી જઇ બંગ અને બિહારમાં આશ્રય લીધો હતો. મોગલોએ પણ બંગ અને બિહારમાં મકાનો બંધાવી ત્યાં વસવાટ કર્યો હતો. ઉક્ત સમસ્ત મોગલો તથા પઠાણો પોતાના બાહુબળથી કિંવા જોરજુલમથી અનેક જાગીરોના માલિક બની બેઠા હતા. સમ્રાટ અકબરે એક એવો હુકમ બહાર પાડયો કે" જે મુસલમાનો પાસે રાજ્યની સનંદ ન હોય તેમણે પોતાની જાગીરની ખંડણી તથા અમુક સૈન્યસંખ્યા રાજદરબારમાં આપી જવી. " તેઓને આ નવા હુકમથી ખાસ કરીને ઉશ્કેરાવાનું કારણ મળ્યું. પોતાના સ્વાર્થને ધર્મનાં બહાનાંથી ઢાંકી દઇ તેઓ સમ્રાટની સામે લડવા તૈયાર થયા. વિદ્રોહીઓએ વિદ્રોહસૂચક વાવટો ફરકાવવા માંડયો (ઇ૦ સ૦ ૧૫૭૯). તેમણે પ્રથમ મોગલસેનાને પરાજિત કરી પ્રધાન રાજપુરુષોને મારી નાખ્યા અને એ રીતે ધીમે ધીમે તેઓ વધારે ભયંકર અને ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા લાગ્યા. સમ્રાટના પોતાના અનેક વિશ્વાસુ મુસલમાન અમલદારો પણ આ બળવામાં " ધર્મની

ખાતર " જોડાયા અને તેમણે સમ્રાટ અકબરને પદચ્યુત કરી, તેના ભાઇ મિર્જા મહમદ હાકીમને રાજગાદીએ બેસાડવાની હિલચાલ કરી. હાકીમને બેલાવવા માટે એક દૂત રવાના કરવામાં આવ્યો. હકીમે એક પ્રબળ સેના લઇ પંજાબ ઉપર હલ્લો કર્યો. આ હલ્લાનું વર્ણન અમે હવે પછી આપીશું. ગુજરાતના મુસલમાનો પણ બળવાખોરો સાથે જોડાઇ ગયા હતા; એ વાત પૂર્વના પ્રકરણમાં કહેવાઇ ગઇ છે. બરાબર એજ સમયે મેવાડમાં મહારાણા પ્રતાપસિંહનો પ્રતાપ પણ પ્રસરવા માંડયો હતો.

બંગાળ-બિહાર તથા ઉડીસાના શાસનકર્તાતરીકે રાજા ટોડરમલની સમ્રાટે નિમણૂક કરી અને તેને બંગાળ તથા બિહારનો બળવો શાંત કરવાનું ફરમાન થયું. રાજાએ સસૈન્ય મુંગેરના દુર્ગમાં પડાવ નાખ્યો. દુર્ગની જે દિવાલો જીર્ણ થઇ ગઇ હતી તે પુનઃ સુધરાવી અને દુર્ગની આસપાસ એક મોટી ખાઇ ખોદાવી સૈન્યને નિરાપદ રાખવાની તેણે વ્યવસ્થા કરી. બળવાખોરો કે જે અત્યારપર્યંત વિજયી થતા આવ્યા હતા તેમણે મુંગેર ઉપર ઘેરો ઘાલ્યો. બળવાખોરોની સંખ્યા રાજાના સૈનિકો કરતાં ઘણી વિશેષ હતી, એટલુંજ નહિ પણ જે મોગલ સૈન્ય રાજા ટોડરમલ પાસે હતું, તેમાંના મુસલમાન સૈનિકો તથા સેનાપતિઓ બળવાખોરો સાથે મળી જાય એવો પણ ભય હતો. આવા સંયોગોને લીધે રાજાએ હલ્લો કરવાની પદ્ધતિનો પરિત્યાગ કરી, બચાવના ઉપાયો લેવા માંડયા. આમ છતાં પ્રસંગોપાત દુર્ગમાંથી એકાએક બહાર નીકળી વિદ્રોહીઓ ઉપર છાપો મારવાનું અને તેમને દંડ આપવાનું પણ તે ભૂલતો નહિ. રાજા ટોડરમલ ક્યારે બહાર નીકળે છે અને કેવી રીતે ખસી આવે છે તે વિદ્રોહીઓ સમજી શકતા નહિ. રાજા વિદ્રોહીઓનો વધતો-ઓછો ભોગ લઇ પુનઃ દુર્ગમાં દાખલ થઇ જતો. સમ્રાટના જે કાર્યને લીધે તેના સ્વજાતિબંધુઓ અર્થાત્ મુસલમાનો તેના પ્રત્યે દ્વેષ રાખતા હતા, તેજ કાર્યને લીધે હિંદુઓ સમ્રાટ પ્રત્યે પ્રેમ અને અનુરાગની દૃષ્ટિથી જોતા હતા. આથી રાજા ટોડરમલની હિલચાલના પરિણામે બિહારના સમસ્ત હિંદુ જમીનદારોએ સમ્રાટ અકબરનો પક્ષ લીધો. તે હિંદુ જમીનદારો પોતપોતાનું સૈન્ય એકત્ર કરી વિદ્રોહીઓ ઉપર અકસ્માત હલ્લો કરવા લાગ્યા અને તેમની પાસે જે કાંઇ ખોરાકી કે-અસ્ત્ર શસ્ત્ર હોય તે લૂંટી જવા લાગ્યા. વિદ્રોહીઓ આવા અકસ્માત આવી પડતા છાપાઓને લીધે છેવટે કંટાળી ગયા, તેથી તેઓ મુંગેર ઉપરનો ઘેરો ઉઠાવી લઈ બંગ અને બિહારમાં આડાઅવળા વિખરાઇ ગયા. ત્યાર બાદ રાજા ટોડરમલે ધીમે ધીમે બળવાખોરોની નાની-મોટી સંખ્યાઓ પરાજિત કરી. છૂટા થઇ ગએલા વિદ્રોહીઓને દાબી દેવા, એ રાજા જેવા વીર નરને માટે બહુ કઠિન કાર્ય નહોતું. કાળક્રમે એ બળવો શાંત થયો અને વિદ્રોહીઓની સંખ્યા અદૃશ્ય થઇ ગઇ. છતાં પઠાણોની

શત્રુતા ક્રમે કરતાં શાંત થઇ નાહ. તેઓ પુનઃ કતલૂખાને સેનાપતિતરીકે આગળ કરી ઉડીસામાં બળવાન થવા લાગ્યા.

એ સમયે રાજા માનસિંહ કાબૂલના શાસનકર્તા તરીકે અફ્ઘાનીસ્તાનની વ્યવસ્થા કરતો હતો. તેણે પોતાના બાહુબળથી તથા રાજપૂત સૈનિકોની સહાયથી કાબૂલી જેવી તોફાની પ્રજાને છેક દાબી દીધી હતી. કાબૂલના વિદ્રોહીઓ રાજા માનસિંહનું નામમાત્ર સાંભળીને થરથરતા હતા. ત્યાંના સમસ્ત રહેવાસીઓ મુસલમાનજ હતા. તેમણે રાજા માનસિંહને બદલે એક મુસલમાન શાસનકર્તાની નિમણુક કરવાની સમ્રાટ અકબરને પ્રાર્થના કરી. જનસમાજની ઇચ્છાનુસાર રાજ્યવ્યવસ્થા કરવામાં આપણો પ્રાચીન કાળનો અશિક્ષિત અનક્ષર સમ્રાટ પોતાના ગૌરવમાં જરા પણ હાનિ માનતો નહોતો. તેણે પ્રજાગણની પ્રાર્થનાને માન આપી માનસિંહ જેવા પોતાના અતિમાનિતા નરની પણ બદલી કરવામાં સંકોચ કર્યો નહિ. સમ્રાટે રાજા માનસિંહને કાબૂલમાંથી બોલાવી લઈ એક તરફ પ્રજામતને માન આપ્યું અને બીજી તરફ માનસિંહને ક્ષુદ્ર અફ્ઘાનિસ્તાનને બદલે, બંગ-બિહાર અને ઉડીસા જેવા સુવિસ્તૃત રાજ્યના શાસનકર્તાનું અત્યંત માનભર્યું પદ અર્પણ કર્યું. આથી રાજા માનસિંહ અને અફ્ઘાન સ્તાનનો સાધારણ જનસમાજ એ ઉભય પ્રસન્ન થયા. રાજાએ સૈન્યસહિત બંગાળમાં પ્રવેશ કરી વર્તમાન કલકત્તા પાસે છાવણી નાખી. તેનો પુત્ર કુમાર જગતસિંહ ઉક્ત સૈન્યના એક મોટા ભાગનો સેનાપતિ હતો. બંગાળીઓએ કુમાર અને તેના સૈન્ય ઉપર હલ્લો કરી સુશિક્ષિત મોગલ સૈન્યને પરાજિત કર્યું અને જગતસિંહને કેદ કર્યો; પરન્તુ રાજા માનસિંહની બુદ્ધિ, વીરતા અને સાહસિકતા પાસે કોઇ પણ ટકી શકે તેમ નહોતું. છેવટે તેણે પઠાણોને શાંત કરી બંગાળ, બિહાર તથા ઉડીસાને મોગલ સામ્રાજ્ય સાથે મેળવી દીધા અને રાજધાની તરીકે વર્તમાન રાજમહાલ નગરીની સ્થાપના કરી ત્યાંજ નિવાસ કર્યો.

રાજા માનસિંહના સમયમાં બંગાળી પ્રજાએ પોતાના વીરત્વનો બહુ સારો પરિચય આપ્યો હતો. તેમાં યશોહરનો મહારાજા પ્રતાપાદિત્ય મુખ્ય હતો એમ કહેવું જોઇએ. તેણે ગૌરવને પુનઃ પ્રતિષ્ઠિત કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો, અને તેથી તે હિંદુમાત્રના આદર્શરૂપ બન્યો હતો. બંગાળ ભલે મોગલસામ્રાજ્યમાં ભળી ગયું તોપણ બંગાળીઓએ પોતાનું વીરત્વ પ્રકટ કરવામાં કદાપિ સંકોચ કર્યો નહોતો. મહાત્મા અબુલફઝલે લખ્યું છે કે:– "યુદ્ધસમયે બંગાળાનો શાસનકર્તા સમ્રાટને ૮૦૧૧૫૦ પદાતિકો, ૧૧૭૦ હાથીઓ, ૪૨૬૦ તોપો તથા ૪૪૦૦ યુદ્ધોપયોગી બૃહત નૌકાઓની સહાયતા આપતો હતો." આમાં જે સૈન્યનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેમાં હિંદુ અને મુસલમાન ઉભયનો સમાવેશ થતો હતો. તે પુનઃ લખે છે કે:–"સામ્રાજ્યના રાજપૂત સૈનિકોએ રાજા રાયશાલ

દરબારીને હરાવી તેનું રાજ્ય પડાવી લીધું; ત્યારે મથુરાદાસ નામના તેના એક બંગાળી નોકરે પોતાના બળ તથા સાહસવડે નષ્ટ રાજ્યનો અધિકારે ઉદ્ધાર કર્યો હતો. મહાસાહસી તથા પરાક્રમી ગણાતી રાજપૂતસેનામાં પણ ત્રાસ વર્તાયો હતો." હજી થોડાજ સમય ઉપર સિરાજ–ઉદ્દૌલાની વિદ્યમાનતામાં બંગાળી સૈન્યે સૈનિક અને સેનાપતિતરીકે જે પરાક્રમ દર્શાવ્યું હતું, તે ભાગ્યેજ કોઇ ભૂલી શકયું હશે. નવાબ સિરાજ–ઉદ્દૌલાના સમયસુધી બંગસંતાનો નિર્બળ અને બીકણુ છે, એવું કલંક કોઇ આપી શકયું નહોતું. અંગ્રેજી શાસનના ન્યાયી છત્ર નીચે બંગાળી પ્રજા પોતાનાં બળ–બુદ્ધિ અને વીર્યને ગુમાવી બેઠી છે, તેનું કારણુ અમને લાગે છે ક બંગાળીઓનાં બાળલગ્ન તથા અંગ્રેજી શાસનકર્તાઓની ઉપેક્ષા સિવાય અન્ય સંભવતું નથી. બંગાળી વીર પુરુષોને સૈનિક જીવનમાં પ્રવેશ કરવાનો હક્ક નહિ મળવાથીજ, અંગ્રેજ લેખકો બંગાળની સમસ્ત પ્રજાને શિરે બીકણુ અને બાયલાપણાનું કલંક ચોંટાડવાનું સાહસ કરી શકયા છે. પ્રભુ એ કલંક કયારે દૂર કરશે?

---

# द्वादश अध्याय–महाराणा प्रतापसिंह

હલદીઘાટ એ મેવાડની "થર્મોપોલી" છે અને દેવરનું રણક્ષેત્ર એ તેનું "મેરાથન" છે.

ટૉડ

ગ્રીકોએ સ્વાધીનતાના રક્ષણુ અર્થે થર્મોપોલી અને મેરાથનના ક્ષેત્રમાં જે અપૂર્વ વીરત્વ દર્શાવ્યું હતું તેનું યશઃકીર્તન યૂરોપની સભ્ય જાતિઓ હજી પણ સહસ્રકંઠે, સહસ્ર પ્રકારે કરી રહી છે. સ્વદેશપ્રેમ જાગૃત કરવામાં એ યશઃકીર્તન જેવું એક પણ અન્ય પ્રબળ સાધન નથી, એમ વિદ્વાનો મુક્તકંઠે કબૂલ કરે છે. અમારા વીરવર પ્રતાપસિંહનું યશોગાન કોણુ ગાય! તેના વીરત્વનો કિંચિત્ આભાસ પ્રાપ્ત કરવા જેટલો પણ કોને અવકાશ હોય! તેનું યથાર્થ સન્માન કરવા જેટલો પણ કોને અવકાશ હોય! તેનું યથાર્થ સન્માન કરવા જેટલું તો સામર્થ્યજ કોનામાં છે! ભારતવર્ષીય પ્રબળ પ્રતાપી મહારાણુા પ્રતાપસિંહના વીરત્વની કહાણી ભાષાના ગહન વનમાંજ ગુપ્તભાવે પડી રહી છે! ઇતિહાસ-લેખક ટૉડ કહે છે કે "હલદીઘાટ એ મેવાડનું થર્મોપોલી છે અને દેવર એ તેનું મેરાથન છે." કલ્પનાદેવિ! એકવાર તમારા ચરણુનો આશ્રય અમને આપો અને ઉક્ત પવિત્ર ક્ષેત્રની લીલાનું દર્શન કરાવો!

ચિતોડનું જો કે પતન થયું હતું છતાં મેવાડનું પરાક્રમ હજી અંતર્હિત થયું નહોતું. મેવાડનો વીર વંશ હજી અદશ્ય થયો ન હતો! મહારાણુા ઉદયસિંહ



અડગટેકી મહારાણા પ્રતાપ

કાયર હોવાથી તે ચિતોડનો પુનરુદ્ધાર કરવા પ્રયત્નશીલ થયો ન હતો ! પોતાના કુલગૌરવને—આત્મસંમાનને તિલાંજલિ આપી સ્વચ્છંદે આરામપૂર્વક જીવન વ્યતીત કરવું એને આપણે વર્તમાનકાળે બુદ્ધિમત્તા માનીએ છીએ. વસ્તુતઃ એજ જો બુદ્ધિમત્તા હોય તો મહારાણા ઉદયસિંહ તે અર્થમાં પરમ બુદ્ધિમાન હતો, એમ અમારે કહેવું જોઇએ ! તેણે મેવાડની ચિરપ્રસિદ્ધ રાજધાની, વીરત્વનું પુણ્યક્ષેત્ર ચિતોડ શત્રુના હસ્તમાં અર્પણ કરી દીધું અને પોતે દૂર આરાવલીના પર્વતોમાં જઇ, ત્યાં ઉદયપુર નામની એક રાજધાની સ્થાપી સુખ—શાંતિપૂર્વક રહેવા માંડયું. રાજપૂતોના શિરે ચોંટેલું કલંક દૂર કરવાનું તેને યોગ્ય જણાયું નહિ. મેવાડના એક અંશનો પરિત્યાગ કરી રાણો ઉદયસિંહ જો કે સુખ—વૈભવની દુરાશાથી નાસી ગયો, તોપણ દુર્ભાગ્યે તેના કપાળમાં સુખભોગ કરવાની વ્યવસ્થા વિધાતાએ લખી નહોતી. જેઓ આત્મગૌરવને વેચી તેને બદલે સુખ—વિલાસની ઇચ્છા કરે છે, તેઓ ઉલટા જીવનની સફળતાસ્વરૂપ આત્મગૌરવ ગુમાવી બેસે છે અને તેની સાથે સુખ—વૈભવ પણ તેનો ત્યાગ કરી જાય છે. ચિતોડના પતન પછી રાણો ઉદયસિંહ માત્ર ચારજ વર્ષમાં મરણ પામ્યો.

તેના પુત્ર હિંદુકુળચૂડામણિ મહારાણા પ્રતાપસિંહે સિંહાસન ઉપર આવતાંજ પૂર્વગૌરવનો પુનરુદ્ધાર કરવા કમ્મર કસી જન્મભૂમિનું કલંક નિવારણ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. યથાર્થ વીર પુરુષનું હૃદય માતૃભૂમિની દુર્દશા જોઇ શકતું નથી. **स्वर्गादपि गरीयसी** જન્મભૂમિની વેદના તે શાંતભાવે વધારે વાર જોઇ શકતો નથી. જન્મભૂમિની વેદના અને દુર્દશાની ચિંતા તેના હૃદયને કોરવા લાગી. જો કે પ્રતાપસિંહની પાસે સુખ—વૈભવની મનોરમ સામગ્રીનો લેશ પણ અભાવ નહોતો, છતાં એ વૈભવોમાં તેનું યથાર્થ વીર હૃદય સુખ લઇ શકયું નહિ. "સ્વદેશનો ઉદ્ધાર કરવો—કુળકલંક દૂર કરવું" એજ એક ભાવના તે સર્વદા પોષવા લાગ્યો. પ્રાણાધિક ચિતોડ શત્રુના ચરણતળે નિંદિત, અપમાનિત તથા લાંછિત થતું જાય છે, એ વાત સુખ અને ઐશ્વર્યના મોહક સંયોગોમાં પણ તે વિસરી ગયો નહિ. મેવાડમાંથી મોગલોને હાંકી કહાડવાને તેનું હૃદય વ્યાકુળ થયું. સામો પક્ષ કેટલો બળવાન તથા પ્રતાપી છે, તેનો તેણે ક્ષણવાર પણ વિચાર ન કર્યો. મોગલોની તુલનામાં રાજપૂતસૈન્ય કેટલું અલ્પ છે, તેનો વિચાર કરી નિરાશ થવાનું તેને વ્યાજબી લાગ્યું નહિ. મહાસંકલ્પની સિદ્ધિ અર્થે વર્તમાન સુખ—ભોગ અને ઐશ્વર્ય—વિલાસનો ભોગ આપવાની ચિંતા તેના મસ્તિષ્કમાં ઉદિત થઇ નહિ. પોતે હાથે કરીને દુઃખ અને વિપત્તિ વહોરી લેવાને તત્પર થયો છે, એવી નિર્બળ ભાવનાએ તેના ચિત્તને કંપાવ્યું નહિ. એકવાર કર્તવ્યનો નિર્ણય કર્યા પછી તેની સિદ્ધિ અર્થે સર્વ પ્રકારનો ત્યાગ કરવો પડે, તો તે પણ પરમ આનંદપૂર્વક કરવો એવો તેણે દૃઢ સંકલ્પ કર્યો. દિવસ અને રાત્રિ આઠે

આઠ પ્રહર તેના મનમાં કેવળ એકજ ચિંતા બળવાનપણે વર્તવા લાગી; અને તે એજ કે:–"દેહનું પતન થાય તો ભલે, પણ કર્તવ્યની સાધનામાં પાછું પગલું ભરવું નહિ." અર્થાત् देहं पातयामि वा कार्यं साधयामि। વસ્તુતઃ વીર પુરુષોનું એજ લક્ષણ હોય છે, સાધક નરની એજ પદ્ધતિ હોય છે અને સ્વદેશ-હિતૈષિતાની એજ પ્રતિજ્ઞા હોય છે.

રાજપૂતો જ્યારે સૈન્ય સાથે લડવાને બહાર પડે છે ત્યારે તેમની આગળ સૈનિકવાદ્યની ઘોષણા થાય છે; અર્થાત્ સૈન્યના પ્રયાણસમયે સમસ્ત સૈનિકોને મોખરે રણવાદ્ય ગર્જના કરતું સૈનિકોની સાથેજ આગળ વધે છે. મેવાડના રાજપૂતોની આ પ્રાચીન પદ્ધતિ છે. પ્રતાપે એ પદ્ધતિનો અસ્વીકાર કરતાં કહ્યું કે:– "ચિતોડનું પતન થઈ ચૂક્યું છે, આપણે શું મોં લઇને રણવાદ્યનો ઘોષ-પ્રતિઘોષ કરી શકીએ તેમ છીએ? આપણું સૈન્ય ચિતોડનો ઉદ્ધાર કરવાને સમર્થ થાય નહિ, ત્યાંસુધી તેના અગ્રભાગે રણવાદ્ય વાગી શકશે નહિ આપણું ગૌરવ ચિતોડની સાથેજ નષ્ટ થયું છે. હવે તો એ રણવાદ્યને આપણી સર્વના પાછળ રાખવું અને પાછળ રહીનેજ તે આપણા કલંકની ગર્જના કરે એજ ઇચ્છવા-યોગ્ય છે. જે રણવાદ્ય પ્રથમ આપણી આગળ રહીને આપણા ગૌરવની ઘોષણા કરતું હતું તેને હવે આપણી પાછળ પાછળજ આપણા કલંકની, અપમાનની અને નિર્વીર્યતાની ઘોષણા કરતું ચાલવા દો" માત્ર એટલુંજ નહિ, પણ પ્રતાપે પ્રતિજ્ઞા કરી કે "જ્યાંસુધી ચિતોડનો ઉદ્ધાર નહિ થાય, ત્યાંસુધી તે પોતે તથા તેના વંશજો કોઇપણ વિલાસ–સામગ્રીનો સ્પર્શ કરશે નહિ; ત્યાંસુધી તે વૃક્ષપત્ર સિવાય અન્ય કોઇ ધાતુપાત્રમાં ભોજન કરશે નહિ, ત્યાંસુધી તૃણશય્યા સિવાય બીજી પથારીએ શયન કરશે નહિ અને ત્યાંસુધી મુંડન પણ કરાવશે નહિ." મહારાણા પ્રતાપસિંહ આવી પ્રતિજ્ઞાજમાત્ર કરીને બેસી ન રહ્યા કિંવા તે પ્રતિજ્ઞાને માત્ર વાણીમાંજ બંધ કરી રાખી નહિ. તેણે એક તરફ ઉપર પ્રમાણેનું કઠોર તપસ્વી–જીવન વ્યતીત કરવાનો આરંભ કર્યો અને બીજી તરફ ચિતોડના ઉદ્ધાર અર્થે ગએલું ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવા માટે અતુલનીય વીરત્વ દર્શાવવા માંડ્યું, આત્મસંમાન સિવાય અન્ય કોઇ વિચાર મહારાણાના મગજમાં આવી શકતો નહિ. સ્વદેશોદ્ધાર સિવાયનો કોઇ પણ સ્વાર્થી વિચાર તેના અંતઃકરણના કોઇ એક ખૂણામાં પણ ઉદિત થઇ શકતો નહિ. તેનો પુરુષાર્થ એવી પવિત્ર પંક્તિનો હતો, તેનું મહાતેજ એવું સ્વર્ગીય હતું કે એ તેજ અને એ પુરુષાર્થને સાંસારિક વિપત્તિની પરંપરાઓ પણ મલિન કરી શકતી નહિ, સંસારના કોઇ પણ પ્રલોભનથી એ પવિત્રતા કે દિવ્યતા ઝાંખી થઇ શકતી નહિ. જો એ સમયના સમસ્ત રાજપૂત નૃપતિઓ પ્રતાપની સ્વર્ગીય ભાવનાઓને અનુસરી શક્યા હોત, અને પ્રતાપની પવિત્ર તપસ્યામાં સહાયતા આપવાને બહાર પડ્યા હોત, તો

રાજસ્થાન તો શું પણ સમસ્ત ભારતવર્ષનો ઇતિહાસ, આજે અશ્રુજળવડે લખવાનો પ્રસંગ આવત નહિ. એક માત્ર પ્રતાપેજ એકવાર મેવાડના ક્ષેત્રમાં એવું વીરત્વ દર્શાવ્યું હતું કે જેના પ્રતાપે આજે હિંદુઓનો પ્રાચીન ઇતિહાસ ઉજ્જવળપણે પ્રકાશી રહ્યો છે.

પ્રતાપ એ પ્રમાણે દેશોદ્ધારની તપસ્યામાં પ્રવૃત્ત હતો તે સમયે રાજા માનસિંહ સોલાપુર પ્રદેશ ઉપર વિજય મેળવી દિલ્હી ખાતે પાછો ફરતો હતો. માર્ગમાં તેને મહારાણા પ્રતાપસિંહનાં દર્શન કરવાની ઇચ્છા ઉદ્ભવી. મહારાણાવંશ રાજસ્થાનનો સર્વોપરિ-વંશ લેખાય છે. રાજસ્થાનમાં તેમના જેટલું અન્ય કોઇ પણ રાજવંશનું સન્માન થતું નથી. રાજા માનસિંહ કમલમેરમાં પહોંચતાં મહારાણા પ્રતાપે આદરપૂર્વક તેનું સ્વાગત કર્યું; પરંતુ આહારવેળા તે રાજા માનસિંહની સાથે એક સ્થાને બેસીને જમવા તૈયાર થયો નહિ, કારણ કે રાજા પોતે અકબરની સાથે સાંસારિક સંબંધોથી જોડાઇ ચૂક્યો હતો. રાજા માનસિંહને આ અપમાનથી બહુ ક્રોધ ચડયો. આ અપરાધ બદલ મહારાણાને સખ્ત દંડ આપવાનો તેણે નિર્ણય કર્યો. ત્યારબાદ તે તુરતજ મહારાણા પાસેથી ચાલી નીકળ્યો. હાય ! આ હતભાગ્ય દેશનું એજ દુર્દૈવ છે કે જ્યારે બે મહાપુરુષો એક સાથે ઉદ્ભવે છે. ત્યારે તેઓ સંમિલિત થઇ સ્વદેશસેવામાં જોડાવાને બદલે પરસ્પરની સાથે સંગ્રામ કરવાને તત્પર થઇ જાય છે ! જો એ એક દુર્ભાગ્ય આ દેશના શિરે ન હોત તો ભારતવર્ષની સ્થિતિ વર્તમાનક અત્યંત ઉન્નત હોત, એમ કહેવાની જરૂર છે ?

રાજા માનસિંહે પોતાના અપમાનસંબંધી સઘળી વાત સમ્રાટ અકબરને કહી. સમ્રાટ પોતે હિંદુ અને મુસલમાનને એકત્ર કરવ માગતે હતો, ઉભય પ્રજાને મિત્રતા અને સહૃદયતાની ગ્રંથિથી બાંધવા માગતો હતો, એટલા માટે મહારાણા પ્રતાપસિંહનું ઉક્ત પવિત્ર કાર્ય પણ અકબરને વાંધાભર્યું લાગે, એ સ્વાભાવિક છે. પોતાના પવિત્ર ઉદ્દેશમાં મહારાણાને વિઘ્નભૂત થતો જોઇ સમ્રાટને બહુ દુઃખ થયું. અકબર સારી પેઠે સમજતો હતો કે પ્રતાપસિંહ જેવો પ્રબળ પુરુષ અને રાજપૂત નેતા, જો તેની સંકલ્પસિદ્ધિમાં કંટકરૂપ થાય તો તે (સમ્રાટ અકબર) કદાપિ સફળતા પ્રાપ્ત કરી શકે નહિ. તે એમ પણ સમજતો હતો કે જે રાજપૂત રાજાઓ અત્યારે પોતાના ઉદ્દેશની સિદ્ધિમાં થોડી ઘણી સહાયતા આપી રહ્યા છે, તેઓ પણ મહારાણા પ્રતાપસિંહનું વિરુદ્ધાચરણ જોઇ પ્રતાપસિંહની સાથે મળી ગયા વિના રહેશે નહિ. ટુંકામાં કહીએ તો પ્રતાપસિંહનું પ્રજ્જ્વલંત ચારિત્ર્યબળ અને એ ચારિત્ર્યનો અન્ય રાજપૂત નૃપતિઓ ઉપરનો પ્રભાવ ઇત્યાદિ બાબતો સમ્રાટ અકબર બહુ સારી રીતે સમજી ગયો.

લાગ્યો. અકબરે મહારાણા પ્રતાપસિંહને માત્ર એક હાથી મોકલવાનું અને મોગલની કિંચિત્ તાબેદારી સ્વીકારવાનું કહેણ મોકલ્યું. મહારાણાએ મોગલોની તાબેદારી સ્વીકારવાનો ખુલ્લો ઇન્કાર કર્યો.

હવે સમ્રાટને નછૂટકે સમગ્ર મેવાડ ઉપર અધિકાર મેળવવા સૈન્ય મોકલવું પડયું. *આ સૈન્યના અધિનાયકતરીકે કુમાર સલીમની નિમણૂક કરવામાં આવી* હતી, છતાં રાજા માનસિંહને આ ભયંકર યુદ્ધના સર્વપ્રધાન સેનાપતિતરીકે કામ કરવાની અને કુમાર સલીમને પણ રાજા માનસિંહની આજ્ઞાનુસાર વર્તવાની સમ્રાટે આજ્ઞા કરી હતી. મુસલમાનો તે સમયે હિંદુઓપ્રત્યે એવી તો તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી જોતા હતા કે જો સમ્રાટ સેનાના અધિનાયકતરીકે કોઈ હિંદુની નિમણૂક કરે તો મુસલમાનો એ સૈન્યમાંથી પૃથક્ થઇ ગયા વિના રહે નહિ. હિંદુ સેનાપતિની આજ્ઞાને માન આપવું તે તેમને માટે અપમાનજનક લેખાતું હતું, એટલા માટે સેનાનું નેતૃત્વ સલીમને આપવાની સમ્રાટને ફરજ પડી હતી.

સમ્રાટ અને મહારાણા પ્રતાપસિંહના સાધનો વચ્ચે જમીન—આસમાન જેટલો ભેદ હતો. સમ્રાટ અકબર ભારતવર્ષનો એકાધિપતિ હતો, તેનું ઐશ્વર્ય અને રાજ્યવિસ્તાર અપૂર્વ હતું, જ્યારે મહારાણાનું રાજ્ય, ઐશ્વર્ય તથા આધિપત્ય કેવળ અમુક હદમાંજ હતાં અને તેટલા પ્રદેશનો મોટો ભાગ પણ લગભગ વેરાન જેવો હતો. અકબરનું અર્થબળ અસીમ હતું, સહાયકોની સંખ્યા અસંખ્ય હતી; જ્યારે મહારાણા પ્રતાપસિંહ પાસે અર્થબળ કે સહાયબળ નહિવતજ હતું. અકબર તે સમયે એક સર્વપ્રધાન સમ્રાટ તરીકેનું પદ ભોગવતો હતો, તેના જેવા એક પ્રતાપી અને સમર્થ સમ્રાટની સામે શત્રુતા કે વિરુદ્ધતા દર્શાવવી એ કાંઇ સહેલ નહોતું; છતાં પ્રતાપે સ્વદેશની સ્વાધીનતાનું રક્ષણ કરવા માટે જે પરાક્રમ કર્યું હતું, જે સાધના કરી હતી તથા જે તપસ્યા કરી હતી તે આજે ભારતીય ઇતિહાસમાં હિંદુકુળને સમુજ્જ્વલ કરી રહી છે. તેણે કોઇપણ સરતે પરાધીનતા ન સ્વીકારવાનો જે અડગ મનોભાવ દર્શાવ્યો હતો તે આદર્શ વીર પુરુષોને માટે પણ માર્ગસૂચક થઇ પડયો છે. *જ્યાંસુધી આ હતભાગ્ય દેશમાં* સૂર્ય—ચંદ્ર ઉદય પામતા રહેશે ત્યાંસુધી તેનો કીર્તિકલાપ ભારતનાં ભીરુ સંતાનો

સમુદ્રમાં ફેંકી દેવાની આજે ભીષણ પ્રતિજ્ઞા કરી છે ! જ્યારે તે મહારાણાનું રાજ્ય ભસ્મીભૂત કરી સ્મશાનવત્ બનાવી મૂકશે ત્યારેજ તેના અંતરનો દાહ શાંત થશે, એવો તેણે નિર્ણય કર્યો છે! જે પોતાનાજ બાહુબળે બળવાન છે, પ્રતિભાના તેજથી પ્રકાશિત છે, સાહસ અને વીરત્વનો શિરોમણિ છે, એટલુંજ નહિ પણ પ્રબળ પરાક્રમશાળી અકબર જેવો સમ્રાટ જેની પીઠ થાબડનાર છે, તે પુરુષ આ જગતમાં શું ન કરી શકે ? તેને માટે અસાધ્ય કિંવા અસંભવિત જેવું શું હોઈ શકે ? તેની સંકલ્પસિદ્ધિ આડેનું વિઘ્ન ક્યાંસુધી ટકી રહે ? તે શત્રુની તપાસમાં સુંદર મેવાડ પ્રદેશને પદાઘાતથી દલિત કરતો સૈન્યસહિત આગળ વધવા લાગ્યો; પરંતુ થોડે દૂર ગયા પછી તેણે જે દૃશ્ય જોયું તેથી તેને આશ્ચર્ય થયા વિના રહ્યું નહિ. તેનો પ્રતિદ્વંદી મહારાણો કેટલો બળવાન, કેવો તપસ્વી અને કેટલો પ્રભાવશાલી છે તે હવે તે બરાબર જોઈ શક્યો; અને તે ઉપરથી મહારાણાની કાર્યપદ્ધતિનું અનુમાન કરવાને તે સમર્થ થઇ શક્યો. મેવાડના પ્રદેશનું બારિક નિરીક્ષણ કરવા છતાં સપાટ ભૂમિ ઉપર ક્યાંય પણ મનુષ્યપ્રાણીનો શબ્દ કે ચિન્હ સરખું પણ રાજા માનસિંહને પ્રત્યક્ષ ન થયું. જે નગરી એકવાર નર–નારીના હાસ્યકોલાહલથી સર્વદા પરિપૂર્ણ રહેતી તે નગરી આજે નીરવ અને નિસ્તબ્ધપણે જેમની તેમ પડી રહી છે. જે ગૃહો પોતાની અસાધારણ સુંદરતાનો વિસ્તાર કરતાં, સરોવરની મધ્યમાં વિકસેલા કમળની માફક પ્રેક્ષકના નયન–મનને પરિતૃપ્ત કરતાં હતાં, તે ગૃહો આજે શોભાહીન અને ઉજ્જડ થઇ પડયાં છે. જે ધાન્યક્ષેત્રો એક દિવસે સુંદર ફળફૂલવડે પ્રાકૃતિક શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં અને ખેડુતો તથા ગોપાલકોનાં આનંદગીતોથી ગાજી રહેતાં હતાં, તે ક્ષેત્રો આજે ખેડાયા વિનાનાં જેમનાં તેમ પડયાં રહ્યાં છે. ક્યાંય પણ મનુષ્ય કે પશુ નજરે ચડતું નથી. સંપૂર્ણ સ્વાધીનતા ભોગવતી પુરનારીઓ એકવાર જે સ્થળે પ્રફુલ્લચિત્તે વિહરતી હતી તે સ્થળ આજે વેરાન અને ઉજ્જડ જેવું બની ગયું છે. ટુંકામાં, મરુભૂમિએ આજે ઉગ્ર રૂપ ધારણ કર્યું છે. રાજા માનસિંહ સમજી ગયો કે મેવાડવાસીઓ, મહારાણા પ્રતાપની આજ્ઞાને માન આપી, સપાટ ભૂમિનો ત્યાગ કરીને દુર્ગમ પર્વતની ટેકરીઓમાં ચાલ્યા ગએલા હોવા જોઇએ. સપાટ ક્ષેત્ર ઉપર યુદ્ધ કરવાની સમસ્ત તૈયારીઓ હવે નિષ્ફળ છે, એવા નિર્ણય ઉપર આવતાં તેને વાર લાગી નહિ. તેણે નિશ્ચય કર્યો કે ચતુર પ્રતાપ એકાએક પર્વતની ખીણમાંથી બહાર નીકળી મોગલસેનાનો નાશ કર્યા વિના રહેશે નહિ. હવે શું કરવું તેના નિર્ણયાર્થે રાજા માનસિંહે ગંભીર વિચાર કર્યો. છેવટે તેણે પોતાના સમસ્ત સૈન્યને એકત્ર કરી ધીરે ધીરે, બહુજ સાવચેતી અને વિચક્ષણતાપૂર્વક અરવલીના પહાડમાં પ્રવેશ કર્યો. ત્યારબાદ તે પર્વતની મધ્યમાં ક્રમે ક્રમે આગળ વધવા લાગ્યો. અત્યાર-

પર્વત કોઇએ પણ મોગલસેના ઉપર હલ્લો કર્યો નહિ, મોગલસેનાના માર્ગમાં કોઇએ વિઘ્ન નાખ્યું નહિ; એટલુંજ નહિ પણ કોઇએ પ્રત્યક્ષ દર્શન પણ આપ્યું નહિ. અંતે મોગલસામ્રાજ્યની હિંદુ-મુસલમાન સેના પર્વતના પશ્ચિમ ભાગની તળેટીમાં-પ્રાતઃસ્મરણીય હલદીઘાટમાં આવી પહોંચી.

રજની વીતી ચૂકી છે, પક્ષીઓ કલરવ કરી ઉષાદેવીને આમંત્રણ આપી રહ્યાં છે, ધીમે ધીમે સૂર્યોદય થયો. બરાબર એજ સમયે પર્વતને ધ્રૂજાવતો અને દિગ્‌મંડળને પ્રતિધ્વનિત કરતો મહારાણો પ્રતાપસિંહ, સિંહની માફક અકસ્માત્ શત્રુપક્ષ ઉપર તૂટી પડયો ! તેનું રાજપૂત અને ભીલસૈન્ય મહા પરાક્રમપૂર્વક શત્રુનો સંહાર કરવા લાગ્યું. ભયંકર યુદ્ધનો આરંભ થયો. હરિણ સરખી તીવ્ર ગતિવાળા ચેતક નામના એક શ્યામ અશ્વ ઉપર આરોહણ કરી પ્રતાપસિંહ પોતે રણક્ષેત્રમાં સર્વત્ર ઘુમી રહ્યો હતો અને પોતાના સૈન્યને વીરમદે ઉન્મત્ત કરવા વિવિધ ઉત્તેજનાઓ આપી રહ્યો હતો. મોગલસેના, વાયુમાં ઉડી જતાં શુષ્ક પત્રોની માફક ચોતરફ વિખરાવા લાગી. પ્રતાપના સૈનિકોદ્વારા તે નષ્ટ થવા લાગી. પ્રતાપ, રાજા માનસિંહની શોધમાં ચોતરફ ભમવા લાગ્યો. રાજા માનસિંહને પોતાના બાહુબળનો પરિચય આપવા કિંવા તેની મનોવાંચ્છના પૂર્ણ કરવા, એમાંથી ગમે તે કારણ હોય, પણ માનસિંહની શોધ અર્થે તે શત્રુપક્ષમાં વિનાસકોચે ધસી ગયો. માનસિંહની હાજરીની જે જે સ્થળે સંભાવના રાખી શકાય તે તે સર્વ સ્થળોમાં, શત્રુઓની મધ્યમાં પ્રતાપ ફરવા લાગ્યો. શત્રુસેનાનો ભેદ કરી તે સર્વત્ર ફરી વળ્યો. ચતુરચૂડામણિ રાજા માનસિંહ એ સમયે વિપુલ મોગલસેનાની મધ્યમાં એક હસ્તિ ઉપર બેઠો બેઠો સૈન્યવ્યવસ્થા કરી રહ્યો હતો. તેની આસપાસના હિંદુ અને મુસલમાન સૈનિકો તથા સેનાપતિઓ વિપક્ષનો વિનાશ સાધી રહ્યા હતા. પ્રતાપે દૂરથી આ દશ્ય જોયું. તેને ખાત્રી થઇ કે માનસિંહની આસપાસ રહેલો શત્રુનો વિશાળ સમુદ્ર ઓળંગી માનસિંહ પાસે પહોંચવું, એ મનુષ્યને માટે સંભવિત નથી. તે આવો વિચાર કરે છે એટલામાં થોડે દૂર કુમાર સલીમને દોડી જતો તેણે જોયો. તેજ ક્ષણે પ્રતાપની વૈરવૃત્તિ પ્રબળ થઇ આવી અને અશ્વને એક સખ્ત એડી મારી, શત્રુઓનાં ટોળાંની મધ્યમાં થઇને, વજ્રાગ્નિની માફક સલીમના હસ્તી ઉપર તૂટી પડયો. ચેતક અશ્વ મોટી મોટી ફલંગો મારતો પેલા હાથી પાસે આવીને ઉભો રહ્યો અને પોતાના બે આગલા પગો હાથીના મસ્તક ઉપર સ્થાપન કરી, માત્ર બે પગ ઉપરજ અડગભાવે નિર્ભર રહ્યો. પ્રતાપે આંખના એક પલકારા જેટલા સમયમાં તીક્ષ્ણ ધારવાળા ભાલાવતી માવતને વીંધી નાખ્યો અને તેને ધરણી ઉપર ફેંકી દીધો. ગજરાજ આ અપૂર્વ આક્રમણથી અને ખાસ કરીને ચેતકના પદપ્રહારથી બહુજ ગભરાયો અને ભયભીત થઇને, ચીસો-બરાડા પાડતો એકશ્વાસે ત્યાંથી નાસવા લાગ્યો. નાસતાં નાસતાં તેના પગ નીચે આવી અનેક

મોગલ સૈનિકો નષ્ટ થઇ ગયા. એટલામાં અસંખ્ય મોગલસેના પ્રતાપને છુંદી નાખવા તેની આસપાસ ફરી વળી; ચોતરફથી તેના ઉપર હલ્લાઓ થવા લાગ્યા; સર્વ પ્રકારનાં શસ્ત્રોનો પ્રહાર તેના અંગ ઉપર પડવા લાગ્યો; પરંતુ પ્રતાપને પરાજિત કરવો એ મોગલો માટે સાધારણ કાર્ય નહોતું. પ્રતાપને વશીભૂત કરવા જેટલી શકિતજ કોઇનામાં નહોતી. પ્રતાપ એ સમયે અતિ ઉત્કૃષ્ટ અને ઉચ્ચ અશ્વ ઉપર બેઠો હતો, તે વાત અમે પૂર્વે જણાવી ગયા છીએ. તે અશ્વની પીઠ ઉપર બેસીને પોતાની બંને બાજુના શત્રુઓનો સંહાર કરતો આગળ વધવા લાગ્યો. ચેતક પણ જાણે કે પોતાના સ્વામીને સહાય આપતો હોય તેમ વીરમદે ફલંગો મારતો અને વંટોળીઆની ઘુમરી માફક નૃત્ય કરતો વિપક્ષસેનાને પોતાના પગતળે કચરવા લાગ્યો ! પ્રતાપની ભયંકર પરિસ્થિતિ નિહાળી તેનું સૈન્ય પણ તેની પાસે દોડી આવ્યું અને પોતાના પ્રાણના ભોગે માલિકના પ્રાણની રક્ષા કરવા ઉદ્યુક્ત થયું. મહા ભીષણ યુદ્ધનો પ્રારંભ થયો. પ્રતાપનો જીવનદીપક બુઝાવી દેવો એજ સમસ્ત મોગલસેનાનો એકમાત્ર ઉદ્દેશ હતો. સમસ્ત મોગલસેનાએ એકત્ર થઇ પોતાની સમસ્ત શક્તિ તેજ એક ઉદ્દેશની સિદ્ધિ અર્થે વાપરવા માંડી. રાજપૂતો પણ પોતાના સ્વામીના પ્રાણની રક્ષા કરવા જતાં શત્રુઓના પ્રબળ પ્રહારવડે પંચત્વ પામવા લાગ્યા. પ્રતાપના સૈનિકોનો મોટો ભાગ આ હલ્લામાં મૃત્યુવશ થયો. મહારાણાના કદાવર દેહ ઉપર સાત સખ્ત પ્રહાર થયા હતા, તેમાંથી રુધિરની ધારા વહી રહી હતી અને સમસ્ત પોષાક પણ રુધિરમય થઇ ગયો હતો; છતાં તેણે પોતાનું બાહુબળ દર્શાવવામાં લેશમાત્ર સંકોચ કર્યો નહિ. શત્રુનો સંહાર કરતી વેળા પોતાની દેહવ્યથાપ્રતિ દૃષ્ટિપાત કર્યો નહિ. એક રાજપૂત વીરતરીકેની સાહસિકતાને શિથિલ થવા દીધી નહિ ! પ્રતાપના સૈનિકો પૈકીના એક ઝાલા માનસિંહે વિચાર કર્યો કે કેવળ વીરત્વદ્વારા શત્રુઓના પંજામાંથી પ્રતાપનો ઉદ્ધાર થવો સંભવિત નથી. એમ ધારી તેણે પોતાના આત્માને–પ્રાણને માલિકના આત્માની તુલનામાં તૃણવત્ લેખી, આત્મભોગદ્વારા મહારાણાને બચાવી લેવાની એક યુક્તિ રચી. તેણે પ્રતાપનું રાજછત્ર ઝુંટવી લઇ પોતાના શિરે અકસ્માત્ સ્થાપિત કરી દીધું અને પ્રતાપની લગભગ પાસેજ રહીને શત્રુઓની કતલ કરવા માંડી. મોગલપક્ષ આ યુક્તિથી છેતરાયો. યુક્તિ પણ સફળ થઇ. મોગલોએ ઉક્ત માનસિંહને મહારાણા પ્રતાપસિંહતરીકે માની, યથાર્થ પ્રતાપને રહેવા દઇ, તેની ઉપર ભીષણ આક્રમણ કર્યું અને તેને જખમી કરી મરણતોલ કરી મૂક્યો. આ પ્રમાણે માનસિંહ જે સમયે લડી રહ્યો હતો, તે સમય દરમિયાન પ્રતાપ પોતાના પક્ષમાં મળી જવા શત્રુપક્ષને ભેદીને આગળ વધ્યો. રાજસ્થાનના ઇતિહાસમાં ઉક્ત માનસિંહ જેવા વીરનરોના આત્મભોગનાં દૃષ્ટાંતોનો ટોટો નથી. રાજસ્થાનનો ઇતિહાસ મહાવતી પુરુષાર્થી વીરોના આત્મોત્સર્ગવડે આજે પણ પ્રકાશિત થઇ રહ્યો છે. છતાં રાજપૂતો આ વેળા વિ-

જયી થઇ શક્યા નહિ. પ્રતાપનું અમાનુષિક પરાક્રમ પણ સફળ થઇ શક્યું નહિ. મોગલસેનાનો મોટો ભાગ જો કે આ યુદ્ધમાં નાશ પામ્યો; તોપણુ તેમની સંખ્યામાં ઘટાડો થયો નહિ. મોગલોના ઉપરાછાપરિ હલ્લાઓ શાંત થયા નહિ. રાજા માનસિંહ પાસે અસંખ્ય સૈન્ય હતું, એટલુંજ નહિ પણ તેની પાસે તોપ અને બંદુકનો પણ તોટો નહોતો. તેણે આ સઘળી સામગ્રીઓની સહાયતાવડે પોતાનાજ એક જાતિબંધુનો પરાજય કર્યો. મહારાણાના અધિકાંશ સૈન્યનો વિનાશ કરવામાં તે વિજયી નિવડયો. બાકી રહેલું કેવળ માત્ર ૮ હજાર રાજપૂત સૈનિકોનું સૈન્ય પ્રાણુની મમતાથી નાસી ગયું (ઇ૦ સ૦ ૧૫૭૬.) મહારાણા પ્રતાપ અતિ ખેદપૂર્ણ ચિત્તે ચેતક અશ્વ ઉપર આરોહણ કરી આગળ વધતો હતો. આજે તેની પાસે અંગરક્ષક કે સહચર જેવું કોઇ રહ્યું નથી. માત્ર તે એકાકી પોતાના અશ્વની સાથે પોતાની છાવણી તરફ દોડી રહ્યો છે. એટલામાં બે મોગલ સૈનિકોએ તેને ઓળખ્યો અને વાયુવેગે અશ્વને દોડાવી પ્રતાપની પાછળ પ્રયાણ કર્યું. પ્રતાપને જીવતો જવા ન દેવો એજ ઉક્ત મોગલ સૈનિકોનો ઉદ્દેશ હતો. પ્રતાપસિંહનો ભ્રાતા શક્તસિંહ, પ્રતાપસિંહની સાથે કલેશ કરી તેનું સત્યાનાશ કહાડવાની ઇચ્છાથી અત્યારપૂર્વે મોગલસૈન્યમાં મળી ગયો હતો અને વર્તમાન યુદ્ધમાં ભાગ લઇ પોતાની સમસ્ત શક્તિને એકત્રિત કરી મેવાડનો સર્વનાશ સાધી રહ્યો હતો. તેણે જ્યારે પોતાના બંધુની પાછળ બે મોગલસૈનિકોને વાયુવેગે દોડી જતા જોયા, ત્યારે તેનો બંધુપ્રેમ ઉછળ્યા વિના રહ્યો નહિ. તે પૂર્વની વૈરવૃત્તિ તત્કાળ ભૂલી ગયો અને તેજ ક્ષણે રાણાને પકડી પાડવાનું બહાનું બતાવી રાણાની પાછળ દોડી ગયો. ચેતક અશ્વ પોતાના માલિકને પીઠ ઉપર સ્થાપી વિદ્યુતવેગે પર્વતની આંટી-ઘુંટીઓમાં થઇને દોડી રહ્યો છે; જે નદી, તળાવ કે ટેકરી માર્ગમાં આવે તેને માત્ર બે-ચાર ફલંગોવતી ઓળંગતો તે આગળ ગતિ કરી રહ્યો છે, એટલામાં પાછળથી કોઇનો પરિચિત કંઠસ્વર આવતો હોય એમ રાણાને લાગ્યું. તેણે તરતજ અશ્વની લગામ ખેંચી તેને સંયમમાં આણ્યો અને જોયું તો પોતાનો ભ્રાતાજ પાછળ દોડી રહ્યો છે. શક્તસિંહે માર્ગમાંજ પેલા બે મોગલસૈનિકોનો વધ કરી નાખ્યો હતો અને એ રીતે ભ્રાતા પ્રતાપનો વિપત્તિમાંથી ઉદ્ધાર કરી ચૂક્યો હતો. મહારાણો બહુ લાંબા દિવસે પોતાના ભ્રાતાને મળી તથા તેની સાથે થોડીવાર વાર્તાલાપ કરી બહુ સંતુષ્ટ થયો. સ્નેહપૂર્વક બંધુને પોતાની છાતી સાથે ચાંપીને ક્ષણવાર પોતાનાં સમસ્ત દુઃખ-શોક-વેદનાથી વિસ્મૃત થયો. ચેતકે અત્યારસુધીમાં શ્રમ લેવામાં કચાશ કરી નહોતી. તે આ ભ્રાતાઓનું સંમિલન નિરખતો તેજ ક્ષણે મૃત્યુ પામ્યો. શક્તસિંહ પોતાનો અશ્વ ભ્રાતાને આપી પુનઃ પોતે મોગલ છાવણીમાં આવીને હાજર થઇ ગયો.

જે માનસિંહે પોતાના આત્માનું બલિદાન આપી મહારાણા પ્રતાપના જીવનું

રક્ષણ કર્યું હતું, તેના વંશજો મેવાડમાં પરમ સન્માનપાત્ર ગણાવા લાગ્યા. તેમને "રાજા" નામની પદવી તથા એક રાજછત્ર વંશપરંપરાને માટે અર્પણ કરવામાં આવ્યું. તે સિવાય મહારાણાના રાજમહેલના દરવાજાપર્યંત વાજતે-ગાજતે આવવાની તેમને સંમતિ આપવામાં આવી. તે કાળે જે પુરુષની પાલખી આગળ ડંકા ધ્વનિ કરતો તે પુરુષ રાજમાન્ય ગણાતો હતો; પરંતુ મહારાણાના પ્રાસાદ પાસે સર્વ વાજીંત્રો બંધ કરી દેવાની સર્વને ફરજ પડતી. માત્ર ઉક્ત માનસિંહના વંશજોજ ડંકાના ધ્વનિપૂર્વક રાજપ્રાસાદપર્યંત આવી શકે, એવી મહારાણાએ અનુમતિ આપી. આવું ઉચ્ચ સન્માન મેવાડમાં અન્ય કોઇને મળ્યું હોય તેમ જણાતું નથી.

શક્તસિંહનું કાર્ય વિશેષ સમય ગુપ્ત રહી શક્યું નહિ, તેણે પ્રતાપને નસાડી મૂકવામાં સહાય કરી હતી, એ વાત સર્વત્ર પ્રસરી ગઇ. તેણે પોતે પણ સમ્રાટ અકબરના પાસે સમસ્ત વૃત્તાંત નિર્ભયપણે રજુ કર્યો. શક્તસિંહનો અપરાધ નિશ્ચિત થઇ ચૂક્યો છે. તેણે સમ્રાટ અકબરના પક્ષમાં રહી, સમ્રાટનું અનાજ ખાઇ, સમ્રાટના સર્વપ્રધાન શત્રુને સહાયતા આપી છે અને તેને નસાડી મૂકવામાં મદદ કરી છે, એટલુંજ નહિ પણ શત્રુના સંરક્ષણાર્થે સામ્રાજ્યના બે સંમાન્ય સૈનિકોનો વધ કર્યો છે. આ ગંભીર અપરાધ બદલ શક્તસિંહને કેવી કઠોર શિક્ષા કરવી તેની ચર્ચા થવા લાગી; પરંતુ અકબર પોતે વસ્તુતઃ શક્તસિંહનું વર્તન જોઇ બહુ મુગ્ધ થયો. તેણે કોઇ પણ પ્રકારની સજા નહિ ફરમાવતાં, તે અપરાધપ્રત્યે ઉપેક્ષા કરવાનું પોતાના અમાત્યોને જણાવ્યું. બુદ્ધિમાન સમ્રાટ શક્તસિંહના કર્મને અંતઃકરણમાં એક સત્કર્મરૂપે માનતો હતો. શક્તસિંહે હવે મોગલપક્ષમાં રહેવાનું યોગ્ય ધાર્યું નહિ. તે ત્યાંથી વિદાયગીરી લઇને પોતાના ભ્રાતાની સાથમાં મળી ગયો.

સમ્રાટ અકબર હિંદુઓનીજ મદદથી હિંદુઓનો પરાજય કરવા શક્તિવાન થયો હતો. જો આ યુદ્ધમાં રાજપૂત સૈન્યે મોગલોને સહાયતા ન કરી હોત તો માનસિંહ અવશ્ય પરાજિત થયા વિના રહેત નહિ. હિંદુઓએ આવી રીતે તન-મન-ધન સર્વસ્વ સમર્પી મુસલમાન રાજ્યને જે સહાયતા આપી હતી તેનું ફળ, તેમને તે કાળે કેવું ભોગવવું પડયું તે જાણો છો ? હિંદુપ્રજાનો મોટો ભાગ તે કાળે મુસલમાન પ્રજાદ્વારા અસહ્ય તિરસ્કાર સહન કરતો હતો ! એજ તેમની સેવાઓનું મુખ્ય ફળ હતું ! બાદાઉની પોતાના ઇતિહાસમાં લખે છે કેઃ- " રાજસ્થાન ઉપરની આ સ્વારીમાં યથાશક્તિ ભાગ લેવાની મને ઇચ્છા ઉદ્ભવી; પરંતુ સેનાના નાયકતરીકે એક હિંદુની નિમણુક થયેલી હોવાથી, હિંદુની અધીનતા નીચે મુસલમાનોએ કામ કરવું, એ અત્યંત શરમભરેલું છે, એમ કહીને મારા કેટલાક મિત્રોએ મને જવાની સંમતિ આપી નહિ. મેં મારા મિત્રને જણાવ્યું કેઃ-' આવાં મહત્ કાર્યોના પ્રસંગે કાર્યના ઉદ્દેશ ઉપરથીજ આપણે કર્તવ્યનો નિર્ણય કરવો જોઇએ. નાયક ગમે તે હોય, આપણે તો આ યુદ્ધમાં

હિંદુઓનોજ સંહાર કરવાનો છે અને તે એક પવિત્ર કાર્ય છે, તો પછી આપણે શામાટે શસ્ત્ર ધારણ ન કરવું ? ' છેવટે હું મારા મિત્રો વગેરેને મળી ઉક્ત સ્વારીમાં જોડાયો અને યુદ્ધક્ષેત્રમાં ભાગ લેવા લાગ્યો. એકવાર પ્રતાપનું સૈન્ય અને સમ્રાટનું સૈન્ય ભેટંભેટા થઇ ગયું. બંને પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધ શરૂ થયું ત્યારે આસફખાં પાસેથી મેં જાણવા માગ્યું કે:-" આમાં આપણા પક્ષના રાજપૂતો કયા છે અને પ્રતાપના પક્ષના કયા છે, તેનો કેવી રીતે નિર્ણય કરવો ?" તેણે ઉત્તરમાં જણાવ્યું કે:-" આંખો મીંચીને ગમે તે રાજપૂતને શરપ્રહારથી વિંધવા માંડો. જેટલા રાજપૂતો વધારે મરે તેટલું વધારે સારૂં." ત્યારબાદ અમે સતત શરનિક્ષેપ કરવાનું ચાલુ કર્યું અને સ્વપક્ષ તથા પરપક્ષના અનેક રાજપૂતોને જમીનદોસ્ત કર્યા. ' હિંદુ સૈનિકોને તેમની સેવાનું ફળ કેવું મળ્યું હતું, તેસંબંધી હવે વિશેષ વર્ણન કરી વાચકની કોમળ લાગણીઓને આઘાત કરવાનું અમે યોગ્ય ધારતા નથી. મુસલમાનો અને હિંદુઓ વચ્ચે જે કાળે આ પ્રમાણેનો વિદ્વેષ પ્રવર્તી રહ્યો હતો તે કાળે ઉભય પ્રજાઓ વચ્ચે સ્નેહસંબંધ સ્થાપિત કરવાનું કામ કેટલું બધું વિષમ, દુર્ઘટ અને ભગીરથ શ્રમસાધ્ય હોવું જોઇએ, તેનો વાચકો કિંચિત ખ્યાલ કરી શકશે. હતભાગિની ભારતભૂમિ, સમ્રાટ અકબર જેવા સત્પુત્રોના પ્રયત્નનું સુફળ પણ પ્રાપ્ત કરી શકી નહિ.

ક્રમે ક્રમે વર્ષાઋતુનો સમય આવી પહોંચ્યો, આકાશ ઘનઘટાથી આચ્છાદિત થયું, વૃષ્ટિસૂચક ચિન્હો સર્વત્ર સ્પષ્ટ થવા લાગ્યાં. વર્ષાની સાથે પવનનું તોફાન પણ શરૂ થયું, પવનના પ્રબળ પ્રતાપે અનેક વૃક્ષો, લતાઓ તથા શાખાઓ સ્થાનચ્યુત થવા લાગી અને એ રીતે પ્રકૃતિના સુવ્યવસ્થિત સૌંદર્યમાં સર્વત્ર વિશૃંખલતા જેવો આભાસ દૃષ્ટિગોચર થવા લાગ્યો. વિદ્યુત પણ રહી રહી-

થયો, પણ તેજવેળા શીતકાળની સ્વાભાવિક આપત્તિ મેવાડની ચતુઃસીમામાં પરિવ્યાપ્ત થઇ ગઇ. ધૂમસ અને શીતળતા મેવાડની ભૂમિ ઉપર સાંજથી આરંભી પ્રાતઃકાળપર્યંત આક્રમણ કરવા લાગ્યાં; અને મનુષ્યો, પશુઓ તથા વૃક્ષોને પણ કંપાવવા લાગ્યાં. ધીમે ધીમે શીતઋતુના જુલમથી વૃક્ષપત્રો કરમાઇને ખરી જવા લાગ્યાં, નયનાનંદપ્રદ ઉદ્યાન, ઉપવન અને સુંદર ક્ષેત્રો નિસ્તેજ જણાવા લાગ્યાં, મેવાડ સૌંદર્યરહિત બન્યું. પક્ષીઓ શાખાઓમાં નીરવપણે બેસી ગમગીનીપૂર્વક દિવસો ગુજારવા લાગ્યાં. છેવટે મેવાડની સહાયતાર્થે વસંત ઋતુએ આગમન કર્યું. પુનઃ મેવાડની ભૂમિ આનંદથી ઉત્ફુલ્લ થઇ ! નવીન શોભાથી શરીર સુશોભિત કરી, વિવિધ વર્ણનાં મનોહર કુસુમોવડે મસ્તક તથા વેણી અલંકૃત કરી, વિવિધ પુષ્પોની સુગંધીને વહન કરતી, સહસ્ર પક્ષીકંઠે સુલલિત સંગીત ગાતી વસંતઋતુ દશે દિશામાં આમોદ-પ્રમોદ વિસ્તારવા લાગી. જેમનું યૌવન પસાર થઇ ગયું હોય, એવી રમણીઓ જેવી રીતે પતિના મનોરંજનાર્થે, પોતાનું નષ્ટ ગૌરવ છુપાવી રાખવાની લાલસાથી ટાપટીપ અને વેષભૂષણનો વ્યર્થ આડંબર કરી, આંતરિક દુર્દશા દાબી દેવાનો પ્રયત્ન કરે તેવી રીતે મેવાડભૂમિ પણ પુનઃ મનોહર પોષાક પહેરી આંતરિક દુર્દશા છુપાવી રાખવાનો પ્રયત્ન કરવા લાગી. કુરૂપ રમણી, સ્વરૂપવાન યુવતીને નિરખીને જેવીરીતે ઇર્ષ્યાથી દગ્ધ થાય, કર્કશકંઠવાળો ગાયક મધુરકંઠવાળા ગવૈયાનું ગાન સાંભળી જેમ બળી મરે અને એક નિર્ગુણી મનુષ્ય સદ્‌ગુણી મનુષ્યનું બહુ માન થતું જોઇ દ્વેષથી સળગી ઉઠીને તીવ્ર સમાલોચના કરવા તત્પર થાય, તેવી રીતે મેવાડનું આ સૌંદર્ય નિરખીને કુરૂપ કાગડાઓ કર્કશકંઠે કોલાહલ કરી મેવાડનું ઉપહાસ્ય કરવા લાગ્યા. તુરીના ગમનાગમનવડે જેવી રીતે વણકર વસ્ત્ર તૈયાર કરે છે, તેવી રીતે ધૂર્ત લોકો મેવાડમાં આવ-જા કરી, અહીંની વાત ત્યાં તથા ત્યાંની વાત અહીં કરી વિવાદરૂપી વસ્ત્ર વણવા લાગ્યા. કેઇએ માનસિંહની પાસે જઇ મેવાડનું ઉક્ત સૌંદર્ય વર્ણવ્યું. પુનઃ તે વસંતઋતુમાં સૈન્યસહિત મેવાડ ઉપર ચડી આવ્યો અને ક્રમે ક્રમે મેવાડમાં આવેલા પ્રદેશોને પરાજિત કરી પરાધીનતાની બેડીમાં જકડવા લાગ્યો. આ પ્રમાણે વસંત ઋતુમાં ચડી આવી, બની શકે તેટલી મેવાડની ખુવારી કરી પુનઃ વર્ષાસમયે માનસિંહ પોતાના આવાસસ્થાને પાછો ફરવા લાગ્યો. વર્ષે વર્ષે નવા નવા બળપૂર્વક અને ઉત્સાહપૂર્વક તે મેવાડ ઉપર આક્રમણ કરવા લાગ્યો. બીજી તરફ મહારાણો પ્રતાપ ઉપરાઉપરિ આક્રમણોથી દિનપ્રતિદિન વિશેષ બળહીન, અર્થહીન તથા સહાયહીન થવા લાગ્યો. કાળક્રમે તેના અનેક પ્રવીણ સૈનિકો પંચત્વ પામ્યા, અનેક બહાદુર સેનાનીઓ વિનષ્ટ થયા અને એવી રીતે મેવાડ વીરશૂન્ય બનવા લાગ્યું. પ્રતાપ હવે પ્રત્યેકવાર પરાજિત થવા લાગ્યો અને એક પ્રદેશ પછી અન્ય પ્રદેશ તથા એક દુર્ગ પછી અન્ય

દુર્ગ એમ પ્રદેશો તથા દુર્ગો દુશ્મનના હાથમ સપડાવા લાગ્યા. ધીમે ધીમે કમલમેર, ઉદયપુર આદિ સમસ્ત શહેરો વિપક્ષના અધિકારમાં આવી ગયા. પ્રતાપ જ્યારે આ પ્રમાણે વિશેષ દુર્દશામાં ઘેરાતો જતો હતો, તે સમયે એકવાર પુનઃ અકબરે મૈત્રી બાંધવાનું કહેણ દૂત સાથે પ્રતાપને કહેવરાવ્યું; તથાપિ પ્રતાપે અકબરના પ્રત્યે સ્પષ્ટ અવજ્ઞા દર્શાવતાં મૈત્રી કે સંધિ સ્થાપવાની સ્પષ્ટ ના પાડી. સ્વાધીન રાજપૂતમસ્તક મૈત્રીભાવે પણ અવનત કરવાની સ્પષ્ટ અનિચ્છા તેણે પ્રકટ કરી. સમ્રાટ અકબરે હવે નિરુપાયે પોતે જાતે મેવાડના સંગ્રામમાં જોડાવાની ઇચ્છા દર્શાવી અને પોતાના બાહુબળવડે મેવાડનું યુદ્ધ સમાપ્ત કરવા રણક્ષેત્રમાં હાજર થયો. મેવાડમાં પ્રવેશ કરી સમ્રાટે પ્રતાપની શોધ કરવા માંડી, પણ પ્રતાપનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. અકબરની સામે યુદ્ધમાં ઉભા રહેવા જેટલી શક્તિ ન હોવાથી પ્રતાપ પર્વતની ખીણમાં ભરાઇ બેઠો હતો, એથી અકબર તેનો સંપૂર્ણ પત્તો મેળવી શક્યો નહિ. છેવટે પ્રતાપની ગેરહાજરીનો લાભ લઇ સમ્રાટ વિવિધ સ્થાને સૈન્યની સ્થાપના કરી તથા રાજ્યશાસનસંબંધી સઘળી વ્યવસ્થાઓ કરી, ત્યાંથી રાજધાની ખાતે પાછો ફર્યો.

પ્રતાપ હવે એક વનમાંથી બીજા વનમાં અને એક પર્વતમાંથી બીજા પર્વતમાં વિચરણ કરવા લાગ્યો. તેણે ઉપયોગી પર્વતો ઉપર અમુક પ્રકારનાં સાંકેતિક ચિન્હોની સ્થાપના કરી. આ ચિન્હો એક પર્વતના શિખર ઉપરથી અન્ય પર્વતના શિખર ઉપર સમાચાર મોકલવામાં અને રણસંગ્રામમાંથી બચી ગયેલું સૈન્ય એકત્ર કરવામાં તથા નવીન ભીલ સૈન્યને એકત્રિત કરવામાં બહુ ઉપયોગી થઇ પડતાં હતાં. પ્રસંગોપાત પ્રતાપ પર્વતની ટેકરીઓમાંથી અકસ્માત્ બહાર નીકળતો અને મોગલસૈન્ય ઉપર આકસ્મિક છાપો મારી બની શકે તેટલો સંહાર કરી પુનઃ પર્વતમાં અદશ્ય થઇ જતો. તેની પાસે હવે નાનુંસરખું પણ રાજ્ય રહ્યું નથી, બેસવાને સિંહાસન તો શું પણ કોઇ પ્રકારનું ક્ષુદ્ર સુખાસન પણ રહ્યું નથી, મોટી ઇમારતો તો દૂર રહી પણ રહેવાને માટે ઝુંપડી સરખી પણ રહી નથી, સૈનિકો પણ સર્વ નાશ પામ્યા છે; તથાપિ તે પોતાની સ્વાધીનતાનો ત્યાગ કરવાને તત્પર થયો નહિ ! તે હવે ગુપ્તભાવે ભીલોના આશ્રમમાં રહી જીવન વીતાવવા લાગ્યો. તેના દુઃખની, કષ્ટની કે ક્લેશની અવધિ રહી નથી! એકવાર રાજ્યનો અધિષ્ઠાતા બનવાને સર્જાયેલો રાજકુમાર પ્રતાપ, હવે વૃક્ષતળે કે પર્વતની ગુફામાં ખુલ્લી પૃથ્વી ઉપર સુઇ મહાકષ્ટે કાળ વીતાવવા લાગ્યો. સિંહાસનને બદલે પર્વત અને જંગલના પથરાઓ તેના આસનરૂપ તથા શય્યારૂપ બન્યા છે. વનનાં કંદમૂળો અને નિર્મળ ઝરાનું પાણી એ તેના ખાન–પાનની મુખ્ય સામગ્રી બની છે. એક વનમાંથી બીજા વનમાં વનચારી વેશે, વનવાસીઓએ આપેલા અતિસામાન્ય આહાર ઉપર નિર્ભર રહી ગમે તે પ્રકારે દિવસો ગુજારે

એમ સમ્રાટ અકબર માનતો હતો.

સમ્રાટે આનંદના આવેગમાં ને આવેગમાંજ પ્રતાપવાળો પત્ર પ્રિયબન્ધુ પૃથ્વીરાજને બતાવ્યો. પૃથ્વીરાજે કહ્યું કેઃ–" આપ સમસ્ત મોગલસામ્રાજ્ય મહારાણા પ્રતાપને સમર્પિત કરો તોપણ તે કદાપિ પરાધીનતાનો સ્વીકાર નહિ કરે, એવી મને ખાત્રી છે." ત્યારબાદ તેણે મહારાણા પ્રતાપના પવિત્ર વ્રતની સ્તુતિ કરનારો અને ઉત્સાહ આપનારો એક પત્ર ખાનગી રીતે પ્રતાપ ઉપર રવાના કર્યો. પત્ર કાવ્યમાંજ લખ્યો હતો. તેમાંનો કેટલોક ભાવાર્થ અમે નીચે ઉદ્ધૃત કરીએ છીએઃ—

"હિંદુઓની આશા હિંદુઓ ઉપરજ નિર્ભર છે. હિંદુઓનો ઉદ્ધાર જો હિંદુ નહિ કરે તો બીજું કોણ કરશે? સમસ્ત ભારતવર્ષના હિંદુઓ એકમાત્ર તમારા ઉપર આશા અને વિશ્વાસ રાખી રહ્યા છે. દુર્ભાગ્યે તમે પણ એ આશા વિસર્જન કરવા તૈયાર થઇ ગયા છો. હવે હિંદુ પ્રજા કોના આધારે ટકી રહેશે? અત્યારપર્યંત જો પ્રતાપ જેવો પુરુષસિંહ પૃથ્વીમાં ન જન્મ્યો હોત, તો અકબરે ક્યારનાએ હિંદુ–મુસલમાનને ભેળવી દીધા હોત! કારણકે હિંદુ રાજાઓમાં હવે પ્રથમના જેવું બળ–વિક્રમ રહ્યું નથી, તેમજ ભારતની રમણીઓમાં પણ પ્રથમના જેવું ગૌરવ રહ્યું નથી. * અકબર આપણી જાતિનો ખરીદદાર છે. તેણે એક માત્ર પ્રતાપ સિવાય બાકી સઘળાને ખરીદી લીધા છે. કેવળ પ્રતાપનું મૂલ્ય આપવાને તે સમર્થ નથી. શું કોઈ પણ રાજપૂત રાજા નૌરોજનિમિત્તે પોતાનું આત્મસંમાન ત્યાગ કરવાને તૈયાર થાય? છતાં આજે કેટલા બધા રાજપૂતોએ કુળ-ગૌરવને તિલાંજલિ આપી છે, તે તો તમે જુઓ ત્યારેજ ખરેખરો ખ્યાલ આવી શકે. × પ્રાયઃ સઘળા ક્ષત્રીઓએ પોતાનું ક્ષત્રિયત્વ વેચી નાખ્યું છે. ચિતોડનું રાજકુળ પણ શું એ શ્રેણીમાં પ્રવેશ કરી કરશે?" જો કે પ્રતાપે પોતાના ઐશ્વર્યનો ધ્વંસ કર્યો છે, તથાપિ તેણે ક્ષત્રિયત્વરૂપી અમૂલ્ય ઐશ્વર્ય સુરક્ષિત રાખ્યું છે.

---

* રાજપૂતલલનાઓ મુસલમાન સાથે પરણતી અને નૌરોજના મેળામાં ભાગ લેતી, એટલામાટેજ આ ઇસારો પૃથ્વીરાજે કર્યો હશે.

× વર્તમાનકાળે જેવી રીતે કેટલાક મનુષ્યો કુળલલનાઓને બહાર ફરતી જોઇ વ્યથિત થાય છે, તેવી રીતે તે કાળે પણ અનેક હિંદુઓ, મુસલમાનના નૌરોજના દિવસે તથા ખુશરોજના મેળામાં હિંદુકુળબાળાઓને જતી જોઇ દુઃખી થતા હતા. મુસલમાન સ્ત્રીઓ સાથે હિંદુ સ્ત્રી મળે એ તે કાળે શરમભર્યું તથા તિરસ્કારપાત્ર કાર્ય ગણાતું હતું. બાદાઉનીને પણ ભારે ખેદપૂર્વક લખવું પડયું છે કે સમ્રાટ અકબર ઇસ્લામધર્મ નષ્ટ કરવાના ઇરાદાથીજ મુસલમાન કુળવધૂઓને તે મેળામાં સમિલિત કરતો. કુળગૌરવની વાત વર્ણવી પ્રતાપને સારી ભાવનાઓવડે ઉશ્કેરવાનો પણ કવિનો આશય હશે, એ નિઃસંદેહ છે.

સ્ત્રી–પુત્રની ચિંતા થતી હોય તે વેળા મનુષ્ય જો સ્વદેશને વિસરી જાય તો તે મનુષ્યને માટે એક સ્વાભાવિક દોષ છે. મનુષ્ય જ્યાંસુધી મનુષ્ય છે, અર્થાત્ જ્યાંસુધી મનુષ્ય તે દેવ બની શકયો નથી ત્યાંસુધી મનુષ્યતરીકેની તેની નિર્બળતાઓ પણ તેની સાથેજ રહે છે. આવી નિર્બળતાની અમે કોઇપણ પ્રકારે હિમાયત કરીએ છીએ, એમ માનવાનું નથી. મક્ષિકા જેની રીતે શરીરનો સમસ્ત સુંદર ભાગ ત્યજી દઈ માત્ર વ્રણ ઉપર બેસવામાંજ સાર્થકતા માને છે, તેવી રીતે જેઓ પ્રતાપના સમસ્ત વીરોચિત સદ્‌ગુણોની ઉપેક્ષા કરી, તેની આ એકમાત્ર નિર્બળતાની નિંદા કરે છે, તેમને માટેજ અમારે આટલું સ્થળ અહીં રોકવું પડયું છે. પુત્રપાલન એ એક ઇશ્વરી કર્તવ્ય છે. જો માત્ર એ એક કર્તવ્યજ પિતા-માતા સમસ્ત જીવનમાં પૂર્ણ કરે છે, તો પ્રતાપસિંહ અને મૅઝીની જેવા પુત્રો ઉત્પન્ન થાય અને જગતનો ઉપકાર સાધે, એમ પણ આ સ્થળે કહી દેવું જોઇએ.

પ્રતાપસિંહનો સંધિનો પ્રસ્તાવ વાંચી અકબરના આનંદનો પાર રહ્યો નહિ. જો કે હજી સંધિની સરતો નક્કી થઇ નથી, સમ્રાટની સરતો પ્રતાપ કબૂલ કરશે કે નહિ, તેનો હજી નિશ્ચય થયો નથી, છતાં પ્રતાપનો એક માત્ર પત્ર વાંચીનેજ સમ્રાટને શામાટે એટલો બધો આનંદ થયો હશે ? સમ્રાટે વિચાર કર્યો કે:–"પ્રતાપના જેવો મહાપુરુષ જ્યારે મારી સાથે મૈત્રી બાંધવાને તૈયાર થયો છે, તો પછી હું ગમે તે પ્રકારે, ગમે તે સરતે તેની મૈત્રીનો સ્વીકાર કર્યા વિના રહીશ નહિ. કદાચિત્ સામ્રાજ્યને અંગે થોડુંઘણું સહન કરવું પડશે તો તે પણ પ્રતાપની ખાતર સહન કરી લઇશ; પણ પ્રતાપની મૈત્રીનો પ્રસંગ હવે જતો નહિજ કરૂં." એટલાજ માટે પ્રતાપનો પત્ર વાંચી સમ્રાટે પોતાના અંતઃકરણનો આનંદ પ્રકટ કર્યો અને આનંદસૂચક એક મહોત્સવ ઉજવવાની પણ પોતાના અમાત્યોને આજ્ઞા કરી. અકબરને એટલો બધો આનંદ થયો તેનું શું કારણ હશે ? મેવાડ ઉપર તો મોગલોનો વિજય સમામ થઇ ચૂકયો છે, મહારાણો એક જંગલમાંથી બીજા જંગલમાં ભટકી શેષ જીવન વીતાવી રહ્યો છે, તેની સાહસિક સેનાનો પ્રાયઃ મોટો ભાગ નાશ પામી ગયો છે, છતાં એવા તે કયા મહાન લાભની અકબરે આશા રાખી હશે કે તે આવી રીતે પ્રતાપના માત્ર સંધિપ્રસ્તાવથી આનંદોન્મત્ત થઇ ગયો ? પ્રતાપની મૈત્રીથી અકબરને એવો તે શું લાભ થવાનો હતો કે તેણે ઉત્સવ ઉજવવાની પણ આજ્ઞા ફરમાવી દીધી ? અમને જો આનો ઉત્તર આપવાની આજ્ઞા કરવામાં આવે તો અમે કહીશું કે પ્રતાપસિંહ એક યથાર્થ તપસ્વી મહાપુરુષ હતો, એમ અકબર અંતઃકરણપૂર્વક માનતો હતો; જો તેના જેવો એક મહાત્મા પોતાનો મિત્ર બને અને પોતાની ઉદ્દેશસિદ્ધિમાં લેશ પણ સહાયતા આપે, તો હિંદુ–મુસલમાનને સમિલિત કરવાનો અને તેદ્વારા ભારતનું કલ્યાણ સાધવાનો પોતાનો ઉદ્દેશ અનાયાસે સિદ્ધ થયા વિના રહે નહિ;

એમ સમ્રાટ અકબર માનતો હતો.

સમ્રાટે આનંદના આવેગમાં ને આવેગમાંજ પ્રતાપવાળો પત્ર પ્રિયબન્ધુ પૃથ્વીરાજને બતાવ્યો. પૃથ્વીરાજે કહ્યું કેઃ-" આપ સમસ્ત મોગલસામ્રાજ્ય મહારાણા પ્રતાપને સમર્પિત કરો તોપણ તે કદાપિ પરાધીનતાનો સ્વીકાર નહિ કરે, એવી મને ખાત્રી છે. " ત્યારબાદ તેણે મહારાણા પ્રતાપના પવિત્ર વ્રતની સ્તુતિ કરનારો અને ઉત્સાહ આપનારો એક પત્ર ખાનગી રીતે પ્રતાપ ઉપર રવાના કર્યો. પત્ર કાવ્યમાંજ લખ્યો હતો. તેમાંનો કેટલોક ભાવાર્થ અમે નીચે ઉદ્ધૃત કરીએ છીએઃ—

" હિંદુઓની આશા હિંદુઓ ઉપરજ નિર્ભર છે. હિંદુઓનો ઉદ્ધાર જો હિંદુ નહિ કરે તો બીજું કોણ કરશે? સમસ્ત ભારતવર્ષના હિંદુઓ એકમાત્ર તમારા ઉપર આશા અને વિશ્વાસ રાખી રહ્યા છે. દુર્ભાગ્યે તમે પણ એ આશા વિસર્જન કરવા તૈયાર થઇ ગયા છો. હવે હિંદુ પ્રજા કોના આધારે ટકી રહેશે? અત્યારપર્યંત જો પ્રતાપ જેવો પુરુષસિંહ પૃથ્વીમાં ન જન્મ્યો હોત, તો અકબરે ક્યારનાએ હિંદુ-મુસલમાનને ભેળવી દીધા હોત! કારણકે હિંદુ રાજાઓમાં હવે પ્રથમના જેવું બળ-વિક્રમ રહ્યું નથી, તેમજ ભારતની રમણીઓમાં પણ પ્રથમના જેવું ગૌરવ રહ્યું નથી. * અકબર આપણી જાતિનો ખરીદદાર છે. તેણે એક માત્ર પ્રતાપ સિવાય બાકી સઘળાને ખરીદી લીધા છે. કેવળ પ્રતાપનું મૂલ્ય આપવાને તે સમર્થ નથી. શું કોઈ પણ રાજપૂત રાજા નૌરોજનિમિત્તે પોતાનું આત્મસંમાન ત્યાગ કરવાને તૈયાર થાય? છતાં આજે કેટલા બધા રાજપૂતોએ કુળ-ગૌરવને તિલાંજલિ આપી છે, તે તો તમે જુઓ ત્યારેજ ખરેખરો ખ્યાલ આવી શકે. × પ્રાયઃ સઘળા ક્ષત્રીઓએ પોતાનું ક્ષત્રિયત્વ વેચી નાખ્યું છે. ચિતોડનું રાજકુળ પણ શું એ શ્રેણીમાં પ્રવેશ કરી કરશે?" જો કે પ્રતાપે પોતાના ઐશ્વર્યનો ધ્વંસ કર્યો છે, તથાપિ તેણે ક્ષત્રિયત્વરૂપી અમૂલ્ય ઐશ્વર્ય સુરક્ષિત રાખ્યું છે.

* રાજપૂતલલનાઓ મુસલમાન સાથે પરણતી અને નૌરોજના મેળામાં ભાગ લેતી, એટલામાટેજ આ ઇસારો પૃથ્વીરાજે કર્યો હશે.

× વર્તમાનકાળે જેવી રીતે કેટલાક મનુષ્યો કુળલલનાઓને બહાર ફરતી જોઇ વ્યથિત થાય છે, તેવી રીતે તે કાળે પણ અનેક હિંદુઓ, મુસલમાનના નૌરોજના દિવસે તથા ખુશરોજના મેળામાં હિંદુકુળબાળાઓને જતી જોઇ દુઃખી થતા હતા. મુસલમાન સ્ત્રીઓ સાથે હિંદુ સ્ત્રી મળે એ તે કાળે શરમભર્યું તથા તિરસ્કારપાત્ર કાર્ય ગણાતું હતું. બાદાઉનીને પણ ભારે ખેદપૂર્વક લખવું પડ્યું છે કે સમ્રાટ અકબર ઇસ્લામધર્મ નષ્ટ કરવાના ઇરાદાથીજ મુસલમાન કુળવધૂઓને તે મેળામાં સમ્મિલિત કરતો. કુળગૌરવની વાત વર્ણવી પ્રતાપને સારી ભાવનાઓવડે ઉશ્કેરવાનો પણ કવિનો આશય હશે, એ નિઃસંદેહ છે.

નિરાશાથી ગભરાઈને અનેક રાજપૂત રાજાઓ ઉક્ત શ્રેણીમાં દાખલ થયા છે અને પોતાનું અધઃપતન અને અપમાન પોતાની દૃષ્ટિથી નિહાળી રહ્યા છે; માત્ર એક હમ્મીરનોજ એક વંશધર એવો છે કે જે પોતાનું આત્મગૌરવ અખંડિત રાખી રહ્યો છે. પૃથ્વી પૂછે છે કેઃ–" ભલા! પ્રતાપમાં આટલું બધું બળ કેવી રીતે આવ્યું?" અમે કહીશું કે; "પોતાના અડગટેક અને અખૂટ પુરુષાર્થવડેજ તે ક્ષત્રિયોનું ગૌરવ સંપૂર્ણ આત્મસંમાનપૂર્વક સુરક્ષિત રાખી શકશે. આજે હિંદનો જે સમ્રાટ (અકબર) મનુષ્યોને ખરીદી લેવાનો ધંધો કરી રહ્યો છે, તેને પણ પ્રતાપ એકવાર પરાજિત કરશે અને રાજપૂતોને એકવાર પુનઃ પ્રતાપની પાસે આવવું પડશે તથા તેની પાસેથી રાજપૂત બીજમંત્ર ગ્રહણ કરી અતીત ગૌરવ સ્થાપવાનો પ્રયત્ન કરવો પડશે. આજે સમસ્ત જગતની દૃષ્ટિ એકમાત્ર પ્રતાપ તરફજ વળેલી છે. જગતને આશા છે કે એકમાત્ર પ્રતાપજ રાજપૂતબીજની રક્ષા કરી શકશે; માત્ર પ્રતાપજ હિંદુ ગૌરવને પુનઃ સમુજ્જ્વલ કરી શકશે."

પ્રતાપ કેવળ સ્વધર્માનુયાયીઓદ્વારાજ પ્રશંસા પામ્યો હતો એમ નથી; પણ ગુણગ્રાહી મુસલમાનો પણ તેની સ્તુતિ કરતા હતા. સમ્રાટના પ્રધાન અમાત્યે– ખાનખાનાએ પ્રતાપના વીરત્વથી મુગ્ધ થઈ એક સુંદર કવિતા રચી હતી અને તે તેણે પ્રતાપની પાસે મોકલી હતી. તે કવિતાનો ભાવાર્થ આ પ્રમાણે હતોઃ– "પૃથ્વીની સમસ્ત વસ્તુઓ ક્ષણભંગુર છે, સામ્રાજ્ય અને સંપત્તિ પણ ક્ષણિક છે, જો કોઈ વસ્તુ આ નશ્વર સંસારમાં ચિરસ્થાયી હોય, તો તે મહાપુરુષોની ગુણાવલીજ છે. પ્રતાપે પોતાના રાજ્યનો તથા ઐશ્વર્યનો સ્વેચ્છાપૂર્વક ત્યાગ કર્યો છે, છતાં તેણે મસ્તક નમાવ્યું નથી. ભારતના અસંખ્ય રાજાઓ પૈકી તેણે એકલાએજ સ્વજાતિનું ગૌરવ સંરક્ષિત રાખ્યું છે." સમ્રાટ અકબરે જ્યારે આ કવિતા સાંભળી ત્યારે તેણે પણ અંતઃકરણપૂર્વક પ્રતાપનું યશઃકીર્તન કર્યું હતું.

પ્રતાપ જેવા મહાપુરુષના હૃદયમાં સ્ત્રી, પુત્ર, પરિવારને લીધે જે એક નિર્બળતાનો ઉદય થયો હતો, તે આપણે જાણી ગયા છીએ; પણ એ નિર્બળતા તેના આત્મગૌરવને વધારે વાર શિથિલ રાખી શકી નહિ. માનવ–હૃદય દુર્બળતાઓથી સદા ઘેરાયેલુંજ છે, એ સંબંધી કંઇક વિવેચન અમે આગળ કરી ગયા છીએ; પણ એ વિવેચન, અમારા જેવા સર્વ પ્રકારની નિર્બળતાવાળા પામર મનુષ્યોને કરવાનો શું અધિકાર હતો? એ પ્રશ્નનો ઉત્તર આપવાને અમે સમર્થ નથી. મહારાણા પ્રતાપના હૃદયમાં જે એક નિર્બળતા ઉદ્‌ભવી તે નિર્બળતા તો ઇતિહાસનાં સમુજ્જવલ પૃષ્ઠોમાં રહી રહી ઇતિહાસના સૌંદર્યમાં વૃદ્ધિ કરી રહી છે, ત્યારે અમારૂં નિર્બળતાપૂર્ણ જીવન તો ઇતિહાસનાં પૃષ્ઠોને કલંકિતજ કરી રહ્યું છે. અમારા જેવા પામર લેખકો અને વાચકોમાટે એ ચર્ચા અધિકારવિનાની હતી, એમ સમજી અમે પાઠકોના સમયનો જે દુરુપયોગ કર્યો છે તે

મારે ક્ષમા યાચીએ છીએ.

પ્રતાપનું વીર હૃદય નિર્બળતાના પંજામાંથી મુક્ત થઇ ગયું. તેણે વિચાર કર્યો કેઃ "શું હું સ્ત્રી કે પુત્રની ખાતર મારૂં ઉન્નત મસ્તક અવનત કરવાને તૈયાર થાઉં ? જે મસ્તક માત્ર ઇશ્વર સિવાય અન્ય કોઇને નમ્યું નથી, તે શું એક સામ્રાટ પાસે નમાવું ? જે સ્વાધીનતાના રક્ષણાર્થે આટલા સંગ્રામો કર્યા, વંશપરંપરાથી ઉતરી આવેલું પ્રાચીન સામ્રાજ્ય નષ્ટ કર્યું, અતુલ ઐશ્વર્યનો ભોગ આપ્યો, સેંકડો અને હજારો પ્રિય તથા વિશ્વાસુ સૈનિકોના પ્રાણની આહુતિ આપી અને સ્વયં મારો પણ રક્તપાત કર્યો, તે સ્વાધીનતા હું શું હવે ઇચ્છાપૂર્વક ત્યજી દઉં ? સ્વાધીનતાનો વિક્રય કરી પરાધીનતાની લોહશૃંખલા શું ગળામાં નાખવા હવે હું તૈયાર થાઉં ? અન્ય રાજપૂત નૃપતિઓ મને સહાયતા આપવાને બદલે ઉલટા સ્વદેશની પરાધીનતાનો માર્ગ વિશેષ વિશાળ કરી મને પણ તે માર્ગે ખેંચી જવા માગે છે, એ હું સારી રીતે સમજી ગયો છું. ભલે તેઓ સ્વદેશની વિરુદ્ધ પોતાની સમસ્ત શક્તિનો અને સામર્થ્યનો ઉપયોગ કરે, ભલે તેઓ જન્મભૂમિના સર્વનાશાર્થે મારી વિરુદ્ધ તલવાર લઇને ઉભા રહે; પરંતુ હું મારા કર્તવ્યમાર્ગથી ચ્યુત નહિ થાઉં. માતા ! જન્મભૂમિ ! હું એકલો શું કરીશ ? હવે તો તારો પણ સર્વદાને માટે ત્યાગ કરવો એજ ઉચિત છે. અતિ દૂર દેશમાં જઇ સ્વાધીનતાપૂર્વક બાકીનું જીવન વ્યતીત કરવું, એજ હવે તો ઇચ્છવાયોગ્ય છે. ગમે તે પ્રકારનું કષ્ટ સહન કરવું પડે તો તે કબૂલ, પણ પરાધીનતા તો નહિજ સ્વીકારૂં, એ નિશ્ચય છે. માતૃભૂમિ ! તારા સમસ્ત કુપુત્રોની પ્રપંચજાળમાંથી તું તારૂં કેવી રીતે રક્ષણ કરી શકીશ, તે સમજાતું નથી." આ પ્રમાણે વિચાર કરી પ્રતાપે ભાવીનો માર્ગ સુનિશ્ચિત કર્યો, અર્થાત્ મેવાડનો પરિત્યાગ કરી, અરવલ્લી પર્વતને ઓળંગી, પશ્ચિમ તરફની વિશાળ મરુભૂમિને પાછળ રહેવા દઇ સિંધુ નદીને કિનારે એક નૂતન રાજ્યની પ્રતિષ્ઠા કરી સ્વાધીનતાપૂર્વક જીવન વ્યતિત કરવું, એવી તેણે પ્રતિજ્ઞા કરી. આ પ્રતિજ્ઞાની દૃઢતા અને સ્વદેશપ્રીતિની દિવ્યતા સમજાવવા જતાં શબ્દોનું સામર્થ્ય નિષ્ફળ જાય તેમ છે; માટે અમે એ સંબંધી વધારે વિસ્તાર કરતા નથી. અંતે મહારાણાએ પોતાની સાથે થોડા અનુચરો તથા સહચરો લઇ, સ્વદેશનો પરિત્યાગ કરી આગળ ચાલવા માંડયું. અનેક સુંદર મહેલાતો અને પ્રાસાદોવાળી નગરીઓ ભણી દૃષ્ટિપાત નહિ કરતાં, મનોહર કિલ્લાઓ ભણી લક્ષ નહિ આપતાં, પ્રિયતમ મેવાડને પાછળ રાખી પ્રતાપ આગળ ચાલવા લાગ્યો. મહારાણાનું હૃદય આજે ખેદથી છલકાઇ જાય છે, તેથી તે મૂંગે મોઢે, નીચે મસ્તકે અને ધીમે પગલે ચાલવા માંડે છે. હૃદયને આગળ વધવું ગમતું નથી, પગ આગળ ચાલવાને ઇચ્છતા નથી, બંને આંખો અશ્રુજળથી ઘેરાઈ જઇને માર્ગ દર્શાવવાને અશક્ત બની છે, મહારાણો અને તેના અનુચરો

પણ મહાદુઃખમાં ડૂબી ગયેલા હોય તેમ જણાય છે. તે સર્વ માત્ર એકજ પ્રકારનો વિચાર કરી રહ્યા છે અને તે એજ કે" જન્મભૂમિને શત્રુના પંજામાં સપડાવા દઈ, આપણે જીવતા રહેવું એમાં શું સાર્થકતા છે ?" આવો વિચાર કરતા તેઓ એક યંત્રની માફક પ્રતાપની પાછળ ઘસડાતા જાય છે. ધીમે ધીમે તેઓ મરુભૂમિની છેલ્લી સીમા ઉપર આવી પહોંચ્યા. અત્યાર સુધી મૂંગો રહેલો, હૃદયમાં અનેક પ્રકારની ધડભાંજ કરતો, દુઃખથી અત્યંત પીડાયેલો સ્વદેશવત્સલ મંત્રિવર હવે મૌન રાખી શક્યો નહિ. તે મહારાણાની પાસે આવ્યો અને પોતાનું અતુલ ઐશ્વર્ય તથા અખૂટ ધનબળ સ્વદેશના ઉદ્ધારાર્થે મહારાણાના ચરણકમળમાં સમર્પવાની તત્પરતા દર્શાવી. મંત્રિવર પાસે ધનબળ એટલું બધું હતું કે તેદ્વારા પચીસ હજાર સૈનિકો બાર વર્ષપર્યંત યુદ્ધ લંબાવવાને સમર્થ થઈ શકે. આ વાત સાંભળી પ્રતાપના અને તેના સહચરોના મુખ ઉપર પ્રફુલ્લતા પ્રસરી. વસ્તુતઃ મહારાણાને એ સમયે કેટલો આનંદ થયો હશે, તેનું વર્ણનજ થઈ શકે તેમ નથી. કરમાઇ ગયેલી આશા તેના હૃદયમાં પુનઃ સંજીવિત થઇ. જે મહાવીર એક કાળે કેવળ ધનાભાવને લીધે નિરુપાય થઈ પડયો હતો તેને અકસ્માત્ અતુલ ધનબળ પ્રાપ્ત થવાથી તે બમણો ઉત્સાહમાં આવી જાય એમાં આશ્ચર્ય નથી. તે સ્વદેશના ઉદ્ધારાર્થે પુનઃ તત્પર થયો, તેજ ક્ષણે તેણે પોતાના સહચરોને મહા આનંદ અને મહાવેગપૂર્વક જન્મભૂમિ તરફ પાછા ફરવાની આજ્ઞા કરી. પુનઃ મોગલ સેનાનો સંહાર ચાલુ થયો.

પ્રાતઃકાળ થવા આવ્યો છે, પક્ષીઓએ સહસ્રકંઠે કલરવ કરવાનો આરંભ કર્યો છે. જાણે કે તેઓ પણ પ્રતાપનું પ્રત્યાગમન નિહાળી આનંદમગ્ન થઇ ગયાં હોય અને મેવાડને આનંદિત થવાનો સંદેશો મોકલી રહ્યાં હોય ને ! ક્રમે ક્રમે સૂર્યોદય થયો. સ્વર્ગના દેવો પણ જાણે કે પ્રતાપનું વીરત્વ પ્રત્યક્ષ નિહાળવાની ઇચ્છાથી આકાશમાં પધારવાના હોય, તેમ આકાશમાં વિવિધરંગનાં સુંદર, સુંદર આસનો પાથરવાની ધામધૂમ ચાલવા લાગી. દેવના નાયકતરીકે સૂર્ય સર્વ પહેલાં આકાશમાં હાજર થયા. મોગલસેનાપતિ સાબાજખાં કે જે એ સમયે દેવીરમાં છાવણી નાખીને પડયો હતો, તે મનમાં વિચાર કરી રહ્યો હતો કેઃ— "પ્રતાપ તો નાસી ગયો છે, મેવાડ વીરશૂન્ય બન્યું છે," એટલામાંજ આકાશમાંથી અકસ્માત વિજળી પડે તેવી રીતે પ્રતાપસિંહ યથાર્થ સિંહના જેવા પરાક્રમપૂર્વક પોતાના સહાયકોસહિત એકાએક મોગલસૈનિકો ઉપર તૂટી પડયો ! મોગલ સેનાનો તલવારની તીક્ષ્ણ ધારવડે વિનાશ થવા લાગ્યો. કેટલાક સૈનિકો પ્રાણ બચાવવાની લાલસાથી નાસી જવાને તત્પર થયા, કેટલાક તેમ કરવાને ભાગ્યશાળી પણ થયા; પરંતુ પ્રતાપની તલવારના તીક્ષ્ણ પ્રહારે મોગલસેનાનો મોટો ભાગ ચૂર્ણવિચૂર્ણ કરી નાખ્યો. છેવટે તેઓ (મોગલો) એક દુર્ગમાં

ભરાઇ ગયા. આ કિલ્લો પ્રથમથીજ મોગલસૈનિકોથી ભરપૂર હતો. દુર્ગમાં ભરાયા તો ખરા પણ પ્રતાપની સામે થવા જેટલી તેમનામાં શક્તિ નહોતી! આજે પ્રતાપની સામે આવીને ઉભો રહે એવો કોઇ વીરપુત્ર વસુમતી માતાએ હજી ઉત્પન્નજ કર્યો નથી! દુર્ગના સૈન્ય ઉપર પ્રતાપે ઘેરો ઘાલ્યો અને જોત-જોતામાં એ કિલ્લો સર કર્યો. આ યુદ્ધમાં પણ અનેક મોગલોનો ઘાણ નીકળી ગયો. એ પછી ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં પ્રતાપ કમલમેર આગળ જઇ પહોંચ્યો અને ત્યાં મોગલસૈનિકોના વધનો વ્યાપાર નવેસરથી શરૂ કર્યો. પ્રતાપે આજે ખરેખર ભયંકરરૂપ ધારણ કર્યું હતું. જાણે કે કોઇ મહાન વનપ્રદેશ બળી ઉઠયો હોય અને પવનની સહાયથી તેની જ્વાળાઓ દશોદિશ વિસ્તરી રહી હોય તેમ પ્રતાપનું પરાક્રમ અને તેજ આજે વિસ્તરવા લાગ્યું. તે એક કિલ્લા પછી બીજા ઉપર અને બીજાથી ત્રીજા કિલ્લા ઉપર વિદ્યુત્વેગે આક્રમણ કરવા લાગ્યો. મોગલસેનાનો મોટો ભાગ દિનપ્રતિદિન નષ્ટ થવા લાગ્યો.

આ પ્રમાણે માત્ર થોડાજ માસમાં મોગલસેનાના હાથમાંથી બત્રીસ કિલ્લાઓ પ્રતાપે પડાવી લીધા અને તેના રક્ષક મોગલસૈન્યનો નાશ કર્યો. માત્ર ઉદયપુર, ચિતોડ અને ગઢમાંડલ સિવાયના પ્રાયઃ સઘળા કિલ્લાઓ પ્રતાપે પુનઃ હસ્તગત કર્યા. કેવળ એટલા જયથી સંતુષ્ટ નહિ થતાં રાજા માનસિંહને યોગ્ય દંડ આપવાની ઇચ્છાથી તેણે અંબર પ્રદેશ ઉપર પણ ઘેરો ઘાલ્યો અને ત્યાંનું મુખ્ય વ્યાપારસ્થળ માલપુરા લૂંટી લીધું. સમ્રાટ અકબર પ્રતાપનું આવું વીરત્વ અને અડગ મનોબળ જોઈ અતિશય મુગ્ધ થયો, સ્તબ્ધ થયો. તે હવે મુક્તકંઠે પ્રતાપની પ્રશંસા કરવા લાગ્યો. પ્રતાપ અકબરનો દુશ્મન હતો તેથી શું થયું? ગુણવાન પુરુષનું યથાર્થ માહાત્મ્ય ગુણીજનોજ સમજી શકેછે; ગુણાનુરાગી મનુષ્ય ગુણવાન શત્રુને પણ સમાદર આપ્યા વિના રહી શકતો નથી. સમ્રાટે પ્રતાપને તેના વીરત્વના ઉપહારસ્વરૂપે મેવાડની નૂતન રાજધાની ઉદયપુર પણ બહુ માન-પૂર્વક સમર્પણ કર્યું; એટલુંજ નહિ પણ તે પ્રતાપના પ્રત્યે યથાર્થ સહૃદયતા દર્શાવવા લાગ્યો. એક માત્ર ચિતોડનો પુનરુદ્ધાર થયો નહિ. અમાનુષિક પરિશ્રમ અને અસાધારણ દુઃખ તથા ક્લેશ સહન કરવાને લીધે પ્રતાપની તબિયત હવે બગડતી ચાલી. પુનઃ તે સ્વાસ્થ્ય મેળવી શકયો નહિ. તે મૃત્યુની અણી ઉપર આવી પહોંચતાં સુધી પણ તે માતૃભૂમિની મૂર્તિને હૃદયમાંથી દૂર કરી શકયો નહિ. ભવિષ્યમાં મેવાડની શું સ્થિતિ થશે તે વિચારે તેને શોકાતુર બનાવી દીધો. તેના બંધુ–બાંધવો અને આત્મીય સ્વજનો કે જે પ્રતાપની પથારી પાસે બેસી આંખ-માંથી અશ્રુ વહાવી રહ્યાં હતાં, તેમને સંબોધીને અંતકાળે પ્રતાપે કહ્યું કેઃ–"હું તો હવે જાઉં છું. મેવાડનો સંપૂર્ણ ઉદ્ધાર થઇ શકયો નહિ, એજ ખેદ અંતઃક-રણમાં રહી ગયો છે. આ જે સ્થળે હું પર્ણકુટી રચીને રહ્યો છું અને જે

સ્થળે મેં દેશોદ્ધારાર્થે તપસ્યા કરી છે તે સ્થળે મારો કુપુત્ર સમય જતાં પ્રાસાદ ચણાવ્યા વિના રહેશે નહિ. મારાજ તનુજો ધીમે ધીમે વિલાસિતાના ભોગ થઇ પડશે. મારાજ તનુજો સમય જતાં કેવળ સુખ અને વિશ્રામના દાસ બની જશે અને તમે પણ સઘળા એજ માર્ગે ગતિ કરશો ! ખરેખર મેવાડનો ઉદ્ધાર હવે અસંભવિતજ છે. " તેજ સમયે મહારાણાના પુત્રે તથા સભાગત સ્વજનોએ સજળનયને પ્રતિજ્ઞા કરી કેઃ–" જ્યાંસુધી મેવાડ સંપૂર્ણ સ્વાધીન નહિ થાય ત્યાંસુધી પ્રાસાદ કે મોજ–શોખ થવા પામશે નહિ. " અનંતર મહારાણાનો મહાપ્રાણ નશ્વર દેહનો પરિત્યાગ કરી, સ્વર્ગધામે પ્રભુના ચરણકમળમાં પહોંચ્યો. હિંદુકુળરવિ મહારાણો ભારતવર્ષમાં પોતાની પાછળ અંધકારમયી રજનીને મૂકી પોતે સદાને માટે અસ્તમિત થયો ! પુનઃ શું સૂર્યોદય નહિ થાય ? અંધકારમયી રજની શું પુનઃ તિરોહિત નહિ થાય ? મેવાડની અપૂર્ણ સ્વાધીનતા અપૂર્ણજ રહેશે ? એનો ઉત્તર હવે પછીનાં પ્રકરણો આપશે.

# त्रयोदश अध्याय—फत्तेपुर-सीक्री, आग्रा अने दिल्ही

"ઇસસે કહ્યું છે કે દુનિયા એ તો પૂલ છે, તેની ઉપર થઈને ચાલ્યા જાઓ, પણ ત્યાં ઘર ન બાંધતા."

અકબર

ફત્તેહપુર–સીક્રી, આગ્રા અને દિલ્હીની એક સમયની અતુલનીય શોભાનું વર્ણન થઇ શકે તેમ નથી. જેમણે એકવાર પણ ઉક્ત નગરીઓ પ્રત્યક્ષ જોઇ નથી, તેમને તેનું સૌંદર્ય સમજાવવાનો પ્રયત્ન કરવો તે વૃથા છે. ભારતવર્ષના સૌંદર્યનું વર્ણનમાત્ર વાંચવાથી તેની મહત્તાનો પૂરેપૂરો ખ્યાલ આવી શકતો નથી, તેમ ઉક્ત પ્રાચીન ઇતિહાસપ્રસિદ્ધ નગરીઓના વર્તમાન અવશેષો–ખંડિયેરો જોયા વિના તેનો યથાર્થ ખ્યાલ આવવો અસંભવિત છે.

સલીમ મયનુદ્દીનચીસ્તિ નામનો એક સાધુચરિત ફકીર, સ્થળમાર્ગે મક્કા, એશિયામાઇનોર, સિરિયા તથા બગદાદ આદિ દૂર દેશોમાં યાત્રા કરી, છેવટે ફત્તેહપુર–સીક્રી પાસે એક પર્વત ઉપર એક નિર્જન ગુફામાં રહી ઇશ્વિરોપાસનામાં જીવન ગાળતો હતો. ગુણાનુરાગી સમ્રાટ એકવાર તેનાં દર્શન કરવા ગયો. સાધુ ફકીર, અકબરનું મિષ્ટ ભાષણ તથા નમ્ર વ્યવહાર જોઇ બહુ પ્રસન્ન થયો. તેણે કહ્યું કેઃ–" તમને થોડા સમયમાં એક પુત્ર પ્રાપ્ત થશે અને તે તમારા સિંહાસન ઉપર બેસવાને શક્તિમાન થશે. " સંસારીઓને માટે પુત્રપ્રાપ્તિથી અધિક સુખદાયક વિષય બીજો શું હોઇ શકે ? અત્યાર પૂર્વે સમ્રાટને એક સંતાનની પ્રાપ્તિ થઇ હતી, પણ તે થોડાજ દિવસમાં મૃત્યુને અધીન થયું હતું. સાધુનો ઉક્ત

આશીર્વાદ સાંભળી સમ્રાટના આનંદનો પાર રહ્યો નહિ. આશીર્વાદની પ્રાપ્તિ પછી, સદ્ભાગ્યે તુરતજ અંબરરાજબાળા જોધબાઇને ગર્ભ રહ્યો. સમ્રાટે તેણીને સાધુના પવિત્ર આશ્રમમાં રવાના કરી. તે આશ્રમમાં રાજમહિષીએ ૪૦ સં ૧૫૬૯ માં એક પુત્રને જન્મ આપ્યો. સમ્રાટે તે પુત્રનું નામ સાધુના નામાનુસાર " સલીમ " રાખ્યું. અકબરને પુત્રપ્રાપ્તિથી એટલો બધો આનંદ થયો કે જે સ્થળે પુત્રજન્મ થયો હતો તે સ્થળે તેજ વર્ષે એક વિશાળ પ્રાસાદ બંધાવવાની શરૂઆત કરી દીધી. બીજે વર્ષે કુમાર મુરાદનો પણ એજ સ્થળે જન્મ થયો. આથી કરીને અકબરની દૃષ્ટિએ એ સ્થાનનું માહાત્મ્ય વિશેષ અસર કરનારૂં થઇ પડયું. ઉપરાઉપરિ બે પુત્રોની પ્રાપ્તિ થવાથી એ સ્થળ પ્રત્યે આકર્ષાઇ સમ્રાટે જનશૂન્ય પર્વતને એક મહાનગરીરૂપે સુસજ્જીત કરવાનો પ્રયાસ આદર્યો. ગુજરાતનો વિજય કર્યા પછી એ નગરીનું નિર્માણ સંપૂર્ણ થયું. સમ્રાટે તેનું " ફતેહપુર-સીક્રી" એવું નામ રાખ્યું. ઇતિહાસમાં પણ ઉક્ત નગરી એજ નામે પ્રસિદ્ધ છે. વિષમ પરિવર્તનોને લીધે આજે એ નગરીનો કોઇ ભાવ પણ પૂછતું નથી.

ફતેહપુર-સીક્રીની પર્વતમાળા બહુ ઉચ્ચ નથી, તેમજ એટલી બધી પહોળી પણ નથી. માત્ર લંબાઇમાં તે પૂર્વ દિશાથી લઇને દક્ષિણ-પશ્ચિમ દિશા તરફ બહુ દૂર સુધી વિસ્તરી ગઇ છે. ફતેહપુર-સીક્રીથી એક સીધો, સુંદર, વૃક્ષાદિથી સુશોભિત માર્ગ આગ્રાપર્યંત આવેલો છે. તે માર્ગ ૨૪ માઇલ જેટલો છે. જે સ્થળે પર્વત ઉપર ચડવાની શરૂઆત થાય છે, તે સ્થળે " આગ્રાદ્વાર ' નામનો એક સુંદર અને સુદૃઢ દરવાજો તૈયાર કરાવવામાં આવ્યો છે. દરવાજાની બન્ને બાજુએથી ૨૦ ફીટ ઉંચી દિવાલો પર્વત ઉપર બહુ લંબાઇપર્યંત ચાલી જાય છે. ઉક્ત કિલ્લાની અને નગરીની પરિધિ ૭ માઇલની હતી એમ કહેવાય છે. ઉક્ત કિલ્લો એવી તો ખુબીથી બનાવવામાં આવ્યો હતો કે નગરમાંનું સૈન્ય કિલ્લા ઉપર સહેલાઇથી ચડી શકે અને તેના અંતિમ ભાગ પાસે આત્મરક્ષા કરી, શત્રુપક્ષ પ્રત્યે ગોળા-ગોળી આદિ ફેંકી શકે. કિલ્લાના એક ભાગમાંથી બીજા ભાગમાં જવું હોય તો જઈ શકાય, એવો માર્ગ પણ કિલ્લા ઉપર તૈયાર કરાવવામાં આવ્યો હતો. વર્તમાનકાળે એ કિલ્લાનો ઘણોખરો અંશ જમીનદોસ્ત થઇ ગયો છે. કિલ્લા ઉપરાંત પર્વતની બન્ને બાજુએ કેટલીક એવી ઇમારતો હતી કે તે ઉલ્લંઘન કરી કોઇ પણ શત્રુ એકાએક નગરમાં પ્રવેશ કરી શકે નહિ. ઉક્ત અટ્ટાલિકાના અવશેષો પણ આજે જ્યાંના ત્યાં પડયા રહ્યા છે.

ઉપર જે આગ્રાદ્વારનું વર્ણન કર્યું તેમાં પ્રવેશ કરી તેને પાછળ રહેવા દઇ આપણે પશ્ચિમ દિશામાં આગળ વધવું જોઇએ. આગ્રાદ્વારમાં દાખલ થયા પછી જે રાજમાર્ગે ચાલવાનું છે, તે રાજમાર્ગ છેક સીધો નથી, પણ ધીમે ધીમે

ચઢાવવાળો થતો જાય છે. માર્ગની બન્ને બાજુએ જીર્ણશીર્ણ પડી ગએલી હવેલીઓની હાર ભૂતકાળનું સ્મરણ કરી કરુણસ્વરે વિલાપ કરી રહી છે. એ રીતે એ લાંબો માર્ગ પસાર કર્યા પછી એક મનોહર રાજપુરીનાં દર્શન થાય છે. આ ઇમારત આ કાળે પણ પર્વતપૃષ્ઠને અલંકૃત કરતી અડગભાવે ઉભી રહી છે. તે રાજપુરી રાતા આછા ભૂખરા પથ્થરવડે બંધાયલી છે, જે જોવાથી જાણે કે આ વિશાળ નિર્જન પ્રદેશમાં કોઇ એક વિધવા મૌનભાવે અંતઃકરણથી શોકનું કરુણ સંગીત ગાઇ રહી હોય, એવો ભાસ થયા વિના રહેતો નથી.

એ રાજપુરીમાં પ્રવેશ કરતાં સર્વ પહેલાં એક વિશાળ આંગણું દૃષ્ટિગોચર થાય છે. તે આંગણું ૩૬૦×૧૮૦ ફીટ જેટલું લાંબું-પહોળું છે. તેની પશ્ચિમ દિશામાં મધ્યસ્થળે અકબરનો વિસ્તૃત દિવાને આમ હૉલ કિંવા દરબારગૃહ આવેલું છે. અન્ય સર્વ દિશાઓમાં લાલ પથ્થરવડે બાંધેલા ભવ્ય પ્રાસાદો સુંદરરૂપે શોભી રહ્યા છે. એક સમયે જે સ્થળે સમ્રાટ અકબરનું દફતરખાનું હતું તે સ્થળ આજે અંગ્રેજ મુસાફરોના ચિત્તવિનોદનાર્થે મુસાફરીબંગલાના નામથી પ્રસિદ્ધ થયું છે ! એ દફતરખાનાની પશ્ચિમ દિશા તરફ અંબરરાજબાળા જોધબાઇનું અંતઃપુર આવેલું હતું. વૈષ્ણવ હિંદુઓનું શરીર, તિલકાદિ ચિન્હથી અંકિત રહે છે, તેવી રીતે જોધબાઇનું અંતઃપુર પણ હિંદુચિન્હો ધારણ કરી ઉભું રહ્યું છે ! એ અંતઃપુરની પાસેજ રાજા બીરબલનું બે માળવાળું ગૃહ બહુજ સુંદર દેખાય છે. કિન સાહેબે લખ્યું છે કે-" આ પાષાણનિર્મિત ગૃહનું કોતરકામ એવું તો મનોહર છે કે મને તો એમજ લાગે છે કે જે કારીગરો હાથીદાંત ઉપર વિવિધ નકસી કામો કરી પ્રેક્ષકોને મુગ્ધ કરે છે તેમણે પોતેજ આવીને આ પ્રાસાદ નિર્માણ કરેલો હોવો જોઇએ. આ ગૃહ વસ્તુતઃ રત્નભંડારરૂપે જો ઉપયોગમાં લેવામાં આવે તોજ તેની સાર્થકતા થઇ કહેવાય. " મરિયમનું ગૃહ પણ બહુજ મનોહર છે. સમ્રાટની જનની મરિયમ માખાની હિંદમાં આવ્યા પછી આજ સ્થળે રહેતી હશે એમ જણાય છે. આ ગૃહથી થોડે દૂર હિંદુ સંન્યાસીઓને માટે બરાબર હિંદુભાવપૂર્વક એક નિવાસમંદિર ઉભું કરવામાં આવ્યું છે. ખુલ્લી હવા માટે વિશાળ આંગણું, દિવાનેખાસ, ધર્માલોચનાગૃહ તથા ધનાગાર વગેરેની પણ તેમાં ખાસ કરીને વ્યવસ્થા કરવામાં આવી હોય, એમ સ્પષ્ટ જણાય છે. ઉક્ત સઘળાં મકાનો કાળના બળ સામે ટક્કર ઝીલતાં હજી પણ ઉભાં રહ્યાં છે ! સમ્રાટનું તથા તેની મહિષીઓનું શયનમંદિર બે માળવાળું હતું. તેમાં વિવિધ લતાઓ અને નાજુક ફૂળ-ફૂલવાળા છોડ કાળજીપૂર્વક ઉછેરવામાં આવતા હતા. જો કે વૃક્ષ-લતા આદિનું સૌંદર્ય વર્તમાનકાળે આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ તેમ નથી, તોપણ જળ વહેવાની નીકો તથા જળાશયોની વ્યવસ્થા જોવાથી પૂર્વની સ્થિતિનો કેટલોક ભાસ પ્રાપ્ત થયા વિના રહે તેમ નથી. અંતઃ-

પુરની ઉત્તર દિશામાં એક જળાશય આવેલું હતું. એ જળ શુદ્ધ થઇને કળદ્વારા ઉંચે ચડતું અને ત્યાર પછી રાજપુરીમાં કળમારફતે સર્વત્ર પહોંચી જતું. આ કળનાં ચિન્હો અત્યારે પણ જોઇ શકાય છે. આ નગરીને કોઇ પણ દુશ્મન એકાએક ઘેરી લઇ ન શકે તેવી રીતે તૈયાર કરવાની અકબરે ભાવના રાખી હતી અને તે માટે તેણે પર્વત ઉપર એક મહાન સુદ્દઢ કિલ્લો બંધાવવાનું પણ શરૂ કરાવેલું હોય એમ હાથીપોળ જોવાથી જણાઇ આવે છે આવી આવી કેટલી બાબતોનું વર્ણન કરીએ ?

અંતઃપુરની નજીકમાંજ દક્ષિણ–પશ્ચિમ દિશાએ ૫૫૦×૪૭૦ ફીટ જેટલા વિસ્તારનો એક મોટો ચોક આવેલો છે. તેની પશ્ચિમ તરફ મક્કાની મસ્જીદના નમુના પ્રમાણે એક મહાન અને મનોહર ઉપાસનામંદિર આવેલું છે. ફિંક સાહેબ લખે છે કેઃ–"પ્રાચ્ય પ્રદેશમાં સર્વ કરતાં સુંદર જો કોઇ મસ્જીદ હોય તો તે એ-કજ છે." ઉક્ત મસ્જીદના આંગણામાં સલીમ ચિસ્તીની શ્વેત મર્મરની અતિ આકર્ષક સુંદર કબર (સમાધિમંદિર) આવેલી છે. એ આંગણાની દક્ષિણ તરફ એક "બુલંદ દરવાજો" આવેલો છે, એ દરવાજો પર્વતની ઉપર ૧૩૦ ફીટ જેટલો ઉંચો છે. ફર્ગ્યુસન સાહેબ કહે છે કેઃ–" પૃથ્વીની સપાટી ઉપર ઉભા રહીને આ દ્વારનું નિરીક્ષણ કરીએ છીએ ત્યારે તે એવો તો સુંદર લાગે છે કે ઘણું કરીને પૃથ્વીના કોઇ પણ ભાગમાં એના જેવો સુંદરપ્રવેશ–માગ કિંવા દરવાજો નહિ હોય." આ દરવાજાની બન્ને બાજુએ સમ્રાટ અકબરે પથ્થરમાં કેટલાંક સુંદર વાક્યો કોતરાવ્યાં છે. એ વાક્યો સમ્રાટનાં ધર્મમતની પણ સૂચના આપે છે. એક તરફ એવા આશયનું વાક્ય કોતરવામાં આવ્યું છે કેઃ–" ઇસુએ કહ્યું છે કે પૃથ્વી એ માત્ર એક પૂલ છે. તેને પાછળ રહેવા દઇ, તમે તે પૂલને ઓળંગીને આગળ ચાલ્યા જાઓ. પૃથ્વીરૂપી સેતુ ઉપર આમોદ–વિનોદાર્થે ગૃહ બંધાવશો નહિ. જો એક ક્ષણવાર પણ પૂલ ઉપર વિરામ લેવા બેસશો તો ચિરકાળને માટે ત્યાંજ બેસી રહેવું પડશે. આ જીવન ક્ષણભંગુર છે, પ્રભુસેવા અર્થે એ જીવનનો સદુપયોગ કરો; કારણ કે પરજીવન કેવું છે તેની કોઇને ખબર નથી." દ્વારની બીજી તરફ આ પ્રમાણે એક પદ કોતરવામાં આવ્યું છેઃ–" પ્રાર્થનાની શરૂઆત કર્યા પછી જો ચિત્ત અન્ય દિશામાં ગતિ કરે તો તે ઉપાસનાનું યથાર્થ ફળ પ્રાપ્ત થાય નહિ; કારણ કે એ ઉપાસનાથી વિમુખ થએલો જીવ ઇશ્વરથી વિશેષ ને વિશેષ દૂર થતો જાય છે. દરિદ્ર અને દીન મનુષ્યોને જે કાંઇ તમે દાનરૂપે આપી શકશો તેજ તમારૂં ઉત્કૃષ્ટ સંબલ (માર્ગનું ભાતું) છે. જે મનુષ્ય આલોકના સુખ–વૈભવોને બદલે પરલોકના સુખને માટે પરોપકારી પ્રયત્નો કરે તેજ યથાર્થ વ્યવહારકુશળ વ્યવસાયી છે. ઇશ્વરને જે કાર્ય પ્રિય લાગે તે કાર્ય આપણે કરવું, એજ ઇશ્વરપૂજાનો સર્વોત્તમ

માર્ગ છે. ” અહીંથી પશ્ચિમ તરફ થોડે દૂર જતાં સલીમ ચિસ્તીની નિવાસ-ગુફા આવે છે. એ ગુફા ઉપર પણ એક ઇમારત ઉભી કરવામાં આવી છે. જે બુલંદ દરવાજાનું અમે વર્ણન કર્યું તે દરવાજાની પાસે પથ્થરનાં પગથીઆંની એક નિસરણી આવેલી છે. એ નિસરણીદ્વારા નીચે ઉતરીને તળેટીમાં દાખલ થતાં તુરતજ બજારનો દેખાવ નજરે પડે છે. આ બજાર અત્યારે સમૃદ્ધિહીન અને જનહીન જણાય છે. અબુલ ફઝલે લખ્યું છે કે:–“એ તળેટીમાં પૂર્વોક્ત કિલ્લાની અંદર અનેક સુંદર મહેલો તથા ઉદ્યાનો બંધાવવામાં આવ્યાં હતાં. આજે એ સઘળું ભાંગી–તૂટી ગયું છે. ફતેહપુર–સીક્રીનું સમસ્ત સૌંદર્ય એકમાત્ર સમ્રાટ અકબરનેજ આભારી હતું. એક મનુષ્યને, બુલંદ દરવાજાના અતિ ઉચ્ચ બુરજ ઉપર ઉભો રહેતો અને એક મુહૂર્તમાત્રમાં ત્યાંથી કૂદકો મારી, અતિ નીચેના જળાશયમાં પડતો અમે ( બંગાળી લેખકે ) પ્રત્યક્ષ જોયો હતો. જેવો તે જળાશયમાં પડયો કે તુરતજ કયાં ગેબ થઇ ગયો તેની અમને થોડીવાર ખબરજ પડી નહિ. અમારૂં શરીર આ દશ્ય જોઇને ધ્રુજી ઉઠયું અને હૃદય આશ્ચર્યથી મુગ્ધ થઇ ગયું ! પરંતુ થોડીજ ક્ષણોમાં પેલો મનુષ્ય જળાશયની સપાટી ઉપર આવ્યો અને સહાસ્ય વદને તરવા લાગ્યો. અમને એ દશ્ય જોઇને ખાત્રી થઇ કે અતિ ઉન્નત સ્થાનમાંથી માત્ર એકજ કૂદકે નીચે પડવું અને પાછું ઉપર આવવું. એ અમારો વંશપરંપરાગત અભ્યાસજ છે! એમાં આશ્ચર્ય કે ખેદ પામવા જેવું કાંઇજ નથી !

જે નગરી એક દિવસે આનંદકોલાહલથી ગર્જ્યા કરતી, રજનીસમયે પણ જે નગરી પૂર્ણ શાન્ત પડતી નહિ, તે નગરી આજે નિઃશબ્દ અને નિસ્તબ્ધભાવે ઉભી રહી છે ! કોઇ કોઇ વાર એકાદ બે પ્રવાસીઓ ગમગીનપણે અહીં–તહીં વિહાર કરતા અને પાષાણ ઉપર વિરામ કરતા દૃષ્ટિગોચર થાય છે, કે કવચિત્ કવચિત્ કબુતર કે હોલાઓ પ્રાસાદ ઉપરથી ઉડતાં ઉડતાં ઘૂ ઘૂ શબ્દવડે નગરીની વિષમ શાન્તિનો ભંગ કરે છે ! એ પક્ષીઓ પણ જાણે કે મનુષ્યની પેઠે આવેગપૂર્ણ હૃદયે પૂછી રહ્યાં હોય કે:–“ સમસ્ત જીવન શું આમ એકજ પ્રકારે વ્યતીત થઇ જશે કે ! ” એવો ભાસ થાય છે.

વર્તમાન મનોહર આગ્રા નગરીને બે ભાગમાં વહેંચી નાખી યમુના નદી પ્રવાહિત થઇ રહી છે. યમુનાના પૂર્વ તીર ઉપર પઠાણ સમ્રાટોએ નિર્મિત કરેલી નગરી આવેલી છે. આ નગરી એક કાળે બાબર અને હુમાયુની લીલાભૂમિ હતી, પરંતુ કરાળ કાળના આક્રમણને વશ થઇ તે આજે સ્મશાનભૂમિરૂપે ફેરવાઇ ગઇ છે ! તેની પૂર્વની શોભા અંતર્હિત થઇ છે, તેની ગગનસ્પર્શી મહેલાતો અદૃશ્ય થઇ છે અને તેની સમૃદ્ધિ હવે માત્ર નવલકથામાંજ આવીને સમાઇ ગઇ છે ! જો કોઇ વસ્તુ અત્યારે વિદ્યમાન હોય તો કેવળ તેના અવશેષરૂપે ઇંટાના અને પથ્થરો-

ના ઢગલાઓજ અત્ર-તત્ર વિખરાએલા પડયા છે ! આ નષ્ટપ્રાય નગરીમાં આવેલો રામબાગ નામનો મનોહર બાગ તથા બેગમ નૂરજહાનના પિતા ઇતમાદ-ઉદ્-દૌલા-ની શ્વેત મરમરના પથ્થરવતી બાંધેલી કબર આજે પણ પ્રવાસીઓને મુગ્ધ બનાવે છે. વસ્તુતઃ એ બે વસ્તુઓના નિરીક્ષણ પછી કોઇ પણ પ્રવાસી આનંદમુગ્ધ થયા વિના રહે તેમ નથી. ૩ ફીટ કરતાં કિંચિત્ અધિક ઉંચી અને ૧૪૯ ફીટ લાંબી-પહોળી બેઠક ઉપર મધ્ય સ્થળમાં પ્રાયઃ ૭૦ ફીટ લાંબુંપહોળું. સમાધિ-મંદિર આવેલું છે. વેદી તથા મંદિર ઉભય શ્વેત મરમરના પથ્થરવડેજ બાંધવામાં આવ્યાં છે. દિવાલોમાં વિવિધ વર્ણનાં પાનાંઓમાં મનોહર લતા, પુષ્પ વગેરે કોતરવામાં આવ્યાં છે. મેજર જનરલ સ્લીમૅન સાહેબે લખ્યું છે કેઃ-" ખરેખર આ મંદિર અત્યંત મનોહર છે. ખેદનો વિષય એટલોજ છે કે મંદિરની મનોહર દિવાલોમાં જડેલાં કિંમતી પાનાં વગેરે લોકો લઇ ગયા છે. " ફર્ગ્યુસન સાહેબે લખ્યું છે કેઃ-" આ કબર એવી તો સુંદર છે કે તેની સરખામણી તાજમહાલ સાથે કરીએ તોજ આમાં કાંઇક ઉણપ લાગે. " જો અતુલનીય તાજમહાલની રચના થઇ ન હોત તો આ મંદિરજ પૃથ્વીના પ્રવાસીઓને વિસ્મિત તથા વિમુગ્ધ કરવાને સંપૂર્ણ સમર્થ થાત.

યમુનાના પશ્ચિમ કિનારા ઉપર અપૂર્વ શોભામયી નૂતન આગ્રા નગરી આવેલી છે. સમ્રાટ અકબરે ૪૦ સ૦ ૧૫૬૬ માં તે નગરીની સ્થાપનાનું કાર્ય શરૂ કર્યું હતું. એક અગ્રેજ મુસાફર કે જેણે મોગલ સમ્રાટોની વિદ્યમાનતામાં ઉક્ત નગરીની મુલાકાત લીધી હતી, તે લખે છે કેઃ-" આ નગરી લંડનના જેટલીજ વિશાળ છે." સમ્રાટ અકબરે કિલ્લો બાંધી ઉક્ત નગરીને સુરક્ષિત બનાવી હતી. નગરીમાં, યમુના-તીર ઉપર એક સુંદર અને સુદૃઢ દુર્ગ જાણે કે સમ્રાટ અકબરના બુદ્ધિબળને સ્પષ્ટરીતે સિદ્ધ કરતો હોય તેમ હજી પણ ઉભેલો છે. મેલેસન સાહેબે લખ્યું છે કેઃ-" નગરીના કિલ્લાઓ એવા તો દૃઢ અને મનોહર છે કે પાશ્ચાત્ય પ્રદેશના મુસાફરો પણ તેની પ્રશંસા કર્યા વિના રહે નહિ. " સમ્રાટ અકબરે સતત ૮ વર્ષના પરિશ્રમે અને ૩૫ લાખ રૂપિયાના ભોગે તેબધાવવાનું કાર્ય સંપૂર્ણ કર્યું હતું. ઉક્ત દુર્ગની એક તરફ કિલ્લાની તળેટીને પ્રક્ષાલન કરતી યમુના નદી વહી રહી હતી. આજે તે સ્થળે એક રાજમાર્ગ દૃષ્ટિગોચર થાય છે. બાકીની ત્રણ દિશામાં એક મોટી ખાઇ ખોદાવવામાં આવી હતી, જેમાં જરૂર પડે કે તરતજ યમુનાનું પાણી ભરાઇ જાય એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. આ ઉંડી ખાઇને પસાર કરી આગળ ચાલીએ તો બે માઇલ જેટલી લાંબી એક ઉંચી દિવાલ આવે છે. તેને ઓળંગ્યા પછી દુર્ગમાં દાખલ થઇને આગળ જતાં પુનઃ ૭૦ ફીટ જેટલો ઉંચો અને સુદૃઢ કિલ્લો પ્રત્યક્ષ થાય છે. આ કિલ્લો લાલરંગના પથ્થરોવડે બાંધવામાં આવેલ છે અને પ્રત્યેક પથ્થર એક લોહશૃંખલાવડે અન્ય પથ્થર સાથે જોડી દેવામાં આવ્યો છે. એ દુર્ગની અંદર દાખલ થવા માટે એક દરવાજામાં થઇને જવું

જોઇએ. આ દરવાજો "દિલ્હીદાર" ના નામથી પ્રસિદ્ધ છે અને તે રાજમહેલ-માં પ્રવેશ કરવાનો જે દરવાજો છે, તેના જેટલોજ સુંદર છે. એ દરવાજાને પાછળ રહેવા દઇ આગળ એક રાજમાર્ગે ગતિ કરવી જોઇએ. આ રાજમાર્ગ ધીમે ધીમે ઉચ્ચ-ઉચ્ચતર થતો જાય છે. માર્ગની દક્ષિણ દિશાએ અકબરના પૌત્ર શાહજહાંને ચણાવેલી શ્વેત મરમરની વિશાળ મોતી-મસ્જીદ આવેલી છે. આ મસ્જીદમાં પ્રવેશ કરતાં પહેલાં ઉંચી સીડીપર ચડવું જોઇએ. એ સીડી પણ શ્વેત મરમરનીજ છે. મસ્જીદની ચોતરફ ગઢ આવેલો છે અને તે પણ શ્વેત મરમરનોજ બનેલો છે. મસ્જીદનું આંગણું કે જે ૧૪૨ ફીટ લાંબું અને ૧૦૦ ફીટ પહોળું છે, તે પણ શ્વેત મરમરના પથ્થરવડે આચ્છાદિત છે.

ખાસ મસ્જીદનું મકાન પશ્ચિમ ભાગ ઉપર આવેલું છે. તે ૧૪૨ ફીટ લાંબું અને ૫૬ ફીટ પહોળું છે. તે મકાન મૂળથી લઇને તે અંતપર્યંત સમસ્ત શ્વેત મરમરથી મઢી લીધેલું છે. તેનો શ્વેત ગુંબજ તથા સુવર્ણના રંગનુ શિખર બહુ દૂરથી જોઇ શકાય છે. ટેલર સાહેબે લખ્યું છે કેઃ-" આ મકાન સાથે હું તુલના કરી શકું એવું કોઇ મકાન મેં હજીસુધી જોયું નથી." હટર સાહેબ કહે છે કેઃ "ઘણું કરીને પૃથ્વીમાં સર્વ કરતાં વિશુદ્ધ અને મનોહર ઉપાસનાગૃહ આજ હશે." પારદના જેવો શુભ્ર અને સ્વચ્છ દિવાલો નયનને અને મનને એવી તો રંજીત કરે છે કે તેનો એકાએક ત્યાગ કરીને આગળ જવાનું મનજ થાય નહિ. મોતી મસ્જીદમાંથી નીચે ઉતરી સહેજ આગળ જવાથી સન્મુખ એક રાજપુરી (અંતઃપુર) આવે છે. તેની આસપાસ પણ એક ગઢ આવેલો છે. ઉક્ત રાજપુરીનો કયો અંશ અકબરના સમયનો હશે, તેનો નિર્ણય થઇ શકતો નથી. અમે આ સ્થળે માત્ર સંક્ષિપ્ત વર્ણન આપીનેજ સંતોષ માનીશું. સર્વ પહેલાં એક વિશાળ આંગણું જે ૫૦૦ ફીટ લાંબું અને ૩૭૦ ફીટ પહોળું છે, તેમાં આપણે પ્રવેશ કરવો જોઇએ. તેની પૂર્વ દિશામાં "દિવાનેઆમ" અથવા દરબારગૃહ આવેલું છે અને બાકીની ત્રણ દિશાઓમાં કેટલાએક નાના-મોટા ઓરડાઓ આવેલા છે. દરબારગૃહની લંબાઈ ઉત્તર-દક્ષિણ દિશામાં ૨૦૮ ફીટ જેટલી અને પૂર્વ-પશ્ચિમ તરફ પહોળાઇ ૭૬ ફીટ જેટલી છે. સમસ્ત ગૃહ શ્વેત મરમરના પથ્થરવતીજ નિર્મિત છે, એમ કહેવાની જરૂર નથી. તેની પૂર્વ તરફ એક ગઢ અને બાકીની ત્રણ દિશાઓ તદ્દન ખુલી છે. અનેક મનોહર સ્તંભો ગૃહમાં ઉભા રહી ગૃહની શોભા અને ગંભીરતામાં વૃદ્ધિ કરે છે. ગૃહની પૂર્વ તરફ મધ્ય સ્થળે શ્વેત પ્રસ્તરની એક ઉચ્ચ વેદી છે, તે વેદી ઉપર દરબારગૃહમાંથી ચડી શકાય એવી વ્યવસ્થા નથી. અંતઃપુરમાંથી એક સીધો માર્ગ આવે છે અને તે માર્ગેજ આ વેદી ઉપર જઇ શકાય એવી ગોઠવણ છે. મોગલસમ્રાટો અંતઃપુરમાંથી સીધા દરબારગૃહમાં આવી, એ સિંહાસન ઉપર બેસી શકતા. આ માર્ગ અને તેનું દ્વાર બહુ ઉંચે હોવાથી તે

કેટલાએકોએ "રૂખા"નું નામ પણ આપ્યું છે. દરબારગૃહની પૂર્વ દિશામાં યમુનાતીરે, શ્વેત મરમરથી મઢેલું એક સુવર્ણાલંકૃત સુંદર મકાન આવેલું છે. તે મકાન "દિવાનેખાસ" કિંવા મંત્રણાભુવનના નામથી પ્રસિદ્ધ છે. ત્યાંથી આગળ ચાલતાં અંતઃપુર આવે છે. તેમાંનાં મુખ્ય ગૃહો શ્વેત મરમરથી મઢેલાં છે અને તેમાં રાતા-પીળા-લીલા પથ્થરના કકડાઓવતી વેલીઓ તથા પત્રો-પુષ્પોનું ચિત્રકામ કરવામાં આવ્યું છે. આ કોતરકામ એવું તો ખુબીવાળું છે કે આટલા લાંબા સમયે પણ તે મલિન થયું નથી. અંતઃપુર તથા દિવાનેખાસ સોનેરી કરીટવડે આચ્છાદિત છે. ગૃહની અંદર ફુવારાઓ તથા હોજો પ્રત્યક્ષ થાય છે. જે નીકવતી પાણી લાવવામાં આવતું તે નીક પણ શ્વેત મરમરના પથ્થરવતી બાંધેલી છે. આ નીકદ્વારા શીતળ જળ પ્રત્યેક ગૃહમાં પહોંચતું અને ગ્રીષ્મઋતુમાં ગૃહવાસીઓને શીતળતા આપતું. શીતકાળમાં તેજ નીકદ્વારા ગરમ પાણી પ્રત્યેક ગૃહમાં વહેતું અને ગૃહવાસીઓને ઉષ્ણતા પહોંચાડતું. આગ્રાના પ્રાસાદો તથા વિલાસભવનો એટલાં બધાં મનોહર છે કે આ રંક લેખિની તેનું સંપૂર્ણ વર્ણન આપવાને અસમર્થ છે, એમ સ્વીકાર્યા વિના ચાલતું નથી. એક પાશ્ચાત્ય પ્રવાસીએ ઉક્ત પ્રાસાદોનું નિરીક્ષણ કરીને લખ્યું છે કે:—"આના જેવાં મનોહર અને વિશાળ ભવનો પ્રાચ્ય પ્રદેશમાં બીજાં નથી." બીજો એક અંગ્રેજ પ્રવાસી યથાર્થજ કહે છે કે:—"એક કાળે આ ભવનો અપ્સરાઓની લીલાભૂમિ હશે." આ અંતઃપુરીની પશ્ચિમ તરફ કિલ્લાના દ્વાર પાસે પૂર્વે સૈન્ય રહેતું. વર્તમાનકાળે અંગ્રેજોએ પણ ત્યાંજ સૈન્યની સ્થાપના કરી છે. દુર્ગની બહાર, સન્મુખ ભાગમાંજ એક મોટું બજાર હતું અને તે બજાર પણ ગઢથી વીંટાયલું હતું. સગવડની ખાતર અંગ્રેજ અમલદારોએ દુર્ગની અંદરનાં અનેક ગૃહો પાડી નાખ્યાં છે. દુર્ગની બહાર, યમુના નદીના કાંઠા ઉપર રાજ્યના અમીર-ઉમરાવોએ મોટા પ્રાસાદો બંધાવી નગરીને અલંકૃત કરી હતી; પણ અત્યારે તેમાંના પ્રાયઃ સમસ્ત પ્રાસાદો વિલુપ્ત થઇ ગયા છે. દુર્ગમાંથી બહાર નીકળી તાજમ્હેલ તરફ જતાં માર્ગમાં ઉક્ત અમીરોના પ્રાસાદોનાં ખંડીએરો અનેક સ્થળે દૃષ્ટિગોચર થાય છે. જે નગરી એક કાળે લંડન નગરીના જેવી વિશાળ અને સજીવ હતી, તે નગરીએ આજે દીન-હીન વેષ ધારણ કર્યો છે! તેની પૂર્વની સમસ્ત સમૃદ્ધિ તથા મહત્તા આજે અંતર્હિત થઇ ગઇ છે!

સમ્રાટ શાહજહાને પોતાની પ્રિય બેગમ મુમતાજમહાલની સમાધિ ઉપર જે મનોહર મંદિર નિર્માણ કરાવ્યું છે તે એક માત્ર મંદિરેજ વર્તમાનકાળે આગ્રાને પૃથ્વીમાં સુપ્રસિદ્ધ કર્યું છે અને તે એક મંદિરજ પૃથ્વીના દૂર દેશના મુસાફરોને હિંદમાં આકર્ષી લાવે છે. આ મનોહર મંદિર "તાજમહાલ"ના નામથી જગત્પ્રસિદ્ધ છે. તેની સાથે સરખામણી કરી શકાય એવો એક પણ પ્રાસાદ આ જગતમાં હજીસુધી તૈયાર થયો નથી. બર્નિયર સાહેબ લખે છે કે:—"હું તાજ-

મહાલની શરૂઆતથી તે અંતપર્યંત આગ્રામાંજ રહ્યો હતો. મેં તેનુ નિર્માણકાર્ય પ્રત્યક્ષ જોયું છે. રોજ વીશ હજાર મજુરો કામેં લાગતા અને તે કામ (ઇ૦ સ૦ ૧૬૩૦ થી ૧૬૪૮ સુધીના) ૧૮ વર્ષે પૂરૂં થયું હતું. આ ઉપરથી તાજમહાલની પાછળ કેટલું નાણું ખરચાયું હશે તેનો કિંચિત્ આભાસ પ્રાપ્ત થઇ શકશે." કર્નલ એંડરસનના અભિપ્રાય પ્રમાણે એ બાંધકામમાં ૪ કરોડ અને ૧૧॥ લાખ રૂપિયાનો વ્યય થએલો હોવો જોઇએ. તાજમહાલને પૂર્વે રૂપાના બે મજબૂત દર વાજા હતા. મોગલસામ્રાજ્યના પતન સમયે જાટ લોકો આગ્રા ઉપર વિજય મેળવી તે લઈ ગયા હોય એમ જણાય છે.

તાજમહાલવાળા સ્થાનમાં પ્રવેશ કરતી વેળા એક અતિ ઉચ્ચ અને મનોહર તોરણદ્વાર કિંવા દરવાજો વટાવી સુંદર બગીચામાં દાખલ થવું જોઇએ. દરવાજાથી લઇને તે તાજમહાલપર્યંત એક સીધો માર્ગ વિદ્યમાન છે અને તે માર્ગ પણ શ્વેત મરમરથી મઢી લીધેલો છે. દરવાજામાં પ્રવેશ કર્યા પછી અને અર્ધે ગયા પછી બરાબર મધ્યસ્થળમાં એક સુંદર ફુવારો દષ્ટિગોચર થાય છે. ઉક્ત ફુવારો જાણે કે તાજમહાલની શોભા જોઇને પોતાનું કર્તવ્ય ભૂલી જઇને મૂંગો અને દિઙ્મૂઢ બની ગયો હોયને ! તેમ ઉભો રહેલો જણાય છે. માર્ગની બન્ને બાજુએ સુંદર ઉદ્યાન અને સુંદર વૃક્ષની હારો આવેલી છે. કોઇ કોઈ સ્થળે ગુલાબનાં પુષ્પો ખીલેલાં છે. એ પુષ્પો પવનના કિંચિત્ આઘાતથી હાલવા માંડે છે, ત્યારે જાણે કે એ નિર્દોષ કુસુમો પણ ભૂતકાળનું સ્મરણ કરી શોકથી ધ્રૂજતાં હોયને ! એવો આભાસ થયા વિના રહેતો નથી. પુષ્પોની સુગંધી તાજમહાલની નિરંતર પૂજા કર્યા કરે છે ! કોઇ કોઈ સ્થળે બકુલ અને સેફાલિકાની લતાઓ શોક અને ખેદથી મસ્તક નીચે નમાવી ઉભી રહી છે. જાણે કે તે પણ તાજમહાલને પુષ્પાંજલિ આપી રહી હોયને ! યમુના પણ તાજમહાલનો ચરણસ્પર્શ કરવા માટે પોતાને ભાગ્યશાળી માનતી મંદ મંદ ગતિએ પ્રવાહિત થઈ રહી છે. સહસ્રાવધિ પક્ષીઓ અનંત કંઠે સુલલિત સ્વરે તાજની સ્તુતિ કરી રહ્યાં છે. પ્રકૃતિસુંદરી પણ જાણે કે શિલ્પ-સૌંદર્ય જોઇને નિરાશ કિંવા પરાજિત થઇ ગઇ હોય તેમ મુગ્ધભાવે ઉભી રહી, તાજની ઉપાસના કર્યા કરે છે. ઉત્તરમાં મનોહર ઉદ્યાન અને દક્ષિણે યમુના નદી પ્રવાહિત થાય છે. ઉત્તર-દક્ષિણ તરફ વેદી કે જેના ઉપર તાજમહાલ ઉભો છે, તેની પહોળાઈ ૩૧૩ ફીટ જેટલી છે. એ વેદીની પૂર્વ-પશ્ચિમ લંબાઇ ૮૮૦ ફીટ જેટલી છે. આ વેદી પણ સુંદર અને સુવિશાળ છે, એમ કહેવાની આવશ્યકતા નથી. તાજમહાલની પૂર્વ-પશ્ચિમ તરફ લાલ પથ્થરથી મઢાએલું વિશાળ અને સુંદર ઉપાસનાગૃહ તથા વિહારભવન વિરાજી રહ્યું છે. જે વિશાળ વેદીનું અમે ઉપર વર્ણન કર્યું તે વેદીનો મધ્ય ભાગ શ્વેત મરમરથી મઢાયલો અને ૨૨॥ ફીટ ઉંચો તથા ચોતરફ ૩૧૩ ફીટના માપનો છે. તેના ચાર ખૂણામાં શ્વેત મરમરના અતિ

રમણીય ચાર સ્તંભો આકાશમાં ઉંચું માથું રાખીને ઉભા રહ્યા છે. પ્રત્યેક સ્તંભની ઉંચાઇ ૨૨૫ ફીટ જેટલી છે. સ્તંભની અંદર પગથીઆં આવેલાં છે અને તે ગોળાકારે ફરતાં ફરતાં સ્તંભના શીર્ષદેશપર્યંત પહોંચેલાં છે. ઉક્ત વેદીના મધ્યભાગમાં જગતનું વિસ્મયોત્પાદક ૧૮૬ ફીટ ચોખુંટવાળું તાજમંદિર વિરાજી રહ્યું છે. તેનો અંદરનો તથા બહારનો ભાગ શ્વેત મરમરવડે મઢી લીધેલો છે. મંદિરના મસ્તક ઉપર મનોહર શ્વેત ગુંબજ આવેલો છે અને તે ગુંબજ ઉપર સોનેરી રંગનું શિખર જાણે કે આકાશને પણ ભેદીને આગળ વધવાની આશા રાખતું હોય, તેમ ઉભું છે! સમગ્ર મંદિર ૨૯૬ ફીટ ઉંચું છે. આ વિશાળ ઇમારતની મધ્યમાં એક તરફ બેગમ મુમતાજમહાલની અને તેની પાસેજ સમ્રાટ શાહજહાનની સમાધિ આવેલી છે. એ બન્ને સમાધિ ઉપર શ્વેત અસ્તરવાળી વેદિકા વિરાજિત છે. તે વેદિકા ઉપર અને શ્વેત મંદિરની દિવાલ ઉપર રાતા, પીળા, લીલા રંગનાં બહુમૂલ્ય રત્નોવડે કુદરતી વેલીઓ અને પાંદડાંઓ જેવીજ વેલીઓ અને પાન, વૃક્ષો તથા પુષ્પો પણ અંકિત કરવામાં આવ્યાં છે. તાજમહાલનું સૌંદર્ય નિરખ્યા પછી સ્વાભાવિકરીતેજ પ્રેક્ષકના મુખમાંથી એવા ઉદ્ગારો બહાર નીકળે છે કે આ મૃત્યુલોકમાં સ્વર્ગની કલ્પનામયી શોભાનો જો વિસ્તાર જોવો હોય તો તેને માટે આ એકજ સ્થળ સમુચિત છે! સૂક્ષ્મ શિલ્પકળાનું અવલોકન કરવાથી જાણે કે શુભ્ર તુષારક્ષેત્રમાં વિવિધ વર્ણનાં મણિમુક્તાનાંજ વૃક્ષો ઉગ્યાં હોય અને એ વૃક્ષોની સાથે મણિમુક્તાનીજ વેલીઓ વીંટળાઇ હોય, તથા એ વેલીઓને પણ જાણે કે મનોહર મણિમુક્તાનાંજ પુષ્પો આવ્યાં હોય, એવો ભ્રમ ક્ષણવાર થયા વિના રહેતો નથી. વસ્તુતઃ તાજમહાલે અપાર સ્વર્ગીય સૌંદર્યની મૂર્તિ ધારણ કરી છે, એમ કહીએ તોપણ તે અત્યુક્તિ નથી. જેમણે તેનું પ્રત્યક્ષ દર્શન કર્યું નથી તેમને તાજમહાલનું સૌંદર્ય કેવળ શબ્દોવડેજ સમજાવી શકવું અશક્ય છે. સાહેબોએ લખ્યું છે કે:–"તાજમહાલની કલ્પના દૈત્યોનેજ પ્રથમ થઇ હશે અને મણિકારોએજ તેનું નિર્માણ કર્યું હશે." એક મુસાફર તો એટલે સુધી કહે છે કે:–"આવી મનમોહક વસ્તુને કાચના આવરણવડે શામાટે આચ્છાદિત નથી કરી, એજ આશ્ચર્ય છે!" કોઇ કોઇ કહે છે કે:–"સ્વપ્નમાં કલ્પાએલું સૌંદર્ય આપણે તાજમહાલમાં જોઇ શકીએ છીએ." એક રશીઅન મુસાફર કહે છે કે:–"તાજમહાલ એ એક અપૂર્વ રૂપ-લાવણ્યમયી રમણી છે. તેના દોષો તમે ગમે તેટલા બતાવો, પણ એકવાર જો પ્રત્યક્ષ દર્શન કરવાનું તમને સૌભાગ્ય પ્રાપ્ત થાય તો તમે પોતેજ વિમુગ્ધ થયા વિના રહો નહિ" સ્લીમેન સાહેબે લખ્યું છે કે:–"પુનઃ પુનઃ તાજનું દર્શન કરવાથી કંટાળો આવવાને બદલે આનંદમાં વૃદ્ધિજ થયા કરે છે. તમે ગમે તેટલી વાર તેનું દર્શન કરો, પણ નીકળતી વેળા તમને એમજ થશે કે અત્યારપર્યંત જીવનમાં આવું એક પણ દશ્ય જોવામાં આવ્યું નથી! તાજ-

મહાલની બહાર નીકળતાં તમને એવો દઢ વિશ્વાસ થશે કે; "જ્યાંસુધી તમારી સ્મરણશક્તિ બળવાન રહેશે ત્યાંસુધી તમે તેના સૌંદર્યરાશિને માનસપટ ઉપરથી કદિ પણ ભુંસી શકશો નહિ." બર્નીયર સાહેબ કહે છે કે:–" તાજમહલની સાથે મીસર દેશના પીરામીડનો મુકાબલો કરવો અનુચિત છે. પીરામીડ શું છે ? એક પથ્થરની ઉપર બીજો પથ્થર મૂકવામાં આવ્યો હોય તે સિવાય તેમાં વિશેષતા જેવું કાંઇજ નથી; અને તે જોતાં તો પીરામીડ કરતાં તાજમહાલ અનેક અંશે ઉત્કૃષ્ટ છે અને પૃથ્વીની વિસ્મયકારક વસ્તુઓમાં તે અગ્રગણ્ય છે." અફસોસ ! એ તાજમહાલનાં રત્નાદિ આભૂષણો કોઇ ઉતારી ગયું છે ! છતાં એ ભારતનું એટલું અહોભાગ્ય કે તેના સૌંદર્યની કોઇ હાનિ કરી શક્યું નથી ! પૃથ્વીનાં સાત આશ્ચર્યો પૈકી તાજમહાલ પણ એક આશ્ચર્યજનક સ્થાન લેખાય છે !

સમ્રાટ અકબરવાળી દિલ્હી અથવા તેની પૂર્વેના પઠાણ સમ્રાટોવાળી દિલ્હી આજે પુરાતન દિલ્હીના નામથી ઓળખાય છે. તે સ્થળ આજે નિર્જનવત્ થઇ પડ્યું છે. સમ્રાટ શાહજહાને વર્તમાન મનોહર દિલ્હીનગરીની પ્રતિષ્ઠા કરી હતી, કિલ્લા અને ખાઇવતી નગરીનું રક્ષણ કરવું એ પૂર્વકાળે બહુજ આવશ્યક ગણાતું હતું. શાહજહાને પણ વર્તમાન દિલ્હીની આસપાસ ખાઇ ખોદાવી હતી અને એક સુંદર કિલ્લો બંધાવ્યો હતો. નગરીમાં બહુવિધ મનોહર ઇમારતો આવેલી હતી, તેમજ સુંદર નહેરવડે યમુનાનું પાણી પ્રત્યેક પ્રાસાદમાં પહોંચાડવામાં આવતું હતું. આ દુર્ગોપમ નગરીના અંતરભાગમાં યમુનાતીરે લાલ પથ્થરનો એક બીજો કિલ્લો પણ બંધાવવામાં આવ્યો હતો. એમ કહેવાય છે કે આ ઉલ્લા કિલ્લા પાછળ તે સમયે પ્રાયઃ ૫૦ લાખ રૂપિયાનો વ્યય થયો હતો અને તેને સંપૂર્ણ કરતાં વીશ વર્ષ લાગ્યાં હતાં. દુર્ગનું પ્રથમ દ્વાર વટાવીને આગળ જઇએ એટલે સન્મુખ એક મોટો દરવાજો પ્રત્યક્ષ થાય છે. વિસ્તૃત પ્રવેશમાર્ગની બન્ને બાજુએથી મહાન ઇમારતો આકાશમાં આગળ વધતી અને થોડે દૂર બન્ને બાજુઓની ઇમારતો એક થઇ જતી હોવાથી એક મહાન દરવાજાનો આકાર દષ્ટિગોચર થાય છે. રાજમાર્ગનો ઘણો ખરો ભાગ આવી ઇમારતોએ રોકેલો છે. નવીન મુસાફરને આ દશ્ય ખરેખર વિમુગ્ધ કરે તેવું છે. પૂર્વકાળે એ ઇમારતોના શિરોભાગમાં બેસી નોબતવાળાઓ નોબતની ગર્જના કરતા. તેને પાછળ રાખી પૂર્વ તરફ આગળ વધતાં સર્વ પહેલાં દિવાનેઆમ કિંવા દરબારગૃહ દષ્ટિએ પડે છે. તેની શોભા અને સૌંદર્ય એ સમસ્ત જો કે વર્તમાનકાળે વિલુપ્ત થઇ ગયું છે, તો પણ તેનું આકર્ષણ હજી લેશ પણ શિથિલ નથી થયું. દરબારગૃહની દિવાલો ઉપર વિવિધ વર્ણનાં ફૂલ, ફળ, પક્ષી તથા પશુ વગેરેનાં આકર્ષક ચિત્રો અંકિત કરવામાં આવ્યાં હતાં; પણ એક અગ્રેજે તે કહાડી લઇ પૈસાના લોભે પોતાના સ્વદેશમાં તેને વેચી દીધાં છે. આજ ગૃહમાં ચાંદીની એક રેલીંગ હતી, તે

પણ અદશ્ય થઇ ગયાં છે. ત્યાંથી આગળ ચાલતાં દિવાનેખાસ કિંવા મંત્રણાભવન આવે છે અને તે પણ જોનારને મુગ્ધ કરે છે. સમસ્ત ભવન શ્વેત પથ્થરથી મઢાયલું છે; તેના અતર ભાગમાં શ્વેત પ્રસ્તરના સ્તંભો આવેલા છે, તે પણ અપૂર્વ શોભાનો વિસ્તાર કરી રહ્યા છે. ઉકત સ્તંભોનો નીચેનો ભાગ વિવિધ વર્ણની લતાઓ અને પુષ્પોથી સુશોભિત છે. એમ કહેવાય છે કે શાહજહાને સમસ્ત સ્તંભ એવી રીતે લતા–પાનાથી અલંકૃત કરવાનો વિચાર કર્યો હતો, પણ તેમાં અનેક રત્નોની આવશ્યકતા જણાવાથી તથા ધાર્યા કરતાં વિશેષ વ્યય થાય, એમ લાગવાથી એ કામ એટલેથીજ પડતું મૂકવામાં આવ્યું હતું. સમગ્ર ગૃહ રૂપાના ચંદ્રાતપવડે સુશોભિત હતું, પરંતુ પાણીપતના યુદ્ધ પૂર્વે મરાઠાઓ તે લુંટી ગયા હોય, એમ જણાય છે. દિવાનેખાસવાળું ભવન તૈયાર કરવામાં લગભગ નવ લાખ રૂપિયાનો વ્યય થયો હતો. ફિન સાહેબ લખે છે કે:–"આવા પ્રકારનું દરબારગૃહ ભારતવર્ષમાં અન્યત્ર ક્યાંય નથી." આ ગૃહની મધ્યમાં સુવર્ણાક્ષરે નીચેનો લેખ કોતરાવેલો છે:–" જો પૃથ્વીમાં સ્વર્ગ હોય તો તે અહીં છે, અહીં છે, અહીં છે. " વસ્તુતઃ ગૃહ પણ એવુંજ સુંદર અને મનોહર છે. નિર્માણકાળે તે સ્વર્ગસમ હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી.

ઉકત ગૃહની મધ્યમાં ઉચ્ચ શ્વેત મરમરની વેદી ઉપર શાહજહાનનું જગદ્વિખ્યાત મયૂરાસન વિરાજતું હતું. તે ૬ ફીટ લાંબું અને ચાર ફુટ પહોળું હતું. આ સિંહાસન જોવાથી પ્રેક્ષકને એમજ લાગે કે જાણે એ સજીવ મયૂરો પોતાની કળાનો વિસ્તાર કરી ઉભા રહ્યા છે અને તેની ઉપર સિંહાસનની સ્થાપના કરી છે ! મયૂરનાં પીછાંમાં જે જે રંગો હોય તે તે પ્રકારનાં રંગોવાળાં મણિમુક્તાવડે આ સિંહાસનને સુશોભિત બનાવવામાં આવ્યું હતું. ટુંકામાં કહીએ તો સજીવન મયૂરનુંજ આબેહુબ અનુકરણ કરવામાં સિંહાસનરચનારે સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરી હતી. સિંહાસનના પાછલા ભાગમાં ઉભય મયૂરોનાં કળારૂપે વિસ્તરી રહેલાં પીછાં આવેલાં હતાં અને સન્મુખ ભાગમાં તેમની ગ્રીવાનો ભાગ આવેલો હતો. મધ્યભાગમાં કિંમતી લીલા પથ્થરમાંથી બનાવેલાં પક્ષીઓની બહુ કુશળતાપૂર્વક ગોઠવણી કરવામાં આવી હતી. સિંહાસનની ઉપર સુવર્ણના બાર થાંભલા, સુવર્ણના ચંદરવાને મસ્તક ઉપર રાખી ઉભા રહ્યા હતા. થાંભલામાં પણ અનેક મણિમુક્તાઓ અને કિંમતી રત્નો જડવામાં આવ્યાં હતાં ચંદરવાની મધ્યમાં પણ મનોહર તેજસ્વી રત્નો લટકતાં હા. આથી સિંહાસનની મૂળ સુંદરતામાં અનેકગણી વૃદ્ધિ થતી હતી. સિંહાસનની બન્ને બાજુએ સૂક્ષ્મ કોતરણીવાળું અને મુક્તાજડિત લાલ રંગનું રાજછત્ર વિરાજતું હતું. એ રાજછત્રના થાભલા પણ સોનાનાજ બનેલા હતા. ઉકત સિંહાસનની પાછળ સાડા ૭ કરોડ રૂપિયાનું ખર્ચ થયું હતું.

દિવાને ખાસથી સહેજ આગળ જતાં અંતઃપુર આવેલું છે અને તે પણ યમુના નદીના કિનારા ઉપરજ છે. અંતઃપુરનાં વિલાસગૃહો બહુ મનોહર છે. એક મધ્યગૃહમાં શ્વેત મરમરથી મઢેલો એક હોજ તથા ફુવારો આવેલો છે. હોજની દિવાલ ઉપર બહુ કિંમતી રત્નાદિદ્વારા વેલબુટ્ટા વગેરેનું કોતરકામ કરાવવામાં આવ્યું છે. ફિન સાહેબે ઉક્ત ગૃહને સ્નાનગૃહનું નામ આપ્યું છે; પણ જ્યારે અમે તે ગૃહની અનુપમ સુંદરતા પ્રત્યક્ષ નિહાળી ત્યારે અમને ખાત્રી થઇ કે તે સ્નાનગૃહ નહિ પણ વિલાસગૃહજ હશે. જેવી રીતે આ એક ગૃહમાં યમુનાનું જળ આવતું, તેવીજ રીતે અન્ય અન્ય ગૃહોમાં પણ નદીનું જળ પહોંચાડવામાં આવતું. ફર્ગ્યુસન સાહેબે લખ્યું છે કે:-" આ અંતઃપુરનાં ગૃહો તો રાજમહેલો કરતાં પણ ચડી જાય તેવાં છે." અંગ્રેજોએ ઉક્ત ગૃહની સાથે જોડાએલાં કેટલાંક મકાનો પાડી નાખેલાં હોવાથી તે પ્રાચીન અંતઃપુરની અર્ધી શોભા તો વિનષ્ટજ થઇ ગઇ છે. અંતઃપુરની વર્તમાન અવસ્થા જોવાથી જાણે કે કોઇ ભારતવર્ષીય કુશળ કારીગરે હીરા–માણેકની સુંદર માળા બનાવી હોય અને એ માળા કોઇએ તોડી નાખીને રત્નને બદલે કાચના કકડા ઉમેર્યા હોય, એવો ભાસ થયા વિના રહે નહિ. દિલ્હીનું અંતઃપુર સમસ્ત પૂર્વ દેશમાં કિંવા પ્રાયઃ સમગ્ર પૃથ્વીમાં સર્વ કરતાં સુંદર છે, એમ કહેવામાં દોષ નથી. બીજા એક સાહેબે લખ્યું છે કે:-" પૃથ્વીની આશ્ચર્યકારક વસ્તુઓમાં આ અંતઃપુર પણ એક આશ્ચર્યકારક વસ્તુ છે, એમ સાધારણ જનસમાજમાં મનાય છે અને પૃથ્વીના દૂર દેશાંતરમાંથી અનેક પ્રવાસીઓ કેવળ તેનાંજ દર્શન કરવા હિંદમાં આવે છે."

પર્વતની એક નાની ટેકરીને સમતલ કરી, તેના ઉપર જુમામસ્જીદનું મનોહર મકાન તૈયાર કરાવવામાં આવ્યું છે. તે મસ્જીદ ૨૦૧ ફીટ લાંબી અને ૧૨૦ ફીટ પહોળી છે. તેની બન્ને બાજુના મિનારા ૧૩૦ ફીટ જેટલું ઉંચાઇએ પહોંચ્યા છે. તેજ ટેકરી ઉપર, મસ્જીદની સામે એક મેદાન જેટલી વિશાળ અને ખુલ્લું આંગણું છે. આંગણાની મધ્યમાં એક હોજ છે. આ મસ્જીદવાળા આંગણામાં પ્રવેશ કરવા માટે ટેકરીની ત્રણ બાજુએ અતિ વિસ્તૃત પગથીઓ આવેલી છે. શાહજહાને દશ લાખ રૂપિયા ખર્ચી આ મસ્જીદ બંધાવી હતી. સ્મીથ સાહેબ કહે છે કે:-" પૃથ્વીમાં આના જેવી મનોહર મસ્જીદ બીજી એક પણ નથી." ફર્ગ્યુસન સાહેબ લખે છે કે:-" ભાગ્યેજ કોઇ પ્રાસાદ આ મસ્જીદ કરતાં વિશેષ મનોહર હશે."

સંક્ષિપ્તમાં કહીએ તો મોગલ સમ્રાટોએ જે જે મહેલાતો ઉભી કરાવી હતી તે એટલી બધી સુંદર હતી અને અત્યારે પણ છે, કે જે કોઈ પ્રેક્ષક એકવાર તે પ્રતિ દષ્ટિપાત કરે તે આશ્ચર્યમુગ્ધ થયા વિના રહેજ નહિ. એક ગૃહ કે પ્રાસાદ જોયા પછી જ્યારે તમે બીજું ગૃહ જુઓ કે પ્રથમના ગૃહને ભૂલી ગયા વિના

રહ્યો નહિ.એક એક ખાસ ગુણને લઇને આ પ્રત્યેક મકાન જગતમાં અપૂર્વ અને અતુલનીય ગણાય છે."

દિલ્હીથી થોડે દૂર એક પર્વત આવેલો છે. અંગ્રેજોએ આનંદવિહારાર્થે તે પર્વતમાં સુધારો–વધારો કરી એક સુંદર રાજમાર્ગ તૈયાર કર્યો છે. સમુદ્રના તરંગો જેવી રીતે હીલોળા લેતા વહી જાય છે, તેવી રીતે આ પર્વતની ટેકરીઓ પણ ઉંચા–નીચાભાવે આગળ ચાલી જાય છે. તેની પાસેજ છેલ્લા મહાન બળવાનું સ્મૃતિમંદિર તથા અશોકના સમયનો એક સ્તંભ આવેલો છે.

નૂતન " દિલ્હી " નામના દરવાજામાંથી બહાર નીકળીને દક્ષિણ તરફ ચાલતાં પુરાતન દિલ્હીનાં દર્શન થાયછે. આ પુરાતન દિલ્હી ૧૦ માઇલ લાંબીતથા ૬ માઇલ પહોળી છે. રાજમાર્ગના ડાબા હાથ તરફ પથ્થરના એકજ ટુકડામાંથી કોતરી કહાડેલો અશોક સ્તંભ કે જે ૪૨ ફીટ અને ૭ ઈંચ ઉંચો છે, તે જાણે ઉંચું માથું કરીને ભારતવાસી પથિકોને સ્વદેશનો પ્રાચીન મહિમા સાંભળવાનું આમંત્રણ કરતો હોય તેવી રીતે અડગભાવે ઉભો રહ્યો છે ! ત્યાંથી આગળ ચાલતાં ઇંદ્રપ્રસ્થ કે જ્યાં પાંડવોએ એકવાર રાજસૂય મહાયજ્ઞ કર્યો હતો, તે સ્થાનમાં જવાય છે. પાંડવોના પ્રબળ પ્રતાપની સાથે તેમની રાજધાની પણ આજે અંતર્હિત થઇ ગઇ છે, કાળના ભયંકર પંજામાં સપડાઇ એ મહાનગરી પણ આજે વિલુપ્ત થઇ ગઇ છે. આ સ્થળે એક સમયે એક ઉંચો કિલ્લો તથા એક ઉંડી ખાઇ હતી, તેનાં ખંડીએરો આજે પણ જોઇ શકાય છે. લોકો તેને " પુરાણા કિલ્લા " ના નામથી ઓળખે છે. એજ કિલ્લામાં રહીને એક દિવસે હુમાયુ, અકબર તથા જહાંગીરે પોતાનો પ્રબળ પ્રતાપ ભારતવર્ષમાં વિસ્તાર્યો હતો. ત્યાંથી સહેજ આગળ જતાં અકબરનાં માત–પિતાની મનોહર સમાધિઓ આવે છે. સમસ્ત પુરાતન દિલ્હી અને તેની પૂર્વ દિશામાં આવેલો પર્વત પઠાણ રાજાઓના ધ્વંસાવશેષો ( ખંડીએરો ), પ્રાસાદો, કિલ્લાઓ તથા સમાધિમંદિરોથી પરિપૂર્ણ છે. અમે તે સર્વ અવશેષોનું આ સ્થળે વર્ણન આપી શકતા નથી. વસ્તુતઃ અમે જ્યારે તે સમસ્ત પ્રાસાદોની તથા કિલ્લાઓની શોચનીય દુરવસ્થા જોઇ ત્યારે અમારૂં હૃદય ભરાઇ આવ્યું ! પઠાણ નૃપતિઓ જાણે છે કે પેલાં ભાંગ્યાં–તૂટયાં મંદિરોમાંથી પોતાનો શુષ્ક અસ્થિમય હસ્ત ઉંચો કરીને અમને કહી રહ્યા હોય કેઃ–" અરેરે ! ! જો અમે હિંદુ–મુસલમાનોને મૈત્રીભાવવડે સંમિલિત કરી શકયા હોત અને ભારતવર્ષને મહાશક્તિશાળી બનાવવાનો પ્રયત્ન કર્યો હોત, તો આજે આવી દુર્દશા નથાત, " એવા ભણકારા અમને થવા લાગ્યા. ત્યારબાદ અમે પ્રાચીન હિંદુ–દિલ્હીમાં આવ્યા. આ સ્થળ એકવાર હસ્તિનાપુર કિંવા ભીમ અને અર્જુનનું લીલાક્ષેત્ર હતું. તે મહાન પુરુષોની સ્મૃતિ આપણા હૃદયમાં જાગૃત થાય, એવું એક પણ ચિન્હ આ સ્થળે જણાતું

નથી. ×એ પછી ભારતવર્ષમાં અંધકારમયી રાત્રિનો આરંભ થએલો. તે સમયનો પૃથ્વીરાજનો કિલ્લો તથા તેની રાજધાની પણ આજ સ્થળે આવેલી હતી. તે કિલ્લાનાં ખંડીએરો આજે પણ જોઇ શકાય છે. પ્રથમ મુસલમાન સમ્રાટે જે કુતુબમિનાર બંધાવેલો હતો, તે પણ આજ સ્થળે આવેલો છે. તે મિનાર પૂર્વે ૨૬૨ ફીટ જેટલો ઉંચો હતો, પણ પાછળથી તેનો શિરોભાગ પડી જવાથી આજે તે ૨૪૨ ફીટ જેટલો ઉંચો દેખાય છે. જગતમાં સર્વ કરતાં ઉચ્ચ સ્તંભ એકમાત્ર કુતબમિનારજ છે. જો કે મીસર અને ઇટાલીમાં બેએક સ્તંભો આ કુતબમિનાર કરતાં પણ બે હાથ ઉચ્ચ છે, તોપણ ફર્ગ્યુસન સાહેબના મત પ્રમાણેઃ–" કુતબમિનારની કલ્પના એટલી બધી સુંદર છે અને તેનું મનોહરત્વ પણ એટલું બધું છે કે જગતના સર્વ ઉચ્ચ સ્તંભો કરતાં પણ કુતબમિનાર શ્રેષ્ઠ છે, એમ કહેવુંજ જોઇએ." સ્લીમૅન સાહેબ લખે છે કેઃ–" કુતબમિનાર એવો તો સુંદર છે કે તેના દર્શનમાત્રથી આનંદ અને આશ્ચર્ય ઉત્પન્ન થયા વિના રહે નહિ. પૃથ્વીમાંની સર્વ કબરો ( સમાધિમંદિર ) માં જેમ તાજમહાલ સર્વોત્કૃષ્ટ ગણાય છે તેમ પૃથ્વીના સમસ્ત સ્તંભોમાં કુતબમિનારનો સ્તંભ પણ ઉત્કૃષ્ટ છે, એમ કહેવામાં દોષ નથી." આ મિનાર હિંદુઓના હાથથીજ તૈયાર થયો હતો. મિનારની પાસે એક લોહસ્તંભ આવેલો છે, તેનું વર્ણન અમે પ્રથમ પ્રકરણોમાં આપી ગએલા છીએ. ફૅાલ સાહેબ તે વિષે લખે છે કેઃ–" આવો મહાન સ્તંભ બનાવવાનું કામ કેટલાંક વર્ષો પૂર્વે પૃથ્વીની સર્વ કરતાં મહાન લેખાતી શિલ્પશાળામાં પણ અસંભવિત મનાતું હતું, એટલુંજ નહિ પણ વર્તમાનકાળે પણ આવો સ્તંભ બનાવી શકે એવી શિલ્પશાળા ભાગ્યેજ ક્યાંય હશે." પૃથ્વીરાજનું મંદિર તોડી નાખીને, તેદ્વારા મુસલમાનોએ અહીં મસ્જીદ બંધાવી છે. આથી કરીને એ મસ્જીદના પથ્થરમાં પણ અનેક હિંદુ ચિન્હો રહી ગયાં છે. કોઇ કોઇ સ્થળે ગોવાળો ગાયો દોહી રહ્યા છે, કોઇ સ્થળે ગોવાળણો છાશ વલોવી રહી છે અને કોઇ કોઇ સ્થળે વાછરડાંઓ આંચળમાંથી દૂધ પી રહ્યાં છે. આવી જાતનાં અનેક ચિત્રો પથ્થર ઉપર કોતરવામાં આવેલાં, મસ્જીદની દિવાલોમાં જોઇ શકાય છે;-પરંતુ ખેદ માત્ર એટલોજ છે કે ઉક્ત સમસ્ત ચિત્રોનાં મસ્તિષ્ક પાડી નાખવામાં આવ્યાં છે. એક સ્થળે એક ગુંબજના અભ્યંતર ભાગમાં કેટલાક યુવકો ગોળાકારે ફરતા ફરતા નૃત્ય કરી રહ્યા હોય, એવું ચિત્ર પ્રત્યક્ષ થાય છે, પણ તે મનુષ્યો મસ્તકહીન હોવાથી જેવું જોઇએ તેવું સૌંદર્ય ઉત્પન્ન કરતાં નથી. આવી રીતે અમે શોકસંતપ્ત હૃદયે હિંદુ–દિલ્હીનું નિરીક્ષણ કરતાં આગળ ચાલ્યા. તે સમયે પ્રાચીન હિંદુ–દિલ્હીનગરી જાણે કે અમને સંબોધીને

× કોઇ કોઇનો એવો પણ મત છે કે દિલ્હીથી ૬૫ માઇલ ઉત્તર–પશ્ચિમમાં ગંગાકિનારે હસ્તિનાપુર આવેલું હતું.

નીચે પ્રમાણે કહી રહી હોય, એમ અમને લાગ્યું. " જ્યારે પ્રબળ પ્રતાપ અને અખંડ તેજદ્વારા હું તેજસ્વિની હતી અને મારા બાહુબળદ્વારા શત્રુઓથી આત્મરક્ષા કરી રહી હતી, ત્યારે ઓ ભારતવાસી હિંદુઓ ! તમે ક્યાં સુતા હતા ? તે સમયે તો તમને ઈર્ષા અને કલેશ સિવાય બીજું કાંઇ સુઝતું જ નહોતું ! આજે મારી આવી દુર્દશા જોઇ તમારૂં મર્મ ભેદાય છે, એમ શું તમે કહેવા માગો છો. ? તમને હૃદયંજ કર્યા છે ? તમને તે વળી વેદના હોયજ શાની ? તમે મારી દુર્દશા જોવા આવ્યા છો ? જાઓ, પાછા જાઓ ! મારી નીરવતામાં અને નિર્જનતામાં હવે તમે નાલાયકો ભંગ પાડશો નહિ. મારા સ્વત્વની અને મારા ભૂતકાળના ગૌરવની હવે કોઇવાર શોધ કે યાદી કરતા નહિ. "

---

# चतुर्दश अध्याय–अफघानीस्तान

"ભાઈ, એ તો પિતાનું સ્મારક ચિન્હ છે. જોકે તે કૃતઘ્નતાથી વર્ત્યો છે પણ મારાથી તો તેને માફ કર્યા સિવાય રહેવાયજ કેમ.?"
અકબર

બૌદ્ધયુગમાં ભારતવાસીઓએ અફ્ઘાનીસ્તાન ઉપર વિજય મેળવી, ત્યાં બૌદ્ધધર્મનો પ્રચાર કર્યો હતો. ભારતવર્ષની ચઢતી કળાના સમયમાં સિંધુ નદીની સીમા ઉલ્લંઘવાનું કાર્ય હિંદુઓને માટે ધર્મવિરુદ્ધ ગણાતું નહોતું; અને તેથીજ પૂર્વકાળે ભારતવાસીઓ દૂર દૂરના દેશોમાં ઉપનિવેશો સ્થાપવાને સમર્થ થઇ શકયા હતા. અફ્ઘાનીસ્તાનની પશ્ચિમ દિશામાં વામિયાન નામનો પ્રદેશ આવેલો છે. તે પ્રદેશમાં પર્વત ઉપર જે અનેક ગુફાઓ આવેલી છે તે સંબંધે અબુલ ફઝલ લખે છે કેઃ–" ઉક્ત ગુફાઓમાં બાર હજાર ગુફાઓનું "સમાજ" એવું નામ રાખવામાં આવ્યું છે. ઘણા લાંબા કાળ પૂર્વે મનુષ્યોએ પર્વત કાપીને ઉક્ત ગુફાઓ બનાવી હોય, એમ જણાઇ આવે છે. આ સ્થળે પથ્થરમાંથી કોતરી કહાડેલી મનુષ્યની ત્રણ મહાન પ્રતિમાઓ પણ પ્રત્યક્ષ થાય છે. તેમાંની એક પ્રતિમા ૨૪૦ ફીટ જેટલી, બીજી ૧૫૦ ફીટ જેટલી અને ત્રીજી ૪૫ ફીટ જેટલી લાંબી છે. એક ગુફામાં એક આસન ઉપર એક મૃત વ્યક્તિનો દેહ બહુ કાળજીપૂર્વક સંગ્રહી રાખવામાં આવ્યો છે, તે જોઇ મને બહુ આશ્ચર્ય થયું. પ્રાચીન વસ્તુની શોધ–ખોળ કરનારા પંડિત પુરુષો પણ, આ કોનો દેહ છે તે કહી શકતા નથી. તેઓ એવું અનુમાન કરે છે કે અતિ પ્રાચીનકાળથી આ મૃતદેહ આ સ્થળે પડેલો હોવો જોઇએ. પૂર્વકાળે ભારતવાસીઓ મૃતદેહની ઉપર એક એવા પ્રકારનો મલમ લગાડતા કે જેથી તે શબ કોઈ કાળે સડતું કે ગંધાતું નહિ. આ પ્રમાણે મૃતદેહને સડવા દીધા વિના સાચવી રાખવાથી અજ્ઞાન લોકો એ મૃતદેહતરફ ભક્તિભાવ

દર્શાવતા; કારણ કે શબ ન સડે એમાં પ્રભુની કૃપા હોવી જોઇએ, એમ તેઓ માનતા હતા." ઉક્ત સમસ્ત ગુફાઓ એ માળવાળી છે. જે પર્વત ઉપર તે ગુફાઓ આવેલી છે તે પર્વત ઉપર એક પ્રાચીન નગરીનાં ખંડીએરો દષ્ટિગોચર થાય છે. ગુફાઓમાં રહેલી મૂર્તિઓ તથા "સમાજ" નામ ઉપરથી એવી ખાત્રી થાય છે કે પૂર્વે તે સ્થળે બૌદ્ધવિહાર હોવો જોઇએ. ત્રણ મહાન મનુષ્યપ્રતિમાસંબંધે મેં આગળ જે ઉલ્લેખ કર્યો, તેમાંની એક પ્રતિમા "શાકમ" ના નામથી પ્રસિદ્ધ છે." "શાકમમ" એ શાક્યમુનિનો અપભ્રંશ હોવો જોઇએ. અફઘાનીસ્તાનમાં પ્રત્યક્ષ થતા આ પ્રાચીન અવશેષો ભારતવાસી હિંદુઓનીજ કીર્તિને સૂચવી રહ્યા છે, એમાં સંદેહ નથી. મૃતદેહને સડવા દીધા વિના સાચવી રાખવાની વિદ્યા સર્વે ભારતવાસીઓ જાણતા હતા. આજે તે વિદ્યાનો લોપ થઈ ગયો છે. મિસર દેશવાસીઓ પણ પ્રાયઃ ભારતવાસીઓ પાસેથીજ ઉકત કળા શીખેલા હોવા જોઇએ.

અફઘાનીસ્તાનની પૂર્વ દિશામાં, મર્દન કિલ્લાથી ૮ માઈલ ઉત્તરમાં જવાથી એક પર્વત પાસે પહોંચાય છે. તે પર્વત ઉપર બૌદ્ધ નગરીનાં પથ્થરનાં મંદિરોના અવશેષો તેમજ તે સિવાય અનેક સ્થળે બૌદ્ધગુફાઓ અને બૌદ્ધવિહારોના અવશેષો આજે પણ જોવામાં આવે છે. મર્દન કિલ્લાથી છ માઇલ આગળ જતાં બૌદ્ધ મહારાજા અશોકવર્દ્ધનનો અનુશાસનસ્તંભ અત્યારે પણ ધીરભાવે ઉભો રહીને ભૂત કાળના ભારતીય ગૌરવ માટે અશ્રુ વર્ષાવી રહ્યો છે.

ભારતના મહાગૌરવના દિવસો કાળના પ્રવાહમાં તણાઇ ગયા અને મહા તેજસ્વી બૌદ્ધયુગ ભૂતકાળમાં મળી ગયો; તે સમયે અને તે પછીના સમયે પણ અનેક સૈકાઓ થયાં બ્રાહ્મણ રાજાઓ કાબૂલના સિંહાસનને શોભાવી રહ્યા હતા. હિંદુઓના ઉપનિવેશો ઘણા લાંબા કાળપર્યંત સુવ્યવસ્થિતપણે સુરક્ષિત રહી શકયા હતા. હાય ! આજે અમે એટલા બધા અધઃપતિત થઈ ગયા છીએ કે અમારા પૂર્વપુરુષોનું ગૌરવ સમજવાની કલ્પનાશકિત પણ હવે અમારામાં રહી નથી !

જે વેળા બંગાળ અને બિહારમાં બળવાખોરોએ માથું ઉંચકયું તે વેળા સમ્રાટ અકબરનો ભાઇ મિર્ઝા અહમદહાકીમ કાબૂલની ગાદીએ રાજ્ય કરતો હતો. અકબરનું સામ્રાજ્ય તથા ઐશ્વર્ય નિરખીને ઇર્ષ્યાને લીધે તે મનમાંને મનમાંજ બળ્યા કરતો હતો. તેને જ્યારે સમાચાર મળ્યા કે અકબર ઇસ્લામધર્મથી ભ્રષ્ટ થયો છે અને બંગાળબિહારના મુસલમાનોએ તેની વિરુદ્ધ બળવો ઉઠાવ્યો છે, ત્યારે તેણે વિચાર કર્યો કે જો આ અનુકૂળ તકનો લાભ લઇને હું પણ અકબરની વિરુદ્ધ લડાઇ જાહેર કરૂં તો બંગાળ–બિહારના બળવાખોરો મને સહાય આપ્યા વિના રહે નહિ; અને જો એમ થાય તો હું અનાયાસે અકબરની રાજગાદી પડાવી લેવામાં વિજયી થઈ શકું. આવો વિચાર કરી તેણે હિંદના બળવાખોરોને ઉતેજન આપવા તથા તમને વિશેષ ઉશ્કેરવા બિહારમાં પોતાના

દૂતોને રવાના કર્યા અને પોતે પણ એક પ્રબળ સૈન્ય લઇને પંજાબ ઉપર બીજીવાર ચડી આવ્યો. તે સમયે રાજા માનસિંહ પંજાબના શાસનકર્તાતરીકેનું સઘળું કામકાજ કરતો હતો. સમ્રાટ અકબરના ભ્રાતૃસ્નેહથી તે સારી રીતે પરિચિત હોવાથી પોતે મહાશક્તિશાળી હોવા છતાં સમ્રાટ અકબરની આજ્ઞાવિના સમ્રાટના ભ્રાતા સાથે યુદ્ધ કરવાની તેણે હિંમત કરી નહિ. સમ્રાટની આજ્ઞા ન આવે ત્યાંસુધી રાજા માનસિંહે પાછળ હટવા માંડયું અને છેવટે લાહોરના કિલ્લામાં આશ્રય લીધો. રાજા માનસિંહને પાછળ હટતો જોઇ હાકીમ અહંકારપૂર્વક આગળ વધવા લાગ્યો અને લાહોરના કિલ્લા ઉપર ઘેરો ઘાલી આગળ માર્ગ કાપવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

આવા કટાકટીના સમયમાં પોતાનોજ ભાઇ પોતાનું અનિષ્ટ સાધવા બહાર પડયો છે, એવા સમાચાર સાંભળી સમ્રાટ અકબરને બહુ ખેદ થયો. તેણે કહ્યું કે:–પોતાનો પુત્ર જો દુષ્ટ વ્યવહાર કરે તો તેને યોગ્ય શિક્ષા કરી સન્માર્ગે વાળી શકાય, પણ ભ્રાતાની સાથે જો એકવાર કલેશ કે કુસંપ થાય તો તે કોઇ કાળે દૂર થાય નહિ; કારણ કે પુત્રનો અપરાધ તો સર્વ કોઈ ઉદારતાપૂર્વક સહન કરી લે, પણ ભ્રાતાનો અપરાધ સહૃદયતાપૂર્વક સહન કરે એવા ઉદાર પુરુષો તો વિરલજ હોય છે. પુત્રપ્રત્યેનો અધિક સ્નેહ પુત્રના અનેક દોષોને ક્ષમા આપી શકે છે; પરંતુ ભ્રાતાનો રાઇ જેટલો દોષ પણ અન્ય ભ્રાતાની નજરમાં એક પર્વત જેટલો પ્રતીત થાય છે. સમ્રાટે વિચાર કર્યો જો હું પોતે પંજાબમાં હાજર થઇશ, તો લોહી વહેવડાવ્યા વગરજ મારા ભાઇ સાથે હું સુલેહ–સંપ કરી શકીશ. તેથી તેણે જાતે પંજાબમાં જવાની તૈયારી કરવા માંડી અને રામરાયસિંહ આદિ સેનાપતિઓને પોતાની આગળ રવાના કરી દીધા. તે સેનાપતિઓને સમ્રાટે જણાવ્યું કે:–" તમે આગળ જાઓ, પણ હું જયાંસુધી પંજાબમાં ન આવું ત્યાંસુધી મારા ભાઇની સાથે યુદ્ધ કરવા બહાર પડશો નહિ." ત્યાર બાદ સમ્રાટ આગ્રામાંથી પ્રયાણ કરી દિલ્હી, કુરુક્ષેત્ર, સરહિંદ તથા નવરોતાસગઢ વગેરે શહેરોમાં થઇને સિંધુ નદીના કિનારે પહોંચ્યો. " સમ્રાટ અકબર સ્વયં યુદ્ધ કરવા આવે છે," એમ સાંભળી હાકીમ કાબૂલ તરફ રવાના થયો. અકબર એક વહાણની સહાયતાથી સિંધુ નદીની પાર ઉતર્યો અને પશ્ચિમ દિશામાંથી કોઇ પણ શત્રુ હલ્લો ન લાવે તે માટે સિંધુ નદીના પૂર્વતીર ઉપર અટકનો કિલ્લો તૈયાર કરવાનો હુકમ ફરમાવ્યો. આ કિલ્લો ઇ૦ સ૦ ૧૫૮૩ માં પૂરો થયો હોય એમ જણાય છે. સિંધુ નદીની મધ્યમાં ઉભા રહીને, પર્વતના શિખર ઉપર આવેલો આ મહાન કિલ્લો જ્યારે જોઇએ છીએ ત્યારે તેનું મનોહરત્વ આપણને દિઙ્મૂઢ કર્યા વિના રહેતું નથી. પર્વતના શિખરે જાણે કે કોઇએ અપૂર્વ રાજમહેલની સ્થાપના કરી હોય એવોજ ક્ષણવાર આભાસ થાય છે. કિલ્લાનો સર્વથી

નીચેનો ભાગ સિંધુ નદીના કિનારા પાસેજ આવેલો છે. સિંધુ નદી તે કિલ્લાના ચરણને પ્રક્ષાલિત કરતી નિરંતર વહ્યા કરે છે. કિલ્લાનો સર્વથી ઉંચેનો ભાગ ગગનને સ્પર્શીને ઉભો રહ્યો છે.

સિંધુ નદીની પેલી તરફ જવું એ તે સમયે હિંદુઓમાં બહુ તિરસ્કારપાત્ર કર્મ ગણાતું હતું. રાજા માનસિંહે પણ સર્વપ્રથમ સિંધુ નદી નહિ ઓળંગવા સંબંધી પોતાનો વાંધો સમ્રાટ પાસે પ્રદર્શિત કર્યો હતો. સમ્રાટ અકબરે તેના ઉત્તરરૂપે નીચેનો દોહરો રાજા માનસિંહને મોકલી આપ્યો હતો:—

સબ ભૂમિ ગોપાળકી, વામેં અટક કહા;
જાકે મનમેં ખટક હૈ, સો હી અટક રહા.

અર્થાત્-સમસ્ત પૃથ્વી પ્રભુનીજ છે તો પછી એક સ્થળેથી અન્ય સ્થળે જવામાં અટકાવ કેવો ? જેના મનમાં ખટક કિંવા સંશય છે તેજ અટકમાં અટકી રહે છે.

મહા આગ્રહી રાજપૂતોને પણ સમ્રાટ અકબર કેવી મધુર વાણીથી પોતાને વશીભૂત કરી શકયો હતો, તે ઉપરની પંક્તિઓ ઉપરથી સમજી શકાય છે. સિંધુ નદી પાર કરવાની તે આજ્ઞા કરે તો રાજા માનસિંહ જેવાઓએ પણ તે માન્ય કરવી જોઇએ; પરંતુ સમ્રાટ અકબર સમજતો હતો કે આજ્ઞા કરતાં સહૃદયતા અને મધુર શબ્દોજ વિશેષ ઉંડીઅસર કરી શકે છે અને તેથી આવા નમ્ર વ્યવહારથીજ અનેકવાર પોતાનો ઉદ્દેશ તે સિદ્ધ કરતો. ઉક્ત કવિતાનો ઉદ્દેશ સિદ્ધ થયો. રાજા માનસિંહ ઘણી હિંદુસેના તથા સૈનિકો સાથે સિંધુ નદીની પાર ઉતર્યો. આ સ્થળે કોઈ એવો પ્રશ્ન કરશે કે રાજા માનસિંહ કે જેના પૂર્વજો મુસલમાન સમ્રાટને કન્યા આપી રાજપૂત કુળને એબ લગાડી છે, તેને તે વળી ધર્માધર્મ જેવું હોઇજ શું શકે ? અમે કહીએ છીએ કે રાજા માનસિંહના ધર્માચારસંબંધે શંકા કરવાનું કારણુજ નથી. વસ્તુતઃ તે અત્યંત ઉદાર હૃદયનો હિંદુ હતો. તેણે અનેક સ્થાને હિંદુમંદિરો ચણાવ્યાં હતાં અને તેમાં મૂર્તિઓની પ્રતિષ્ઠા પણ કરાવી હતી. સમ્રાટ અકબરે જ્યારે તેને " ઇશ્વર ધર્મ " નામનો નૂતન ધર્મ સ્વીકારવાની ભલામણ કરી ત્યારે તેણે કહ્યું કે:-"હું કેવળ બેજ ધર્મ જાણું છું. એક હિંદુ ધર્મ અને બીજો મુસલમાન ધર્મ. એ બે ધર્મ સિવાય ત્રીજો ધર્મ હોય એ વાત મારા માનવામાં આવતી નથી. આપના પ્રત્યેની અમારી શ્રદ્ધાની પરીક્ષા કરવા જો એ ધર્મ સ્વીકારવાનું અમને આપ કહેતા હો તો તે નિષ્પ્રયોજન છે; કારણ કે અમે આપની ખાતર તન-મન-ધન સર્વસ્વનો ભોગ આપવાને સદા તૈયાર છીએ, એવી ખાત્રી અમે પૂર્વે અનેકવાર આપી ચૂકયા છીએ, એટલુંજ નહિ પણ અનેકવાર એવી સાબીતી પણ આપી ચુકયા છીએ." રાજા માનસિંહ સિવાય

રાજા ટોડરમલ્લ આદિ ભાવિક પુરુષો પણ અનેકવાર સૈન્ય સાથે નદીની પેલી પાર દૂર સુધી ગયા હતા.

રાજા માનસિંહ સૈન્યની સાથે કાબૂલની પાસે આવી પહોંચ્યો. હાકીમે ભયભીત થઇ, અકબરને ભૂલાવામાં નાખવાના ઉદ્દેશથી એક દૂત સમ્રાટ પાસે રવાના કર્યો. સમ્રાટે તે દૂતને જણાવ્યું કેઃ–" હું મારા ભાઇને ક્ષમા આપવા તૈયાર છું. જો તે પોતાના ભૂતકાળનાં દુષ્કૃત્ય માટે પશ્ચાત્તાપ કરે અને ભવિષ્યમાં એવું કાર્ય નહિ કરવાની પ્રતિજ્ઞા કરે તો હું અહીંથીજ પાછો વળવાને તત્પર છું."

હાકીમે સમ્રાટ અકબરની આવી સહૃદયતાપૂર્ણ સરત પણ કબૂલ કરવાની ઇચ્છા દર્શાવી નહિ. હિંદનું સામ્રાજ્ય પડાવી લેવાની દુષ્ટ વાસના તેના હૃદયમાં પ્રબળપણે સળગી રહી હતી. તેણે એકવાર છુપી રીતે આવી મોગલસેના ઉપર હલ્લો કર્યો, પણ તેમાં તે નિષ્ફળ નિવડ્યો અને ત્યાંથી નાસી જવાની તેને ફરજ પડી. સમ્રાટના સેનાપતિઓએ તેની પાછળ દોડી તેને મારી નાખવાની તત્પરતા દર્શાવી; પરંતુ અકબરે તેમને તેમ કરતાં અટકાવ્યા અને કહ્યું કેઃ–" ભ્રાતાનું ખૂન કરવું એ કોઇપણ રીતે યોગ્ય નથી. હું મારા વિશ્વાસુ નોકરોને તેમ કરવાની કદાપિ આજ્ઞા કરીશ નહિ. ભાઇ, એ પિતાનુંજ એક સ્મારકચિન્હ છે, કારણ કે ભાઇને જોવાથી સહેજે પિતાનું સ્મરણ થઇ આવે છે. તે ભાઇ મારા પ્રત્યે ગમે તેવું દુષ્ટ વર્તન ચલાવે તોપણ મારે તેને ક્ષમા આપવી, એ મારૂં મુખ્ય કર્તવ્ય છે."

હાકીમ કાબૂલનો ત્યાગ કરીને ત્યાંથી નાસી ગયો એટલે અકબરે અનાયાસે કાબૂલમાં પોતાની રાજસત્તા બેસાડી. ત્યારબાદ સમ્રાટને કોઇએ એવા ખબર આપ્યા કે હાકીમ તો અન્ન–વસ્ત્રના અભાવે ફકીર બની ગયો છે અને મહામહેનતે રખડી રઝળીને પેટ ભરે છે. આ સમાચાર સાંભળી અકબરને બહુ ખેદ થયો. " મારો સગો ભાઈ ભૂખ્યો અને તરસ્યો વનમાં ભટકે અને હું રાજ્યસિંહાસને બેસી ઐશ્વર્ય ભોગવું, એ કેટલું બધું અનુચિત ગણાય" એવો વિચાર આવતાંની સાથેજ તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં ! તેણે પોતે એક દૂત હાકીમ પાસે રવાના કર્યો. જે ભાઇએ પોતાનું સત્યાનાશ કાઢવામાં લેશ પણ સંકોચ કર્યો નહોતો, તેજ ભાઇની દુરવસ્થા સાંભળી અકબરનું હૃદય ચીરાઇ ગયું ! હાકીમ જ્યારે કાબૂલમાં પાછો આવ્યો ત્યારે અકબર તેને કાબૂલના શાસનકર્તાતરીકે નિયુક્ત કરી પોતે હિંદમાં પાછો ફર્યો. ઍબરઘાટમાં થઇને અને લાહોર તથા દિલ્હીમાં થોડા દિવસ રહીને તે ફતેહપુર–સીક્રી ખાતે સહિસલામત પહોંચી ગયો.

એજ અરસામાં સમ્રાટે પ્રયાગમાં ગંગા–યમુનાના સંગમ–સ્થળ ઉપર એક

મહાન કિલ્લો બંધાવ્યો હતો. તે કિલ્લો ગંગા અને યમુનાના તીર ઉપરજ આવેલો છે. કિલ્લાની બે બાજુએ નદી અને બાકીની બે બાજુએ ગંભીર ઉંડાઇવાળી ખાઇ આવેલી છે. કિલ્લાએ જાણે કે ગળામાં સુંદર માળા ધારણ કરી હોય એવી કલ્પના આ ખાઇનું નિરીક્ષણ કર્યા પછી ઉદ્‌ભવે છે. કિલ્લાની દિવાલો પથ્થરનીજ બનેલી છે. રાજપ્રાસાદ જો કે કિલ્લાની અંદર છે; તોપણ તે ગંગાના કિનારા ઉપરજ છે. સમ્રાટે તે નગરીને "અલ્લાહાબાદ" નું નામ આપ્યું હતું. ત્યારબાદ અનેક લોકો ત્યાં આવીને વસવા લાગ્યા અને એ રીતે વર્તમાન મનોહર શહેરની ક્રમે ક્રમે ઉન્નતિ થઇ. ઉક્ત કિલ્લામાં ૩૦ ફીટ ઉંચાઇવાળો અશોકના સમયનો એક સ્તૂપ ખેદમય વદને ઉભો છે. સ્તૂપમાં એક શિલાલેખ પણ છે.

ખ્રિ૦ સ૦ ૧૫૮૦ માં સમ્રાટે પોતાના રાજ્યના મુખ્ય નોકરો અને જાગીરદારોને એવી આજ્ઞા કરી કેઃ-" સામ્રાજ્યનાં સમસ્ત શહેરો તથા ગામડાંઓમાં વસતી પ્રજાનું એક પત્રક તૈયાર કરવું અને પ્રત્યેક મનુષ્ય શું કામ-ધંધો કરીને નિર્વાહ કરે છે તે સંબંધી તપાસ કરવી. જેઓ કામ-ધંધા વગર બેસી રહેતા હોય તેમને સામ્રાજ્યની સીમા બહાર હાંકી કહાડવા." ભારતવર્ષમાં પ્રથમ વસ્તીપત્રક જો કયારેય પણ થયું હોય તો તે આ સમયે અકબરના રાજત્વકાળમાં-જ થયું હતું. સાટના આજ્ઞા સાંભળી પ્રત્યેક નિરુદ્યોગી મનુષ્ય યથાયોગ્ય કામ-ધંધામાં જોડાઇ ગયો હતો.

ખ્રિ૦ સ૦ ૧૫૮૪ માં હાકીમે કાબૂલ ખાતે પ્રાણત્યાગ કર્યો. તેના અમાત્યોએ કાબૂલમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરવાની દુરાશાથી પોતાને યોગ્ય સહાયતા આપવા અબદુલ્લાને પ્રાર્થના કરી. અબદુલ્લા તે કાળે મધ્ય એશીઆમાં બહુજ શક્તિમાન રાજા ગણાતો હતો. તેણે પણ આવી સરસ તક જોઇ કાબૂલને પોતાના સામ્રાજ્યમાં ભેળવી દેવાનો પ્રપંચ કર્યો. અબદુલ્લા કાબૂલને પચાવી જવા માગે છે, એ વાત સમ્રાટથી છાની રહી નહિ. તેણે તત્કાળ પંજાબમાં તે સમયના શાસનકર્તા-રાજા માનસિંહને કાબૂલમાં સૈન્યસહિત પહોંચી જવાની આજ્ઞા કરી. સમ્રાટ અકબર પોતે પણ ફતેહપુરમાંથી રવાના થઇ નવરોતાસગઢમાં હાજર થયો. રોતાસગઢથી કાબૂલપર્યંત સૈન્યને જવા-આવવામાં સુગમતા થાય તે માટે સિંધુ નદીના કિનારાપર્યંત અર્થાત્ અટકના કિલ્લાપર્યંત અને સિંધુ નદીના બીજા કિનારાથી લઇ કાબૂલપર્યંત એક સુંદર સડક તૈયાર કરાવવાની તેણે વ્યવસ્થા કરી. ત્યાર બાદ તે ખૈબરઘાટમાં થઇને જલાલાબાદ ખાતે હાજર થયો.

રાજા માનસિંહે કાબૂલમાં આવી પોતાની અપૂર્વ શક્તિ અને તીક્ષ્ણ બુદ્ધિના પ્રતાપે રાજ્યના સમસ્ત વિરોધી અમાત્યોને દાબી દીધા. ત્યારબાદ પોતાના પુત્ર જગતસિંહને કાબૂલની રાજ્યવ્યવસ્થા સોંપી અને હાકીમના બે પુત્રોને પોતાની સાથે લઇ સમ્રાટની પાસે હાજર થયો. સમસ્ત વિરોધીઓ તથા શત્રુઓને સહૃદય-

તાથી શાંત કરવા, એ અકબરનો ઉદ્દેશ હતો. તેણે કાબૂલના મુખ્ય અપરાધી અમાત્યોને પણ કોમળ અને મધુર ભાષામાં આશ્વાસન આપી શાંત કર્યા. ત્યાર બાદ રાજા માનસિંહને કાબૂલના શાસનકર્તાતરીકે નિયુક્ત કરી સમ્રાટ પોતે અટક ખાતે હાજર થયો. અહીં આવીને સમ્રાટે ચારદિશામાં સૈન્યની ચાર ટુકડીઓ મોકલી દીધી (ઈ० સ० ૧૫૮૬). એક ટુકડી રાજા ભગવાનદાસ આદિ સેનાપતિના દેખરેખ નીચે કાશ્મીર તરફ, બીજી ટુકડી રાજા બીરબલ અને જૈનખાની સરદારી નીચે યુસફ જાતિની વિરુદ્ધ, ત્રીજી ટુકડી રામરાયસિંહ આદિના સેનાપતિત્વ નીચે બેલુચિઓની વિરુદ્ધ તથા ચોથી ટુકડી રાજા માનસિંહની આગેવાની નીચે ખબરઘાટના તોફાની પ્રજાવિરુદ્ધ લડવા રવાના થઇ.

રાજા બીરબલ અને જૈનખાંની સરદારીવાળું મોગલ લશ્કર પર્વતવાળા પ્રદેશમાં દાખલ થયું. પર્વતનું એકાંત શાંત સૌંદર્ય, ગાંભીર્ય તથા મનોહારિત્વ જોઇ કવિ બીરબલને બહુજ આનંદ થયો. આ પર્વતપ્રદેશની શોભા કાશ્મીરની શોભા સાથે સરખાવીએ તો તે અયોગ્ય નથી. અહીંનાં હવા-પાણી બહુજ ઉત્કૃષ્ટ લેખાય છે; પરંતુ પર્વતની શોભા સાથે પર્વતની વિકટતા અને ભયંકરતા પણ એવી અદ્દભુત છે કે ભારતવર્ષમાં ઉકત સ્થાનની સરખામણી કરી શકાય એવું એક પણ સ્થાન નથી, એમ પણ અમારે કહી દેવું જોઇએ. રાજા બીરબલ સૈન્યની સાથે આ વિકટ પહાડોમાં આગળ ચાલવા લાગ્યો. માર્ગમાં અનેક કુદરતી આપત્તિઓ આવવા લાગી. કોઈ કોઇ વાર જંગલમાંથી આગળ વધવાનો માર્ગજ મળે નહિ, માર્ગ મળે તો છાવણી નાખવા માટે અનુકૂળતાવાળું સ્થળજ મળે નહિ. પર્વતના રસ્તા બહુજ વાંકાચૂંકા અને ચઢાવવાળા હોય છે, તેની સાથે તે એવા તો સાંકડા અને અસ્પષ્ટ હોય છે કે જો લેશપણ અસાવધતા રાખવામાં આવે તો ભયંકર આઘાત થયા વિના રહે નહિ. આવાં વિકટ અરણ્યોમાં અને પહાડોમાં થઇ બીરબલ આગળ વધવા લાગ્યો. કોઇ કોઇ વાર તેને એવાં સ્થાનોમાં આશ્રય લેવો પડતો કે જ્યાં એક મનુષ્ય અન્ય મનુષ્યનું મુખ પણ ભાળી શકે નહિ. એવો ઘન અંધકાર સદા વિસ્તરેલો રહેતો. કોઇ કોઇ વાર એવાં જંગલોમાં થઇને પસાર થવું પડતું કે જંગલની શરૂઆત ક્યાંથી થાય છે અને કયાં આગળ તે સમાપ્ત થાય છે, તેની કલ્પના પણ થઇ શકે નહિ. કોઇ કોઇ વાર એવી ઉંડી અને અંધારી ગુફાઓ માર્ગમાં આવતી કે હવે આગળ કેવી રીતે વધવું, તે ગંભીર પ્રશ્ન થઇ પડતો. નાના નાના વહેળાઓ ખળખળ ધ્વનિ કરતા કયાંથી આરંભ થાય છે, કયાં મળી જાય છે અને પુનઃ કયાંથી ઉદભવે છે, તેની કશી સમજણજ પડતી નહિ. જાણે કે આ વહેળાઓ નાનાં બાળકો માફક સંતાકૂકડીની રમત રમી રહ્યા હોયને! આવી રીતે બીરબલ કોઇવાર ઉચ્ચ પહાડોના શિખર ઉપરથી અન્ય શિખરે, તો કોઇવાર વિસ્તૃત

જંગલોવાળા મેદાનમાંથી અન્ય મેદાનમાં આગળ ગતિ કરવા લાગ્યો. થોડે દૂર ગયા પછી બીરબલે સ્વાધીનતાના મદથી છકેલા, બળવાન, સાહસી અને જંગલી પહાડી મનુષ્યોનાં ટોળેટોળાં આસપાસના પર્વતો ઉપર એકત્રિત થતાં અને લડાઇની તૈયારી કરતાં પ્રત્યક્ષ નિહાળ્યાં. બીરબલ નિરાશ કે નાહિંમત થયો નહિ. તેણે આગળ વધવાનું ચાલુજ રાખ્યું. ક્રમે ક્રમે તે વિપત્તિવાળા ભયંકર ક્ષેત્રમાં દાખલ થયો. શત્રુઓની મોટી સંખ્યા પર્વતની આડે રહી મોગલસેનાનો વિનાશ કરવા લાગી અને લાગ સાધીને પુનઃ પુનઃ પર્વતની ગુફાઓમાંથી બહાર નીકળી બીરબલને ત્રાસ આપવા લાગી. મોગલસેના કે વા બીરબલ આવા ઉપદ્રવોથી કંટાળીને નાસી જાય તેમ નહોતું. તેમણે પણ પ્રસંગોપાત પહાડી જાતિપર હુમલા કરી બને તેટલો શત્રુનો સંહાર કરવા માંડયો. આ પ્રકારના હુમલાઓમાં બીરબલના સૈન્યને ઘણીવાર પરાજિત થઇને નાસી જવું પડતું, ઘણીવાર મહાન ખુવારી સહન કરવી પડતી અને ઘણીવાર અનેક સૈનિકો પહાડોમાં આડાઅવળા ભટકી અકાળે મરણને શરણ થતા. છતાં રાજા બીરબલે પોતાનું કર્તવ્ય સંપૂર્ણ કરવામાં લેશ પણ આળસ કે પ્રમાદ કર્યો નહિ. તેને પોતાને પણ અનેકવાર પ્રાણાન્ત કષ્ટો સહન કરવાં પડતાં, એટલુંજ નહિ પણ ભૂખ્યાં અને તરસ્યાં જંગલોમાં ભટકવું પડતું, છતાં તે કંટાળીને પાછો હટયો નહિ. આ પહાડી જાતિ શરણે ન આવે ત્યાંસુધી આ વિકટ પહાડોમાં રહીને પણ યુદ્ધ કરવું, એવો બીરબલે નિશ્ચય કર્યો. જૈનખાં નામનો એક મુસલમાન સરદાર કે જે બીરબલની સાથે હતો તેને રાજા બીરબલનો આ નિશ્ચય ગમ્યો નહિ; કારણ કે તે આ પર્વતની ભયંકરતા તથા શત્રુની પ્રબળતા જોઇ આગળથીજ ગભરાઇ ગયો હતો. તેણે ઉક્ત પહાડી જાતિ સાથે સંધિ સ્થાપવાની રાજા બીરબલને ભલામણ કરી. બીરબલે તે ભલામણને કશુંજ વજન આપ્યું નહિ; તેણે કહ્યું કેઃ— "કેવળ સંધિદ્વારા શું તમે એક જંગલી જાતિને સુધારી શકો તેમ છો ? પરિશ્રમ અને ઉત્સાહવિના કદાપિ કોઇ પણ મહાન કાર્ય સિદ્ધ થાય એવી આશા રાખવી એ સ્પષ્ટ મૂર્ખતા છે. ધારો કે તે જંગલી પ્રજા આપણી સાથે સંધિ કરે, તોપણ આપણે શું મોઢું લઇને સમ્રાટની પાસે જઇ શકીએ ? સંધિ કરવામાં આપણી બહાદુરી નહિ, પણ નિર્બળતાજ સિદ્ધ થાય તેમ છે." આ પ્રમાણે એ મુખ્ય સેનાપતિઓ વચ્ચે મતભેદ ઉત્પન્ન થવાથી બન્ને વચ્ચે વૈરનાં બીજ રોપાયાં. બન્ને સેનાધ્યક્ષોએ જૂદી જૂદી દિશામાં પોતાનું સૈન્ય મોકલી દીધું અને છેક સ્વતંત્રપણે પોતાને યોગ્ય લાગે તેમ વર્તવા લાગ્યા. રાજા બીરબલ પોતાની શક્તિ પ્રમાણે સમ્રાટ અને સામ્રાજ્યના હિતને અર્થે લડવા લાગ્યો. એક દિવસે રાજા બીરબલને એવા સમાચાર મળ્યા કે, "અમુક સ્થળે પર્વતીય જંગલી પ્રજા મોગલસેનાને ઘેરી લેવાની મહાન હિલચાલ કરી રહી છે." તેજ ક્ષણે બીરબલે

પોતાના સૈન્યને તે દિશામાં હલ્લો લઇ જવાની આજ્ઞા કરી. મહાસાહસી રાજા પોતે પણ પોતાના સૈન્યની સાથેજ હતો, એમ કહેવાની જરૂર નથી. રાજાએ ત્યાં જઇને જોયું તો ક્યાંય પણ શત્રુનું ચિન્હ જણાયું નહિ. શત્રુનું સૈન્ય આગળ હશે, એમ ધારી બીરબલ એક સાંકડા નાળામાં થઇને આગળ ચાલવા લાગ્યો. નાળાની બરાબર મધ્યમાં રાજા અને તેનું સૈન્ય જેવું દાખલ થયું કે તુરતજ કોણ જાણે ક્યાંથીએ પહાડી જાતિનાં ટોળેટોળાં બહાર ઉભરાઈ આવ્યાં અને અસંખ્ય તીર, ભાલા તથા પથરાનો વર્ષાદ વર્ષાવી રાજાના સૈન્યનો સંહાર કરવા લાગ્યાં. રાજાના અનેક બહાદૂર સૈનિકોનો આ નાળામાં ઘાણ નીકળી ગયો. અનેક સૈનિકો ભયભીત થઇને ત્યાંથી નાસી ગયા. રાત્રિના અંધકારમાં ક્યાંય માર્ગ હાથ નહિ આવવાથી નાસી છૂટેલા સૈનિકો આસપાસનાં ગામડાંમાં સંતાઇ ગયા; પણ એ ગામડાંઓ શત્રુના તાબામાં હોવાથી પ્રાતઃકાળે જંગલી શત્રુઓએ તેમને મારી નાખ્યા. રાજા બીરબલે અપૂર્વ પરાક્રમ દાખવી શત્રુપક્ષને પરાસ્ત કરવાનો પ્રત્યેક પ્રયત્ન કર્યો; પણ તેમાં તે સફળ થઇ શક્યો નહિ. અંતે તે પણ એજ નાળામાં ઘવાઇને મૃત્યુવશ થયો. જેનખાંનું લશ્કર પણ બીજી દિશામાં એજ પ્રકારે વિનષ્ટ થયું. જેનખાં પોતે ત્યાંથી નાસી છૂટયો અને અટકમાં આવીને તેણે સમ્રાટ અકબર પાસે યુદ્ધનો સમસ્ત ઇતિહાસ રજુ કર્યો.

રાજા બીરબલને સમ્રાટ અંતઃકરણપૂર્વક ચાહતો હતો. તેને જ્યારે બીરબલવના મૃત્યુના સમાચાર મળ્યા ત્યારે તે શોકસાગરમાં છેક નિમગ્ન થઇ ગયો. તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી, મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળ્યો નહિ અને થોડીવાર બેભાન અવસ્થામાં પથારી ઉપર પડી રહ્યો. બીરબલના મૃત્યુથી સમ્રાટના કોમળ અંતઃકરણને એવો તો સખ્ત આઘાત થયો કે બે દિવસ સુધી તેને ખાવું-પીવું પણ ગમ્યું નહિ, બે દિવસ સુધી કોઈની સાથે વાતચીત પણ કરી નહિ અને કોઇની મુલાકાત પણ લીધી નહિ. સમ્રાટના દુઃખમાં ભાગ લેવાનું અને તેને આશ્વાસન આપી શાંત કરવાનું પણ કોઇથી સાહસ થઇ શક્યું નહિ; કારણ કે બીરબલના મૃત્યુથી સમ્રાટને કેટલો ખેદ થતો હશે તેની સર્વ કોઈ કલ્પના કરી શકે તેમ હતું. ગંભીર દુઃખના સમયમાં અકબર જેવા સમ્રાટને સાંત્વના આપવી, એ હાથે કરીને સમ્રાટનો ક્રોધ વહોરી લેવા સરખું હતું. દિલ્હીશ્વર જેવો એક પુરુષ એકસામાન્ય મિત્રની ખાતર અને તે પણ એક હિંદુ મિત્રની ખાતર શોકાતુર બને એ શું સૂચવે છે? અકબરની પાસે હિંદુ કે મુસલમાનનો ભેદ લેશમાત્ર નહોતો, એમ શું આ ઉપરથી સ્પષ્ટ નથી થતું? બે દિવસ પછી સમ્રાટનો ખેદ કાંઇક શાંત થયો. સરદાર જેનખાં કે જે બીરબલની સાથે હતો, તે પોતાનો પ્રાણ બચાવીને આવતો રહ્યો અને બીરબલ જેવા પ્રિય મિત્રને બચાવવાનો પ્રયત્ન ન કર્યો, તે માટે અકબરે તેનો સખ્ત તિરસ્કાર કર્યો. જેનખાં જો કે મોગલ રાજ્યનો એક

પ્રધાન સેનાપતિ હતો, એટલુંજ નહિ પણ સમ્રાટની એક ધાત્રીનો પુત્ર થતો હતો, તોપણ બીરબલનો પ્રાણ નહિ બચાવવા બદલ રાજદરબારમાંથી તેને બહિષ્કૃત કર્યો અને પુનઃ મુખ નહિ દર્શાવવાની આજ્ઞા કરી. પર્વતની જંગલી પ્રજા કે જેણે બીરબલનું ખૂન કર્યું હતું, તે સમસ્ત પ્રજા ઉપર ક્રોધે ભરાઈ સમ્રાટે પોતે યુદ્ધાર્થે બહાર પડવાની અને જંગલી જાતિને યોગ્ય દંડ આપવાની અભિલાષા અમાત્યવર્ગ પાસે પ્રકટ કરી. અમાત્યોએ અકબરને વિવિધ પ્રકારે સલાહ આપી શાંત કર્યો. ત્યાર બાદ તેણે પોતાના કુમાર મુરાદને અને રાજા ટોડરમલને યુદ્ધાર્થે ઉકત પહાડોવાળા પ્રદેશમાં મોકલવાનો ઠરાવ કર્યો; પરંતુ આ ઠરાવની સામે વાંધો ઉઠાવતાં રાજા ટોડરમલે અતિ વિનીતભાવે સમ્રાટને કહ્યું કે:–" બહુ ગંભીર યુદ્ધ સમયેજ રાજકુમાર જેવા સંમાન્ય પુરુષોએ બહાર પડવું જોઇએ. પહાડી જાતિને શિક્ષા કરવાનું કાર્ય એવું તો સામાન્ય છે કે રાજકુમાર જેવાએ તેમાં જોડાવું એ યોગ્ય ન ગણાય. આવું નજીવું કામ તો રાજ્યનો એક સાધારણ નોકર પણ કરી શકે તેમ છે." રાજા ટોડરમલનો કહેવાનો યથાર્થ આશય સમ્રાટ અકબર બરાબર સમજી ગયો અને રાજકુમારને યુદ્ધમાં મોકલવાનો ઠરાવ માંડી વાળ્યો. છેવટે રાજા માનસિંહને ઉકત યુદ્ધમાં મોકલવાનો નિર્ણય થયો અને માનસિંહની ગેરહાજરી દરમિયાન કાબૂલના શાસનકર્તાતરીકે રાજા ભગવાનદાસ કામ કરે એમ ઠર્યું. અકબરે પ્રથમ રાજ્યના બે મુખ્ય સેનાપતિઓને પર્વતીય જંગલી જાતિ સામે યુદ્ધાર્થે મોકલવાનો જે નિર્ણય કર્યો હતો, તે ઉપરથી આ યુદ્ધ કેવું ગંભીર અને ભયંકર હોવું જોઇએ, તેનો કિંચિત્ ખ્યાલ પાઠકોને આવી શકશે.

થોડા દિવસ પછી કોઇએ અકબરની પાસે આવીને એવા સમાચાર આપ્યા કે કેટલાક મનુષ્યોએ રાજા બીરબલને નગરકોટ ખાતે એક પર્વતમાં યોગીઓની એક જમાત સાથે જતો પ્રત્યક્ષ જોયો હતો. સમ્રાટ આ અફવા સાંભળી બહુ આનંદ પામ્યો અને પોતાનો પ્રિય બંધુ જો જીવતો હોય તો તેનાં દર્શન કરવાની પ્રબળ આકાંક્ષા ઉદ્‌ભવી. તેણે તત્કાળ નગરકોટના શાસનકર્તાને રાજા બીરબલ-સંબંધી સંપૂર્ણ તપાસ કરવા આજ્ઞા ફરમાવી. નગરકોટના શાસનકર્તાએ સૂક્ષ્મ તપાસના અંતે અકબરને જણાવ્યું કે–"રાજા બીરબલનાં કોઇએ દર્શન કર્યાં હોય, એવું પ્રમાણ મળી આવતું નથી." આવો નિરાશાજનક ઉત્તર સાંભળી સમ્રાટને પુનઃ બહુ દુઃખ થયું. થોડા દિવસ પછી કોઇએ એવા સમાચાર આપ્યા કે કાલંજ ખાતે રાજા બીરબલનાં કેટલાકોએ દર્શન કર્યાં હતાં. સમ્રાટને પુનઃ આનંદ થયો અને રાજાની તપાસ માટે ત્યાંના કારભારીને આજ્ઞા કરી. સમ્રાટની આજ્ઞાના ઉત્તરમાં કાલંજના કારભારીએ લખ્યું કે:–"અલબત, રાજા બીરબલનાં કેટલાક મનુષ્યોએ દર્શન કર્યાં હતાં, પણ પાછળથી તે (રાજા) મૃત્યુ પામ્યા હોય એમ જણાય છે." હવે સમ્રાટના દુઃખની અવધિ રહી નહિ. નિરાશા ઉપર નિરાશા

મળવાથી તે ખેદના સાગરમાં ડૂબી જાય તે તદ્દન સ્વાભાવિક વાત છે. તેણે બીરબલના વિરહદુઃખથી દુઃખિત થઇ રાજદરબારમાં આવવાનું બંધ કર્યું અને શોકપ્રદર્શક વેષ ધારણ કર્યો.

રાજા ટોડરમલે કાબૂલની નદી ઓળંગી સોપાત રાજ્યની સીમામાં પ્રવેશ કર્યો. રાજા માનસિંહે ત્યાંથી આગળ પ્રયાણ કરી પોતાની છાવણી નાખી. બન્ને સરદારો પોતપોતાની છાવણીમાં જોડવાઈ ગયા. તેમણે ઉપરાઉપરિ હલ્લાઓથી અફઘાન પ્રજાને એવો તો ત્રાસ આપવા માંડ્યો અને ખેતીવાડીમાં એવી . તો હરકતો ઉભી કરવા માંડી કે અફઘાન પ્રજાનો અમુક અંશે તાબેદારી સ્વીકારવા સિવાય બીજો ઉપાય રહ્યો નહિ. રાજા માનસિંહને શત્રુ પક્ષના અનેક દેશો તથા ગામડાંઓ સળગાવી દેવાં પડ્યાં હતાં, તેમને હેરાન કરવાને બની શકે તેટલો ત્રાસ આપ્યો હતો. છેવટે ત્રણ વર્ષના સખ્ત પરિશ્રમને અંતે ઉક્ત જંગલી પ્રજા સહેજસાજ વશીભૂત થઇ હતી; પરંતુ અકબરની પછી તુરતજ તેઓ સત્તાધીશ બની બેઠા હતા અને ઇરાન તથા કાબૂલના રાજાને રંજાડવાની શરૂઆત કરી હતી. અકબરના મૃત્યુ પછી મોગલસેનાનો કિંચિત્ પણ ભય તેઓ રાખતા નહોતા. વર્તમાનકાળે પણ ઉક્ત જંગલી પ્રજા અંગ્રેજ ગવર્નમેંટને પ્રસંગોપાત જે ત્રાસ આપે છે, તે ઉપરથી તેમના સાહસનો અને બળવાનપણાનો વાચકોને બહુ સારી રીતે ખ્યાલ આવી શકશે. ભારતવર્ષની સરહદ ઉપર વસતી આ સાહસી અને બળવાન પ્રજા જો સુધરી શકી હોત અને તે જાતિ હિંદીઓની સાથે મળી ગઇ હોત, તો ભારતવર્ષનું કેટલું કલ્યાણ થયું હોત, તેની કલ્પના થઇ શકતી નથી.

સમ્રાટ અકબર જે અબદુલ્લાની ખાતર નિરંતર ચિંતાતુર રહ્યા કરતો હતો તેણે પણ છેવટે હારીને સમ્રાટની કૃપા પ્રાપ્ત કરવા એક દૂતને રવાના કર્યો અને તેની સાથે અનેક કિંમતી ભેટો પણ મોકલી આપી. સમ્રાટે પોતાની શક્તિનો, બાહુબળનો અને રાજસત્તાનો ખ્યાલ આપવા અબદુલ્લાના દૂતને પોતાની પાસે થોડો સમય રહેવા દીધો. પેલો દૂત પોતાની ( અર્થાત્ અકબરની ) સત્તા જોઇ અબદુલ્લાને તે વિષે વાત કરે અને એ રીતે અબદુલ્લા ભારતવર્ષ ઉપર હલ્લો કરવામાં નિરાશ થાય, એવો સમ્રાટ અકબરનો આંતરિક ઉદ્દેશ હતો. ત્યારબાદ અબ્દુલ્લાના દૂતને અનેક બક્ષિસો અર્પણ કરી પુનઃ સ્વસ્થાને વિદાય કર્યો; એટલુંજ નહિ પણ તેની સાથે સમ્રાટે પોતે કેટલા દેશો પોતાના બાહુબળથી હસ્તગત કર્યા છે, કેટલા. પ્રબળ નરપતિઓ પોતાની આજ્ઞાને આધીન છે અને મોગલસામ્રાજ્ય કેટલું અપૂર્વ બળ ધરાવે છે ઇત્યાદિ સમસ્ત વિગત અતિ મધુરભાવે-અતિ સહૃદયતાપૂર્વક અબ્દુલ્લાને તેણે લખી જણાવી. આ વિગત વાંચી સમ્રાટની સહૃદયતાનો અનુભવ કરી અબ્દુલ્લા એક રીતે જેવો આનંદિત

થયો, તેનીજ રીતે તેનું બાહુબળ અનુભવી કિંચિત્ ભયભીત કિંવા શંકિત પણ થયો

હિમાલયના પહાડી પ્રદેશમાં અનેક હિંદુ રાજ્યો પ્રબળ પ્રતાપપૂર્વક હિંદુ શક્તિનું સંરક્ષણ કરી રહ્યાં હતાં. એમ કહેવાય છે કે તેમની પાસે લગભગ એક લાખ સૈનિકોનું પાયદળ તથા દશ હજાર ઘોડેસ્વારોનું લશ્કર હતું. ઉક્ત હિંદુ રાજાઓને વશીભૂત કરવા સમ્રાટે જૈનખાંને રવાના કર્યો. અત્યાર પૂર્વે સમ્રાટ અકબરનો સુયશ સર્વત્ર સુપ્રતિષ્ઠિત થઇ ચૂક્યો હતો. આથી હિંદુ રાજાઓએ સેનાપતિની સાથે સમ્રાટની પાસે હાજર થઈ અકબરના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું અને એ રીતે તેની સત્તાનો મૂંગે મોઢે સ્વીકાર કર્યો.

અકબર જ્યારે ભારતવર્ષના ઉત્તર–પશ્ચિમ ભાગમાં રહેતો ત્યારે પણ તે ત્યાંથી વિસ્તૃત સામ્રાજ્યની સર્વ પ્રકારની દેખરેખ રાખતો અને અતિ ઉપયોગી આજ્ઞાઓ બહાર પાડી સર્વત્ર તેનો અમલ કરવા મોકલી આપતો. અકબરની આજ્ઞાવિના રાજ્યનું કોઇ પણ મહત્ત્વનું કાર્ય થતું નહિ.

તેજ સમયે રાજા ભગવાનદાસને ઉન્માદરોગ નામનું દર્દ લાગુ પડયું. સમ્રાટને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેને બહુ દુઃખ થયું અને રાજા ભગવાનદાસના વીરત્વનું તથા ઉદારતાનું વર્ણન કરી તેના ગુણોનું યશોગાન કર્યું. ભગવાનદાસની સારવાર માટે સમ્રાટે પોતાના રાજ્યના સુપ્રસિદ્ધ હિંદુ અને મુસલમાન બે ચિકિત્સકોને મોકલી આપ્યા. રાજા ભગવાનદાસના સ્થાને રાજા માનસિંહની કાબુલના શાસનકર્તાતરીકે નિમણુક કરી. તે પછી રાજા માનસિંહે બંગાળા, બિહાર અને ઉડીસાના શાસનકર્તાતરીકેનું પદ ભોગવ્યું હતું, એ વાત આપણે પૂર્વે જાણી ગયા છીએ.

અકબરને દશ સ્ત્રીઓ હતી. તેમાં રાજા ભગવાનદાસની બહેન જોધબાઇ કિંવા મરિયમ ઉજ્જમાનિની સમ્રાટની સર્વથી અધિક પ્રિય મહારાણી હતી. જોધબાઇ સમ્રાટ જહાંગીરની જનની હતી. બહેરામખાંની વિધવા સ્ત્રી સાથે પણ અકબરે વિવાહ કર્યો હતો. એમ કહેવાય છે કે તેણી બહુ સુંદર કવિતાઓ રચી શકતી હતી.

સમ્રાટને દશ સ્ત્રીઓ હતી, એટલા માટે તેના પ્રતિ આક્ષેપ કરવાની જરૂર નથી. રાજા માનસિંહને કેટલી સ્ત્રીઓ હતી, તેનું જો અમે અમારા પાઠકોને સ્મરણ કરાવીશું તો તેમને આશ્ચર્ય થયા વિના રહેશે નહિ. ઇતિહાસ જણાવે છે કે તેને ૧૫૦૦ સ્ત્રીઓ હતી અને તેમાં ૬૦ રાણીઓ રાજાના મૃત્યુ થવા સાથે સતી થઇ હતી. રાસિનના કિલ્લામાં જે એક હિંદુ રાજા રાજ્ય કરતો હતો તેને લગભગ બે હજાર સ્ત્રીઓ હતી. ફિરિસ્તાએ લખ્યું છે કે–" સમ્રાટોજ અનેક સ્ત્રીઓ પરણી શકે, એવા આપખુદી નિયમનું જેઓ ઉલ્લંઘન કરતા તેમને યોગ્ય શિક્ષા કરવામાં આવતી અને એટલાજ માટે શેરશાહે ઉક્ત હિંદુ રાજાની રાજધાની

ઉપર હલ્લો કર્યો હતો. " હુમાયુ અને જહાંગીરને તો અકબર કરતાં પણ અનેકગણી સ્રીઓ હતી. મુસલમાન સમાજમાં અનેક નૃપતિઓએ હજારથી અધિક રમણીઓ રાખી હોય, એવા હેવાલો મળી આવે છે. રમણીઓની આવી વિશાળ સંખ્યાનો અને એક મહાનગરી સમાન તેમનાં આવાં સ્થળોનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આપણને એમ લાગ્યા વિના રહેતું નથી કે પ્રત્યેક સ્રીના નામનું, વયનું તથા મહેલના નામનું એક પત્રક તેમના સ્વામીના હાથમાં રહેતું હોવું જોઇએ. જો આવું પત્રક રાખવામાં ન આવે તો ગમે તેવા બુદ્ધિમાનને પણ આટલી બધી સ્રીઓનું તથા તેમના ઠામ-ઠેકાણાનું સ્મરણ રહેવું અસંભવિત થઇ પડે, એમ કહેવાની જરૂર નથી. અકબરને તો શું પણ તેના એક સુબેદારને પણ ૧૨૦૦ સ્રીઓ હોવાનું એક ઇતિહાસલેખક જણાવે છે. પ્રાચીનકાળમાં અનેક સ્રીઓ કરવાનો જે રિવાજ પ્રચલિત હતો, તે રિવાજની સાથે અકબરની સ્રીસંખ્યાનો મુકાબલો કરીએ તો અકબરપ્રત્યે આક્ષેપ કરવાની જરૂર રહે નહિ, એ વાત સ્પષ્ટજ છે.

સમ્રાટ અકબરને ચાર કન્યાઓ પણ હતી.

સમ્રાટના અંતઃપુરમાં તેની સ્રીઓ અને કન્યાઓ સિવાય અનેક નર્તકીઓ (નાચનારી), સંગીત-ગાયીકાઓ તથા દાસીઓ વગેરે રહેતી હતી. અબુલ ફઝલે લખ્યું છે કેઃ-"ઉક્ત સમસ્ત સંખ્યાનો જો સરવાળો કરીએ તો લગભગ પાંચ હજાર જેટલો થયા વિના રહે નહિ. રાણીઓને માસિક પગાર ૧૦૨૮ થી ૧૬૧૦ રૂપિયાપર્યંત આપવામાં આવતો હતો." સમ્રાટ શાહજહાન તથા ઔરંગઝેબના સમયમાં તો તે કરતાં પણ અધિક પગાર અંતઃપુરની રાણીઓને આપવામાં આવતો, એવો ઉલ્લેખ મળી આવે છે. શાહજહાન પોતાની વિમાતા નૂરજહાનને વાર્ષિક બે લાખ રૂપિયા તથા પોતાની મહારાણી મુમતાજમહાલને દશ લાખ રૂપિયા આપતો હતો. ઔરંગઝેબ પોતાની પટ્ટરાણીને બાર લાખ રૂપિયાનું વર્ષાસન આપતો હતો.

અકબરના અંતઃપુરમાં રહેતી દાસીઓને બે રૂપિયાથી લઇ ૫૧ રૂપિયા સુધી માસિક પગાર આપવામાં આવતો. દાસીઓમાંની કેટલીક કુશળ સ્રીઓ અંતઃપુરના આવક તથા ખર્ચસંબંધી હિસાબ રાખતી હતી. શહેરના સદ્‌ગૃહસ્થોની સ્રીઓ તથા પુત્રીઓ પોતાની ઇચ્છા થાય ત્યારે સમ્રાટના અંતઃપુરમાં આવ-જા કરી શકતી હતી. સમ્રાટની રાણીઓ તથા મહારાણીઓ પણ નાગરિક સ્રીઓને બહુજ આદર-સત્કાર આપતી હતી. સ્રી-અતિથિઓ અંતઃપુરમાં એક માસપર્યંત રહી શકે, એવી પણ વ્યવસ્થા રાખવામાં આવી હતી.

અબુલફઝલ કહે છે કે "ઇ૦ સ૦ ૧૫૯૫ માં સમ્રાટના પરિવારનો કુલ ખર્ચ ૭૭ લાખ પચીસ હજાર રૂપીઆનો થયો હતો. તે સિવાય સૈનિક વિભાગમાં

પુષ્પગંધને ધારણ કરી, બહાર નીકળી અને કાશીવિશ્વનાથના મંદિરની પ્રદક્ષિણા કરતી નવયુવતીની પેઠે પૃથ્વીપ્રદક્ષિણા કરવા લાગી. ઉષાદેવીની આ શોભા વિયોગ-વિહ્વલા કુમુદિનીથી સહન ન થઇ શકવાથી તેણે ખેદથી મસ્તક નીચે નમાવ્યું ! સ્વામી–સોહાગિની કમલિની, વૃદ્ધ પુરુષની યુવાન નવભાર્યા પતિપ્રત્યે પોતાનો પ્રેમ દર્શાવવા ઉત્કંઠિત થઇ રહી હોય તેમ–મોતીનાં આભરણો પહેરી, સુંદર મુખ ઉપર પાઉડર નાખી, ગુલાબી વસ્ત્રથી અંગને આચ્છાદિત કરી, સૂર્યોદય પૂર્વેજ સરોવરરૂપી ઓરડામાંથી બહાર નીકળી સ્વામીની રાહ જોવા લાગી ! કમલિની બહાર નીકળી છે, એવા સમાચાર કુશળ પવને ભ્રમરગણને પહોંચાડવામાં વિલંબ કર્યો નહિ. ભમરાઓ આનંદસમાચાર સાંભળી ગણગણાટની લલિત રાગિણીવડે કમળને રીઝવવા લાગ્યા. કમલિનીએ વખત વિચારીને અને તક જોઇને ભ્રમર-ગણ ઉપર એક પ્રેમપૂર્ણ કટાક્ષ કર્યો. હજી સૂર્યનો ઉદય થયો નથી, એમ ધારીને ભમરાઓ કમલિની ચુંબન કરવા આગળ દોડયા; પણ બીજીજ ક્ષણે સૂર્યનો ઉદય થતો જોઇ દૂર નાસવા લાગ્યા ! આ પ્રેમલીલા કુદરતનાં અન્ય પ્રાણીઓથી સહન થઇ શકી નહિ. એક પક્ષી કે જે વૃક્ષની આડે રહી ભ્રમર અને કમલિની વચ્ચેનો ગુપ્ત પ્રેમ નિરખી રહ્યું હતું, તે હવે વિશેષ વાર શાંત રહી શકયું નહિ. તેણે એક નણંદને છાજે તેવી રીતનો કોલાહલ કરી મૂકયો ! અને એ પક્ષીનો કોલાહલ જોઈ અન્ય પણ અનેક પક્ષીઓ, વાતને સમજ્યા વિનાજ કલેશપ્રિય હિંદવાસી-ઓની માફક કોલાહલ કરવા મંડી પડયાં. પક્ષિસમાજે આ પ્રમાણે કોલાહલ અને સૂર્યદેવની ખુશામત કરવામાં કસર રાખી નહિ; છતાં જ્યારે સૂર્યદેવે તેમના તરફ કિંચિત્ પણ લક્ષ ન આપ્યું, ત્યારે તેઓ નિરાશ થઇ ઉંચે આકાશમાં ઉડીને બની શકે તેટલા તીવ્ર સ્વરે પદ્મિનીની નિંદા કરવા લાગ્યો ! ભમરાઓ પણ હવે ગભ-રાવા લાગ્યા. સૂર્યદેવનો તાપરૂપી ક્રોધ તેમનાથી સહન ન થઇ શકવાથી તેમણે કમલિનીની સલાહને માન આપી ચોરની પેઠે કમળ-નિવાસમાં છુપાઇ રહેવાનું યોગ્ય ધાર્યું. હજારો પક્ષીઓને પોતાની પ્રિયતમાની નિંદા કરતાં જોવાથી એમાં પણ કાંઇક સત્ય હશે એમ માની પ્રભાકરે લાલચોળ નેત્રોવડે ક્રોધ દર્શાવવાનો પ્રારંભ કર્યો. અતુલત્રી કમલિનીએ એથી ભયભીત થવાને બદલે અપૂર્વ શોભા અને સૌંદર્યનો વિસ્તાર કરી પ્રભાકર-પતિને મોહિત કરવાનો પ્રયત્ન કરવા માંડયો. સૂર્ય પણ પોતાની પ્રિયાની મોહકતામાં લુબ્ધ થયો. તેણે વિચાર કર્યો કે કમળમાં કલંક અને કુસુમમાં કીટ હોવાના અનાદિકાળથી મૂકાતા આવતા આરોપમાં શું સત્ય હશે ? ના, ના, નહિજ. એવો છેલ્લો નિર્ણય કરીને વૃદ્ધ પતિ પોતાની યુવતી પત્ની પાસે પોતાનો પરાજય સ્વીકારે તેમ તેણે પણ પદ્મિનીના સૌંદર્ય પાસે પોતાનો પરાજય સ્વીકારી લીધો. પક્ષીઓ તો આ દશ્ય જોઇને દિઙ્મૂઢજ બની ગયાં ! તેમણે વિચાર કર્યો કે–"આપણે નિઃસ્વાર્થપણે સૂર્યનો ઉપકાર કરવા ગયાં

તેનો બદલો એજ મળ્યો કે આપણે પોતે મિથ્યાવાદી ઠર્યાં અને રૂપવતી કમલિ નિર્દોષ ઠરી !" છેવટે પક્ષીઓએ ઉદાસીનતા ધારણ કરીને મૂંગેમોંએ વૃક્ષ શાખાઓમાંજ ભરાઇ બેસવાનું યોગ્ય ધાર્યું !

સમ્રાટે વિશેષ બારિક નિરીક્ષણ કર્યું. તેને જણાયું કે કાશ્મીર પ્રદેશ હિમાલ પર્વત ઉપર આવેલો છે. તેની ચોતરફ નાની મોટી ખીણો આવેલી છે. સમુદ્ર સપાટીથી તે પાંચ હજાર ફીટ ઉંચાઇએ છે. તેની લંબાઇ ૧૬૦ માઇલ તથા પ઼ે ળાઇ ૬૦–૯૦ માઇલપર્યંતની છે. પર્વતનાં ઉચ્ચ શિખરોપર નિરંતર બરફ ર કરે છે, પરંતુ કાશ્મીરમાં તો બારે માસ વસંતઋતુનુંજ સામ્રાજ્ય પ્રવર્તે છે. ગિ રાજ હિમાલય પરમ સ્નેહપૂર્વક કાશ્મીરને પોતાના ખોળામાં લઇને બેઠેલો હોવા ગ્રીષ્મપ્રધાન ભારતની ઉષ્ણતા કે ક્લેશાગ્નિ, પ્રયત્ન કરવા છતાં પણ કાશ્મીર પહોંચી શકતાં નથી ! વળી આસપાસના પર્વતો એટલા બધા ઉચ્ચ અને શૃંખલ બદ્ધ છે કે હિમાલયની અતિશય શરદી પણ કાશ્મીરમાં પ્રવેશ કરવાનો મા મેળવી શકતી નથી ! વસ્તુતઃ કાશ્મીર પ્રદેશમાં શરદી અને ગરમી વચ્ચેનો અના કાળનો વૈરભાવ ત્યાંના નિવાસીઓને કશી હાનિ કરી શકતો નથી. જાણે કે પ્રકૃતિ માતાએ પોતેજ તેમનો વિરોધ શાંત કર્યો હોયને ! ગ્રીષ્મપ્રધાન દેશોમાં વૃક્ષો વગે જેવાં પરિપુષ્ટ રહ્યા કરે છે, તેવીજ રીતે આ શીતપ્રધાન દેશમાં પણ તે ઉન્નત અ ભરાવાદાર જોવામાં આવે છે. કાશ્મીરની ગગનસ્પર્શી વૃક્ષાવલિઓ સૌંદર્યરસિકો મનને આશ્ચર્ય પમાડયા વિના રહેતી નથી. વિવિધ વર્ણનાં કુસુમોના ઢગેઢગ પર્વ અને કરાડોમાં અનાયાસે મળી આવે છે. કોઇ કોઇ સ્થળે પુષ્પથી લચી પડતી તિકા–સુંદરીઓ વૃક્ષને દૃઢ આલિંગન આપી રમણીય સૌંદર્યનો વિસ્તાર કરી ર છે ! કોઇ કોઇ સ્થળે લતારૂપી બાલિકાઓ વૃક્ષની કાંધ ઉપર બેસી સમ્રાટ અકબ ને વધાવવા માટે હાથમાં ફૂલની છાબ લઇને ઉભી રહી છે ! મૃદુ મંદ પવન બ્પોના પરિમલને વહન કરતો વહી રહ્યો છે ! પ્રત્યેક વૃક્ષ અને પ્રત્યેક પુષ્પ આસપાસ ભ્રમરોનાં ટોળેટોળાં ગુણગુણ શબ્દ કરતાં મધુર સંગીત આલાપી ર છે. હજારો પક્ષીઓ અનંત આકાશની ગંભીરતાને ભેદવા સતત્ પ્રયત્નો કરી ર છે. આ વિશાળશૂન્ય પ્રદેશમાં પ્રકૃતિ દેવીનાં નિર્દોષ બાળકો–પક્ષીઓ સિવાય કો નોજ નિવાસ નથી, એવો સમ્રાટના અંતઃકરણમાં વિશ્વાસ ઉત્પન્ન થયો. સુની આકાશમાં અનેક વાદળો આનંદપૂર્વક તણાતાં વહી રહ્યાં છે. અનેક ઝરણાંએ પર્વતની ગુફામાંથી બહાર નીકળી નાનાં છોકરાંની પેઠે રમતાં રમતાં આમતેમ વ રહ્યાં છે. એ બાળ ઝરણાંઓમાં સૂર્યનાં બાળકિરણો પડતાં, કુલીનગૃહનાં બ ળકો મળતાં પરસ્પરનો આનંદ વધી જઇને તેમનામાં જે સૌંદર્ય અને આકર્ષક ઉમેરાય છે, તેવી આકર્ષકતા અને સૌંદર્યનું દર્શન એ કિરણો અને ઝરણાંએ કરાવી રહ્યાં છે. સામાન્ય મનુષ્યને તો તે સૌંદર્યની કલ્પનાજ આવી શકવી કઠિ

છે. ઝરણાંના નિર્મળ જળને સંગ્રહી રાખનાર અનેક સરોવરો પણ સ્થળે સ્થળે દષ્ટિગોચર થાય છે. એ સરોવરોમાં ઉગેલાં વૃક્ષો તથા પુષ્પલતાઓ પ્રેક્ષકોના ચિત્તને વિમોહિત કરી રહ્યાં છે. સુગંધિત મનોહર પુષ્પોના ગુચ્છો ચોતરફ વિખરાએલા પડી રહ્યા છે. આવાં પુષ્પો પૃથ્વીના અન્ય ભાગમાં પ્રાપ્ત થવાં અશક્ય છે. આપણે આજે વીસમા સૈકાની મધ્યમાં ઉભા છીએ. પૃથ્વીપરના કેટલા દેશોએ કયારે અને કેવી રીતે ઉન્નતિ પ્રાપ્ત કરી અને કયા દેશના કયા ભાગમાં કેવી આશ્ચર્યકારક વસ્તુઓ આવેલી છે, તે આજે અજાણ્યું રહ્યું નથી; છતાં પણ બુદ્ધિમાન નિષ્પક્ષપાત અંગ્રેજ મુસાફરોને પણ કબૂલ કરવું પડયું છે કે કાશ્મીરના બગિચાની સરખામણી પૃથ્વીના અન્ય કોઇ પણ દેશની સાથે થઇ શકે તેમ નથી. કાશ્મીર એ જગતપરનો એક આશ્ચર્યજનક પ્રદેશ છે, એમ કહીએ તોપણ તે અયોગ્ય નથી. ઋતુરાજ વસંતનો કાયમી નિવાસ આ મૃત્યુલોકમાં જો કયાંય પણ હોય તો તે કાશ્મીરમાંજ છે અને તેથી કાશ્મીર એ સ્વર્ગીય શોભાનું નિવાસસ્થાન છે, એમ કહેવામાં આવે તો તે લેશમાત્ર અસ્થાને નથી.

કાશ્મીરમાં આવેલાં શ્રીનગર તથા હરિપર્વત આદિ નગરો અને તેમનાં સંસ્કૃત નામો હિંદના ભૂતકાળસંબંધી ગૌરવની સાક્ષી આપી રહ્યાં છે. બૌદ્ધયુગમાં કાશ્મીર ઉન્નતિના ઉચ્ચ શિખરે પહોંચ્યું હતું. બૌદ્ધ રાજા કનિષ્કના સમયમાં કાશ્મીરનું રાજ્ય એક તરફ કાબૂલ, કાશગર, યાર્કંડ, કોકણ તથા બીજી તરફ પંજાબ, રાજસ્થાન, ગુજરાત તથા આગ્રાપર્યંત વિસ્તર્યું હતું. હુએનસંગે લખ્યું છે કે કનિષ્કની રાજસત્તા ચીનદેશના પણ અનેક ભાગોમાં વિસ્તરી હતી. કાશ્મીરના સૈન્યે એક વેળા બંગાળામાં પણ પ્રવેશ કર્યો હતો. વિક્રમસંવતની માફક શકરાજનો જે સંવત કેટલાક ભાગોમાં ચાલે છે તે કનિષ્કની રાજસત્તાનુંજ સૂચન કરે છે.

કાશ્મીરની સ્વતંત્રતાનો કયારે આરંભ થયો હતો, તેવિષે ઇતિહાસમાં કાંઇ હકીકત મળી આવતી નથી. ચૌદમા સૈકાના આરંભપર્યંત કાશ્મીરનું રાજ્ય સ્વતંત્ર હતું. ત્યારબાદ તે મુસલમાન રાજાઓના હાથમાં પડયું, ત્યારથીજ તેની દુર્દશાનો આરંભ થયો. મુસલમાન નરપતિઓએ હિંદુ પ્રજા ઉપર જુલમ ગુજારવામાં લેશ પણ સંકોચ સેવ્યો નહોતો. કાશ્મીરમાંનાં સઘળાં મંદિરો તથા મૂર્તિઓ મુસલમાન રાજાઓએ તોડી નાખી તે સ્થળે મસ્જીદો ઉભી કરી હતી. ફીરીસ્તા લખે છે કેઃ–"મુસલમાન રાજાઓનો જુલમ અને ત્રાસ સહન નહિ થઇ શકવાથી કાશ્મીરના અનેક હિંદુ નિવાસીઓએ ઇસ્લામધર્મ અંગીકાર કર્યો હતો. આટલું છતાં કાશ્મીર પ્રદેશ છેક અફઘાનીસ્તાન જેવો ન બની ગયો અને ત્યાંની હિંદુ પ્રજા તથા હિંદુધર્મ છેક વિનષ્ટ ન થયો, એજ એક ખરેખર આનંદ અને આશ્ચર્યનો વિષય છે!" મહાત્મા અબુલ ફઝલે લખ્યું છે કે, "કાશ્મીરના સર્વોત્કૃષ્ટ શહેરીઓ કિંવા નિવાસીઓ મોટે ભાગે બ્રાહ્મણોજ હતા. જો કે અત્યારે તેઓ પણ

અંધશ્રદ્ધા અને દેશાચારના પંજામાંથી મુક્ત રહી શક્યા નથી, તથાપિ તેમની ઇશ્વર-પૂજા હજીએ આડંબરવાળી કે કૃત્રિમતાવાળી બની નથી. તેઓ અન્ય ધર્માવલંબીઓની નિંદા કરતા નથી. પૈસાની ખાતર ભિક્ષા માગવાનો તેમનામાં બીલકુલ રિવાજ નથી અને વસ્તુતઃ ધન મેળવવા માટે તેઓ બહુ આતુર હોય તેમ પણ જણાતું નથી. તેઓ વિવિધ પ્રકારનાં ફળવૃક્ષો વાવે છે અને પોતાના દેશબંધુઓના હિતાર્થે કર્તવ્યો કરવામાં આનંદ માને છે. તેઓ અનેક સ્ત્રીઓ કરતા નથી. માંસભોજન પણ તેમનામાં નિષિદ્ધ છે. નૈષ્ઠિક બ્રહ્મચારી બ્રાહ્મણોની સંખ્યાજ કાશ્મીરમાં લગભગ બે હજાર જેટલી હશે !"

કાશ્મીરના સૌંદર્યે અકબરના પૂર્વપુરુષોને પણ લોભાવ્યા હતા. બાબરે એક નૃપતિને સહાયતા આપવાને બહાને એક મોટી સેના કાશ્મીરમાં ઉતારી હતી. ત્યારબાદ હુમાયુને દિલ્હીના સિંહાસન ઉપરથી હાંકી કહાડવામાં આવતાં તેણે લાહોરમાં આશ્રય લીધો, ત્યારે કાશ્મીરના કેટલાક આગેવાન શહેરીઓ કે જેઓ અંદર અંદર લડી મરતા હતા, તેમણે તેને કાશ્મીરની રાજસત્તા સ્વીકારવાની વિનતિ કરી હતી. શહેરીઓની વિનતિને માન આપી હુમાયુએ પોતાના એક નજીકના સગાને તે તરફ મોકલતાં તેણે કાશ્મીરના પ્રતિષ્ઠિત મુસલમાન રાજાને હરાવીને નસાડી મૂકીને કાશ્મીરનું સિંહાસન હસ્તગત કરી લીધું હતું. તેણે હુમાયુના નામના અનેક મહોરના રૂપીઆ બહાર પાડયા હતા અને હુમાયુની સુખશાંતિ માટે ઉપાસના–મંદિરમાં પ્રભુ–પ્રાર્થના કરી હતી. મતલબ કે કાશ્મીરના અધીશ્વરતરીકે હુમાયુને તેણે પ્રથમ માન આપ્યું હતું. આ સમયે હુમાયુ પોતે રાજ્યહીનપણે તથા દીનભાવે દેશવિદેશમાં રખડતો હતો, એમ આગળ કહેવાઈ ગયું છે.

અકબરના સમયમાં (ઇ૦ સ૦ ૧૫૬૮ માં) કાશ્મીરમાં હુસેનશા નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેના રાજ્યમાં શીઆ અને સુન્ની નામની બે મુખ્ય કોમો નિરંતર કલેશ–કંકાસ કર્યા કરતી હતી. એક દિવસે એક શીઆ મતાવલંબીએ એક કબર પાસે એક વૃદ્ધ સુન્નીનું તલવારથી ખુન કર્યું. રાજાએ ઉક્ત ખુનીને યોગ્ય સજા ફરમાવવા ત્રણ મૌલવીઓની એક સભા નિમી. સભાએ એકમત થઇ તે ખુનીને દેહાંતદંડની સખ્ત સજા ફરમાવી. સજાનો અમલ પણ થઈ ગયો. ત્યારબાદ કેટલેક દિવસે સમ્રાટ અકબરના એક બે દૂતો કાશ્મીર ખાતે આવ્યા. તે દૂતો શીઆ મતાવલંબી હતા. તેમણે જ્યારે સાંભળ્યું કે ત્રણે મૌલવીઓએ મળીને પોતાના એક સ્વધર્મી બન્ધુ–શીઆ કોમના એક મનુષ્યનો વધ કરવાનો હુકમ ફરમાવ્યો હતો ત્યારે તેઓ ક્રોધથી બહુજ ઉશ્કેરાઇ ગયા અને તેજ વખતે તે ત્રણે મૌલવીઓને પકડી કેદમાં ને કેદમાંજ મારી નાખ્યા! કાશ્મીરના તે સમયના રાજાએ ઉક્ત દૂતોના અન્યાયી કાર્યની સામે વાંધો ઉઠાવવાને બદલે, ઉલટો તેને ટેકો આપીને તેઓ તેમ કરવામાં વાજબી હતા, એવો સ્વીકાર કર્યો. છેવટે તેણે સમ્રાટ અકબર-

ની તાબેદારી કબૂલ કરી અને તે દૂતોને અનેક બક્ષિસો આપી રવાના કર્યા. સમ્રાટ અકબરની સાથે પોતાની એક પુત્રીનાં લગ્ન કરવા સારૂ તે પુત્રીને પણ તેણે વિવાહાર્થે દિલ્હી ખાતે વિદાય કરી.

પેલા બે દૂતો કાશ્મીરમાંથી પાછા ફરતાં તેમણે કાશ્મીરમાં કરેલા અન્યાયસંબંધી હકીકત સમ્રાટના જાણવામાં આવી. સમ્રાટને એથી અતિશય ક્રોધ ચડ્યો. ન્યાયનો તે એવો પક્ષપાતી હતો કે પોતાના પ્રતિનિધિઓ અન્ય રાજ્યમાં જઇ આવી રીતે પોતાની સત્તાનો દુરુપયોગ કરે, તે તેનાથી બીલકુલ સહન થઇ શકે તેમ નહોતું. રાજ્યનો એક પ્રતિષ્ઠિત અમલદાર ભૂલેચૂકે એકાદ અન્યાયી કાર્ય કરે તો છેવટે રાજ્યના ગૌરવ ( પ્રેસ્ટીજ )ની ખાતર પણ તે નભાવવું જોઇએ, એવી રાજનીતિને અને પ્રેસ્ટીજને તે માનતો નહોતો. અન્યાયી હોય તો અંતઃકરણપૂર્વક ધિક્કારતો હતો. અકબરે ઉક્ત બન્ને દૂતોને આગ્રામાં ખુલ્લી સભામાં બોલાવી તેમની આત્મકથા સાંભળી અને છેવટે તે બન્ને અમલદારોને તેમણે કરેલા અપરાધ બદલ ખુલ્લી રીતે દેહાંતદંડની સજા ફરમાવી દીધી. તે સિવાય કાશ્મીરરાજ કે જેના રાજ્યમાં જઇ ઉક્ત દૂતોએ અતિ નિંદનીય કાર્ય કર્યું હતું, તેમને તે રાજાએ અટકાવવાને બદલે ઉલટું ઉત્તેજન આપ્યું, તે માટે સમ્રાટે કાશ્મીરના અધિપતિ ઉપર અત્યંત ક્રોધ દર્શાવ્યો અને તેની કન્યા સાથે વિવાહ કરવાની સાફ ના પાડી. આથી તે રાજકન્યા પુનઃ પોતાના પિતાના રાજ્યમાં પાછી ગઇ. કાશ્મીરની રમણીઓ કુદરતી રીતેજ અતિ સુંદર હોય છે; તેમાં પણ એક રાજબાળા અપૂર્વ રૂપ–લાવણ્યસંપન્ન હોય એમાં તો પૂછવુંજ શું ? છતાં સમ્રાટ અકબર તેનાથી મોહિત થયો નહિ અને એક અન્યાયી કાર્યપ્રત્યેનો તિરસ્કાર પ્રકટ કરવા તે રાજકન્યાનો પણ અસ્વીકાર કર્યો. અકબરના ક્રોધસંબંધી દુઃખદાયક સમાચાર હુસેનશાએ સાંભળ્યા ત્યારે તેને બહુજ ખેદ થયો અને એ ખેદના આઘાતથી તે ટુંક સમયમાં મૃત્યુ પામ્યો. ત્યારબાદ તેનો ભાઇ કાશ્મીરની રાજગાદીએ આવ્યો. સમ્રાટ અકબરે તેના સમયમાં પુનઃ પોતાના રાજદૂતોને કાશ્મીર ખાતે મોકલ્યા અને નવીન રાજાને કાશ્મીરના નરપતિતરીકેની સઘળી સત્તા સુપ્રત કરી. મસજીદમાં તેના રાજ્યાભિષેક પ્રસંગે પ્રાર્થના થઇ તે પ્રસંગે પણ સમ્રાટના દૂતોએ હાજરી આપી હતી. તેના મૃત્યુ પછી તેનો પુત્ર યુસુફસા અમાત્યોનાં કેટલાંક કાવતરાંઓને લીધે કાશ્મીરમાંથી નાસી ગયો. સમ્રાટ અકબરે રાજવિદ્રોહી અમાત્યોને દાબી દઇ યુસુફસાને પુનઃ સિંહાસને પ્રતિષ્ઠિત કર્યો. યુસુફસાને કાશ્મીરની ગાદી મળવામાં રાજા માનસિંહ વગેરેએ પણ સમ્રાટ અકબરની આજ્ઞાને અનુસરીને આગળ પડતો ભાગ લીધો હતો. ત્યારબાદ યુસુફસાએ અનેક કિંમતી ભેટો સાથે પોતાના બે પુત્રોને દિલ્હીની રાજસભામાં મોકલી સમ્રાટની તાબેદારીનો નમ્રતાપૂર્વક અંગીકાર કર્યો. ઇ૦ સ૦ ૧૫૮૫ માં અકબર

જ્યારે પંજાબ પ્રદેશમાં ગયો (પૂર્વના અધ્યાયમાં તે સંબંધી વર્ણન આપી ગયા છીએ) ત્યારે તેણે યુસુફખાને પોતાની સામે આવવાનું કહેણુ મોકલ્યું; પરંતુ યુસુફખાએ અકબરની આજ્ઞાને માન આપ્યું નહિ અને સમ્રાટની સામે આવ્યો નહિ. સમ્રાટ અકબરે એથી બહુ ઉશ્કેરાઇ જઇને રાજા ભગવાનદાસ આદિની સરદારી નીચે પાંચ હજાર સૈનિકોનું એક લશ્કર યુસુફખાની સામે લડવા માટે મોકલી દીધું. (ઈ૦ સ૦ ૧૫૮૫)

ઉક્ત સૈન્ય બિંબરના ઘાટોમાં થઇને કાશ્મીરમાં આગળ વધવા લાગ્યું. આ ઘાટોવાળો પહાડી માર્ગ લેવાનું સેનાધિપતિઓએ એટલા માટે યોગ્ય ધાર્યું કે તે માર્ગ બહુ વિશાળ હતો, તેમજ તે માર્ગમાં રહેતા નિવાસીઓ પણ મોગલસેનાની-તરફેણવાળા હતા; પરંતુ તે સમયે માર્ગમાં એટલો બધો બરફ પડયો હતો કે માર્ગનો ઘણો ખરો ભાગ જવા-આવવાને લગભગ નિરુપયોગી બની ગયો હતો. સમ્રાટને આ સમાચાર પહોંચાડવામાં આવ્યા. તેણે વિચાર કર્યો કે હવે એ લશ્કરને કાશ્મીર ખાતે પહોંચવામાં અણધાર્યો વિલંબ થયા વિના રહેશે નહિ અને જો બહુ વિલંબ થશે તો શત્રુપક્ષ યુદ્ધની વિશેષ તૈયારી કર્યા વિના રહેશે નહિ. આમ બન્ને પક્ષો જો સરખી તૈયારી કરીને યુદ્ધમાં ઉતરશે તો હાનિ બહુજ સહન કરવી પડશે. આવો વિચાર કરી અકબરે મોગલસેનાને પાખલીનો અતિ ભયંકર અને દુર્ગમ માર્ગ ગ્રહણ કરવાનો અને એ માર્ગે થઇને કાશ્મીર ઉપર હલ્લો કરવાનો આદેશ કર્યો. જ્યારે મોગલસેના લગભગ કાશ્મીરની પાસે આવી પહોંચી ત્યારેજ યુસુફખાની આંખ ઉઘડી ! તે પોતે મોગલસેનાપતિની છાવણી પાસે હાજર થયો અને સ્વયં સમ્રાટ અકબર પાસે જઇ તેની તાબેદારી-સ્વીકારવાનો મનોભાવ જણાવ્યો. સમ્રાટે યુસુફખાની યાચનાનો ઉત્તર આપતાં જણાવ્યું કે:–"કાશ્મીરનો રાજા મારી પાસે હાજર થવાને તૈયાર થયો છે તે જાણી મને સંતોષ થયો છે; પણ તે શરણે આવે તે પહેલાં તે પ્રદેશ ઉપર આપણે અધિકાર મેળવી લેવો જોઇએ. હું કાશ્મીરનું રાજ્ય મારી અધીનતા નીચે રાખીશ અને તે વર્તમાન રાજાને (યુસુફખાને) એક ખંડીઆ રાજાતરીકે સુપ્રત કરીશ." ત્યારબાદ મોગલસેનાપતિઓએ આગળ પ્રયાણ કર્યું. કાશ્મીરવાસી સેના યુદ્ધાર્થે તૈયાર થઇ અને પાખલીના પહાડી માર્ગમાં મોગલસેના સામે આવીને ઉભી રહી. રાજા ભગવાનદાસના પુત્ર મધુસિંહે રાજપૂતસેનાને સાથે લઇને અત્યંત બહાદુરીપૂર્વક શત્રુની સેનાને પાછી હાંકી કહાડી. માર્ગમાંનાં સઘળાં વિઘ્નો દૂર થયાં. કાશ્મીરનું સૈન્ય મધુસિંહનું વીરત્વ અનુભવી ભયભીત બની ગયું, જેથી છેવટે સંધિ કરવા સિવાય અન્ય માર્ગ તેમને માટે રહ્યો નહિ. કાશ્મીરે પુનઃ સમ્રાટની સત્તાનો સ્વીકાર કર્યો અને તેની મહોરવાળું નાણું દેશમાં પ્રચલિત કર્યું.

આ પ્રમાણે જો કે કાશ્મીરમાં શાંતિની સ્થાપના તો થઇ, પરંતુ તે વિશેષ વાર ટકી શકી નહિ. કાશ્મીરના રહેવાસીઓ અંદર અંદર લડીને નબળા પડવા લાગ્યા. જ્યારે મનુષ્યો પોતેજ પોતાનું સત્યાનાશ કહાડવા તૈયાર થાય, ત્યારે તેમનું રક્ષણ કોઇ કરી શકે નહિ. સમ્રાટે પુનઃ એક મહાન સૈન્ય મોકલી કાશ્મીરમાં શાંતિ પ્રસરાવી. કાશ્મીરવાસીઓ આવા અંતરકલહથી બહુજ નબળા પડી ગયા હતા. ત્યારબાદ અકબરે કાશ્મીરના રાજાની બિહારના શાસનકર્તાતરીકે નિમણૂક કરી.

સમ્રાટે આજે કાશ્મીરનું અપૂર્વ સૌંદર્ય નિરખવા માટે કાશ્મીરમાં પ્રવેશ કર્યો છે. (ઇ૦ સ૦ ૧૫૮૯) ભિંબરના ગિરિઘાટોમાં થઇને તે કાશ્મીરમાં સહિસલામત પહોંચી ગયો છે. તેની સાથે તેના કેટલાક બંધુઓ તથા મિત્રો પણ આવેલા છે. સમ્રાટ અકબર પહાડી માર્ગમાં કોઇ કોઈ વાર અશ્વપૃષ્ઠે તથા કોઇ કોઇ વાર પગે ચાલીને મુસાફરી કરતો. આસપાસના કુદરતી સૌંદર્યે તેના મનમાં બહુજ ઉંડી અસર કરી હતી. જેણે આવા અદ્ભુત સૌંદર્યવાળી સૃષ્ટિની રચના કરી છે, તે પ્રભુ પોતે કેવો સૌંદર્યસાગર હશે, તેનો વિચાર કરી તે પ્રભુની અંતઃકરણપૂર્વક સ્તુતિ કરતો આગળ વધતો હતો. અલંકાર કંઠમાં હોય તોજ શોભે, એમ ધારી અમે આ અધ્યાયના આરંભમાંજ કાશ્મીરના સૌંદર્યનું કિંચિત વર્ણન આપ્યું છે.

સમ્રાટ અકબરે જો કે કાશ્મીરમાં બહુજ અલ્પ સમય વાસ કર્યો હતો છતાં પણ કાશ્મીરના પ્રજાજનો તેના પ્રત્યે અસાધારણ પ્રેમ દર્શાવવા લાગ્યા હતા. તેનું સૌજન્ય, મધુર વાર્તાલાપ કરવાની શૈલી તથા દયા આદિ સદ્ગુણોનો અનુભવ કરવાથી, સમ્રાટ અકબર એક અસાધારણ મહાપુરુષ છે, એવી સર્વની ખાત્રી થઇ ગઇ હતી. ઇસ્લામપદ અને શ્રીનગરના રાજમાર્ગ પાસે જે ઉન્નત, લાંબી અને સુંદર વૃક્ષશ્રેણિ આજે પણ જોઈ શકાય છે અને જે વૃક્ષઘટા આજે પણ મુસાફરોના સંતાપને હરી રહી છે, તે વૃક્ષાવલિ સમ્રાટના પોતાના હાથથીજ રોપાઇ હતી. ખેતીવાડીની સગવડ અર્થે ત્યાં જે નહેરો આવેલી હતી, તેનો પણ સમ્રાટે બહુ સારી રીતે પુનરુદ્ધાર કર્યો હતો. શ્રીનગરની ઉત્તરપૂર્વ દિશામાં હરિપર્વત નામના એક ઉચ્ચ પહાડ ઉપર તેણે એક સુદૃઢ અને સુંદર કિલ્લો બંધાવ્યો હતો. એ કિલ્લા પાછળ લગભગ અગિયાર લાખ રૂપિયાનું ખર્ચ થયું હતું. તે કિલ્લો આજે પણ દર્શનીય લેખાય છે. તે સિવાય તેણે ખાસ પોતાના નિવાસ અર્થે સાડા ત્રણ લાખ રૂપિયાના ખર્ચે એક મહેલ પણ બંધાવ્યો હતો, એમ કહેવાય છે, પરંતુ આજે તે વિલુપ્ત થઇ ગયો છે અકબરના આગમન પછી કાશ્મીરમાં સર્વત્ર શાંતિ પ્રસરી. અત્યાર સુધી આંતરવિગ્રહોથી જે પ્રદેશ છેક અધઃપતિત થવાની અણી ઉપર આવી પહોંચ્યો હતો, તે અકબરના પ્રતાપે પુનઃ ઉન્નતિ કરવા લાગ્યો.

સમ્રાટે યથાસમયે કાસ્મીરનો ત્યાગ કર્યો; પરંતુ કાસ્મીરમાં આવતી વેળા અંતઃકરણમાં જે આનંદ અને સંતોષને તે સાથે લાવ્યો હતો, તે આનંદ અને સંતોષ ત્યાંથી પાછા ફરતી વેળા પ્રાયઃ અદશ્ય થઇ ગયો હતો. કાસ્મીરમાંથી પ્રયાણ કરવા પહેલાં તેના હૃદય ઉપર અનેક ગંભીર આઘાતો થયા હતા. તેનો પ્રિય મિત્ર તથા વિશ્વાસુ નોકર અમીર ફત્તેઉલ્લા કાસ્મીરમાંજ અકાળે મૃત્યુ પામ્યો હતો. તે અમીર એક મહાપંડિત અને બુદ્ધિશાળી પુરુષ હતો. અબુલ ફઝલ તેનાસંબંધમાં લખે છે કેઃ–"મુસલમાન પ્રજાના સમસ્ત પ્રાચીન ગ્રંથો એકવાર નાશ પામેઃ તોપણ ફત્તેઉલ્લા પોતાની સ્મરણશક્તિના પ્રતાપે તેનો ઉદ્ધાર કરી શકવાને સમર્થ હતો." અર્થાત્ તેની સ્મૃતિ એવી અપૂર્વ હતી કે તેણે મુસલમાન ધર્મના અનેક ગ્રંથો કંઠસ્થ કરી રાખ્યા હતા. સમ્રાટ અકબરની આજ્ઞાને માન આપી તેણે કેટલાક સંસ્કૃત ગ્રંથોના ફારસી ભાષામાં અનુવાદો કરવાનો પ્રારંભ કર્યો હતો. સમ્રાટ અકબર પોતે પણ તેના વિષયમાં કહે છે કેઃ–"તે જેમ મારો વિશ્વાસુ બંધુ હતો તેમ તે મારો એક દાર્શનિક, જ્યોતિષી તથા વૈદ્ય પણ હતો. તે જો મારા કોઈ પણ શત્રુના હાથમાં સપડાયો હોત અને તેના છૂટકારા માટે મારે કદાચ મારી સમસ્ત ધનસંપત્તિ આપવી પડી હોત તોપણ ફત્તેઉલ્લાની પ્રાપ્તિથીહું અને પોતાને વિશેષ ધનવાન માનત." અર્થાત્ ફત્તેઉલ્લાની ખાતર અકબર પોતાના સર્વસ્વનો ભોગ આપવાને સદા તત્પર રહેતો. કાસ્મીરની સરહદ ઉપર અકબરનો બીજો પણ એક વિશ્વાસુ અને હૃદયપ્રિય બન્ધુ મરણને શરણ થયો હતો. તેનું નામ હાકીમ અબુલફત્તે હતું. તેણે સમ્રાટના નૂતન ધર્મનો સ્વીકાર કર્યો હતો. તે પણ એક મહા બુદ્ધિશાળી અને ડાહ્યો પુરુષ હતો. સમ્રાટ તેને અંતઃકરણપૂર્વક ચાહતો હતો; એટલુંજ નહિ પણ રાજકીય ગુંચવાડાઓના પ્રસંગે તેનો અભિપ્રાય લેતો હતો. સમ્રાટ અકબરે કાસ્મીરની મુલાકાત લીધી તે પ્રસંગે રાજા ટોડરમલ કે જે પંજાબના શાસનકર્તાતરીકેનું સઘળું કામકાજ કરતો હતો, તે પણ ત્યાં પંચત્વ પામ્યો. (ખ્રિ૦ સ૦ ૧૫૮૯.) રાજા ટોડરમલ એક નિષ્ઠાવાન અને શ્રદ્ધાળુ હિંદુ હતો, છતાં તેણે સિંધુ નદીને ઓળંગવામાં સંકોચ કર્યો ન હતો. તે નિત્ય પ્રાતઃકાળે પ્રભુની મૂર્તિની પૂજા કરતો અને પૂજા થઇ રહ્યા પછી રાજકાર્યમાં મન પરોવતો. એક દિવસે પંજાબ તરફ જતાં મુસાફરીમાં પ્રભુની મૂર્તિ અને પૂજાની સમસ્ત સામગ્રી પાછળ રહી ગઇ, તેથી રાજા ટોડરમલે કેટલાક દિવસ સુધી ખાવાનું કે પાણી પીવાનું પણ માંડી વાળ્યું હતું. છેવટે જ્યારે સમ્રાટ અકબરને સમાચાર મળ્યા કે પ્રભુની પૂજા નહિ થવાથી રાજાએ આહાર લીધો નથી, ત્યારે સમ્રાટે પોતે રાજાને સમજાવી આહાર કરાવ્યો. ટોડરમલની અંત્યેષ્ટિક્રિયાપ્રસંગે રાજા ભગવાનદાસ હાજર હતો. સ્મશાનમાંથી ઘેર આવતાંજ તે એકાએક માંદો પડયો અને બહુ આશ્ચર્ય પામવા જેવું છે કે તેજ દિવસે તે મૃત્યુ પામ્યો! ઉક્ત ઉભય રાજાઓ સમ્રાટના:

અતિ પ્રેમપાત્ર હતા, તેમજ રાજ્યના પણ શૃંગારરૂપ હતા. બન્ને રાજાઓના આવી રીતના આકસ્મિક મૃત્યુથી બંધુવિયોગને લીધે અકબરને કેટલો ખેદ થયો હશે તેની કલ્પના થઇ શકતી નથી. બંધુઓના મૃત્યુ પછી તેણે થોડાં વર્ષો કાસ્મીર ખાતેજ શાંતપણે વ્યતીત કર્યાં. એટલામાં કેટલાક બળવાખોરોએ સરહદ ઉપર મોટું રમખાણ મચાવ્યું. (ઇ૦ સ૦ ૧૫૯૨.) સમ્રાટે ગત વાતનો શોક વિસારી દઇ તરતમાંજ તે તરફ પ્રયાણ કર્યું. બળવો અનાયાસેજ શાંત થઇ ગયો. કાસ્મીરના જે શહેરીઓએ ઉક્ત બળવા પ્રસંગે વિરુદ્ધતા દર્શાવી હતી, તેમને સજા કરવાને બદલે સમ્રાટે તે બળવાખોરોના આગેવાનોને અતિ આદરપૂર્વક પોતાની પાસે બોલાવ્યા અને સહૃદયતાપૂર્વક તેમની સાથે વાર્તાલાપ કરી તેમને પોતાના પક્ષમાં મેળવી દીધા, એટલુંજ નહિ પણ ઉચ્ચ રાજકાર્યમાં તેમને નિયુક્ત કરી તેમની અસીમ શક્તિદ્વારા મોગલ સામ્રાજ્યને વિશેષ બળવાન બનાવ્યું. સમ્રાટ અકબરે હવે તુલાવ્રતનું અનુષ્ઠાન આરંભ્યું. અર્થાત્ ત્રાજવાના એક પલ્લામાં પોતે બેસી સામેના પલ્લામાં તેટલાજ વજનનાં કિંમતી દ્રવ્યો મૂકી, તે દ્રવ્યો ગરીબ મનુષ્યોમાં વહેંચી દેવાનો આરંભ કર્યો. એમ કહેવાય છે કે એકમાત્ર અબુલ ફઝલના હાથથીજ ૧૪ હજાર મનુષ્યોને યોગ્ય વસ્તુનું દાન મળ્યું હતું. સમ્રાટ અકબરની ઉદારતા જોઇ કાસ્મીરની પ્રજા તેના તરફ અપૂર્વ ભક્તિભાવ દર્શાવવા લાગી. કાસ્મીરનું કેસર પૃથ્વીમાં સુપ્રસિદ્ધ છે. તેના જેવું સુગંધી તથા સુંદરતાવાળું કેસર અન્ય કોઇ સ્થળે ઉત્પન્ન થતું નથી. સમ્રાટે એક દિવસે તે સુંદર કેસરના વનની મુલાકાત લેવાનો નિર્ણય કર્યો. ઉક્ત વનની શોભા જોવાથી તેને બહુજ આનંદ થયો હતો. તે જ્યારે કેસરવનમાં હતો ત્યારે ત્યાંના હિંદુ નિવાસીઓમાં દીવાળીનું પર્વ ચાલતું હતું. આથી હિંદુઓએ સમ્રાટને આનંદ આપવાની ખાતર દીવાળીનો ઉત્સવ મોટા ઠાઠમાઠપૂર્વક ઉજવવાની તૈયારીઓ કરી. શ્રીનગરના સરોવરમાં સંખ્યાબંધ વહાણો ઉપર દીપમાળાઓ પ્રકટાવીને તથા આસપાસની મહેલાતો તથા હિંદુગૃહો ઉપર પ્રકાશમાળા સુસજ્જિત કરીને હિંદુઓએ દીવાળીનો ઉત્સવ પરિસમાપ્ત કર્યો. એક તો કાસ્મીરનું કુદરતી સૌંદર્ય અને તેમાં પણ મનુષ્યકૃત સૌંદર્યની વૃદ્ધિ થવાથી તે દિવસના અપૂર્વ દૃશ્યે અકબરને અતિશય મુગ્ધ કર્યો. હિંદુઓ ઉત્સવના દિવસે પોતાના પ્રાચીન રિવાજ પ્રમાણે અનેક ઉત્કૃષ્ટ ગાયોને અતિશય શણગારતા હતા. આ સમયે પણ અનેક હિંદુઓએ તે પ્રમાણે કર્યું અને તેમાંના કેટલાક હિંદુ ગૃહસ્થો અકબરને આનંદિત કરવા માટે શણગારેલી ગાયો લઇને સમ્રાટ પાસે હાજર થયા. સમ્રાટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો. અકબર જ્યારે દિલ્હી અને આગ્રા ખાતે રહેતો હતો, ત્યારે પણ કાસ્મીરના હિંદુઓ તથા અન્ય દેશના હિંદુઓ દિવાળીના દિવસે શણગારેલી ગાયોને સાથે લઇ એ ગાયોનાં દર્શન કરાવવા સમ્રાટ અકબર પાસે ઉપસ્થિત થતા. હિંદુ પ્રજા સમ્રાટ અકબરને કેવા ભાવથી ચાહતી હતી, તેનું આ ઉપરથી અમારા વાચકો

કિંચિત્ અનુમાન કરી શકશે.

કાશ્મીરવાસીઓને સ્નેહસૂત્રવડે બરાબર આબદ્ધ કરવાની ભાવનાથી સમ્રાટ અકબરે અને રાજકુમાર સલીમે તેજ દિવસે કેટલીક કાશ્મીરી કન્યાઓ સાથે વિવાહ કર્યો હતો. ત્યારબાદ એક મુસલમાન અમાત્યને કાશ્મીરના શાસનકર્તાતરીકે નિયુક્ત કરી સમ્રાટ પોતે શ્રીનગરમાંથી રાજધાની તરફ જવા વિદાય થયો. તેણે આ પ્રસંગે જળમાર્ગની મુસાફરીજ પસંદ કરી હતી. સમ્રાટ એક સુંદર નાવમાં બેસી કુદરતના સૌંદર્યનું નિરીક્ષણ કરતો એક સુવિશાળ સરોવરમાં આવી પહોંચ્યો. આ સરોવરનો પરિધ ૬૦ માઇલનો હોવાનું જણાવવામાં આવે છે. તેની ઉત્તર, દક્ષિણ તથા પશ્ચિમ દિશામાં સુંદર પર્વતમાળાઓ આવી રહી છે. વિતસ્તા નામની એક નદી એ સરોવરમાં થઇને આગળ ચાલી જાય છે. તેનું પાણી પણ બહુજ સ્વચ્છ તેમજ આરોગ્યપ્રદ છે. કાશ્મીરના એક રાજાએ પૂર્વે ઉક્ત સરોવરમાં એક મનોહર વિહાર-ભવન તૈયાર કરાવ્યું હતું. તે વિહારભવનના સૌંદર્યે તથા સરોવરની ગંભીરતાએ સમ્રાટને આશ્ચર્યમુગ્ધ કર્યો હતો. મુસલમાન ઐતિહાસિક નિઝામુદ્દીન અહંમદ તે સમયે સમ્રાટની સાથેજ હતો. તે લખે છે કેઃ–" આ સરોવર અને આ પ્રાસાદના જેવો મનમોહક દેખાવ ભારતવર્ષમાં બીજે કયાંય પણ નથી."

સમ્રાટે પુનઃ એક વાર કાશ્મીરનાં દર્શન કરવા પ્રયાણ કર્યું હતું, એમ જણાવવામાં આવે છે. ( ઇ० સ० ૧૫૯૭ )

રાજા ભગવાનદાસનો ભાઇ રાજા જગન્નાથ પણ બહુ બહાદૂર નર હતો. તેણે કાશ્મીર ઉપર વિજય પ્રાપ્ત કરવામાં અત્યંત સાહસિકતા દર્શાવી હતી. તે ઉપરાંત મહારાણા પ્રતાપસિંહની વિરુદ્ધમાં લડતી વેળા પણ તેણે ભારે વીરત્વ પ્રદર્શિત કર્યું હતું. તેનું યશસ્વી નામ પંજાબ, કાબૂલ, માળવા તથા મહારાષ્ટ્ર દેશો પ્રત્યેનાં સુપ્રસિદ્ધ યુદ્ધો સાથે જોડાએલું છે. તેને ત્રણ હજાર સેનાનું સેનાપતિપદ આપવામાં આવ્યું હતું. સમ્રાટ અકબરે કાશ્મીર ખાતે ભારતવર્ષના સમસ્ત ધાર્મિક સંપ્રદાયો નિમિત્તે એક મનોહર અસાધારણ ઉપાસના-મંદિર તૈયાર કરાવ્યું હતું.

---

# षोडश अध्याय–राणी चांदबीबी अने दक्षिण प्रदेश

"મનુષ્યની ઉત્કૃષ્ટતા તેની વિવેક બુદ્ધિની ઉત્કૃષ્ટતા ઉપર આધાર રાખે છે. તેણે તેને ખીલવવાની અને તેની સૂચનાનુસાર કામ કરવાની ખંત રાખવી જોઇએ." અકબર

ભારતવર્ષનો દક્ષિણ પ્રદેશ એક વાર પોતાના વીરત્વ તથા હિંદુગૌરવવડે સંપૂર્ણ પ્રકાશિત હતો. પાંડવોના વંશજો વહાણોમાં બેસી ગુજરાતમાંથી દક્ષિણ તરફ જતા હતા, ત્યારે તેમણે મથુરા નગરીમાં ( વર્તમાન મદુરામાં ) પાંડ્ય રા-

જ્યની સ્થાપના કરી હતી. ભારતની દક્ષિણમાં પૂર્વે અનેક હિંદુ રાજાઓએ પોતાની સત્તા વિસ્તારી હતી. પાંડ્ય વંશના એક હિંદુ રાજાએ ઇ૦ સ૦ ના પહેલા સૈકામાં રોમના સમ્રાટ આગસ્ટસ સીઝરની પાસે પોતાનો એક દૂત મોકલ્યો હતો.

ફાહિયાને ઇ૦ સ૦ ના પાંચમા સૈકામાં "કાંચી" નામના દક્ષિણમાં આવેલા સ્વતંત્ર હિંદુ રાજનગરની મુલાકાત લીધી હતી. તે આ નગરીનાં દર્શનથી એટલો તો વિમુગ્ધ થયો હતો કે " પૃથ્વીમાં આના કરતાં મહાન નગરી હોવી સંભવિત નથી " એવો તેણે પોતાના વર્ણનમાં ઉલ્લેખ કર્યો છે. તેનાં મંદિરો આજે પણ પ્રવાસીઓને વિસ્મય પમાડે છે.

સમ્રાટ અકબર સિંહાસન ઉપર આવ્યો, ત્યારે ભારતના દક્ષિણ પ્રદેશના અનેક હિંદુ રાજાઓ સિવાય વિજયનગરનું હિંદુ રાજ્ય પણ અત્યંત શક્તિશાળી ગણાતું હતું. વિજયનગરનો વિસ્તાર તે વેળા ૬૦ માઇલ જેટલો હતો અને તેમાં યુદ્ધ કરી શકે એવા લાખો મનુષ્યો વસતા હતા. તેની આસપાસ ઉપરાઉપરિ સાત કિલ્લાઓ એવા તો સુદૃઢપણે અને ઉન્નતપણે ઉભેલા હતા, કે ગમે તેવો પ્રબળ શત્રુ પણ નગરીને કશી હાનિ કરી શકે તેમ નહોતું. છેલ્લા એક ગઢમાં દાખલ થતાંજ વિશાળ મેદાન તથા સુંદર ઉદ્યાનો દૃષ્ટિગોચર થતાં. સમસ્ત ગઢોનો ભેદ કરીને આગળ જઈએ તોજ શહેરના મુખ્ય બજારમાં જઇ શકાય, એવી શહેરની મુખ્ય રચના તથા વ્યવસ્થા હતી. રાજપ્રાસાદ પણ એ બજારની સાથેજ કિલ્લાઓમાં આવેલો હતો. વેદનો ટીકાકાર સુપ્રસિદ્ધ માધવાચાર્ય એક દિવસે ઉક્ત રાજ્યનો પ્રધાન અમાત્ય હતો, એટલુંજ નહિ પણ ત્યાંનો પ્રધાન સેનાધિપતિ તથા પ્રધાન પંડિત પણ તેજ લેખાતો હતો. ઉપર કહ્યાં તે હિંદુરાજ્યે પ્રાયઃ બે સૈકાસુધી કિંવા તેથી પણ વિશેષ કાળપર્યંત હિંદુગૌરવનો વિસ્તાર કર્યો હતો. છેવટે વિજયનગરના પાસે આવેલા અહમદનગર, વિજાપુર તથા ગોવળકોંડાના મુસલમાન નૃપતિઓએ એકત્ર થઇ એક મહાન હલ્લો કરી ઉક્ત હિંદુરાજ્યનો ધ્વંસ કર્યો હતો. ( ઇ૦ સ૦ ૧૫૬૪ ) ત્યાર બાદ સમ્રાટ અકબરે ઉક્ત ત્રણ મુસલમાન રાજ્યના નાયકોને, વિનાવિચારે પોતાની સત્તા નીચે આવવાનું કહેણ મોકલ્યું; પરંતુ તેનું પરિણામ સંતોષકારક આવ્યું નહિ. છેવટે અહમદનગરનો રાજા મૃત્યુ પામતાં તેના રાજ્યની પ્રજા મુખ્ય ચાર ભાગોમાં વહેંચાઇ ગઈ અને ચારે પક્ષોએ પોતપોતાની પસંદગીવાળો એક રાજા નિમવાની હઠ પકડી. આથી તેઓ પરસ્પરમાં લડવા લાગ્યા. ઉપર જે ચાર પક્ષો કહ્યા તેમાંના એક પક્ષના નેતાએ પોતાનો સ્વાર્થ સાધવા બહુ સુંદર યુક્તિ શોધી કહાડી ! અર્થાત્ તેણે મોગલ સમ્રાટને વિનતિ કરી બાકીના ત્રણ પક્ષો ઉપર વિજય મેળવવાનો પ્રપંચ કર્યો. ( ઇ૦ સ૦ ૧૫૯૫ ) અકબરે તે વિનતિને માન આપી કુમાર મુરાદ તથા ખાનેખાના અબ્દુલ રહીમને તે તરફ વિદાય કર્યા. તેમણે જૂદી જૂદી દિશામાંથી

દક્ષિણ પ્રદેશમાં પ્રવેશ કર્યો. દક્ષિણ દેશના લોકો જોકે આ કાળે સ્વાર્થ અને કલેશના પંજામાં પૂરેપૂરા સપડાઇ ગયા હતા તોપણ સ્વદેશની સ્વાધીનતાનું રક્ષણ કરવા એ કાળે એક વીરરમણી બહાર પડી અને જન્મભૂમિની ખાતર આત્માનું બળિદાન આપવા સર્વથી મોખરે આવી ઉભી રહી ! આ રમણી અન્ય કોઇ નહિ પણ તે પ્રાતઃસ્મરણીય રાણી ચાંદબીબી હતી. એલ્ફીન્સ્ટન સાહેબે લખ્યું છે કેઃ— "ભારતવર્ષે તેણીના જેવાં રમણીરત્નો બહુજ ઓછાં ઉત્પન્ન કર્યાં છે." તે જેવી અસીમ સાહસિકતાવાળી હતી, તેવીજ તીક્ષ્ણ બુદ્ધિવાળી પણ હતી. રાણી ચાંદબીબી ઉપલા પ્રસંગે અહમદનગરના સિંહાસન ઉપર એક બાળક રાજાને પ્રતિષ્ઠિત કરી પોતે પોતાના બાહુબળવડે રાજ્યની સર્વ વ્યવસ્થા કરતી હતી. તેણીએ વિચાર કર્યો કે જો એક પ્રબળ મનુષ્ય દુર્બળ મનુષ્યના ઘરમાં એકવાર માત્ર પ્રવેશ પણ કરે તો પછી તે ગૃહની બહાર નીકળવાનું તે કદિ પણ પસંદ કરે નહિ. કદાચ એક પ્રબળ મનુષ્ય બંધુભાવે પણ જો નિર્બળ મનુષ્યની કોટડીમાં દાખલ થાય તો પછી વખત વીતતાં તે પ્રબળ નર ગરીબની ઝુંપડીનો સ્વામી બન્યા વિના રહેજ નહિ. રાણી ચાંદબીબીના ઉપદેશથી તથા તેની ઉશ્કેરણીથી રાજ્યના સમસ્ત વિરોધીઓ પરસ્પરનો દ્વેષ ભૂલી ગયા અને સર્વે સાથે મળીને ખરા અંતઃકરણપૂર્વક મોગલસેનાની સામે લડવાને તૈયાર થઇ ગયા.

કુમાર મુરાદ નિમંત્રણ મેળવ્યા પછીજ દક્ષિણ તરફ આવ્યો હતો. તેને હવે પોતાના મનોરથો પાર પાડયા વિના રાજ્યમાં પાછું જવું શરમભર્યું લાગ્યું તેણે હવે પોતાના બાહુબળદ્વારા અહમદનગર ઉપર વિજય મેળવવાનો દૃઢ નિશ્ચય કર્યો. ઉપરાછાપરિ હલ્લાઓ કરી તે ગઢનાં દ્વારો ભેદવાનો તેણે ભગીરથ પ્રયત્ન આરંભ્યો. અહમદનગરનો કિલ્લો કાળા પથ્થરોવતી બાંધેલો હતો. તેની દિવાલ ૫૪ હાથ જેટલી ઉંચી હતી. કિલ્લાની આસપાસ એક ઉંડી ખાઇ આવેલી હતી. તે ખાઇ ૬૦ થી ૮૦ હાથ પહોળી તથા ૧૪ હાથ ઉંડી હતી. રાણી ચંદબીબી આવા સુરક્ષિત અને સુદૃઢ કિલ્લામાં રહી મોગલસેનાના હુમલાઓ તરફ ઉપહાસ્ય કરવા લાગી. આ તરફ કુમાર મુરાદ પણ કિલ્લાની દિવાલોતળે મોટી સુરંગ ખોદી તેમાં ખૂબ દારૂ ભરવા લાગ્યો. રાણી ચાંદબીબી મોગલ લશ્કરની હીલચાલોથી છેક અજ્ઞાત રહે તેવી નહોતી. તેણી મુરાદની હીલચાલ બરાબર સમજતી હતી અને પ્રસંગ આવ્યે મોગલોની સમસ્ત તૈયારીઓને એક ક્ષણવારમાં ધૂળધાણી કરી નાખતી હતી. એક દિવસે મોગલસેના પોતાના દાવપેચમાં ફાવી ગઈ અને કિલ્લા નીચેની સુરંગમાં દારૂ ભરીને સુરંગ ફોડવામાં ફતેહમંદ થઇ સુરંગ ફુટતાંની સાથેજ એક મહા ભયંકર ધ્વનિ થયો ! પ્રલયકાળના જેવા ગંભીર અવાજે દિક્પાળને પણ થોડીવાર પ્રકંપિત કરી દીધા ! કિલ્લાનો કેટલોક ભાગ આથી અચાનક તૂટી પડવાને લીધે રાણી ચાંદબીબીના અનેક કુશળ સૈનિકો પણ તેમાં દટાઈ ગયા !

બાકી રહેલા સૈનિકો ગઢ તૂટતાંની સાથેજ ગભરાઇને નાસી જવા લાગ્યા. રાણી ચાંદબીબી તેજ વેળા એક યોદ્ધાને છાજે તેવો લશ્કરી પોશાક પહેરી, બખ્તરવડે અંગને સુરક્ષિત કરી હાથમાં નગ્ન ખડ્ગ લઇને તે તૂટેલા કિલ્લા પાસે આવીને ઉભી રહી. તે બહાદુરીથી મોગલોના હલ્લાઓને પાછા વાળવા લાગી અને પોતાના અનુકરણીય વીરત્વ તથા ઉત્સાહવડે પોતાના સૈન્યને ઉત્સાહિત કરવા લાગી. જેઓ નાસી જવાને તૈયાર થયા હતા, તેઓ આ રમણીનું અદ્ભુત પરાક્રમ જોઇ પુનઃ લડવાને આગળ આવ્યા ! આ પ્રમાણે ભયંકર યુદ્ધનો પ્રારંભ થયો. મોગલસેના પેલા તૂટેલા ભાગમાં થઇને શહેરમાં પ્રવેશ કરવાનો પ્રબળ પ્રયત્ન કરવા લાગી; પરંતુ તે સેનાનો મોટો ભાગ આ વીર રમણીના વીરત્વને લીધે અણધારી રીતે નાશ પામવા લાગ્યો. રાણી ચાંદબીબીએ કિલ્લાની આસપાસ આવેલી ખાઇમાં ખૂબ દારૂ ભરી તેમાં આગ લગાડી અને એ રીતે અહમદનગરની આસપાસ અગ્નિની નદી પ્રવાહિત કરી ! હવે મોગલસેનાને માટે આગળ વધવાનો એક પણ માર્ગ બાકી રહ્યો નહિ. તેઓ ચાંદબીબીની તીક્ષ્ણ બુદ્ધિ તથા વીરત્વ જોઇને, એટલુંજ નહિ પણ તેનો કડવો અનુભવ મેળવીને દિઙ્મૂઢજ બની ગયા ! તેની વ્યવસ્થા—પદ્ધતિ પણ બહુ સુંદર અને સુવ્યવસ્થિત હતી. મોગલો રાણીને "ચાંદ સુલતાન" તથા "ચાંદરાણી" ના ખિતાબો આપી તેની પ્રશંસા કરવા લાગ્યા. ધીમે ધીમે રાત્રિ પડી. સૂર્યાસ્તની સાથેજ મહાન મોગલસેનાના પરાક્રમનો પણ અસ્ત થઇને તેઓએ નિસ્તેજવદને અને નિરાશહૃદયે રાણી ચાંદબીબીની સ્તુતિ કરતે કરતે પોતાની છાવણીનો આશ્રય લીધો.

આ તરફ, આકાશરૂપી રંગમંડપ (સ્ટેજ) ની અધ્યક્ષ સંધ્યાદેવીએ રાણી ચાંદબીબીના વીરત્વ ઉપર વિમુગ્ધ થઈ, તેને મુબારકબાદી આપવાની ભાવનાથી શ્યામ વસ્ત્રવાળો રંગમંડપનો પડદો ઉપાડી લીધો. નક્ષત્રરૂપી અપૂર્વ રૂપલાવણ્યવાળી અસંખ્ય સુરસુંદરીઓએ રાણીનું વીરત્વ નિહાળી, રાણીને થોડીવાર આનંદ આપવાની ઇચ્છાથી, ચંદ્રદેવને મધ્યમાં રાખી નાચ–ગાન કરવાનો આરંભ કરી દીધો. જે સુરસુંદરીઓ હજી તરુણ અને અત્યંત રૂપવાળી ગણાતી હતી તેમણે તો સર્વની આગળ વધી જઇને રાણી ચાંદબીબી ઉપર સુધાની વૃષ્ટિ કરવા માંડી ! સમસ્ત તારકાસુંદરીઓએ આનંદોત્સવ રચી રાણીની નગરીને જ્યોતિર્મય બનાવી દીધી !

છતાં રાણી ચાંદબીબી એક ક્ષણનો પણ વિશ્રામ નહિ લેતાં અને ક્ષણવાર પણ આંખ નહિ મીંચતાં આખી રાત કિલ્લાની પાસે જાગતી ઉભી રહી અને સુરંગ ફાટવાને લીધે ગાબડું પડ્યું હતું તે રાતમાં ને રાતમાં પૂરાવી દીધું ! પોતાના પક્ષવાળાઓને તેમજ સહાયકોને પણ આ યુદ્ધમાં સહાયતા આપવાના અને ક્ષણમાત્રનો વિલંબ નહિ કરતાં હાજર થવાના પત્રો તેણે મોકલી આપ્યા.

આ પત્રો લઇ જનાર સવાર—કાસદ છુપીરીતે મોગલસેનામાંથી પસાર નહિ થઇ ચકવાથી સર્વ પત્રો કુમાર મુરાદના હાથમાં આવ્યા. આ પત્રો ફાડી નાખવાની, પત્રવાહકને મારી નાખવાની કે સવારને પુનઃ કિલામાં મોકલવાની દુષ્ટ પ્રવૃત્તિ મુરાદથી થઈ શકી નહિ. પત્રની પ્રત્યેક પંક્તિમાં રાણી ચાંદબીબીનું જે વીરત્વ પ્રત્યક્ષ થતું હતું તે વીરત્વ નિહાળી, મુરાદે ઉલટો રાણીને સહાય આપવાનો સંકલ્પ કર્યો. તેણે તે પત્રોને મથાળે એટલા શબ્દો ઉમેર્યા કેઃ-" જેમ વહેલા આવશો તેમ વિશેષ લાભ થશે." ત્યારબાદ તે પત્રો તેણે યથાસ્થાને પહોંચાડવાની પેલા સવારને રજા આપી, એટલુંજ નહિ પણ પોતાની સામે થએલી એક બહાદુર અબળાને તૈયારી કરવાની બની શકે તેટલી તક આપી. મુરાદે જો કે અહમદનગરના નિવાસીઓને ઉદારહૃદયે કેટલીક અનુકૂળતા કરી આપી હતી, તોપણ રાણી ચાંદબીબી જેવી એક સ્ત્રી, મહાપરાક્રમશાળી મોગલ સમ્રાટ સાથેના યુદ્ધમાં કયાંસુધી ટકકર ઝીલી શકે ? રાણીએ પોતાથી બની શકે તેટલો જન્મભૂમિનો બચાવ કર્યો; પરંતુ છેવટે તેની યુદ્ધસામગ્રી નિઃશેષ થઇ અને ગોળાઓને બદલે તાંબાનાણું તથા અંતે રૂપાનાણું બંદુકોમાં ભરીને શત્રુનો સંહાર કરવાનો પ્રસંગ આવ્યો. કાફીખાં લખે છે કેઃ-" ચાંદરાણીએ મોગલસૈન્યમાં રૂપાની ગોળીઓ ફેંકી હતી." આમ યુદ્ધસામગ્રીની તંગી આવી પડવાથી નછૂટકે રાણીને અંતે સંધિ કરવાની જરૂર પડી. મોગલસેનાએ અત્યાર પૂર્વે જે વરાડ પ્રદેશ જીતી લીધો હતો, તે પ્રદેશ ચાંદબીબીએ મોગલોને સોંપી દેવો અને હવે પછી મોગલોએ ચાંદબીબીના રાજ્ય ઉપર હલ્લો ન કરવો, એવી શરતો નક્કી થઇ. આ પ્રમાણે મોગલસામ્રાજ્યને શરમાવે એવી સંધિ કરી મુરાદ અહમદનગરમાંથી રવાના થયો. (ઇ○ સ○ ૧૫૯૬.)

તેજ વર્ષે અનાવૃષ્ટિને લીધે સમગ્ર ભારતવર્ષમાં ભયંકર દુષ્કાળે દેખાવ દીધો હતો. અનાજની એટલી બધી તંગી થઇ ગઈ હતી કે મનુષ્યો મનુષ્યના માંસનો આહાર કરવા લાગ્યાં હતાં, દુષ્કાળ માંડમાંડ પૂરો થયો એટલામાં મહામારી આદિ વિવિધ રોગોનો ઉપદ્રવ શરૂ થયો. આથી અનેક મનુષ્યો એકાએક મૃત્યુના પંજામાં સપડાવા લાગ્યાં. અનેક નગરીઓ નિર્જન અને વેરાન બની ગઇ., મુડદાંઓના ઢગલાઓથી જવા—આવવાનો માર્ગ પણ રોકાઇ ગયો ! મનુષ્યના શબને દાટનાર કે બાળનાર પણ કોઇ રહ્યું નહિ ! સહૃદય સમ્રાટ અકબરે દરિદ્ર અને દુઃખીઓને મદદ આપવા ચોતરફ અનેક નોકરો મોકલી દીધા ! તેમણે ધર્મ કે જ્ઞાતિના ભેદભાવવિના જે કોઇ દરિદ્ર મનુષ્ય જોવામાં આવે તેમને સહાયતા આપવા માંડી. અકબરની સુવ્યવસ્થાને પ્રતાપે અન્નની તંગી દૂર થઇ, એટલુંજ નહિ પણ ઔષધ તથા શુશ્રૂષાદિનો પણ સારો બંદોબસ્ત થયો. આ પ્રમાણે અકબરે મૃત્યુના મુખમાં સપડાતા અનેક નિર્દોષ મનુષ્યોના

પ્રાણો બચાવ્યા હતા..

ભૂતકાળનાં ઐતિહાસિક વૃત્તાંતો સાંભળીને પણ શિક્ષણ લેવાનું હતભાગી ભારતવાસીઓ હજી સમજી શકયા નહોતા. મોગલસેના સંધિ કરીને રવાના થઇ કે તરતજ અહમદનગરવાસીઓ પુનઃ આત્મકલેશ કરવા લાગ્યા અને પરસ્પરમાં લડી નબળા પડવા લાગ્યા ! તેમાંના એક પક્ષે અહમદનગરનું રાજ્ય મોગલોના હાથમાં અર્પણ કરવાની વાસનાથી ખાનેખાના અબ્દુલ રહીમને આમંત્રણ મોકલ્યું. તેણે આ આમંત્રણને માન આપવાનો ઢોંગ કરી, ખરૂં જોતાં પૂર્વે જે શરમભરેલી સંધિ સ્થપાઇ હતી તેને રદ કરવાની ભાવનાથી, દક્ષિણ તરફ સૈન્ય સહિત પ્રયાણ કર્યું. રાણી ચાંદબીબી ફરીને પોતાના સૈન્ય સાથે વિજાપુર અને ગોવળકોંડાનું લશ્કર લઇ ગોદાવરી નદીના તીર ઉપર લડવાને આગળ આવી. બન્ને સેનાઓ વચ્ચે ભયંકર યુદ્ધ થયું. આ યુદ્ધ બે દિવસ સુધી સતત ચાલ્યું હતું, એમ જણાવવામાં આવે છે. બીજે દિવસે કેટલાક મુસલમાન અમાત્યોએ અબ્દુલ રહિમને પૂછયું કેઃ—"આજે જો આપણો પરાજય થાય તો પછી અમે તમને કયાં મળીએ ?" અબ્દુલ રહિમે જવાબ આપ્યો કેઃ—"જો પરાજય થાય તો પછી મુડદાંઓના ઢગમાંથીજ મને ખોળી કહાડજો." આ શબ્દો ઉપરથી મોગલસેના કેવી ભીષણ પ્રતિજ્ઞા કરીને લડવા બહાર પડી હતી,તેનો આપણને કેટલોક ખ્યાલ મળી શકે તેમ છે. અબ્દુલનો આવો દૃઢ ઉત્તર સાંભળી મોગલ અમાત્યોએ જણાવ્યું કેઃ—"ત્યારે અમે પણ આજે હિંદુ યોદ્ધાઓની માફકજ લડીશું. એકવાર મરવું તો છેજ !" હાય ! હિંદુઓનું વીરત્વ એકવાર તેમના શત્રુઓ પણ વખાણતા હતા ! હિંદુઓના વીરત્વનો ઉલ્લેખ કહેવતોમાં પણ થતો હતો ! બીજે દિવસે ભયંકર યુદ્ધ થયું. છેવટે મોગલસેનાનો વિજય થયો. અબ્દુલ રહિમે પોતાના બહાદૂર સૈનિકોને ૭૫ લાખ મુદ્રાઓ વહેંચી આપી ! (ઇ૦ સ૦ ૧૫૯૭) અકબરે પણ હવે દક્ષિણ તરફ પ્રયાણ કર્યું; પરંતુ કુમાર મુરાદનાં પુનઃ દર્શન થયાં નહિ; કારણકે મુરાદ બહુ દારૂડીયો હોવાથી દારૂના હદ ઉપરાંતના નીશામાં ને નીશામાંજ દક્ષિણ પ્રદેશમાં તેણે પ્રાણત્યાગ કર્યો હતો. (ઇ૦ સ૦ ૧૫૯૯.) સમ્રાટ અકબરને મુરાદના મૃત્યુથી ઘણોજ ખેદ થયો હતો.

નર્મદા નદી પાર કર્યા પછી ખાંડવ નામનો પ્રદેશ શરૂ થાય છે. એ પ્રદેશના મુસલમાન રાજાએ મોગલ સૈન્યમાં મળી જઇ, છેલ્લા યુદ્ધમાં બહુ આગળ પડતો ભાગ લીધો હતો અને છેવટે તે યુદ્ધમાંજ મૃત્યુ પામ્યો હતો. ત્યારબાદ તેનો પુત્ર બહાદૂર ખાંડવ પ્રદેશની ગાદીએ બેઠો હતો. સમ્રાટ અકબર ખાંડવમાં આવી પહોંચતાં તેણે રાજા બહાદૂરને મળવા આવવાનું કહેણ મોકલ્યું; પણ તે હાજર થયો નહિ, તેમ અકબરપ્રત્યે યોગ્ય માન પણ તેણે દર્શાવ્યું નહિ. સમ્રાટ તેને સમજાવવાને અને મોગલ સામ્રાજ્યની સત્તા સ્વીકારવાને ઉપરાઉપરિ દૂતો

મોકલી બહુ સમજુત આપી; પણ બહાદૂર છેવટ સુધી સમજ્યો નહિ. આથી અબુલ ફઝલને ખાંડવ પ્રદેશના શાસનકર્તાતરીકે નિયુક્ત કર્યો અને તેની રાજધાની અસીરદુર્ગ ઉપર હલ્લો કરવાની સેનાપતિ ફરીદને આજ્ઞા કરી તથા અહમદનગર ઉપર ઘેરો ઘાલવાનો ભાર કુમાર દાનીઆલ તથા ખાનેખાના અબ્દુલ રહિમ ઉપર નાખવામાં આવ્યો.

પરંતુ અહમદનગરની રાજલક્ષ્મી અત્યાર પૂર્વે ક્યારનીએ અંતર્હિત થઇ ગઈ હતી. રાણી ચાંદબીબીના કેટલાક વિશ્વાસુ સૈનિકોએ દુશ્મનની ઉશ્કેરણીથી ઉત્તેજિત થઇ રાણીના અંતઃપુરમાંજ અતિ નિષ્ઠુરપણે તેને મારી નાખી હતી; જેથી હવે નગરીનું રક્ષણ કરવાને આગળ આવે એવી કોઇજ વ્યક્તિ રહી નહોતી! જે વીર રમણી વીરવેશે હાથમાં ખડ્ગ અને ઢાલ લઇ સૈનિકોને ઉત્સાહિત કરતી હતી અને જે વીરબાળા સ્વદેશની ખાતર પોતાના પ્રાણનો ભોગ આપવા પ્રસન્ન વદને રણક્ષેત્રમાં ઘૂમતી હતી, તે તો કૃતઘ્નીઓના હાથથી અંતઃપુરમાંજ હણાઇ ગઇ હતી; એટલે હવે નગરીનું રક્ષણ કોણ કરે ? મોગલસેનાએ અનાયાસે કિલ્લો પોતાના કબજામાં લીધો. અહમદનગરના બાળરાજાને તથા તેના સગા-સંબંધીઓને મોગલોના કેદખાનામાં મોકલી દેવામાં આવ્યાં. આ સ્થળે મોગલસમ્રાટને બહુ કિંમતી હીરાઓ, મોતીઓ તથા રત્નખચિત તરવારો મળી આવી હતી. તે સિવાય એક મહાન પુસ્તકાલય તથા ૨૫ હાથીઓ પણ તેમને પ્રાપ્ત થયા હતા. ઉક્ત પુસ્તકાલયને પાછળથી સમ્રાટ અકબરના પુસ્તકાલય સાથે મેળવી દેવામાં આવ્યું હતું. (ઇ૦ સ૦ ૧૬૦૦)

આ તરફ સેનાપતિ ફરીદે આસીરના કિલ્લાનું નિરીક્ષણ કરીને સમ્રાટને જણાવ્યું કે:-" આ કિલ્લા ઉપર ફતેહ મેળવવી અસંભવિત છે." આસીરનો કિલ્લો પર્વતની એક ઉચ્ચ ટેકરી ઉપર આવેલો છે. તે પૃથ્વીના સમતળ ક્ષેત્રથી ૮૦૦ ફીટ જેટલી ઉંચાઇએ આવેલો છે. રસ્તો પણ બહુ વિકટ અને ખાડાખડિયાવાળો છે. પર્વતની ઉપર જે કિલ્લો આવેલો છે, તે કિલ્લાની દિવાલોમાંજ સૈનિકોને માટે ઓરડાઓ તૈયાર કરવામાં આવ્યા હતા. કિલ્લો બહુ સુદૃઢ તથા વિશાળ હતો. પર્વત ઉપર કિલ્લાની આડે રહી સૈનિકો બહુજ સલામતીપૂર્વક તથા અનાયાસે શત્રુપક્ષ ઉપર ગોળા કે ગોળીઓની વૃષ્ટિ વરસાવી શકતા હતા. રાત્રિના સમયમાં કે દિવસના સમયમાં શિયાળાની ઋતુમાં કે ઉનાળાની ઋતુમાં કે ચોમાસાની ઋતુમાં પણ તેઓ બહુ સુખથી અને હાડમારી વગર લડી શકવાને સમર્થ હતા. કિલ્લાની મધ્યમાં પ્રવેશ કર્યા પછી એક વિશાળ મેદાન તથા મનોહર ઉદ્યાન દૃષ્ટિગોચર થતાં હતાં. અનેક ધનિકો તથા ગૃહસ્થો આ કિલ્લામાં રહેતા હતા. પર્વત ઉપર એકકે ઝરો કે નદી નહોતી, તેથી ત્યાં બંધાવેલાં તળાવોમાં પાણી ભરાય એવી વ્યવસ્થા રાખવામાં આવી હતી અને એ પાણી વાપરવાની

સર્વને અનુમતિ આપવામાં આવી હતી. કિલ્લા ઉપર ચડવાને માત્ર એકજ માર્ગ હતો. તે માર્ગની રક્ષામાટે કિલ્લાની બહાર-પણ પર્વત ઉપરજ-ઉપરા-ઉપરિ બે કિલ્લાઓ આવેલા હતા. જ્યાંસુધી શત્રુપક્ષ આ બહારના બે નાના કિલ્લાઓ ઉપર ફતેહ ન મેળવે ત્યાંસુધી અંદરના મહાન કિલ્લા સુધી તે પહોંચી શકે નહિ. મુખ્ય કિલ્લા ઉપર ઉભા રહીને જો નીચે દૃષ્ટિ કરીએ તો પર્વત ઉપરના બીજા બે કિલ્લાઓ પણ જાણે કે પૃથ્વીની સપાટી ઉપરજ આવેલા છે, એમ લાગ્યા વિના રહે નહિ. પર્વતની તળેટીમાં ઉભા રહીને જો ઉપર દૃષ્ટિ કરી હોય તો જાણે આકાશને અને કિલ્લાને માત્ર હાથ-વેંતનુંજ અંતર હોય, એમ જણાયા વિના રહે નહિ. પર્વત ઉપર એક નાનું સરખુંગામડું હતું. તે પણ નગરી જેવું જણાતું હતું. કિલ્લામાં દાખલ થવાનો જે એક માર્ગ અમે ઉપર જણાવી ગયા તે સિવાય અન્ય પણ એક માર્ગ હતો. આ બીજો માર્ગ પર્વતને કોતરીને પર્વતની અંદર થઇને ભોંયરાની માફક તૈયાર કરવામાં આવ્યો હતો. આવો માર્ગ કેવી રીતે તૈયાર થયો હશે તેનો વિચાર કરતાં આપણને આશ્ચર્ય થયા વિના રહે તેમ નથી પ્રસંગોપાત કિલ્લામાં રહેલું લશ્કર ઉક્ત ભોંયરામાં થઇને અકસ્માત્ તળેટીમાં આવતું અને દુસ્મનપક્ષની છાવણી ઉપર સખ્ત મારો ચલાવી પુનઃ તેજ ગુપ્તમાર્ગે પર્વત ઉપર હાજર થઈ જતું. ગુપ્તમાર્ગમાંથી આવ-જા કરવામાં વિશેષ સમયનો વ્યય પણ થતો નહોતો અને ઇચ્છિત કાર્ય તરતમાંજ સિદ્ધ થઇ જતું. ગુપ્તમાર્ગનું દ્વાર પણ ઉપરથીજ બંધ થાય, એવી રચના કરવામાં આવી હતી. ફિરિસ્તાએ લખ્યું છે કે આશા આહિર નામના એક હિંદુરાજાએ ઉક્ત કિલ્લો બંધાવ્યો હતો. ફૈઝી શરહિંદી જણાવે છે કે:-" ગમે તેટલા લાંબા સમયપર્યંત ઉક્ત કિલ્લા ઉપર ઘેરો રાખવામાં આવે તોપણ એ કિલ્લો સર કરવો અસંભવિત છે." જેઓએ દુનિયાના દૂર દેશોમાં મુસાફરી કરી છે અને જેમણે એશીઆ તથા યૂરોપના અનેક પ્રસિદ્ધ કિલ્લાઓનાં દર્શન કર્યાં હતાં તેઓએ પણ આટલી વાત તો ખુલ્લાહૃદયે સ્વીકારી છે કે આસીરના કિલ્લા જેવો અન્ય એક પણ કિલ્લો પૃથ્વીતળ ઉપર હોવો સંભવતો નથી. આસીરના પર્વત પાસે બીજો પર્વત નથી. તેથી તેની આસપાસ સમતળ પૃથ્વી સિવાય અન્ય કાંઇ પણ જણાતું નથી. પર્વતની આસપાસ એવી ઝાડી કે વન પણ નથી કે જેમાં છુપાઇને દુસ્મનો કિલ્લા ઉપર ગોળાઓનો મારો ચલાવી શકે. પૃથ્વીપરની આશ્ચર્યકારક લેખાતી વસ્તુઓ પૈકી આ કિલ્લો પણ એક અદ્ભુત સ્થાન છે, એમ કહેવામાં હરકત નથી. જેમણે આ કિલ્લો એકવાર પ્રત્યક્ષ જોયો નથી, તેમને તેનું યથાર્થ સ્વરૂપ સમજાવવાનો પ્રયત્ન કરવો વૃથા છે.

આસીર કિલ્લાના નૃપતિએ અર્થાત્ બહાદૂરે પોતાની સાથે થોડા યોદ્ધાઓને લઈ, પર્વત ઉપરથી નીચે આવી સમ્રાટના સેનાપતિ ફરિદની સાથે મુલાકાત

કરી. ફરિદે તેને બહુ આદર-સત્કારપૂર્વક આવકાર આપ્યો અને સમ્રાટ અકબરની તાબેદારી સ્વીકારવાનો વિવિધ પ્રકારે ઉપદેશ આપ્યો. સમ્રાટની સત્તા નીચે રહેવાથી શું શું લાભો પ્રાપ્ત થવાનો સંભવ છે; તે સર્વ વિગતવાર સમજાવ્યું. પણ બહાદૂરે મોગલ સમ્રાટની સત્તા સ્વીકારવાની સાફ ના પાડી. રાજા પુનઃ ત્યાંથી પોતાના કિલ્લામાં આવ્યો. અકબર પોતે કદાપિ કોઇનો વિશ્વાસઘાત કરતો નહોતો, પ્રાણાંતે પણ તે પોતાની પ્રતિજ્ઞાનું ઉલંઘન કરતો નહોતો; એટલુંજ નહિ પણ પોતાના રાજ્યના જે અમલદારો એવો વિશ્વાસઘાત કરતા તેમને પણ તે સખ્ત સજા કર્યા વિના રહેતો નહિ. મતલબ કે તેની સુનીતિ સર્વે સારી પેઠે સમજતા હતા; તેથી ફરિદે રાજાનો વિશ્વાસઘાત કર્યો નહિ. ફરિદે જો ધાર્યું હોત તો કિલ્લાના અધિપતિને બહુ સહેલાઇથી કેદ કરી શકત; પણ વિશ્વાસનો ભંગ થાય તો સમ્રાટ પોતે ગુસ્સે થયા વિના રહે નહિ, એમ ધારી તેણે બહાદૂર ઉપર કોઇ પણ પ્રકારનો અન્યાય કર્યો નહિ. કેટલાક રાજનીતિજ્ઞો ફરિદની આવી ન્યાયપ્રિયતા માટે તેના પ્રતિ આક્ષેપ કરે છે અને તેણે બહાદૂરને કેદ ન કર્યો તે માટે તેને ઠપકો આપે છે; પણ તે આક્ષેપોનો ઉત્તર આપતાં ફૈઝી શરહિંદી લખે છે કેઃ–" જુલમ, વિશ્વાસઘાતકતા તથા પ્રતિજ્ઞાભંગનું પરિણામ કોઇ પણ કાળે કોઈ પણ સ્થળે સારૂં આવ્યું નથી." અનીતિનો આશ્રય લેવાથી જો કે કેટલીકવાર કેટલાક અયોગ્ય રાજનૈતિકો ફાવી પણ જાય છે; પરંતુ પરિણામે તેઓ પોતાની સત્તાને ભયંકર હાનિ પહોંચાડયા વિના રહેતા નથી. ફરિદથી કાંઇ થઇ શકે એમ રહ્યું નહિ, તેથી છેવટે અબુલ ફઝલને ત્યાં આવવું પડ્યું. તેણે ખાંડવ પ્રદેશમાં બાવીશ સ્થળે સૈન્યની સ્થાપના કરી અને ક્રમે ક્રમે સમસ્ત પ્રદેશ મોગલ-સામ્રાજ્યમાં ભેળવી દીધો. તેણે કોઈ ખાસ વ્યકિતની મિલ્કત લૂંટી લેવાનો જુલમ કર્યો નહોતો. અબુલ ફઝલે મોગલ સમ્રાટના નામે દક્ષિણમાં એવો તો સુંદર બંદોબસ્ત કર્યો કે નાનાંમોટાં અનેક રાજ્યો ધીમે ધીમે તેની સત્તાતળે પોતાની રાજી-ખુશીથી આવવા લાગ્યાં. ખેડુતો નિર્ભયતાપૂર્વક પોતપોતાનું કાર્ય બજાવવા લાગ્યા અને થોડાજ સમયમાં સમસ્ત પ્રદેશ શાંત અને ગંભીર બની ગયો. માત્ર એક આસીરનો કિલ્લોજ એવો હતો કે જે મોગલોના હાથમાં આવ્યો નહોતો.

અંતે સમ્રાટ અકબર પોતે એ કિલ્લાની પરિસ્થિતિ નિહાળવા હાજર થયો. કિલ્લાની આસપાસ સર્વત્ર બારીક નિરીક્ષણ કરવાથી તેને જણાયું કે ચિતોડનો કબ્જો લેતી વેળા જે યુકિતથી કામ લેવામાં આવ્યું હતું તે યુકિત આ વેળા કોઇ રીતે સાર્થક થાય તેમ નથી; છતાં તેમણે પર્વતની આસપાસ ચોતરફ સૈન્યની છાવણીઓ ગોઠવી દીધી અને કેવળ બાહુબળદ્વારા કિલ્લો ફતેહ કરવાનો પ્રયત્ન આરંભ્યો. મહામહેનતે કિલ્લા ઉપર જવાનો જે માર્ગ હતો, તે માર્ગવાળી એક ટેકરી તેમના હાથમાં આવી. આ ટેકરી ઉપર રહીને તેમણે સર્વથી

નીચેનો કિલ્લો પોતાના અધિકારમાં લેવાનો પ્રયત્ન કરવા માંડયો.

બહાદુરે આત્મરક્ષા અર્થે તથા આહારનિમિત્તે નાનકડા કિલ્લામાં પણ અનેક વસ્તુઓ, પશુઓ તથા મનુષ્યો આગળથીજ એકઠાં કરી રાખ્યાં હતાં; પરંતુ કમનસીબે તેજ સમયે કિલ્લામાં મહામારી આદિ રોગોનો ભયંકર ઉપદ્રવ ચાલુ થયો. થોડાજ દિવસોમાં લગભગ ૨૫ હજાર પશુઓ કિલ્લામાં મરી ગયાં. પશુઓના મૃત દેહોની યોગ્ય વ્યવસ્થા નહિ થવાથી ખરાબ હવા ફેલાઇ અને તેથી અનેક મનુષ્યોનો સંહાર થવા લાગ્યો સારા સારા સૈનિકો પણ શય્યાને અધીન થયા. મહામારીનો વિશેષ પ્રસાર થતો અટકાવવા માટે એકાદ ઔષધાલયનીસ્થાપના કરવાનું પણ બહાદુરે યોગ્ય ધાર્યું નહિ, તેમજ મૃત દેહોની યોગ્ય વ્યવસ્થા કરવાની પણ કશી કાળજી રાખી નહિ. આથી તેના સૈન્યનો બાકી રહેલો ઘણોખરો ભાગ બહુ અસંતુષ્ટ બની ગયો. અસંતુષ્ટ સૈનિકોના એક ભાગે સ્વદેશશત્રુનું કામ કરવામાં પણ છેવટે સંકોચ ન કર્યો. મતલબ કે કિલ્લામાંના થોડા સૈનિકોએ ગુપ્ત રીતે કિલ્લામાંથી બહાર નીકળી, મોગલોની છાવણીમાં જઇ પર્વતના ગુપ્તમાર્ગસંબંધી સમસ્ત રહસ્ય તેમને કહી દીધું.

વર્ષાઋતુની એક અંધારી રાત્રિએ ઝીણો ઝીણો વરસાદ વર્ષી રહ્યો હતો. પવનના સુસવાટા સિવાય બીજો કોઇ અવાજ કર્ણગોચર થતો નહોતો. ધરણીમાતાએ સ્યામવસ્ત્રનો બુરખો પહેર્યો હતો. મોગલસેના પણ આવા સમયે શાંતપણે સુમધુર નિદ્રા લઇ રહી હતી. કિલ્લામાં રહેલા વફાદાર સૈનિકો પણ આવું કુદરતી તોફાન જોઇ નિશ્ચિંતપણે સુઇ રહ્યા હતા. સમસ્ત જગત નિદ્રાના ખોળામાં વિશ્રામ લેતું હતું. આવા સમયે મહા સાહસિક નરવર અબુલફઝલ કેટલાક વિશ્વાસુ અને સાહસી સૈનિકોને સાથે લઇ, શાંતપણે પોતાની છાવણીની બહાર નીકળી પડયો. વરસાદ અને પવનના તોફાન વચ્ચે તેમણે પેલા ગુપ્ત માર્ગે થઇને પર્વત ઉપર ચડવાનો આરંભ કર્યો. જ્યારે સર્વથી નીચેના કિલ્લાના દરવાજાઓ એકાએક તૂટવા લાગ્યા ત્યારે કિલ્લામાં રહેલા સૈન્યની આંખો ઉઘડી ! તેમની અસાવધાનતાથી દુશ્મનો કેટલા બધા આગળ આવી ગયા છે, તેનો તેમને અનુભવ થયો. બન્ને પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. મોગલસેનાએ મહા પરાક્રમપૂર્વક કિલ્લા ઉપર વિજય મેળવ્યો. આથી નીચેના કિલ્લાના સૈનિકોને માટે ત્યાંથી નાસી જવા સિવાય બીજો માર્ગ રહ્યો નહિ. તેઓ ત્યાંથી નાસી ગયા અને ઉપરના કિલ્લામાં ભરાઇ પેઠા.

હવે, બહાદુરના મનમાં ફાળ પડી ! તે સમયે લોકોનો મોટો ભાગ વહેમી હતો. મોગલસમ્રાટ અકબર વિવિધ મંત્રો જાણે છે અને તંત્રમંત્રના બળથી કિલ્લાઓ સર કરી શકે છે, એટલુંજ નહિ પણ પોતાના મંત્રબળથી ભયંકર રોગોને પણ ઉત્પન્ન કરી દેશો ઉજ્જડ કરી શકે છે, એમ તે સમયે ઘણા મનુષ્યો માનતા હતા. અકબરની ગણતરી એક સિદ્ધ પુરૂષતરીકેજ થતી હતી, એમ કહીએ તો-

પણ ચાલે. બહાદૂરનો વહેમ હવે દૃઢ થયો. પોતાના કિલ્લામાં જે ઉપદ્રવ વર્તતો હતો તે ઉપદ્રવ સમ્રાટ અકબરના મંત્રબળનુંજ પરિણામ છે, એમ ધારી તે હવે ભયથી ધ્રૂજવા લાગ્યો. છેવટે તે સ્વેચ્છાપૂર્વક સમ્રાટને શરણે ગયો અને પોતાનું સર્વસ્વ અર્પણ કરીને તેણે અભયદાન પ્રાપ્ત કર્યું.

આસીરના કિલ્લાની આસપાસ સમ્રાટને પ્રાયઃ ૧૧ માસપર્યંત ઘેરો ચાલુ રાખવો પડ્યો હતો. ત્યારબાદ તે કિલ્લાનાં દર્શન કરવા અંદર દાખલ થયો હતો. કિલ્લાની રચના જોઈ તેને બહુજ આશ્ચર્ય થયું. તેણે જોયું તો જણાયું કે હજાર બબ્બે હજાર મણના વજનવાળા મોટા પથરાઓ દૂર ઉભેલા શત્રુઓ ઉપર ફેંકી શકાય એવાં સંખ્યાબંધ યંત્રો ચોતરફ ગોઠવી દેવામાં આવ્યાં હતાં. કિલ્લાના ઓરડામાં મોટી મોટી કઢાઈઓ રાખવામાં આવી હતી; જેમાં ૨૦–૩૦ મણ જેટલું તેલ ગરમ કરી શત્રુની સેના ઉપર ફેંકી શકાય એવી વ્યવસ્થા રાખવામાં આવી હતી. ૧૩૦૦ જેટલી બંદુકો પણ ત્યાં હાજર રાખવામાં આવી હતી. તે ઉપરાંત સર્વ પ્રકારની ભોજનસામગ્રી, અફીણ, મદ્ય, ઔષધ તથા મનુષ્યને નિત્ય જરૂર પડે એવી અનેકાનેક વસ્તુઓના ઢગલા પડ્યા હતા. હજારો સૈનિકો ૧૧ માસપર્યંત તેનો ઉપયોગ કરીને કિલ્લાનો બચાવ કરતા બેસી રહ્યા હતા છતાં હજી પણ તે અનાજ અને તેલ વગેરેનો જથ્થો એટલા તો બહોળા પ્રમાણમાં પડી રહ્યો હતો, કે જાણે કોઈએ તેમાંથી કશી વસ્તુનો ઉપયોગજ નહિ કર્યો હોય, એમ અકબરને લાગ્યાવિના રહ્યું નહિ. હજારો સૈનિકોદ્વારા ૧૧ માસપર્યંત રાત અને દિવસ સતત ગોળાઓ અને ગોળીઓ ફેંકવામાં આવી હતી છતાં હજી દારૂ આદિ યુદ્ધસામગ્રી એટલા તો બહોળા જથ્થામાં પડી રહી હતી કે તેનો પણ તેમણે ઉપયોગજ નહિ કર્યો હોય, એમ સમ્રાટને લાગ્યું. આવી સુંદર વ્યવસ્થા જોવાથી અકબર જેવા કદરદાન પુરુષને આશ્ચર્ય થાય તેમાં કાંઈ નવાઈ નથી. આ કિલ્લો સર કરવા માટે સમ્રાટે અબુલફઝલને પુષ્કળ માન આપ્યું, મહાગૌરવસૂચક એક પતાકા અર્પણ કરી અને દક્ષિણનો બાકી રહેલો પ્રદેશ હસ્તગત કરવાનો ભાર પણ તેને સોંપી દીધો.

આસીર જેવા સુદૃઢ કિલ્લાઓનું પતન જોઈ તથા અહમદનગર જેવાં રાજ્યોનું પરિણામ જોઈ વિજાપુર અને ગોવળકોંડાના નૃપતિઓએ સમ્રાટની સાથે શત્રુતા રાખવાના વિચારો માંડી વાળ્યા. સમ્રાટ અકબરના પ્રતાપ સામે થવા જેટલી હવે કોઈનામાં સાહસિકતા રહી નહિ. ધીમે ધીમે દક્ષિણના સર્વ નૃપતિઓએ અકબરની સત્તાનો સ્વીકાર કર્યો.

આસાદ બેગે વિજાપુર નગરીનું વર્ણન નીચે પ્રમાણે આપ્યું છેઃ– " આ સ્થળે અનેક ઉચ્ચ મહેલાતો આવેલી છે. વિશાળ મેદાનો અને ઉદ્યાનોની સંખ્યા પણ ન્યૂન નથી. અહીંની બજાર ૬૦ હાથ જેટલી પહોળી અને ૪ માઈલ જેટલી લાંબી

છે. ( આ સ્થળે અમારે એટલું જણાવવું જોઇએ કે ચાર માઇલ જેટલી દીર્ઘ બજાર હોવાનું જે જણાવવામાં આવ્યું છે, તે માત્ર એવી રીતે કે રાજમાર્ગની બન્ને બાજુએ કેવળ એકેક દુકાનજ હોય. તે દુકાનની પાછળ ગામ કે વસ્તી જેવો ભાગ ન હોય. ) પ્રત્યેક દુકાનના આગલા ભાગમાં એક સુંદર વૃક્ષ આવેલું છે. સમગ્ર બજાર સ્વચ્છ અને મનોહર જણાય છે. તેમાં વિવિધ પ્રકારની અસંખ્ય વસ્તુઓ મળી શકે છે. વસ્ત્ર વેચનારાઓ, ઝવેરીઓ તથા યુદ્ધસામગ્રી વેચનારાઓની દુકાનો તો એટલી બધી છે કે તેની ગણત્રી પણ કરવી મુશ્કેલ થઇ પડે. ઝવેરીઓ અને મણિકારોની દુકાને રત્નજડિત અનેક પ્રકારના અલંકારો, સુંદર મોતી જડેલી છરીઓ, અરિસાઓ તથા કૃત્રિમ પક્ષીઓ વેચવાને માટે તૈયારજ રાખવામાં આવે છે. કબાટનાં ખાનાંઓમાં ખુલ્લી રીતે તે વસ્તુઓ ગોઠવી રાખે છે કે જેથી પ્રજાવર્ગ તેને અનાયાસે જોઈ શકે. વસ્ત્ર વેચનારાઓ પણ એવીજ રીતે પોતાનાં કિંમતી વસ્ત્રો ખુલ્લી રીતે ગોઠવે છે. સુગંધી દ્રવ્યો વેચનારાઓની દુકાને અનેક પ્રકારનાં વાસણો, કિંમતી સ્ફટિકપાત્રો તથા અતિ ઉત્કૃષ્ટ સુગંધીદ્રવ્યો મળી શકે છે. ફળ વેચનારાઓની દુકાને ભારતવર્ષમાં ઉત્પન્ન થતાં તમામ પ્રકારનાં સુમિષ્ટ ફળો મળી શકે છે. દારૂ વેચનારાઓની દુકાને જુઓ તો નાચનારી સુંદરીઓ અને મધુર ગીતોથી મનોરંજન કરનારી ગાયિકાઓ તમારી આજ્ઞાપાલન કરવાને સદા તૈયારજ ઉભી હોય ! ટુંકામાં કહું તો સમસ્ત બજાર મહેલાતો, મણિમુક્તાઓ, ખાદ્ય વસ્તુઓ, સુગંધીદ્રવ્યો, મદિરા તથા નાચનારી સુંદરીઓથી પરિપૂર્ણ છે. એક રાજમાર્ગ ઉપર એક હજાર મનુષ્યો દારૂ પીવાને એકત્ર થયાં હોય અને નાચનારી ગણિકાઓ, પ્રેમી જોડાંઓ તથા વિલાસી યુવકોનાં ટોળેટોળાં નજરે પડતાં હોય, છતાં આશ્ચર્ય જેવું તો એજ છે કે તેઓ પરસ્પર કલેશ કે ટંટો કરતાં નથી. મને તો એમજ લાગે છે કે આ સુવિશાળ પૃથ્વીના પડ ઉપર અન્ય કોઇ સ્થળે, અહીંના જેવો આશ્ચર્યકારક દેખાવ પ્રવાસીની દૃષ્ટિએ પડવો અસંભવિતજ છે. " અમે પૂછીએ છીએ કે અધઃપતનનો આથી વિશેષ પ્રબળ હેતુ અન્ય શું હોઇ શકે ?

દક્ષિણપ્રદેશ, વરાડ, ખાંડવપ્રદેશ, માળવા તથા ગુજરાતના શાસનકર્તા તરીકે કુમાર દાનીઆલની નિમણુક કરવામાં આવી. સમ્રાટ અકબરે આ પ્રમાણે ભારતવર્ષના સઘળા અગ્રગણ્ય વિભાગોને પોતાના મોગલ સામ્રાજ્યમાં મેળવી દઇ, અતિ આનંદ અને ઉત્સાહપૂર્વક આગ્રા તરફ પ્રયાણ કર્યું; જો કે તે સમયે પણ દક્ષિણની સીમા ઉપર સ્વતંત્ર હિંદુ રાજાઓ હિંદુગૌરવની રક્ષા કરી રહ્યા હતા, એમ કહેવાની જરૂર નથી.

સમર્થ પુરુષ આજપર્યંત વિશુદ્ધ અંતઃકરણથી સમ્રાટની સેવા કરતો હતો, તેજ પુરુષ સંસારમાંથી સદાને માટે વિદાય થવાની આજે તૈયારી કરી રહ્યો છે; તે આજે સંસારને ત્યજી દઇ સ્વર્ગમાં જવાનું અને સમ્રાટને ત્યજી દઇ સર્વશક્તિમાન પ્રભુના ચરણમાં આશ્રય લેવાનું વિશેષ પસંદ કરતો હોય, એમ જણાય છે. સમ્રાટના પ્રશ્નનો કોઇએ ઉત્તર આપ્યો નહિ અને કવિવરને પુનઃ પુનઃ બોલાવવા છતાં તે જાગૃત થયો નહિ, ત્યારે તેનો શોકાવેગ અત્યંત ઉગ્રભાવે બહાર ઉભરાઇ આવ્યો ! તેણે ઉપરાઉપરિ નિઃશ્વાસો મૂકવા માંડયા અને મસ્તક ઉપર રહેલો રાજમુકુટ પૃથ્વી ઉપર દૂર ફેંકી દીધો. થોડીવાર સુધી આ પ્રમાણે વિલાપ કર્યા પછી તે અબુલફઝલની પાસે ગયો. અબુલફઝલ પણ આ વેળા એક ઓરડામાં જઇ, બંધુવિયોગની શંકાથી રુદન કરતો બેસી રહ્યો હતો. સમ્રાટે ત્યાં જઇ થોડી વાર વાતચીત કરી અને ત્યાર પછી ત્યાંથી રવાના થઇ તે પોતાના મહેલમાં આવ્યો. મહેલમાં આવવા છતાં તેની આંખમાંનાં અશ્રુ હજી સૂકાયાં નહોતાં. ભારતવર્ષનાં એ પણ કમનસીબ કે ફૈઝી જેવો એક ઉદાર નીતિમાન મહાપુરુષ માત્ર ૫૦ વર્ષની વયે ઇ૦ સ૦ ૧૫૯૫ માં માનવલીલાને સંકેલી લઇ સંસારમાંથી ચાલી નીકળ્યો ! સમ્રાટે જૂની દિલ્હીમાં ભારે ધામધૂમપૂર્વક તેનો મૃત દેહ સમાધિસ્થ કરાવ્યો હતો.* તેના પુસ્તકાલયમાં લગભગ ૪૩૦૦ પુસ્તકો હતાં. તે પાછળથી સમ્રાટ અકબરના પુસ્તકાલયમાં ભેળવી દેવામાં આવ્યાં હતાં. ફૈઝીનાં રચેલાં કાવ્યો સમસ્ત ભારતવર્ષમાં ભારે આદરપૂર્વક ગવાય છે. એક અમીર ખુશરૂને જો બાદ કરવામાં આવે તો મુસલમાન વંશમાં ફૈઝીના જેવો અન્ય કવિ ભારતવર્ષમાં બીજો કોઇ હજીસુધી જન્મ્યો નથી એમ કહી શકાય. ફૈઝી બહુ સંતોષી, પરોપકારી તથા ઉદાર હૃદયનો હતો. શત્રુ તથા મિત્ર અને પરિચિત તથા અપરિચિત એ સર્વને તે અંતઃકરણપૂર્વક આવકાર આપતો અને પોતાના ભવનમાં આશ્રય આપતો હતો. ગરીબ અને દરિદ્ર મનુષ્યોનો તો તે એક સગો ભાઇજ હતો, એમ કહેવામાં અત્યુક્તિ નથી. દરિદ્ર મનુષ્યોને ખાનપાનની, વસ્ત્ર આદિની તથા ઔષધની સહાયતા આપવી, એ પોતાનું મુખ્ય કર્તવ્ય છે, એમ તે માનતો હતો. સમ્રાટ અકબર, બાદાઉનીપ્રત્યે બહુજ અસંતુષ્ટ રહેતો હતો અને તેથી તેને રાજદરબારમાં આવવાનો તેણે નિષેધ કર્યો હતો. છેવટે બાદાઉની સમ્રાટની કૃપા પ્રાપ્ત કરવાને અને રાજસભામાં હાજર થવાની અનુમતિ મેળવવાને ફૈઝીપાસે હાજર થયો. ફૈઝીએ અંતે સમ્રાટને વિવિધ પ્રકારે સમજાવી બાદાઉનીને દરબારમાં આવવાની રજા અપાવી અને એ રીતે બાદાઉની ઉપર મહાન ઉપકાર કર્યો; છતાં બાદાઉની જેવા સંકુચિત વિચારવાળા મુસલમાનો ફૈઝીપ્રત્યે કેવી તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી જોતા તેનો કિંચિત્ આભાસ આપવા માટે

* તપાસ કરવા છતાં અમે તેનો પત્તો મેળવી શકયા નથી.

અમે આ સ્થળે માત્ર એકજ વાકય રજુ કરીએ છીએ. બાદાઉની લખે છે કેઃ–"શેખ ફૈઝીએ ખાનગીમાં તથા જાહેરમાં નિરંતર મુસલમાન ધર્મની તથા મુસલમાન કોમની નિંદાજ કરી છે. જે ક્રિયા કરવાનું ઇસ્લામધર્મ ફરમાન કરે છે તેવી ક્રિયા તેણે કદાપિ કરી નથી;એટલુંજ નહિ પણ જે વિધિઓનો ઇસ્લામધર્મ નિષેધ કરે છે,તે વિધિઓને માન આપવામાંજ તે પોતાની મહત્તા માનતો હતો. તેનો સ્વભાવ પણ એટલો બધો નિંદાપાત્ર હતો કે તેના કરતાં હિંદુઓ, યાહુદીઓ તથા ખ્રિસ્તીઓ હજાર દરજ્જે સારા છે, એમ કહી શકાય. તેણે ૪૦ વર્ષપર્યંત કાવ્યોજ લખ્યાં છે; પરંતુ તેમાં ન મળે સૌંદર્ય કે ન મળે કળા. ધાર્મિક ભાવનાઓનો તો તેમાં છાંટો પણ નથી." સંકુચિત દૃષ્ટિવાળા અને ક્ષુદ્ર મતિવાળા મુસલમાનો તે સમયે ફૈઝીના મૃત્યુથી પરમ આનંદિત થયા હતા.

આ પ્રમાણે જેઓ પોતે ઉદાર વિચારના હતા અને જેઓ સમ્રાટની ઉદાર ધર્મનીતિ તથા રાજનીતિને માન આપતાઃ હતા, તેમના પ્રત્યે એવા ક્ષુદ્ર–હૃદયના મુસલમાન આગેવાનો તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા. અનુદાર મુસલમાન શાહેરીઓ સમ્રાટ અકબરને પણ ધિક્કારતા અને તેની વિરુદ્ધમાં બળવો ઉઠાવવા મૂર્ખ મુસલમાનોને ઉશ્કેરતા અને તેનું શું પરિણામ આવ્યું હતું, એ વાત અમે પૂર્વે એકવાર જણાવી ગયા છીએ. તેઓ પોતાના પ્રપંચમાં નિષ્ફળ નિવડવાથી ઢંકાઇ રહેલા અગ્નિની પેઠે મનમાં ને મનમાં બળ્યા કરતા હતા. હવે તેમણે કુમાર સલીમને પોતાના પક્ષમાં મેળવી સમ્રાટ અકબરની વિરુદ્ધ બળવો ઉઠાવવાની ઉશ્કેરણી ફેલાવવા માંડી. મૌલવીઓ સલીમની પાસે આવીને તેની પોતાની સ્તુતિ તથા તેના પિતાની મુક્તકંઠે નિંદા કરવા લાગ્યા. વખત વિચારીને તથા લાગ જોઇને તેઓ સલીમના કાનમાં અયોગ્ય સલાહરૂપી વિષ દાખલ કરવાનું પણ ભૂલતા નહિ. પરિણામ એ આવ્યું કે સલીમની સુબુદ્ધિનો થોડાજ સમયમાં લોપ થયો. સમ્રાટે સલીમને સુધારવા અનેક ઉપાયો અજમાવ્યા પણ તે વ્યર્થ થયા. સલીમને મૂળથીજ વિલાસિતામાં ઉછેરવામાં આવેલો હોવાથી તે મોજશોખને સુખનું સાધન માનતો હતો. તેની આસપાસ હિંદુવિદ્વેષી મુસલમાનો નિરંતર વીંટાયલાજ રહેતા. ખુશામતીઆઓના પંજામાંથી તે ક્ષણવાર પણ મુક્ત થઇ શકતો નહિ અને તેઓ રાતદિવસ તેને ઉશ્કેર્યાજ કરતા. પરિણામે સલીમના અંતઃકરણમાં હિંદુઓપ્રત્યે દ્વેષ વધવા લાગ્યો. અફસોસ ! અકબરની સઘળી આશા ઉપર પાણી ફરી વળ્યું ! તેણે ધાર્યું હતું કે ભવિષ્યના મોગલસમ્રાટોના શરીરમાં હિંદુ લોહી પ્રવાહિત કરવાથી તેઓ હિંદુઓના પક્ષપાતી થશે અને તેથી હિંદુ–મુસલમાનોમાં સુલેહ–સંપ થયા વિના રહેશે નહિ; તે આશા હવે નિષ્ફળ થઇ. કુમાર સલીમ મુસલમાનોને પોતાના પક્ષમાં ખેંચવાને હિંદુઓ ઉપર ત્રાસ વર્તાવવા લાગ્યો. મૌલવીઓને સારું લગાડવાની ઇચ્છાથી તેણે પોતાના પિતાની સુંદર

રાજનીતિનો તિરસ્કાર કરી ખુલ્લી રીતે જણાવી દીધું કે:–" પિતાજી ! મૂર્તિ-પૂજક હિંદુઓનાં મંદિરો તોડી નાખવામાં આપ શામાટે વાંધો ઉઠાવો છો ? " સમ્રાટ અકબર મોગલસામ્રાજ્યને હિંદુમુસલમાનોના સંમિલિત મહારાજ્યરૂપે પરિણત કરવા માગતો હતો, તેથીજ તે આટલો બધો પ્રયત્ન કરતો હતો, એ ગંભીર રહસ્ય સલીમ જેવો વિલાસી કેવી રીતે સમજી શકે ? સલીમનો હિંદુઓ-પ્રત્યેનો તિરસ્કાર તથા ઇસ્લામધર્મપ્રત્યેનો અનુરાગ જોઇ મૌલવીઓ આનંદઘેલા થઈ ગયા. તેઓ સલીમને વિશેષ ઉશ્કેરીને, સમ્રાટ અકબરને સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકી તેને બદલે સલીમને ગાદીએ બેસાડવાના દાવ–પેચો રચવા લાગ્યા. સલીમ આ પ્રપંચજાળમાં ફસાયો તે દુષ્ટ ચારિત્ર્યવાળો, દારૂડીઓ તથા તદ્દન નાસ્તિક હતો, એમ પૂર્વે અમે કહી ગયા છીએ. તેણે મૌલવીઓની ખૂરી સલાહપર કશોજ વિચાર કર્યો નહિ અને ગમે તે રીતે અકબરને પદભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આમ કરવામાં તે ખુદ પોતાને કેટલું નુકસાન કરે છે, તે વાત પણ તે સમજ્યો નહિ.

પિતાએ પુત્રને ક્ષમા આપવી, એજ કર્તવ્ય છે, એમ સમ્રાટ માનતો હતો. તે સલીમને કેવળ સ્નેહદ્વારાજ સુનીતિના માર્ગે વાળવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ કૃતઘ્ની પુત્ર ઉપર તે સ્નેહની કશીજ અસર થઈ નહિ. ઉલટો પિતાના સ્નેહને તે વિષસમાન માનવા લાગ્યો. તે મોહાંધ અને સ્વાર્થાંધજ બની ગયો હતો. રાજગાદીનો વારસ પોતેજ છે, એમ માનવા છતાં તે ધૈર્ય ધારણ કરી શક્યો નહિ. પિતાને સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકવાનાં અને મુસલમાન રૈયતને ઉશ્કેરવાનાં કાવતરાંઓ તે રચવા લાગ્યો. અનુદાર મુસલમાન અમાત્યો સલીમને બહુજ ચાહતા હોવાથી, તેઓ પોતાને સહાય આપ્યા વિના રહેશે નહિ, એમ તે માનતો હતો. જો તે અમાત્યો સલીમને સહાયતા આપવાને તૈયાર ન થયા હોત તો સલીમ કેવળ પોતાનાજ બાહુબળ ઉપર મહાશક્તિશાળી સમ્રાટની વિરુદ્ધ યુદ્ધક્ષેત્રમાં ઉતરવા સમર્થ નહોતો.

સમ્રાટે તેને અનેક સદુપદેશો આપ્યા હતા. એકવાર તો એટલે સુધી કહ્યું હતું કે:– "મારો સદુપદેશ એ તારો એક રીતે સગો ભાઇ છે, એમજ સમજજે. ભાઇ, ભાઇનું જેવી રીતે પાલન કરે એવી રીતે તારે મારા સદુપદેશનું પાલન કરવું જોઇએ." આ સદુપદેશનું છેવટ એજ પરિણામ આવ્યું કે સલીમ પિતાનો કટ્ટો શત્રુ બનીને તેની સામે ઉભો રહ્યો. સમ્રાટ અકબર જે સમયે દક્ષિણ પ્રદેશઉપર વિજય મેળવવાની હિલચાલો કરી રહ્યો હતો, તે સમયે તેણે સલીમને રાજા માનસિંહની સાથે મેવાડ જીતવાને મોકલ્યો; પરંતુ સલીમ તેને બદલે આગ્રાનો કબજો લેવા દોડી ગયો ! તેણે યમુનાને ઓળંગી આગ્રાના મુખ્ય દરવાજા પાસે આવીને ત્યાંના શાસનકર્તાને આગ્રા નગરી પોતાને સ્વાધીન કરવાની આજ્ઞા કરી. તે સમયે ખરું જોતાં આગ્રાજ

યથાર્થ રાજધાની હતી. અસંખ્ય રત્નો તથા જવાહીરો ત્યાંજ રાખવામાં આવતાં હતાં. આગ્રાનો શાસનકર્તા સલીમને આગ્રા સોંપવાને કોઈ રીતે તૈયાર થયો નહિ; તેથી છેવટે સલીમે ત્યાંથી નિરાશ થઈને અલાહાબાદ ઉપર અધિકાર મેળવવા પ્રયાણ કર્યું.

તીક્ષ્ણ બુદ્ધિવાળો રાજા માનસિંહ સલીમનો દાવપેચ આગળથીજ સમજી ગયો હતો. તેથી તેણે તે સમાચાર સમ્રાટ અકબરને વિદિત કર્યા હતા; પરંતુ ઉદારહૃદય સમ્રાટે તે સમાચારની ઉપેક્ષા કરી હતી. તેણે ધાર્યું હતું કે મારા જેવા નિરપરાધી અને સ્નેહી પિતાની સામે મારો પોતાનોજ પુત્ર શત્રુતા દાખવે એ સંભવિત નથી. છેવટે જ્યારે સમાચાર મળ્યા કે સલીમ પોતાનું મેવાડવિજયનું કામ પડતું મૂકી, રાજા માનસિંહથી જૂદો પડીને આગ્રાનો કબજો લેવા દોડી ગયો છે; ત્યારેજ સમ્રાટ તેનું કાવતરૂં કંઇક અંશે સમજી શક્યો. આમ છતાં પોતે તેની દુષ્ટ વાસના સમજી ગયો છે, કિંવા આજ્ઞાનું ઉલ્લંઘન થવાથી પોતાને અસંતોષ થયો છે, એવો લેશ પણ ઉલ્લેખ સમ્રાટે પોતાના પત્રમાં કર્યો નહિ. પુનઃ તેણે સલીમને રાજા માનસિંહની સાથે રહેવાની અને તેની સાથે રહી બંગાળનો બળવો શમાવવાની સૂચના અતિ સ્નેહપૂર્વક લખી મોકલી.

કુમારને મન પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ કાંઇ મહત્ત્વની વાત નહોતી.તેણે પૂર્વે જેમ પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હતું તેમ આ પ્રસંગે પણ કર્યું. સમ્રાટ અકબરની માતાએ પૌત્ર–સલીમને મળી તેને યોગ્ય સલાહ આપી સન્માર્ગે વાળવાની ભાવનાથી સલીમની પાસે જવાની તૈયારી કરી; પરંતુ પોતાની વૃદ્ધ પિતામહી પોતાને મળવા આવે છે એવા સમાચાર સાંભળતાંજ તે એક ઉતાવળી ચાલવાળી નૌકામાં બેસી દૂર નાસી ગયો. પિતામહીનો યોગ્ય આદર–સત્કાર સલીમ તરફથી થવાની આશા વૃથા હતી. સમ્રાટની માતા આ વાત સમજતી હોવાથી તે દીલગીર ન થતાં પોતાના નિવાસસ્થાને પાછી ફરી.

આ તરફ સલીમે અલાહાબાદ ઉપર અધિકાર મેળવ્યો. ત્યાં તેને ૩૦ લાખ મુદ્રા પ્રાપ્ત થઇ. હવે, તેને એટલો બધો ગર્વ આવી ગયો કે તેણે પિતાની હૈયાતીમાંજ "સમ્રાટ" ની ઉપાધિ લીધી અને પિતાની સાથે ખુલ્લી રીતે હરિફાઇ કરવાને બહાર પડયો. જો કે તે કેવળ પોતાના સ્વાર્થ અર્થેજ સઘળાં કાવતરાં રચતો હતો, તોપણ મુસલમાન પ્રજાને પોતાની તરફ ખેંચવાને માટે તે એમજ કહેતો કે "મારો પિતા વિધર્મીઓને રક્ષણ આપતો હોવાથી, કેવળ ઇસ્લામધર્મના સંરક્ષણાર્થેજ હું બળવાખોરતરીકે બહાર પડયો છું." મુસલમાન પ્રજાને સમ્રાટ અકબરની શક્તિ અને પ્રતાપનો બહુજ સારી રીતે પરિચય થઇ ચૂક્યો હતો, તેથી તેઓ સલીમને જો કે ખુલ્લી રીતે મદદ આપવાને બહાર આવ્યા નહિ તોપણ તેમણે ગુપ્તરીતે સલીમને બનતી સહાય આપવાનું સ્વીકાર્યું હતું. સલીમે સમ્રાટને

પોતાની સત્તા દર્શાવવાની વાસનાથી પોતાની મહોરવાળી સોના-રૂપાની કેટલીક મુદ્રાઓ તેની પાસે મોકલી આપી. પુત્રની સાથે યુદ્ધ કરવા સજ્જ થવું, એ યોગ્ય ન ગણાય એમ ધારી અકબરે સ્નેહામૃતદ્વારા પુત્રને વશીભૂત કરવાનો પ્રયત્ન કર્યો. પ્રેમપૂર્ણ અને સ્નેહસૂચક પત્રો લખી તેને શાંત કરવાને સમ્રાટે પોતાથી બનતું કર્યું; પણ સ્નેહ કે પ્રેમવડે સર્પ શું વશીભૂત થાય? સલીમ એક ઝેરી સર્પ હતો, તેથી સમ્રાટની સઘળી સહૃદયતા નિષ્ફળજ નિવડી! તેના સઘળા પ્રયત્નો વ્યર્થજ થયા!

જે પુરુષો પોતાની સ્વાભાવિક ઉદારતાવડે સમ્રાટની શાસનનીતિને અને ધર્મનીતિને અંતઃકરણપૂર્વક ટેકો આપતા હતા, તેઓમાંનો મોટો ભાગ અત્યારપૂર્વેજ આ ફાની દુનિયાનો ત્યાગ કરી ચૂક્યો હતો. સમ્રાટના અનુદાર મુખ્ય મુસલાન અમાત્યોએ વિચાર કર્યો કે હવે જો એકમાત્ર અબુલફઝલ, અકબરની પાસેથી કેમે કરતાં દૂર થાય, તો સમ્રાટ અકબર પોતાના સઘળા વિચારો ફેરવ્યા વિના રહે નહિ. સંકુચિત વિચારના અમાત્યો અબુલફઝલને અંતઃકરણપૂર્વક તિરસ્કારતા હતા. તેથી તેમણે ગમે તે રીતે તેનું ખૂન કરવાનું કાવતરૂં રચ્યું.

અકબર અબુલફઝલને અંતઃકરણપૂર્વક ચાહતો હતો, તેના ઉપર વિશ્વાસ રાખતો હતો અને તેની સલાહને માન આપતો હતો. અબુલફઝલ પોતે પણ સમ્રાટને એક દેવની માફક સમજતો અને તેના પ્રત્યે શ્રદ્ધા અને માનની દૃષ્ટિથી જોઈ, તેની આજ્ઞાનું તન-મન-ધનના ભોગે પાલન કરતો હતો. અબુલફઝલ મહાબુદ્ધિશાળી પુરુષ હતો. તેનું હૃદય પણ તેટલુંજ ઉદાર હતું. સર્વ ધર્મોપ્રત્યે તે સમાનભાવ રાખતો હતો. તેણે કદાપિ હિંદુધર્મનો તિરસ્કાર કર્યો ન હતો, કે હિંદુઓને ત્રાસ આપ્યો ન હતો. તેનામાં અનેક ગુણો હતા તેથીજ સમ્રાટનો તેના ઉપર અપાર પ્રેમ હતો. ગુણોદ્વારા કોણ પરાજિત થતું નથી? ખરૂં જોતાં આપણે સર્વ ગુણોનાજ પૂજારી છીએ. અતિ સામાન્ય અવસ્થામાંથી વિશાળ મોગલ સામ્રાજ્યના સર્વપ્રધાન અમાત્યના પદે અબુલફઝલ પહોંચ્યો અને રાજ્યનો અતિ માનનીય આગેવાન થયો, તેમાં કેવળ તેના સદ્‌ગુણોજ એકમાત્ર હેતુરૂપ હતા. સમ્રાટે એકવાર આનંદમાં આવી જઈ અબુલફઝલને ૫૦ હજાર મુદ્રાનું ઈનામ આપ્યું હતું. તેની દાનશીલતા પણ એટલી બધી હતી કે તેનું વર્ણન થઈ શકે નહિ. એમ કહેવાય છે કે તેના રસોડામાં અનેક રસોઇયાઓ હતા. તેનો પુત્ર અબ્દુલ રહેમાન અબુલફઝલના રસોડાનો મુખ્ય અધ્યક્ષ હતો. તે દક્ષિણ પ્રદેશમાં રહેતો ત્યારે પણ રોજ નવાં નવાં વિવિધ પકવાન્નો તૈયાર કરી રાજ્યના અમલદારોને વહેંચી આપતો હતો. હરકોઇ ગરીબ મનુષ્ય પ્રાતઃકાળથી લઇને રાત્રિના બે પહોર વીતવા સુધીમાં અબુલફઝલના રસોડામાં આવી સંતોષપૂર્વક ખીચડીનો આહાર કરી શકતો હતો. દરિદ્રીને ધનદાન આપવામાં અને દુઃખીઓનાં દુઃખ દૂર કરવામાં તેણે કદાપિ પાછી

પાની કરી નહોતી. તે પોતે પણ પુષ્કળ પ્રમાણમાં ભોજન કરી શકતો હતો. એક લેખક જણાવે છે કે પાણીના વજન ઉપરાંત તે રોજ બાવીશ શેર જેટલું ભોજન લેતો અને તે સહેલાઇથી પચાવી શકતો. તેણે પોતે તો શું પણ તેના કોઇ સગા-સંબંધીએ પણ કોઇના પ્રત્યે કોઇ સમયે સખ્ત શબ્દનો પ્રયોગ કર્યો નહોતો. કદાચ કોઇ નોકર ભૂલ કરે તોપણ તેને ઠપકો આપવાને બદલે યુક્તિથી સમજાવવાની તેના કુટુંબમાં ચાલ પડી ગઇ હતી. દાખલાતરીકે કોઇ સમય રસોઇમાં કાંઇ બગાડો થતો, ત્યારે અબુલફઝલ રસોઇયાની નિંદા કરવાને બદલે કે તેને સીધી રીતે ઠપકો આપવાને બદલે, પેલી બગડેલી રસોઇ પોતાના પુત્રને જમવાની ભલામણ કરતો. પુત્ર અર્થાત્ ભોજનખાનાનો અધ્યક્ષ તે રસોઇને ચાખીને અબુલફઝલનો મનોભાવ સમજી જતો. ત્યારબાદ તે પોતે પણ રસોઇયાને ઠપકો આપવાને બદલે પેલી બગડેલી રસોઇ રસોઇયાને જમવાની આજ્ઞા કરતો. આ પ્રમાણે મધુરભાવે એક નોકરની ભૂલ તેને જણાવવામાં આવતી. અબુલફઝલ તથા તેનું કુટુંબ કેવા મધુર સ્વભાવનું હશે, તેનો કિંચિત્ આભાસ આપવાને ઉપલું એક ઉદાહરણ બસ થઇ પડશે. અબુલફઝલે કદાપિ કોઇ નોકરને નોકરીમાંથી કાયમને માટે દૂર કર્યો નહોતો. કોઇ નોકર ગંભીર ગુન્હો કરતો ત્યારે તેને રજા આપવાને બદલે તેની સાથે રહીને કામ કરે એવો એક બીજો નોકર તે નિમી દેતો. આ પ્રમાણે અબુલફઝલને ત્યાં ઘણાખરા નોકરો તો બેઠા બેઠા મફતનોજ પગાર ખાતા હતા. મુસલમાન ગઘલેખોમાં તો અબુલફઝલ અપૂર્વ અને અતુલનીયજ હતો. અન્ય ધર્માવલંબીઓ સાથે ધર્મચર્ચા કરવાની જરૂર પડતી ત્યારે સમ્રાટ અબુલફઝલને આગળ કરતો. શાસ્ત્રાર્થ કરવા આવનારા પંડિતો અબુલફઝલનું પાંડિત્ય તથા યુક્તિકુશળતા અનુભવીને દિઙ્મૂઢજ થઇ જતા હતા. દેશાચાર કે કુળાચારસંબંધી અંધશ્રદ્ધા નહિ રાખતાં કેવળ યુક્તિથી અને વિવેકબુદ્ધિથી પ્રશ્નોના નિર્ણયો કરવાની અબુલફઝલને ટેવ હતી. આથી મુસલમાનો અબુલફઝલ પ્રત્યે સદા ધિક્કાર દર્શાવતા, અને સમ્રાટની ઉદાર ધર્મનીતિનું સમર્થન કરવા માટે તેને દોષપાત્ર લેખતા હતા. અબુલફઝલ મુસલમાનધર્મનો વિરોધી છે, એવા પણ આક્ષેપો તેના ઉપર મૂકવામાં આવતા હતા. તે પોતે મહાશક્તિશાળી તેમજ સમ્રાટનો પરમ પ્રેમપાત્ર હોવાથી તેના મુસલમાન દુશ્મનો તેને કશીજ હાનિ કરી શકતા ન હતા; પરંતુ લાગ આવતાં અબુલફઝલને યોગ્ય દંડ આપવાની વૈરવૃત્તિ અનેકોના મનમાં ધુંધવાતી હતી. ઘણા લાંબા સમયે હવે તેમને તક મળી. અમે જે સમયની આ સ્થળે વાત કરીએ છીએ, તે સમયે અબુલફઝલ દક્ષિણ પ્રદેશમાં રહેતો હતો અને ત્યાં સંધિવિગ્રહોની હિલચાલો કરી રહ્યો હતો. સમ્રાટે તેને એક પત્ર લખીને જણાવ્યું કે એક ગંભીર કાર્યના સંબંધમાં મારે તમારી સલાહ લેવાની ખાસ જરૂર હોવાથી બની શકે તેટલી ત્વરાથી આગ્રા તરફ રવાના થશો. આ સમયે કુમાર સલીમ અને સમ્રાટ વચ્ચે

સદ્ભાવ રહ્યો નહોતો. સલીમ તે વેળા એક બળવાખોરરૂપે અલ્લાહાબાદમાં રહેતો હતો. સમ્રાટના મુસલમાન અમાત્યોએ અબુલફઝલ ઉપરના પત્રનો સારાંશ સલીમને ગુપ્ત રીતે જણાવી દીધો. સલીમ જાણતો હતો કે અબુલફઝલ મને મારા કુકર્મનો બદલો, તેમજ સમ્રાટને પણ તેવીજ સલાહ આપ્યા વિના રહેશે નહિ. અબુલફઝલ અનીતિને અને વિલાસિતાને ધિક્કારતો હતો, એ વાત પણ સલીમ સમજતો હતો, તેથી તેણે વિચાર કર્યો કે અબુલફઝલને માર્ગમાંજ મારી નખાવ્યો હોય, તો મારી વિરુદ્ધ સમ્રાટને ઉશ્કેરે એવો કોઈ પણ અમલદાર રાજ્યમાં રહે નહિ. દક્ષિણમાંથી આગ્રા જવાના માર્ગમાં વીરસિંહ નામનો એક લૂંટારો રહેતો હતો. તેણે લૂંટફાટ તથા ખૂનામરકીદ્વારા અનેક સ્થળે ત્રાસ વર્તાવ્યો હતો. આગ્રા જવા માટે અબુલફઝલ પોતાની સાથે થોડા સૈનિકોને લઈ ક્રમે ક્રમે ઉક્ત પાપાત્માના પાપક્ષેત્રની નજીકમાં આવી પહોંચ્યો. આગ્રા ખાતે પહોંચવાની ઉતાવળ હોવાથી તેણે વિશેષ લશ્કર પોતાની સાથે રાખ્યું ન હતું. થોડા ઘણા જે સૈનિકો તેણે સાથે લીધા હતા, તેમાંથી પણ અનેકોને પાછળ રાખી એક દિવસે તે પેલા દુષ્ટ લૂંટારાની સીમામાં આવી પહોંચ્યો. ગણ્યાગાંઠયા નોકરોને સાથે લઈને તે વેગપૂર્વક આગળ ચાલતો હતો; એટલામાંજ તેમને એક ફકીર સામે મળ્યો. ફકીરે અબુલફઝલને ઘડીવાર ઉભો રાખીને કહ્યું કેઃ–" વીરસિંહના હાથથી કાલે તમારૂં ખૂન થશે." અબુલફઝલે તેનો ઉત્તર આપતાં કહ્યું:–" હું મૃત્યુથી ડરતો નથી. મૃત્યુને રોકવાને જગતમાં કોણ સમર્થ છે ?" છેવટે તે પોતાના સ્વાભાવિક નિયમ પ્રમાણે પેલા ફકીરને અમુક દાન આપી મધુર વચનોવડે સંતોષીને મૃત્યુના પંજામાં સપડાવાને આગળ ચાલ્યો. આવતી કાલે શુક્રવાર હતો. પ્રાતઃકાળે તે વહેલો ઉઠ્યો અને ઉપાસના વગેરેમાંથી નિવૃત્ત થઈ નિર્મળ સ્વચ્છ વસ્ત્રો પહેરી પોતાના તંબુમાંથી બહાર નીકળ્યો. તે વેળા તે પ્રદેશના સંખ્યાબંધ જાગીરદારો તથા રાજના નોકરો તેમજ ૨૦૦ જેટલા ઘોડેસ્વારો અબુલફઝલને વિદાયગીરીનું માન આપવાને તેના તંબુ પાસે હાજર થયા હતા. અબુલફઝલે તે સર્વેને મધુર વાર્તાલાપદ્વારા સંતુષ્ટ કરી સ્વસ્થાને જવાની આજ્ઞા આપી. જમીનદારો વગેરે ગયા એટલે તેણે પોતે પણ આગ્રાભણી જવાની તૈયારી કરી; પરંતુ અબુલફઝલનો તંબુ હજી ઉપડયો નહોતો તેમ તેના નોકરો પણ જવાને તૈયાર થયા ન હતા, એટલામાંજ અકસ્માત્ વીરસિંહે અબુલફઝલ ઉપર હલ્લો કર્યો. હલ્લો થતાંની સાથેજ અબુલફઝલના સૈનિકોમાં ગભરાટ ફેલાયો. હલ્લો કોણે કર્યો તથા કયાંથી કર્યો તેનો સમજવા જેટલો, તેમ શસ્ત્રઅસ્ત્રો ધારણ કરવા જેટલો પણ વખત તેમને મળ્યો નહોતો. એક બહાદર સૈનિકે અબુલફઝલની પાસે દોડી જઈને સવિનય વિનતિ કરી કેઃ–" આ પ્રસંગે આપે ગમે તે રીતે નાસી છૂટવું જોઈએ." અબુલફઝલે તેને તીવ્ર સ્વરે ઉત્તર આપ્યો કેઃ– " શું તમે મને પીઠ બતાવવાની સલાહ આપો છો?" એટલું કહીને તે પોતાનું

આત્મરક્ષણ કરવા લાગ્યો: શત્રુઓની સંખ્યા ૫૦૦ જેટલી હતી, તેમજ તેઓ સર્વે અશ્વબદ્ધ હતા: તેમણે આંખો મીંચીને જે આવે તેની હત્યા કરવા માંડી તથા શરણે આવે તેમને કેદ કરવા માંડયા. યુદ્ધ ચાલતું હતું એવે સમયે એક સાહસી નોકરે અબુલફઝલના અશ્વની લગામ પકડીને કહ્યું કે:–" આપે આ પ્રસંગે અહીં રહેવું યોગ્ય નથી. મહેરબાની કરીને આપ અહીંયી સહિસલામત નાસી જાઓ, એજ અમારી એકમાત્ર પ્રાર્થના છે. આપ જે કાર્ય અહીં બજાવી શકશો તે કાર્ય અમે પણ બજાવી શકીશું." છતાં અબુલફઝલે ત્યાંથી પલાયન કર્યું નહિ; એટલામાં એક શત્રુએ પાછળથી ધસી આવીને અબુલફઝલના વાંસામાં એક તીવ્ર ભાલો માર્યો. ભાલાની અણી અબુલફઝલના શરીરનો ભેદ કરી છાતીમાં થઇને બહાર નીકળી ! મહાત્મા અશ્વ ઉપરથી નીચે ઢળી પડયો. તેજ ક્ષણે બીજા એક શત્રુએ આગળ આવી મહાત્માના મસ્તકને તરવારના એક ઝટકાવડે શરીરથી જુદું કરી નાખ્યું. ત્યારબાદ કેદીઓને છુટા મૂકી તેઓ ત્યાંથી નાસી ગયા. વીરસિંહનાં માણસોએ અબુલફઝલની કોઈ પણ વસ્તુનો સ્પર્શ કર્યો નહિ, તેમજ તેની છાવણીમાં પણ પ્રવેશ કર્યો નહિ. તેઓ માત્ર અબુલફઝલનું મસ્તકજ લઇને ચાલ્યા ગયા. આસાદબેગ પોતે લખે છે કે:–"હું ઉક્ત ખૂનના ખેદકારક સમાચાર સાંભળી તે સ્થાને હાજર થયો હતો અને અબુલફઝલની રત્નપૂર્ણ કિંમતી પેટીઓ તથા ૪–૫ લાખ રૂપિયાની કિંમતવાળી અન્ય સામગ્રી, વિનાજોખમે ત્યાંથી આગ્રાખાતે લઈ ગયો હતો."

સલીમે લખ્યું છે કે અબુલફઝલનું ખૂન કરવાનો તેણે પોતેજ વીરસિંહને હુકમ કર્યો હતો. વીરસિંહે કેવળ પુષ્કળ ઈનામની લાલચથીજ સલીમના હુકમને માન આપી તેનું ખૂન કર્યું હતું અને તેનું મસ્તક સલીમની પાસે અલાહાબાદ મોકલી દીધું હતું.

આ રીતે એક મહાત્મા પુરુષે સંસારમાંથી સદાને માટે વિદાયગીરી લીધી ! એક સ્વદેશહિતૈષી પુરુષ સ્વદેશીઓનાજ કાવતરાનો ભોગ થઇ પડયો ! ખરેખર, આ બનાવ હતભાગી ભારતભૂમિનું યથાર્થ હતભાગ્યજ સૂચવે છે. જો તેમ ન હોત તો જે મહાપુરુષો ભારતવર્ષને ઉન્નત બનાવવાના ભગીરથ પ્રયત્નો કરતા હતા તેઓ આમ એક પછી એક શામાટે ચાલી નીકળે ? આસાદબેગે યથાર્થજ કહ્યું છે કે:– "અબુલફઝલ તેના સમયના પ્રતિભાશાળી પુરુષોમાં એક મહાન પ્રતિભાશાળી પુરુષ મનાતો હતો. તે જમાનામાં તે એક દુર્લભ રત્નસ્વરૂપજ હતો."

અબુલફઝલનું ખૂન થયું, પણ તે ખૂનસંબંધી સમાચાર અકબરને કેવી રીતે પહોંચાડવા તે એક ગંભીર પ્રશ્ન થઈ પડયો. સમ્રાટ તેને અંતઃકરણપૂર્વક ચાહતો હતો અને હૃદયના સાચા ભાવથી તેનાપ્રત્યે શ્રદ્ધા રાખતો હતો. તે સમયે એવો રિવાજ હતો કે જ્યારે કોઇ રાજકુમાર મૃત્યુ પામે ત્યારે તેના અમાત્યો શોકસૂચક શ્યામ વસ્ત્ર કેડે વીંટાળી દીનભાવે–અવનત મસ્તકે સમ્રાટ પાસે હાજર થતા. રાજ-

કુમારના મૃત્યુસંબંધે જે રિવાજ હતો તેજ રિવાજને અનુસરી અબુલફઝલનો વિશ્વાસુ પ્રધાન સમ્રાટ અકબર પાસે હાજર થયો. અબુલફઝલના અકાળમૃત્યુસંબંધી સમાચાર સાંભળતાંની સાથેજ સમ્રાટ અકબરનાં નેત્રોમાંથી અશ્રુધારા વહી નીકળી! પ્રિય મિત્રનો સદાનો વિયોગ થયો જાણી તેનું હૃદય ચીરાવા લાગ્યું. તેનો પોતાનો પુત્ર ગુજરી જવા છતાં પણ સમ્રાટે આટલો બધો ખેદ અને વિલાપ કર્યો નહોતો. અકબરે ત્યારપછી કેટલાક દિવસ સુધી કોઈની સાથે વાર્તાલાપ કર્યો નહિ કે કોઈની મુલાકાત પણ કરી નહિ. કોઇપણ પ્રકારનું રાજકાર્ય કરવાનું પણ માંડી વાળ્યું! પ્રિયમિત્ર અબુલફઝલના વિયોગદુઃખથી તે નિરંતર ગમગીન રહેવા લાગ્યો. જે મુસલમાન અમાત્યોએ અબુલફઝલનું આવું કરપીણ ખૂન કરવામાં સલીમને સહાયતા આપી હતી, તેઓ સમ્રાટનો હદ ઉપરાંતનો ખેદ જોઇ ભયથી ધ્રૂજવા લાગ્યા. તેમણે વિચાર કર્યો કે જો અકબરને આપણા કાવતરાંની જરા પણ બાતમી મળશે તો તે જડમૂળમાંથી આપણું નિકંદન કર્યા વગર રહેશે નહિ. આથી તેઓ પોતાના પ્રાણનો બચાવ કરવા જાહેરમાં કહેવા લાગ્યા કે કેવળ સિંહાસનના લોભથીજ સલીમે અબુલફઝલનું ખૂન કરેલું હોવું જોઇએ. સમ્રાટે તેમનો બચાવ સાંભળી, આંખમાંથી અશ્રુધારા વહેવડાવતાં કહ્યું કે:–" સલીમને સમ્રાટપદજ જોઇતું હતું, તો પછી તેણે મારૂં ખૂન કરવાને બદલે મારા પરમ પ્રિયમિત્ર અબુલફઝલનું શામાટે ખૂન કર્યું? મારા મિત્રને બદલે હુંજ મરાયો હોત તો કેવું સારૂં!" હા! બંધુસ્નેહ!

અનુદાર મુસલમાનો એમજ સમજતા કે અકબરની ઉદાર રાજનીતિ અને ધર્મનીતિ એ કેવળ અબુલફઝલનીજ અયોગ્ય સલાહનું પરિણામ છે. અને તેથીજ તેઓ અબુલફઝલના ખૂનના કાવતરાંમાં જોડાયા હતા. તેમને જ્યારે તે ખૂનવિષેના સમાચાર મળ્યા ત્યારે તેઓ હર્ષઘેલા થઇ ગયા. સલીમે અબુલફઝલ જેવો રાજ્યનો એક મહાન કાંટો દૂર કર્યો, એમ માની તેઓ સલીમની ખુશામત કરવા લાગ્યા. ચતુર સલીમ પણ પોતાનો સ્વાર્થ સાધવાની વાસનાથી તે ખુશામતીઆઓને ઉશ્કેરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે અબુલફઝલજ મારા પિતાને અયોગ્ય સલાહો આપી ઇસ્લામધર્મની વિરુદ્ધ વર્તાવતો હતો; એટલા માટેજ મેં તેનું ખૂન કરાવ્યું છે. સલીમના ઉક્ત શબ્દો સાંભળી સંકુચિત મતિના મુસલમાનો બહુજ ખુશી થયા અને તેમણે સલીમને બન્ને હાથ પ્રસારી આશીર્વાદ આપ્યા અને સલીમની ઉન્નતિમાટે ઇશ્વર પાસે પ્રાર્થના કરી. આ પ્રમાણે સલીમ પોતાના એક દુષ્કાર્યદ્વારા અનુદાર મુસલમાનોને પોતાના તરફ અધિક આકર્ષી શક્યો.

પોતાના પ્રિય મિત્રનું ખૂન કરનાર કુપુત્રને મોગલસામ્રાજ્યનું અધિપતિપણું ન આપવું એવો સમ્રાટે નિશ્ચય કર્યો; તેમજ વીરસિંહ જેવા નરાધમને તેના કૃત્યનો બદલો આપવાની પણ દૃઢ પ્રતિજ્ઞા કરી. તેણે વીરસિંહની વિરુદ્ધ લડવાને

માટે અબુલફઝલના પુત્રને, રાજા રાજસિંહને, રાજા પત્રદાસને તથા રાયરાયણને એક પ્રબળ સેના આપી રવાના કર્યા. ઉક્ત સરદારોને સમ્રાટે પોતે એવી ખાસ આજ્ઞા કરી કે ગમે તે ભોગે પણ વીરસિંહનું મસ્તક મારી આગળ આવવું જોઈએ. જ્યાંસુધી હું તેનું છિન્નમુંડ મારી દૃષ્ટિએ નહિ નિહાળું ત્યાંસુધી મારો મિત્રવિયોગી આત્મા કદિ પણ શાંત થશે નહિ. વીરસિંહ જેવો એક લૂંટારો મોગલ પરાક્રમની સામે ક્યાંસુધી ટક્કર ઝીલી શકે ? તે આત્મરક્ષા કરવા એક સ્થળેથી બીજે સ્થળે, એમ નાસભાગ કરવા લાગ્યો. મોગલસૈન્યે પણ તેનો પીછો પકડ્યો અને તેની પાછળ હલ્લાઓ કરવા માંડ્યા. છેવટે વીરસિંહે નછૂટકે ૪૦૦ સૈનિકોની સાથે એક કિલ્લાનો આશ્રય લીધો. મોગલસેનાએ પણ વિનાવિલંબે તે કિલ્લાની આસપાસ ઘેરો ઘાલી પડાવ નાખ્યો. કિલ્લાની પાસેજ એક નદી આવેલી હતી. જ્યારે રાત્રિ પડી અને દિશાઓમાં ગાઢ અંધકાર ફેલાવા લાગ્યો ત્યારે સર્વ સૈનિકો શાંતરીતે નિદ્રા લેવાની તૈયારીઓ કરવા લાગ્યા. વીરસિંહ મોગલસેનાની સ્થિતિ સમજી ગયો. તેણે મોગલોના વિશ્વાસનો લાભ લઇ કિલ્લામાંથી બહાર છટકી જવાનો વિચાર કર્યો; અને રાત્રે મોગલ લશ્કર મીઠી ઉંઘ લઇ રહ્યું હતું, તે સમયે વીરસિંહ નદીકિનારા ઉપર આવેલા ભાગમાં એક મોટું ગાબડું પાડી તેમાં થઇને અશ્વની સાથે નદીમાં કૂદી પડ્યો ! તુરતજ મોગલોમાં ગભરાટ ફેલાયો; પરંતુ તેઓ તૈયાર થાય તેટલામાં તો વીરસિંહ નદી ઉતરીને ક્યાંનો ક્યાંય નાસી ગયો ! મોગલસેનાપતિઓ વીરસિંહના પલાયન માટે પરસ્પરને દોષ આપવા લાગ્યા. “ પોતાની ભૂલ થઇ છે ” એમ કોઈ સેનાપતિએ કબૂલ કર્યું નહિ. વીરસિંહના પલાયનના સમાચાર સમ્રાટને પહોંચાડવામાં આવ્યા; પરંતુ કયા સેનાપતિની ગફલતથી વીરસિંહ છટકવા પામ્યો તેનો નિર્ણય થઇ શક્યો નહિ. સમ્રાટને આથી બહુ ક્રોધ ચડ્યો. તેણે કયા સેનાપતિની અસાવધાનીથી દુશ્મન નાસી ગયો તેનો નિર્ણય કરવા સારૂ આસાદબેગને રવાના કર્યો. આસાદબેગે એક વિશાળ વસ્ત્ર ઉપર કિલ્લાનો અને નદીનો આબેહુબ નકશો તૈયાર કર્યો; અને વીરસિંહ જે સ્થળેથી ગાબડું પાડીને નાસી ગયો હતો તે ભાગ પણ તેમાં ચીતર્યો. કિલ્લાની આસપાસ જે જે સેનાપતિઓની જે જે સ્થળે છાવણીઓ આવેલી હતી તે તે છાવણીઓનું પણ તેમાં ચિત્ર કહાડ્યું. ત્યારબાદ તેના ઉપર પ્રત્યેક સેનાપતિની સહી તથા મહોર લઈ તે નકશો સમ્રાટ અકબર પાસે પોતે જાતે હાજર કર્યો. આસાદબેગ જેવો સમ્રાટ પાસે હાજર થયો કે તુરતજ સમ્રાટે પ્રશ્ન કર્યો કે કોની ગફલતથી તે નાસી જવા પામ્યો ? આસાદે મસ્તક નમાવી સવિનય ઉત્તર આપ્યો કે “એ સર્વ વૃત્તાંત હું આપની પાસે રજુ કરૂં છું.” સમ્રાટ અકબર પોતાના પ્રિય મિત્રનું ખૂન કરનાર વીરસિંહને સજા આપવા એટલો બધો આતુર થઇ રહ્યો હતો કે આસાદબેગનું વૃત્તાંત

સાંભળવા જેટલું ધૈર્ય રાખવું પણ તેને માટે મહા કઠિન કાર્ય થઇ પડયું હતું. અંતે આસાદનું ચિત્ર તથા તેનું વર્ણન સમ્રાટે સંપૂર્ણ લક્ષમાં લીધું. ઉપસંહારમાં આસાદબેગે કહ્યું કેઃ-" કોઇ પણ સેનાપતિએ ઇરાદાપૂર્વક વીરસિંહને નાસી જવા દીધો હોય, એમ મને લાગતું નથી. ખરૂં કહીએ તો આ ભૂલમાં સઘળા સૈનિકો વધતે-ઓછે અંશે જવાબદાર છે." એટલામાં રાજસભાનો એક સભાસદ બોલી ઉઠયો કેઃ-" એ બચાવ નહિ ચાલે, અસાવધાનતા કિંવા ભૂલ એજ અપરાધ છે અને તેને માટે સેનાપતિઓને યોગ્ય સજા થવી જોઇએ." આસાદે જણાવ્યું કેઃ—" જો કોઇ પણ મનુષ્યે ઇરાદાપૂર્વક કોઇ દુષ્ટ કાર્ય કર્યું હોય, તોજ તેને અપરાધી ગણવો ઉચિત છે. અસાવધાનતાને ગંભીર અપરાધ માની લેવો, એ ઠીક ન ગણાય." સમ્રાટે છેવટે એ ચર્ચાનો અંત આણતાં કહ્યું કે, "આસાદનું કહેવું હું માન્ય રાખું છું." આવી રીતે આસાદબેગના ન્યાયી બચાવને પ્રતાપે સઘળા સૈનિકો ગંભીર સજામાંથી બચી ગયા. વીરસિંહ જો કે નાસી જવામાં ફતેહમંદ નિવડયો હતો, તોપણ નાસતાં નાસતાં કેટલાક આઘાતો તેને સહન કરવા પડયા હતા અને તેની સમસ્ત મિલ્કત લૂંટી લેવામાં આવી હતી. આ તરફ સમ્રાટ અકબરના દહાડા પણ ભરાઈ આવ્યા હતા, તે જો વધારે દિવસ જીવતો રહી શકયો હોત તો વીરસિંહ જેવા નરાધમનો પ્રાણ લીધા વિના રહેત નાહ.

ગ્વાલિયરથી ૧૫ માઇલ ઉપર, દક્ષિણ-પૂર્વ ખૂણામાં અંત્રિનામક સ્થાને મહાત્મા અબુલફઝલનું સમાધિમંદિર ભાંગીતૂટી અવસ્થામાં આજે પણ જોઇ શકાય છે. હવે તેની સંભાળ લેવાની કે તેને સન્માન આપવાની ભારતવાસીઓને શું જરૂર છે ?

# अष्टादश अध्याय—शासननीति

"રાજાઓનો ન્યાય અને સારો રાજ્યકારભાર એજ તેમની પ્રભુતા છે." અકબર

સમ્રાટ અકબરના મનોહર જીવનબાગમાં ફરતા ફરતા હવે આપણે તેના એક ઉત્કૃષ્ટ વિભાગમાં આવી પહોંચ્યા છીએ. યુરોપની સભ્ય પ્રજા પણ કહે છે કે જે રાજા પોતાની પ્રજાના હિતાર્થે પોતાનાં તન-મન-ધનનો ભોગ આપવાને તૈયાર ન થાય, તે રાજા રાજગાદીને યોગ્ય નથી. આ નિયમથી જોતાં પણ આટલું તો સિદ્ધ થશેજ કે અકબર રાજસિંહાસનને માટે યોગ્ય હતો, એટલુંજ નહિ પણ તેણે એક રાજાતરીકેનું સિંહાસન અપૂર્વરીતે શોભાવ્યું હતું. અકબરના જીવનરૂપી કુંજમાં પ્રજાહિતકારક 'કૃત્યોરૂપી કુસુમો સુંદરરૂપે ખીલી નીકળેલાં જણાઈ રહે છે.

**શાસનનીતિ**—સમ્રાટની રાજનીતિ ઘણીજ ઉચ્ચ પ્રકારની, ઉદારતાપૂર્ણ તથા લોકહિતકર હતી. તેણે રાજાઓનાં કર્તવ્યોનો નર્ણય કરતાં એક સ્થળે જણાવ્યું છે કે, " પ્રજાના સર્વ પ્રકારના કલ્યાણમાં રાજા એજ મુખ્ય કારણરૂપ છે; અર્થાત્ રાજાની ઉપરજ પ્રજાની ઉન્નતિ-અવનતિનો મુખ્ય આધાર છે. ગુણોની કદર કરીને તથા ન્યાયપૂર્વક રાજનીતિને વળગી રહીને ઇશ્વરનો આભાર માનવો, એ રાજાઓનું પ્રધાન કર્તવ્ય છે. ગુણાનુરાગ તથા ન્યાયપ્રિયતાદ્વારા ઇશ્વરની પૂજા કરવી એજ રાજાઓને માટે બસ છે. જુલમી થવું એ પ્રત્યેક માણસને માટે નહિ ઇચ્છવાયોગ્ય છે અને તેમાં પણ રાજા એ પૃથ્વીનો રક્ષક હોવાથી તેણે જુલમી બનવું, એ તો અત્યંત તિરસ્કારપાત્ર છે. અસત્ય બોલવાનો દુર્ગુણ સર્વથા સર્વને માટે નિંદનીય છે. રાજાઓને માટે તો તે સર્વથી અધિક નિંદનીય છે. જગતનાં પ્રાણીઓ જેટલાં દયાથી વશીભૂત થાય છે, તેટલાં અન્ય કોઇ ઉપાયથી થતાં નથી. એટલા માટે દરેક પ્રાણી તરફ દયા રાખવી, એ આપણું કર્તવ્ય છે. દયા અને પરોપકારના મૂળમાં સમાજનું સુખ તથા કલ્યાણ રહેલું છે. ભારતવર્ષને જૂદી જૂદી કોમોમાં તથા જૂદા જૂદા ધર્મોમાં વહેંચાઇ ગયેલું જોવાથી, મને કોઇ રીતે શાંતિ થતી નથી; છતાં ધર્મની ખાતર કોઇનાપ્રત્યે જુલમ કરવો અથવા કોઇને હેરાન કરવો એ ઠીક નથી. વસ્તુતઃ તો સર્વ કોઇને ાતપોતાની સ્વતંત્ર વિવેકશકિતને અનુસરી ચાલવાનો એકસરખો અધિકાર છે. જેઓ પોતાની વર્તમાન અવસ્થા સમજતા નથી તથા પોતાની જરૂરિયાતો અને ઉદ્દેશોને જાણતા નથી, તેઓજ એક નજીવી બીનાને ખાતર લડે છે અને ભયંકર કલેશનાં મૂળ રોપે છે. રાજ્યસંબંધી જે કાર્યો પ્રજા પોતે કરી શકે તેમ હોય, તેવાં કાર્યો રાજાએ કરવાં એ ઉચિત નથી; કારણ કે પ્રજા જો ભૂલ કરે તો રાજા તેમની ભૂલ સુધારી શકે; પણ જો રાજા પોતેજ ભૂલ કરે તો તે ભૂલ કોઇ સુધારી શકે નહિ. દીનતા કિંવા દરિદ્રતા એ સમાજના મહાન શત્રુરૂપ છે. મારા રાજ્યમાંથી ગરીબાઇને સદાને માટે હાંકી કહાડવી, એ મારો દૃઢ સંકલ્પ હતો. પ્રજાકીય દારિદ્ર દૂર કરવાનો ભાર મેં મારા રાજ્યના અમલદારોના શિરે નાખ્યો હતો અને તેઓ તે અર્થે પોતાથી બનતું કરતા હતા; પરંતુ ભારે ખેદની બીના એ છે કે તેઓ લાંચ અને લોભમાં પડવાથી, જેવું જોઇએ તેવું સામાજિક કલ્યાણ કરી શકયા નથી. જ્ઞાનનો અભ્યાસ તથા અનુશીલન ચાલુ રાખવું, એ પ્રત્યેકનું અત્યાવશ્યક કર્તવ્ય છે. હિંદુશાસ્ત્રમાં તો એટલે સુધી લખ્યું છે કે મનુષ્યે પોતાને અજર-અમર માનીનેજ અસીમ પરિશ્રમપૂર્વક વિદ્યાભ્યાસ કરવો જોઇએ. આ વાત સત્ય છે. વિદ્યા અને ધનની પ્રાપ્તિ વેળા મનુષ્યે નિરાશાના વિચારો કરવા અનુચિત છે. વહેલું-મોડું મરવું છે, માટે શામાટે મહેનત કરવી ? એવા દુષ્ટ વિચારો તો વિલાસી મનુષ્યોના મગજમાંજ

આવે છે. મારી ખાસ માન્યતા તો એવા પ્રકારની છે કે આવતી કાલેજ આપણે મરી જવાનું છે, એમ ધારી જેટલું બની શકે તેટલું જ્ઞાન તથા ધન આજે ને આજેજ ઉપાર્જન કરી લેવું જોઇએ. પ્રાપ્ત કરેલા જ્ઞાનનો જો સદુપયોગ ન થાય તો તે જ્ઞાનની શું કિંમત છે? એવા આચારહીન જ્ઞાન કરતાં તો મૂર્ખતા એજ શ્રેષ્ઠ છે."

એમ જણાવવામાં આવે છે કે સમ્રાટ અકબર નિત્ય પ્રાતઃકાળે વહેલો ઉઠી ગંભીર વિચાર કરવા એકાંતમાં બેસતો. કોઇ પૂછશે કે તે નિત્ય શું વિચાર કરતો હશે? તો તેના ઉત્તરમાં અમારે જણાવવું જોઇએ કે તે નિત્ય પોતાના જીવન-કર્તવ્યવિષેજ વિચાર કરતો હતો; અર્થાત્ "મારે મારા પૂર્વજ મુસલમાન બાદશાહોની નીતિને અનુસરવું કે ભારતવર્ષમાં છેક નૂતન નીતિનો પ્રચાર કરી, હિંદુ-મુસલમાનોને સંમિલિત કરવા? જ્યાંસુધી હિંદુ-મુસલમાનોમાં ઇર્ષ્યા-વિદ્વેષનો અગ્નિ પ્રજ્વલ્યા કરશે ત્યાંસુધી કોઇ પણ કોમ પોતાનું સ્થાયી કલ્યાણ સાધી શકશે નહિ; એટલુંજ નહિ પણ ભારતવર્ષ જેવો જોઇએ તેવો શક્તિશાળી થઇ શકશે નહિ." આવા પ્રકારના નિત્ય સંકલ્પો કરવાથી અંતે સમ્રાટ અકબરે એવી પ્રતિજ્ઞા કરી હતી કે, "હું મારા સામ્રાજ્યને ગમે તે ભોગે હિંદુ-મુસલમાનોના સંમિલિત સામ્રાજ્યરૂપે પરિણત કર્યા વગર રહીશ નહિ." એ પ્રતિજ્ઞાનું પાલન કરવા અર્થેજ તેણે સર્વપ્રથમ અનેક ગુણગણાલંકૃત રાજા ટોડરમલની ઉચ્ચ રાજવિભાગમાં નિમણુક કરી હતી. આ નિમણુકસબંધી સમાચાર ફેલાતાંની સાથેજ મુસલમાન અમાત્યોમાં મોટો ખળભળાટ થયો હતો. તેમણે એ નિમણુક સામે વિરોધ અને વાંધો દર્શાવવામાં લેશમાત્ર સંકોચ કર્યો નહોતો. મુસલમાન મુખ્ય અમાત્યો એકત્ર થઇ સમ્રાટ અકબર પાસે હાજર થયા હતા અને એક મુસલમાનસામ્રાજ્યમાં હિંદુ રાજાને શામાટે નિમવો તેનું કારણ માગ્યું હતું. સમ્રાટે તેમને મધુરભાવે ઉત્તર આપી સંતુષ્ટ કર્યાં હતા. દિવસે દિવસે સમ્રાટ હિંદુઓને તેમની શક્તિ અને ગુણ પ્રમાણે ઉચ્ચ રાજકાર્યમાં નિયુક્ત કરવા લાગ્યો. આથી અનેક મુસલમાનોએ હિંદુની આજ્ઞામાં રહેવું શરમભર્યું માની રાજીનામાં આપ્યાં તથા પ્રજામાં પણ એ સંબંધી ઉશ્કેરણી ફેલાવવા લાગ્યા; છતાં સમ્રાટ ગભરાયો નહિ. ભારતના હિતાર્થે જે અખંડ કર્તવ્ય કરવાનો તેણે નિર્ણય કર્યો હતો તેમાં સંકોચ કર્યો નહિ. હિંદુઓને સમ્રાટ અકબરે બહુજ વિશાળ તથા સમૃદ્ધિશાળી પ્રદેશના શાસનકર્તાતરીકેનું અતિ ગૌરવપૂર્ણ પદ આપ્યું હતું. હિંદુઓને સમ્રાટે એક મહાન મોગલસૈન્યના મુખ્ય સેનાધિપતિ તરીકે નિમી દીધા હતા. ખરેખર તે હિંદુઓને અંતઃકરણપૂર્વક ચાહતો હતો, તેમના ઉપર વિશ્વાસ રાખતો હતો અને એટલાજ માટે સર્વપ્રધાન મિત્ર, સર્વ-પ્રધાન સેનાધિપતિ તથા સર્વપ્રધાન રાજરાણીની ચૂંટણી પણ તેણે હિંદુસમાજ-

સાંધીજ કરી હતી. હિંદુસમાજની ઉન્નતિઅર્થે સર્વ પ્રકારના પ્રયત્નો કરવામાં તે સર્વદા મુખ્ય ભાગ લેતો હતો. આ સર્વ બીના સંકુચિત દષ્ટિવાળા તથા ક્ષુદ્રહૃદયના મુસલમાન અમાત્યોથી કેવી રીતે સહન થઇ શકે ? તેઓ સમ્રાટ અકબરની ઉપર કહી તેવી હીલચાલો જોઇ બહુ ખેદ પામતા. ચાલુ રાજનીતિને ઉથલાવી નાખી તેને બદલે પૂર્વની પક્ષપાતવાળી રાજનીતિ–પુનઃ પ્રવર્તિત કરવા ઉપરાઉપરિ વિનતિઓ તથા આજીજીઓ કરતા. આટલું છતાં પણ જ્યારે અકબરે તે તરફ મુદ્દલ લક્ષ ન આપ્યું ત્યારે તેમણે હિંદુઓ ઉપર સખ્ત જુલમ ગુજારવાની મુસલમાનોમાં પ્રબળ ઉશ્કેરણી પ્રવર્તાવવા માંડી. કુમાર સલીમ જેવો રાજપુત્ર પોતાના પ્રેમી, પિતાની સામે આવીને જે એમ બોલ્યો હતો કે, "પિતાજી ! આપ આ મૂર્તિપૂજકોનાં મંદિરો તોડી નખાવવામાં સહાયતા આપવાને બદલે શામાટે ઉલટી હરકત કરો છો ?" એ માત્ર ઉક્ત મુસલમાનોની ઉશ્કેરણીનું જ એક પરિણામ હતું; તથાપિ એટલા એટલા પ્રપંચો અને કાવતરાંનો ભય માથે વહોરીને પણ તે પોતાની સર્વોત્તમ રાજનીતિથી વિચલિત થયો નહોતો. શૂરો લડવૈયો યુદ્ધપ્રસંગે જેમ અનેક આઘાતોથી કંટાળવાને બદલે ઉલટો વિશેષ ઉત્સાહિત થાય છે, તેમ સમ્રાટ અકબર પણ આવી આવી અનેક ઉશ્કેરણીઓથી સવિશેષ ઉત્સાહિત થઇ હિંદુ–મુસલમાન વચ્ચેના ક્ષુદ્ર વેરો દૂર કરવાનો સતત પ્રયત્ન કરતો હતો.

ઉપર કહી તેવી ઉદાર રાજનીતિદ્વારા સમ્રાટ અકબર ભારતવર્ષનું કેવું મહાન કલ્યાણ સાધવાની ઉચ્ચ આશા રાખતો હતો, તે શું વિસ્તારથી કહેવાની જરૂર છે ? તે સમયે મુસલમાનો હિંદુઓને અત્યંત તિરસ્કારપાત્ર માનતા હતા. એને માટે એકજ દાખલો આપવો બસ થઇ પડશે કે રાજા ટોડરમલ તથા રાજા બીરબલ જેવાં હિંદુરત્નોને બાદાઉની જેવા એક સામાન્ય મુસલમાને "કૂતરા"નું ઉપનામ આપવામાં સંકોચ કર્યો નથી. તે એક સ્થળે લખે છે કે:–" એક બહુજ પ્રસિદ્ધ મુસલમાન ફકીરનું સ્વાગત કરવા અમે સઘળા તેની પાસે ગયા; પરન્તુ જ્યારે અમે તેની પાસે પહોંચ્યા ત્યારે તે ફકીરે ઉભા થઇને પેલા હિંદુઓને મધુર વચને આવકાર આપ્યો. આથી અમારી ( મુસલમાનોની ) ફકીરપ્રત્યેની ભક્તિ તથા શ્રદ્ધા તેજ ક્ષણે દૂર થઇ ગઇ, અને આવા એક ફકીરને સન્માન આપવું એ અયોગ્ય છે, એમ ધારી અમે પાછા ફર્યા." વિશેષ ઉદાહરણો આપવાની અગત્ય નથી. હિંદુઓ રાજભક્તિ દર્શાવવા મુસલમાનોની સાથે રહી લશ્કરમાં કામ કરતા અને આ પ્રમાણે હિંદુઓ તથા મુસલમાનો મોગલસામ્રાજ્યના શત્રુનો વિનાશ સાધતા; છતાં આશ્ચર્ય જેવું છે કે મોગલસૈન્યના મુસલમાનો પોતેજ પોતાનાં પક્ષના પરમોપકારી હિંદુ સૈનિકોનો ધ્વંસ કરવામાંજ પોતાનું મહત્ત્વ લેખતા હતા. આ સંબંધી એક દૃષ્ટાંત અમે પૂર્વે આપી ગયા-

છીએ. હિંદુઓનું વિનાઅપરાધે ખૂન કરવું, તેને તેઓ મહા પવિત્ર કાર્ય લેખતા હતા. ગમે તે પ્રકારે હિંદુની હત્યા કરનારને " ધર્મવીર "ની અતિ મહત્ત્વપૂર્ણ પદવી આપવામાં આવતી હતી. સમ્રાટના સમયની તથા તેની પહેલાંની પરિસ્થિતિ કેવી હતી, તેનો ખ્યાલ અમારા વાચકોને એટલા ઉપરથી આવી શકશે.

જે ભારતવર્ષમાં હિંદુ અને મુસલમાન વચ્ચેના વિવાદમાં અપરાધી મુસલમાનને માનપૂર્વક છોડી દેવામાં આવતો અને નિરપરાધી હિંદુને સખ્ત સજા કરવામાં આવતી, જે ભારતવર્ષના ધનવાન અને ગરીબ વચ્ચેના કલેશ-કંકાસનો નિર્ણય, નિત્ય ધનવાન પક્ષની તરફેણમાંજ કરવામાં આવતો—એક ધનવાન પુરૂષનો ગમે તેવો ભારે અપરાધ પણ જતો કરવામાં આવતો અને જે ભારતવર્ષમાં જનસમાજનો મોટો ભાગ નિરંતર દુઃખ અને ત્રાસમાંજ જીવન પૂરૂં કરતો, તે ભારતવર્ષમાં સમ્રાટ અકબરે નીતિ, ધર્મ અને પદવીના ભેદભાવ વગર સર્વને એકસરખો ન્યાય આપવાનો પ્રબળ પ્રયત્ન આરંભ્યો હતો. ન્યાયાધીશોમાં હિંદુ અને મુસલમાન તથા ધનવાન અને દરિદ્ર એવો ભિન્નભાવ રહેવા દીધો નહોતો. જનસમાજની સ્વાભાવિક સ્વતંત્રતામાં વચ્ચે પડવાનો કોઇ પણ અમલદારને કે ધર્મગુરુને અધિકાર નથી, એમ સમ્રાટે ખુલ્લી રીતે જાહેર કર્યું હતું. ભારતવર્ષ જેવા વિશાળ દેશમાં જે કાળે દિલ્હીશ્વરો સ્વેચ્છાચારી થવામાં પોતાનું મહત્ત્વ સમજતા હતા અને મોજશોખનેજ સર્વસ્વ માનતા હતા, તે દેશમાં સમ્રાટ અકબરે જનસમાજની ઇચ્છા પ્રમાણે રાજ્યનાં ધારા–ધોરણો નક્કી કરવાનું પવિત્ર કામ આરંભ્યું હતું. રાત્રિ અને દિવસ કેવળ પ્રજાના કલ્યાણાર્થેજ વિવિધ યોજનાઓ બહાર પાડવા માંડી હતી. જે ભારતવર્ષમાં એક પ્રાંતના રહેવાસીઓ અન્ય પ્રાંતના રહેવાસીઓ સાથે યુદ્ધ કરવામાંજ પોતાના બળની સાર્થકતા સમજતા હતા, મુસલમાનો નિરંતર હિંદુઓને કચડી નાખવામાંજ પોતાની સત્તાની ઉપયોગિતા માનતા હતા અને હિંદુઓનું સત્યાનાશ કહાડવું તેને ધાર્મિક—પવિત્ર કાર્ય લેખતા હતા, તે દેશમાં સમ્રાટ અકબરે શાંતિ અને મૈત્રી સ્થાપવાના ભગીરથ પ્રયત્નો કર્યા હતા. હિંદુ અને મુસલમાનો વચ્ચે લગ્નની પ્રથા પણ તેણે ચાલુ કરી હતી. ભારતવર્ષના વિવિધ ધર્મો વચ્ચેના કલેશો શાંત કરી, સર્વ ધર્મોમાં એકવાક્યતા રહેલી છે, એમ સિદ્ધ કરી, સમગ્ર ભારતને માટે એક નૂતન ધર્મની પ્રતિષ્ઠા કરવાની હીલચાલ કરી હતી. ભારતની જૂદી જૂદી જાતિઓને એકત્ર કરી એક પ્રબળ રાજનૈતિક જાતિ ઉત્પન્ન કરવાનો તેણે પ્રયત્ન કર્યો હતો. જે દેશમાં હિંદુ અને મુસલમાનને ધર્મની અમુક આજ્ઞાનું, વિચાર કર્યા વગર પાલન કરવાની ફરજ પાડવામાં આવતી હતી, તે દેશમાં સમ્રાટ અકબરે પ્રત્યેકને ધર્મસંબંધી એકસરખી સ્વતંત્રતા અર્પી હતી. જે દેશમાં મુસલમાનો કુરાનની અમુક આજ્ઞાનું કિંચિત્ પણ ઉલ્લંઘન કરતા કે ધર્મસંબંધે અમુક નવીન વિચાર

બહાર પાડતા તો તેમને પ્રાણુાંતદંડની ક્રૂરતાભરેલી સજા કરવામાં આવતી; તેમજ સ્વતંત્ર વિચાર કે વિવેકયુકત વાણીને ઉચ્છૃંખલતા કિંવા વ્યભિચારની માતા લેખવામાં આવતી અને તેથી સ્વતંત્ર વિચાર કિંવા વિવેકયુકત વાણીનો સરદા તિરસ્કાર તથા નિષેધજ કરવામાં આવતો હતો; તે દેશમાં સમ્રાટ અકબરે સ્વતંત્રબુદ્ધિએ વિચાર કરવાની સર્વને સત્તા આપી હતી અને પોતાની વિવેકશક્તિ જે માર્ગ પસંદ કરે તે માર્ગે જવાની સગવડ કરી આપી હતી. જે ભારતમાં એક પ્રદેશની વસ્તી અન્ય પ્રદેશની ભાષા બરાબર સમજી શકતી નહોતી અને પોતાનું સુખ–દુઃખ કે સુખની દીલસોજી અન્યની પાસે પ્રકટ કરી શકતી નહોતી, તેમને માટે સમ્રાટે એક નૂતન ભાષા પ્રચલિત કરી હતી. આ કૃષિપ્રધાન દેશમાં ખેતી-વાડીને પુરતું ઉત્તેજન મળે, શિલ્પકળાનો વિસ્તાર થાય, વેપારઉદ્યોગમાં સવિશેષ વૃદ્ધિ થાય, દેશની ઋદ્ધિ–સમૃદ્ધિમાં વધારો થાય અને ભારતવર્ષીય પ્રજા સુખ તથા આનંદમાં રહી જીવનનો સદુપયોગ કરે તે માટે તેણે પોતાનાથી બનતા પ્રયત્નો કર્યા હતા. જે દેશમાં જે કાળે પ્રજાનો ઘણોખરો ભાગ જ્ઞાનના અભ્યાસને નિરર્થક શ્રમ માનવા લાગ્યો હતો અને ગુણોને બદલે ધનને કિંવા વિલાસનેજ માન આપતો હતો તે દેશમાં અર્થાત્ આ ભારતવર્ષમાં તે અધાધુંધીના સમયે સમ્રાટ અકબરે જ્ઞાનનો વિસ્તાર કરી, ગુણોને માન આપવાની નીતિનો પ્રચાર કરી, પ્રજાકીય ઉન્નતિની સાધના કરવા માંડી હતી. જે દેશમાં યુકિતદેવીને માન આપવાનું કોઈ સમજતા નહોતા, સ્વતંત્ર વિચાર કે વિવેકયુકત વાણીને સન્માન આપવું તેને અપરાધ માનતા હતા, તે દેશમાં તેણે યુક્તિની ઉપયોગિતાને પ્રધાન-પદ આપ્યું હતું, વિચાર—સ્વાતંત્ર્યને અપૂર્વ ઉત્તેજન આપ્યું હતું અને સર્વ પ્રકારના ગુણી પુરુષોને ઉત્સાહ આપવાનું મહત્ કાર્ય આરંભ્યુ હતું. જે દેશમાં સામાજિક નિયમો સમાજનું હિત કરવાને બદલે ઉલટું અહિત કરતા હતા અને ધર્મની શક્તિ લોકોને અનુકૂળ થવાને બદલે પ્રતિકૂળ થતી હતી, તે દેશમાં તેણે સામાજિક નિયમોમાં અનેક સુધારાવધારા કર્યા હતા અને ધર્મશકિતને સાનુકૂળ બનાવી હતી. કેળવણીનો ફેલાવો કરવો તેને તેણે જીવનનું એક મહાવ્રત લેખ્યું હતું. ભારતવર્ષમાં સમાનતા, મૈત્રી તથા સ્વાધીનતાની પૂજાનો તેણેજ એકવાર પુનઃ પ્રચાર કર્યો હતો. વિદેશી લૂંટારાઓના ઉપરાઉપરિ હલ્લાઓથી જે દેશની પ્રજાને શિરે નિર્બળતાનું અને કાયરતાનું ગંભીર કલંક આવ્યું હતું તે દેશની પ્રજાનું–અર્થાત્ હિંદુ અને મુસલમાનોનું એક એવું એકત્રિત બળવાન સૈન્ય તેણે તૈયાર કર્યું હતું કે ભારતવર્ષનાં પાડોશી રાજ્યો પણ અકબરની શક્તિથી ડરી ડરીને સર્વદા દૂરજ રહેવાનો પ્રયત્ન કરતાં હતાં. જે દેશમાં નૌકાયુદ્ધનાં સુદૃઢ સાધનો નહોતાં તે દેશમાં અનેક નૌકાઓ તૈયાર કરાવી સમ્રાટે યૂરોપખંડને પણ એક વાર ચકિત કર્યો હતો. ભારતવર્ષની પ્રજા જો એકત્ર થઇ અમુક ઉદ્દેશ સિદ્ધ

ફરવા માગે તો તે કેટલે અંશે વિજયી થઇ શકે, તેનો મનોહર ઉત્તર સમ્રાટ અકબરના ઉત્તમ જીવનચરિત્રમાંથી બહુ સારી રીતે મળી આવે છે. સમ્રાટનાં સમસ્ત કાર્યોનો અને સમસ્ત સાધનાઓનો કેવળ એકજ ઉદ્દેશ હતો અને તે એજ કે ગમે તે રીતે જન્મભૂમિને મહાન કીર્તિશાળી કરી, જગતમાં તેને અનુપમ કિંવા અતુલનીય બનાવવી. આવો મહાન ઉદ્દેશ અને આવો પવિત્ર સંકલ્પ લઇને જે મહાપુરુષ સંસારના કાર્યક્ષેત્રમાં બહાર આવે તેની પૂજા કરવાનું કોને મન ન થાય ?

સમગ્ર ભારતવર્ષને પોતાના રાજછત્ર નીચે લાવવા માટે સમ્રાટને બરાબર વીસ વર્ષપર્યંત યુદ્ધ કરવું પડયું હતું. આટલો લાંબો સમય યુદ્ધમાં પસાર થવા છતાં પ્રજાકીય મંગળ કરવામાં તેણે ઉદાસીનતા દાખવી નહોતી. તેણે રાજ્યનો કારભાર પોતાના હાથમાં લીધા પછી તરતજ વિવિધ દેશહિતકર કાર્યોનો આરંભ કરી દીધો હતો. અકબરના પ્રત્યેક જીવનપ્રસંગમાં તેની સ્વદેશહિતૈષિતાની લાગણી પ્રકટ થઇ આવે છે.

વકીલ તથા વજીર—સમ્રાટ અકબર એવો તો પ્રતિભાશાળી તથા બુદ્ધિશાળી હતો કે તેને રાજકારભાર ચલાવવાને માટે કોઇ મદદનીશની સહાયતાની કે કોઇ મંત્રીની સલાહ લેવાની જરૂર પડતી નહોતી. બીજી રીતે કહીએ તો અકબરની અગાધ જ્ઞાનશક્તિને અનુસરીનેજ રાજ્યના વકીલો, અમીરો, ઉમરાવો તથા નોકરો વગેરે પોતાનાં કર્તવ્યો કર્યે જતા હતા. બની શકે તેટલાં કાર્યો પોતાના હાથથીજ કરવાની અને બાકીનાં કાર્યો ઉપર પોતાની સીધી દેખરેખ રાખવાની તેને ટેવ હતી. તેના નોકરોને તો કેવળ અકબરની આજ્ઞાનુંજ મુખ્યત્વે પાલન કરવાનું હતું. અબુલ ફઝલ લખે છે કેઃ—“ રાજ્યના જેટલા નોકરો હતા તેમાં વકીલો સર્વના ઉપરિ ગણાતા હતા. વકીલોની ઉન્નતિ તથા અવનતિ, નિમણુક તથા રજા, એ સર્વ સાધારણરીતે સમ્રાટ અકબરદ્વારાજ નિશ્ચિત થતું. જેના અગાધ જ્ઞાનદ્વારા મંત્રણાભવન ( જે સ્થળે રાજ્યના મુખ્ય અમલદારો એકત્ર થઇ રાજ્યવ્યવસ્થાનો વિચાર કરતા તે સ્થળ) સર્વદા ઉજ્જવળ રહ્યા કરે, જે પુરુષની તીક્ષ્ણ બુદ્ધિ તથા પ્રાજ્ઞતા ગમે તેવા કઠિન વિષયમાં છેક તળભાગપર્યંત પહોંચી જાય અને અમુક પ્રશ્નનો છેલ્લો નિર્ણય કરવાને સદા તત્પરજ રહે, જે પુરુષનો વિશાળ અનુભવ તથા દીર્ઘદૃષ્ટિ રાજસભામાં અસાધારણ ગણાય, જેના સ્થિર સિદ્ધાંતો ફેરવવાને કોઇ શક્તિમાન ન થાય, જેની વાણી ગંભીર વિચારના પરિણામેજ મુખમાંથી બહાર નીકળે, જે પુરુષ સુશિક્ષિત હોવાની સાથે અતિ ઉદાર, અતિ મહાન, સ્નેહપરાયણ, નિષ્કપટ, કાર્યદક્ષ, શાંત તથા દૃઢ મનવાળો હોય, એટલુંજ નહિ પણ જે અતિ વિશ્વાસુ હોય, અનેક કામના બોજાતળે પણ અવિચલિત હોય, સગાં-સંબંધીઓ તથા અપરિચિત મનુષ્યો-

પ્રત્યે સમાનભાવ રાખી શકે તેમ હોય, શત્રુ તથા મિત્રને પક્ષપાત વગર ન્યાય આપી શકે તેમ હોય, સર્વ ધાર્મિક સંપ્રદાયોની સાથે સહૃદયતાથી વર્તી શકે તેમ હોય અને ટુંકામાં સર્વ પ્રજાજનોનો જે સ્નેહપાત્ર હોય તેને સમ્રાટ વકીલનું મહાનપદ અર્પણ કરતો. હરકોઇ પ્રકારે રાજ્યનું તથા પ્રજાનું હિત કરવું એ વકીલનું મુખ્ય કર્તવ્ય–કર્મ ગણાતું હતું. કર ખાતાનો ઉપરી પ્રધાન વજીર તથા દીવાનના નામથી ઓળખાતો હતો. જે પુરુષ ગણિતશાસ્ત્રમાં બહુજ કુશળ હોય, નિર્લોભી હોય તેની સાથે સાવધાન, સુદક્ષ, સત્યવાદી તથા સાધુચરિત હોય અને જેની લેખનશૈલી બહુજ સ્વચ્છ તથા મનોહર હોય તેને સમ્રાટ અકબર વજીર તથા દીવાનના પદે નિયુકત કરતો. રાજ્યની ત્રિજોરીની તપાસ રાખવી અને રાજ્યના સઘળા હિસાબો તપાસી જવા એ તેનું મુખ્ય કર્તવ્ય ગણાતું હતું. જેઓ પોતાની બુદ્ધિશકિત, તીક્ષ્ણ વિવેકશકિત તથા મનુષ્યસ્વભાવસંબંધી ઉંડા જ્ઞાનદ્વારા દરબારગૃહને દીપાવી શકે તેમ હોય અને જેઓ પોતાની નિઃસ્વાર્થતા, અકપટતા, મધુર ભાષા તથા સૌજન્યદ્વારા જનસમાજમાં ઉંડી અસર કરી શકતા હોય તેમને સમ્રાટ અકબર સભાસદતરીકે રાજસભામાં નિયુકત કરતો. આ સભાસદોમા દાર્શનિકો (ફીલસુફો) ને અગ્રપદ આપવામાં આવતું હતું. તેઓ પોતાના દૃષ્ટાંતદ્વારા સમાજની કુરીતિઓ તથા દુરાચારો દૂર કરવાનો પ્રયત્ન કરતા. કવિઓ, વૈદ્યો તથા ન્યાયાધીશો પણ સભાસદોતરીકે રાજસભામાં વિરાજતા હતા. "

સુબા—સમ્રાટે પોતાના સુવિશાળ મોગલ સામ્રાજ્યને અઢાર ( પરગણા ) સુબાઓમાં વહેંચી દીધું હતું. આ અઢાર સ્થળોનાં નામો નીચે પ્રમાણે છેઃ— (૧) દિલ્હી, (૨) આગ્રા, (૩) અલ્હાહાબાદ, (૪) અયોધ્યા, (૫) બિહાર, (૬) બંગાળ, (૭) લાહોર, (૮) મુલતાન, (૯) કાબૂલ, (૧૦) અજમેર, (૧૧) માળવા; (૧૨) બીરાર, (૧૩) ખાંડવ પ્રદેશ, (૧૪) અહમદનગર, (૧૫) ગુજરાત, (૧૬) વિદર્ભ, (૧૭) હૈદ્રાબાદ, (૧૮) વિજાપુર.

ઉડીસા પ્રાંતનો સમાવેશ બંગાળામાં અને કાશ્મીર પ્રદેશનો સમાવેશ કાબૂલ –પરગણામાં કરવામાં આવ્યો હતો.

સુબેદાર—સુબેદારો મોગલ રાજ્યના પ્રતિનિધિતરીકે પોતપોતાના પ્રાંતની વ્યવસ્થા કરતા હતા, તેમજ પ્રજાનું રક્ષણ કરી પ્રસંગ આવ્યે યુદ્ધમાં પણ જતા હતા. સુબેદારોની જ્યારે નિમણુક થતી ત્યારે તે નિમણુકસંબંધી આજ્ઞાપત્રમાં ખુલ્લી રીતે એમ જણાવવામાં આવતું કે, "તમારી સત્તા નીચેની પ્રજા જે પ્રકારે સુખી અને નિરોગ રહે તે પ્રકારે તમારે તમારી રાજ્યવ્યવસ્થા કરવી. બળવાન મનુષ્યો દુર્બળ મનુષ્યોને હેરાન કરે નહિ અને જે જગ્યાનો ભોગવટો અનેક વર્ષોથી મનુષ્યો કરતા આવ્યા હોય તેમાં કોઇ દખલ કરે નહિ, અર્થાત્ અન્યાયથી કોઇ મનુષ્ય ફાવી જાય નહિ તે માટે તમારે ખાસ ધ્યાન રાખવાનું

છે." સમ્રાટની જે મુખ્ય આજ્ઞાઓને સુબેદારો માન આપતા હતા તેમાંની કેટલીક આજ્ઞાઓનો અમે આ સ્થળે ઉલ્લેખ કરવો યોગ્ય ધારીએ છીએઃ–" તમારે એવી તો નીતિ અને ન્યાયપૂર્વક રાજ્યવ્યવસ્થા કરવી કે તેથી રાજ્યનું તેમજ સાધારણ જનસમાજનું પણ કલ્યાણ થયા વિના રહે નહિ. સૈનિક પુરુષોની આવશ્યકતાઓ ઉપર ખાસ ધ્યાન આપજો. જનસમાજની અગવડો દૂર કરવામાં ક્ષણમાત્રનો પણ વિલંબ કરશો નહિ, ખેતીવાડીમાં જો તમે સુધારા–વધારા કરશો, ખેડુતોને સહાય આપશો, દેશની ઉન્નતિ અર્થે સર્વદા પ્રયત્નો કરશો તથા તમારાં કર્તવ્યો તમે આળસવિના બજાવ્યાં કરશો તો પ્રજા સદાને માટે તમારી આભારી થઇ રહેશે. ખેડુતો ઉપર ઉપકાર કરવો એ ઇશ્વરને સંતુષ્ટ કરવાનોજ એક ઉત્તમ માર્ગ છે, એટલી વાત લક્ષમાં રાખજો. તળાવ, કુવા, નહેરો, બગિચાઓ તથા ધર્મશાળાઓ આદિ જનસમાજને ઉપકારક થાય તેવી સંસ્થાઓનાં બાંધકામો ચાલુ રાખશો અને સંસ્થાઓ અતિ જીર્ણ થઇ ગ હોય તેનો ઉદ્ધાર કરાવજો. રાજ્યના ખજાનામાંથી ગરીબ મનુષ્યોને માટે ખર્ચ કરવો પડે તો તે ખુશીથી કરજો. જેઓ દરિદ્ર હોવા છતાં ભિખારીની માફક હાથ લાંબો કરી શકે તેમ ન હોય, તેમને ખોળી કહાડી સહાય આપવાનું લક્ષમાં રાખજો. રાજ્યના કરો ઉઘરાવવાને લાંચ કે રૂશ્વત ન લે એવા પ્રમાણિક મનુષ્યોની નિમણુક કરજો. રાજમાર્ગ ઉપર પ્રવાસીઓનું રક્ષણ થાય તે માટે ચોકીદારોની યોગ્ય વ્યવસ્થા કરજો. બળવાખોરોને શાંત કરવા હોય તો સર્વપ્રથમ તમારી મધુર ભાષાનો ઉપયોગ કરજો અને એટલું છતાં જો તેઓ તમારી આજ્ઞા ન માને તો દંડ આપીને તેમને વશીભૂત કરજો. ધાર્મિક વિચારો કે આચારો માટે કોઇના ઉપર જુલમ ન ગુજરે તેનું ધ્યાન રાખજો. સર્વ પ્રજાજનો પ્રત્યે સહૃદયતાપૂર્વક અને સજ્જનતાપૂર્વક વર્તજો. કયારેય પણ કોઇના પ્રત્યે કઠોર વાણીનો પ્રયોગ કરશો નહિ. તમારો ક્રોધ, તમારી ચપળતા તથા તમારા વિકારો નિરંતર તમારા કાબુમાંજ રહે, એવો પ્રયત્ન કરજો. વાતચિત કરતી વેળા સમ ખાવાની ટેવ હોય તો તે દૂર કરજો. સારાં કાર્યોનો આરંભ કર્યા પછી ઉત્સાહ ત્યજી દેશો નહિ. તમારી આવક કરતાં ખર્ચ વિશેષ ન થઇ જાય તેનું લક્ષ રાખજો. અવકાશના સમયમાં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ ચાલુ રાખજો. ભાષા તરફ બહુ લક્ષ ન આપતાં ભાષામાં જે ઉદ્દેશ સમાયલો હોય તેજ ગ્રહણ કરજો. દેશની સર્વ પ્રકારની બાતમીઓ નિત્ય મળ્યા કરે તે માટે સત્યવાદી અને સજ્જન પુરુષોની ખાનગીમાં નિમણુક કરજો. અમલદારોમાં તમને વિશ્વાસ ન હોય તો તમારા વિશ્વાસુ અને પ્રમાણિક મનુષ્યોને ગુપ્તચર (ડીટેકટીવ) રૂપે નિમી દેજો; પણ એટલી વાત ધ્યાનમાં રાખજો કે તમારા ગુપ્તચરોના નામની, મુખ્ય- અમલદારોને લેશ પણ માહિતી મળે નહિ. અમલદારો તરફથી જે અહેવાલો તમને મળે તેની તુલના

ગુપ્તચરોના અહેવાલો સાથે કરજો અને એ રીતે સત્ય વાતનો નિર્ણય કરજો. જે મનુષ્યો ડાહ્યા અને અનુભવી ગણાતા હોય, તેમની પ્રસંગોપાત સલાહ લેવામાં સંકોચ રાખશો નહિ; તથાપિ જેની તેની પાસે સલાહો માગવી એ ઠીક નથી, કારણ કે ડાહ્યા પુરુષોની સંખ્યા અલ્પજ હોય છે. સ્વાર્થી મનુષ્યો ઘણીવાર એવા ગંભીર ગુંચવાડાઓ ઉભા કરે છે કે તેનું સમાધાન કરતાં ઘણો સમય નિષ્ફળ ચાલ્યો જાય છે; માટે એવી પ્રપંચજાળમાં ન ફસાવાનું લક્ષ રાખજો. તમારા પોતાના કામકાજ ઉપર દેખરેખ રાખી શકે એવા કોઇ એક વિશ્વાસુ અને બુદ્ધિમાન મિત્રને તમે શોધી કહાડજો અને તેની પાસે તમારાં કાર્યોની પરીક્ષા કરાવજો, તમારી કાર્યપદ્ધતિમાં જો કયાંય દોષ અથવા ભૂલ હશે તો તે તમને ખાનગીમાં બતાવશે અને તેથી તમને સુધરવાની તક પ્રાપ્ત થશે. તમે તમારા હાથથી હત્યા કરીને માંસાહાર કરશો નહિ. તમારી વર્ષગાંઠ પછી એક માસપર્યંત માંસાહાર કરશો નહિ. તમારી વર્ષગાંઠને દિવસે તથા તમારાં મૃત સગાં-વહાલાંઓની વર્ષીના દિવસે બની શકે તેટલાં ગરીબોને ભોજન કરાવજો. ટુંકામાં જ્યાંસુધી જીવતા રહો ત્યાંસુધી પરકાળને માટે સ્વર્ગનું ભાથું તૈયાર કરશો; નહિતર મૃત્યુ પછી તમારાથી કાંઇ બની શકશે નહિ."

સુબેદારોને પોતપોતાના પરગણાનો અમુક ભાગ જાગીરરૂપે આપવામાં આવતો. તે ભાગની ઉપજનો તથા આવકનો સુબેદારો ઉપભોગ કરતા અને તે બદલ તેમને કરરૂપે કાંઇ ભરવું પડતું નહોતું. તે ઉપરાંત સુબેદારો પોતાના પરગણામાંથી જે મહેસુલ એકઠી કરતા તેમાંથી પણ અમુક ભાગ તેમને રાજ્ય તરફથી આપવામાં આવતો. સુબેદારો બહુ બળવાન બની જાય નહિ તે માટે સમ્રાટ ત્રણ ત્રણ વર્ષે તેમની બદલી કરતો. સુબેદારની આજ્ઞામાં રહી ફોજદારો અમુક ભાગની રાજ્યવ્યવસ્થા કરતા. આથી સુબેદારોને શિરે હદ ઉપરાંત કામનો બોજો પડતો નહિ.

ન્યાય—મીર આદિલ અને કાજી મળીને લોકોને અદલ ઇન્સાફ આપવાનું કાર્ય બજાવતા. જ્યારે વાદી અને પ્રતિવાદી બન્ને જણા હિંદુ હોય ત્યારે તેમના મુકદ્દમાનો નિર્ણય કરવા એક બ્રાહ્મણ ન્યાયાધીશ રાજ્ય તરફથી નિમાતો હતો. ન્યાય ખાતામાં જે સિક્કો વાપરવામાં આવતો તેમાં નીચેના શબ્દો કોતરવામાં આવ્યા હતાઃ—"ઇશ્વરને સંતુષ્ટ કરવાને સદાચાર જેવો અન્ય એકે ઉત્તમ માર્ગ નથી. નીતિના માર્ગે ચાલવાથી કોઇનું અધઃપતન થયું હોય એમ કદાપિ સાંભળવામાં આવ્યું નથી." સમ્રાટે નીચેની ઉદાર અને લોકહિતકર આજ્ઞા સર્વ પ્રજાજનોને સંભળાવી દીધી હતીઃ—"કાયદાની દૃષ્ટિએ ન્યાયાધીશો પાસે હિંદુ અને મુસલમાન તથા પૈસાદાર અને ગરીબ એવા ભેદો રહેશે નહિ. સઘળા ન્યાયાધીશો ન્યાય, દયા અને ઉદારતાની સાથે પોતપોતાનાં કર્તવ્યો બજાવશે. ન્યાયાધીશો મુક-

દમો સાંભળતી વેળા કેવળ સાક્ષીઓની સંખ્યા જોઇને અથવા તેમની પ્રતિજ્ઞા સાંભળીનેજ બેસી રહેશે નહિ; પરન્તુ સાક્ષીઓની આકૃતિ નિહાળીને અને તેમને અનેકાનેક પ્રશ્નો પૂછીને પોતાની સ્વતંત્ર વિચારશક્તિથી સત્ય વાતનો નિર્ણય કરશે. ધાર્મિક વિચારો કે સંપ્રદાયોની ખાતર કોઈ મનુષ્ય ઉપર અન્યાય ગુજારવામાં આવશે નહિ. પ્રત્યેક મનુષ્યને પોતપોતાની વિવેકશક્તિને અનુસરી ધર્મના માર્ગે ચાલવાનો એકસરખો અધિકાર છે." સમ્રાટે ગુજરાતના શાસનકર્તાપ્રત્યે જે એક આજ્ઞાપત્ર મોકલ્યો હતો, તે પત્ર સદ્દભાગ્યે કાળના વિકરાળ પંજામાંથી બચી ગયો છે. એ પત્રમાંના શબ્દો સમ્રાટની સહૃદયતા સિદ્ધ કરવાને બહુ ઉપયોગી થઇ પડશે, એમ ધારી અમે આ સ્થળે તેનો સંક્ષિપ્ત સાર આપીએ છીએ. અકબર પોતાના શાસનકર્તાઓને ફટકા મારવાની, કેદમાં પૂરવાની તથા પ્રાણુતદંડ કરવાની સત્તા આપતાં પોતાના પત્રમાં લખે છે કે:—"પ્રાણુતદંડની સજાનો (ફાંસી અથવા શૂળીની સજાનો) ઉપયોગ તો કવચિતજ કરવો. ભયંકર રાજદ્રોહના અપરાધ સિવાય, મારી રજા લીધા વગર કોઇને દેહાંતદંડની સજા કરશો નહિ; તેમજ અપરાધી મનુષ્યનો પ્રાણ લેતાં પહેલાં તેના હાથ-પગ આદિ અવયવો કાપી લેવાની જે ત્રાસદાયક અને ઘાતકી રીતો પ્રવર્તે છે, તેને તમારે વળગી રહેવાની જરૂર નથી." અકબર ગાદીએ આવ્યો તે પહેલાં, રોમાંચ ઉભાં કરે તેવી ક્રૂર સજાઓ કરવામાં આવતી હતી, એ ઇતિહાસવાચકોને જણાવવાની જરૂર નથી. સમ્રાટ અકબર કેટલીકવાર સિંહાસનની પાસે ઉભો રહી દયા અને ઉદારતાપૂર્વક ન્યાયના કાર્યમાં સહાય આપતો.

પોલિસ—મુખ્ય મુખ્ય શહેરોની પોલિસ કોટવાળોને અધીન રહેતી અને નાનાં નાનાં ગામડાંની પોલિસ ગ્રામ્ય અધિકારીઓના તાબામાં રહેતી. જે નિયમોને માન આપી કોટવાળો વર્તવાને બંધાયેલા હતા તેમાંના થોડા નિયમો અમે આપીએ છીએ:—"પ્રજાજનો પરસ્પરને સહાય કરે, પરસ્પરના સુખ-દુઃખમાં ભાગ લે અને સર્વ કોઇ હળીમળીને રહે તે માટે કોટવાળોએ પોતાથી બની શકે તેટલા પ્રયત્નો કરવા. રાત્રિવેળાએ સાવચેત રહી, એક પ્રહરીનીજ માફક ફરતા રહી શહેરમાંની ચોરીઓ અટકાવવાનો કોટવાળે સંપૂર્ણ બંદોબસ્ત કરવો. કોઇની ચોરાયેલી ધન-સંપત્તિ પુનઃ પ્રાપ્ત ન થાય તો કોટવાળોએ તે ભરી આપવી. ઉદ્યોગી અને ઉત્સાહી મનુષ્યોનેજ પોલિસખાતામાં નિમવા. લોકોને જાનમાલના રક્ષણમાં પૂરતી સહાયતા આપવી. કોઇની સ્વતંત્રતા ઉપર અન્ય કોઇ ત્રાપ મારે નહિ. ગુલામો વેચવાનો અને ખરીદવાનો ધંધો ચાલે નહિ, કોઇ વિધવાને જોરજુલમપૂર્વક પોતાના સ્વર્ગસ્થ પતિના શબ સાથે બળી મરવાની ફરજ પાડે નહિ. બાર વર્ષની ઉંમર થયા પહેલાં કોઇ મુસલમાન બાળકની સુન્નત (ત્વક્છેદ) ક્રિયા ન થાય, બાળલગ્નનો કુરિવાજ પ્રચલિત ન થાય, કોઇ દુષ્ટ પુરુષ કોઇ નિર્દોષ રમણીને દુરાચાર-

ના માર્ગે ઘસડી ન જાય; ગાયો, ભેંસો, ઘોડા તથા ઉંટોની હત્યા ન થાય; વેપારી વણિકવર્ગ પુષ્કળ અનાજ પોતાના કોઠારોમાં એકત્ર કરી ખાનપાનની ચીજોના ભાવો બહુ ચડાવી દે નહિ; રાજમાર્ગ ઉપર તથા ગૃહસ્થોનાં દ્વાર પાસે ગંદકી થાય નહિ તથા સ્મશાનની જગ્યા અને કબરની જગ્યા શહેરની બહાર પશ્ચિમ દિશાએજ રહે ઇત્યાદિ બાબતોની ખાસ કાળજી રાખવી." કોટવાળની સર્વપ્રથમ નિમણુક વેળા તેમને સમ્રાટ તરફથી લખવામાં આવતું કે:-"પ્રજાવર્ગ મારી રાજ્યવ્યવસ્થાથી સંતુષ્ટ થાય, અને આશીર્વાદ આપે અને મારૂં રાજ્ય દીર્ઘકાળપર્યંત ટકી રહે તે માટે ઇશ્વરને અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે, એવી રીતે તમારે તમારાં કર્તવ્યો બજાવવાં."

ખબરપત્રીઓ—સમ્રાટના સમયમાં વર્તમાનપત્રો નહોતાં. તેથી સુવિશાળ મોગલસામ્રાજ્યના એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જઇ ઉપયોગી સમાચાર મેળવવાનું કામ સંભવિત નહોતું. છતાં સમ્રાટે વિવિધ દેશની અવસ્થા તથા દેશની આવશ્યકતાઓસંબંધી અને એવીજ પ્રકારની બીજી બાતમીઓ મેળવવા એક "સમાચારવિભાગ" ની સ્થાપના કરી હતી. સમાચારવિભાગના નોકરો નિયમિતપણે પોતાના હેવાલો સમ્રાટને લખી મોકલતા હતા. આ વિભાગના નોકરો પણ વિશ્વાસુ વર્ગમાંથીજ પસંદ કરવામાં આવતા હતા. તેઓ સામ્રાજ્યના વિવિધ પ્રદેશોમાં રહેતા અને ત્યાંથી તાજા તથા ઉપયોગી સમાચાર રવાના કરતા. સાધારણ જનસમાજને તે સમાચારોસંબંધી કશી માહીતી મળતી નહોતી.

કલેક્ટર—મહેસુલખાતાના કલેક્ટરો નીચેના નિયમોને માન આપી પોતાનાં કર્તવ્યોનું પાલન કરતા હતા.-"પ્રત્યેક કલેકટરે સત્યવાદી તથા ઉત્સાહી બનવાનું સદા લક્ષમાં રાખવું. પ્રજાજનો ગમે ત્યારે તમારી પાસે આવી શકે અને તેમની ફરિયાદો વિનાસંકોચે તમને જણાવી શકે એવા સ્થાનમાં તમારે રહેવું; એટલુંજ નહિ પણ ફરિયાદીઓ પોતાની સઘળી હકીકત તમારી પાસે રજુ કરી શકે, એવી સગવડ પણ તમારે તેમને કરી આપવી. દેશમાં કિંમતી વસ્તુઓ ઉત્પન્ન થાય તેને માટે સર્વદા પ્રયત્નશીલ રહેવું. જેઓ ઉપયોગી અને કિંમતી વસ્તુઓ ઉત્પન્ન કરવા માટે અંતઃકરણપૂર્વક પરિશ્રમ કરતા હોય તેમને ઉત્સાહિત કરવા તેમની પાસેથી જે મહેસુલ વસુલ કરવાની હોય તેમાંથી અમુક ભાગ ઉત્તેજનાર્થે માફ કરજો. પડતર જમીન આબાદ થાય અને આબાદ જમીન પુનઃ પડતર ન રહે તેનું ખાસ ધ્યાન આપજો. રાજ્યની તિજોરીમાંથી ગરીબ ખેડુતોને નાણાંની યથાયોગ્ય સહાય આપજો અને ધીમે ધીમે તે નાણું વસુલ કરી લેજો. તમે ગામના મુખીઓ તથા નોકરોની વાત ઉપર વિશ્વાસ રાખી બેસી રહેશો નહિ; પણ તમે જાતે જઇ ન્યાયપૂર્વક જમીન માપી જોશો અને કર ભરનારા ગરીબ ખેડુતોને મળી તેમના પોતાના મુખથી તેમની ફરિયાદ સાંભળી કેટલો કર લેવો અને કેટલો કર તેમને ખાતે

ઉધારવો તેનો સહૃદયતાપૂર્વક નિર્ણય કરશો. કેવળ રોકડા રૂપિયાદ્વારાજ મહેસુલ ભરી શકાય એવો નિયમ કરશો નહિ. દુકાળના કે એવા બીજા ભયંકર પ્રસંગોમાં કરને માટે લોકોને હેરાન કરશો નહિ. નિયમિત કર ઉપરાંત જો કોઇ તમને ભેટ આપે તો તેનો સ્વીકાર કરશો નહિ. લોકોની સ્થિતિ કેવા પ્રકારની છે, બજારના ભાવોમાં કેટલી તેજી-મંદી થઇ છે, મહેસુલતરીકે કેટલું નાણું એકત્ર થયું છે તથા ગરીબ મનુષ્યોની કેવી અવસ્થા છે વગેરે બાબતોનો માસિક હેવાલ લખી મોકલશો. પ્રત્યેક વર્ષે ખેડુતોની અવસ્થા સુધરતી જાય તેવો ગમે તે ભોગે પ્રયત્ન કરશો. તેમને સર્વદા સંતુષ્ટ રાખશો. તેમના તમે મિત્રજ છો એવી તેમને ખાત્રી કરી આપશો. પ્રભુને પ્રસન્ન કરવા હોય તો ખેડુતોનેજ પ્રસન્ન કરશો. ખેડુતો જો આપણા ઉપર સંતુષ્ટ થાય તોજ ઇશ્વર સંતુષ્ટ થાય, એ વાત કદાપિ ભૂલી જશો નહિ."

ખેતીવાડી—સમ્રાટે રાજ્યની રસકસવાળી સમસ્ત ભૂમિની માપણી કરાવી હતી અને ભૂમિની રસાળતાને અનુસરી તેને જૂદા જૂદા ભાગોમાં વહેંચી નાખી હતી; અર્થાત્ ભૂમિના વર્ગ પાડી કયી ભૂમિ ખેતીને માટે વિશેષ યોગ્ય છે અને કયી ભૂમિ ખેતીને માટે વિશેષ યોગ્ય બનાવવાની છે તેનો નિર્ણય કરાવ્યો હતો. ખેડુતો એક વીઘા જેટલી જમીનમાં જેટલું ધાન્ય ઉત્પન્ન કરે તેનો એક તૃતીયાંશ ભાગ રાજ્યમાં મહેસુલરૂપે ભરે તેવો તેણે નિયમ કર્યો હતો. ખેડુતો પોતાની ઇચ્છા પ્રમાણે ધાન્ય આપીને કે રોકડા પૈસા આપીને રાજ્યનો કર ભરી આપતા હતા. પહેલાં ઉક્ત કર પ્રત્યેક વર્ષે આપવાની ખેડુતોને ફરજ પાડવામાં આવતી; પણ પાછળથી તે કર દશ દશ વર્ષે ઉઘરાવવાનો નિયમ ચાલુ કર્યો હતો. પડતર જમીનને આબાદ બનાવવા માટે સમ્રાટે ખાસ પ્રયત્ન કર્યો હતો. એમ કહેવાય છે કે તેણે ક્રોરી નામના એક અમલદારને, ૨ા લાખ રૂપિયા (એક કરોડ દામ) મહેસુલ આપી શકે તેટલી વિશાળ પડતર ભૂમિ સોંપી હતી.અને તેને એવી આજ્ઞા કરી હતી કે ત્રણ વર્ષમાં ઉક્ત પડતર ભૂમિ આબાદ થઇ જવી જોઇએ. આ પ્રમાણે જે જમીન ઘણા લાંબા કાળથી નિર્જન અને ઉજ્જડ જંગલરૂપે પડી રહી હતી, તેનો સમ્રાટ અકબરે રાજ્યના ખર્ચે ઉદ્ધાર કરાવ્યો હતો. સમ્રાટની કાળજીને લીધે ભારતવર્ષનો મોટો ભાગ ટુંક સમયમાં લીલાં મેદાનો તથા ધાન્યથી પરિપૂર્ણ સુંદર ક્ષેત્રોથી ખીલી નીકળ્યો હતો. સમ્રાટના સમયની ભારતવર્ષની સ્થિતિનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરી અબુલફઝલ લખે છે કેઃ—" જો કે ભારતવર્ષ એક બહુજ વિશાળ મહાદેશ છે, તોપણ તેના સમસ્ત પ્રદેશો ખેડાયા વગર પડયા રહેતા નથી. ગમે ત્યાં તમે બે માઇલ જેટલે દૂર જશો તો ત્યાં મનુષ્યોથી ઉભરાતું અને ઐશ્વર્યવાળું એકાદ ગામડું, નિર્મળ પાણી, આનંદદાયક ધાન્યક્ષેત્રો તથા લીલાં મનોહર મેદાનો તમને મુગ્ધ કર્યા વિના રહેશે નહિ. સમ્રાટે તુર્કસ્તાન તથા ઇરાન જેવા બહુ દૂર દેશાવરોમાંથી ભારે મહેનતે અને ભારે ખર્ચે કુશળ ખેડુતોને

ભારતવર્ષમાં બોલાવ્યા હતા અને તેમની મારફતે ભારતવર્ષમાં દ્રાક્ષ આદિ અનેક પ્રકારનાં સુમધુર ફળોની ખેતી કરાવી હતી. પંજાબમાં આવેલાં આંબાનાં વનોમાં પણ તેણે ઘણોજ સુધારોવધારો કરાવ્યો હતો. ખેતીવાડીની ઉન્નતિ માટે અનેક તળાવો, નહેરો તથા કૂવાઓ પણ ખોદાવ્યા હતા.

કોઠાર—સમ્રાટે પ્રત્યેક જીલ્લામાં એક રાજકીય કોઠારની સ્થાપના કરી હતી. જે ખેતરોમાં ધાન્ય ઉત્પન્ન થતું, તે ખેતરોમાંથી એક વીઘે દશ શેર જેટલું ધાન્ય કરરૂપે લેવામાં આવતું અને તે ધાન્ય ઉક્ત કોઠારોમાં સંગ્રહવામાં આવતું. આ કોઠારોમાંથી ખેડુતોને બીજને માટે ધાન્ય આપવામાં આવતું. દુષ્કાળ જેવા પ્રસંગે પ્રજાવર્ગને અલ્પ કિંમતે ધાન્ય વેચવામાં આવતું. રાજ્યનાં અનાથાશ્રમોમાં પણ ઉક્ત કોઠારોમાંથીજ ધાન્ય પહોંચાડવામાં આવતું. રાજ્યનાં પશુઓને પણ ત્યાંથીજ આહાર પૂરો પાડવામાં આવતો હતો. આવી રીતની વ્યવસ્થાવડે સમ્રાટ અકબરે તે કાળે પોતાની પ્રજા ઉપર તથા ખાસ કરીને ખેડુતવર્ગ ઉપર ભારે ઉપકાર કર્યો હતો, એમ કહેવાની જરૂર રહેતી નથી.

શિલ્પ—શિલ્પની ઉન્નતિ માટે પણ સમ્રાટે સારો પ્રયત્ન કર્યો હતો. ભારતવર્ષની સર્વપ્રકારની શિલ્પકળાને ઉત્તેજન આપવાને તે સર્વદા તત્પરજ રહેતો. ગાલીચાઓ તૈયાર કરાવવા તેણે અનેક સ્થાને રાજકીય શિલ્પશાળાઓ ખુલ્લી મૂકી હતી. ઇરાન, મંગોલિયા તથા યૂરોપ જેવા દૂરના દેશાન્તરોમાંથી તેણે ગાલીચા માટેની સામગ્રી એકઠી કરી હતી. રાજકીય શિલ્પશાળાઓમાં ગાલીચાઓ ઉપરાંત બંદુકો તથા તોપો પણ એટલી બધી સુંદર તૈયાર થતી કે વિદેશી મુસાફરો તેની મુક્તકંઠે પ્રશંસા કર્યા વગર રહેતા નહિ. અકબરે રેશમ તથા રેશમનાં સર્વ પ્રકારનાં વસ્ત્રો ભારતવર્ષમાં તૈયાર કરાવવા કારીગરોને પુષ્કળ ઉત્તેજન આપ્યું હતું. કાશ્મીર અને લાહોરમાં જે શાલો તૈયાર થતી તેની બહોળી ખપત થાય તેવા ઇલાજો તેણે લીધા હતા અને એ રીતે શિલ્પીઓને ઉત્સાહિત કર્યા હતા. સેંકડો રાજકીય શિલ્પશાળાઓમાં અનેક પ્રકારની સામગ્રી, રાજ્યના ખર્ચે તથા રાજ્યની દેખરેખ નીચે તૈયાર થઇ બહાર પડતી.

ચિત્રકળાની ઉન્નતિ માટે પણ સમ્રાટે અનેક ચિત્રકારોને સહાયતા આપી પોતાના રાજ્યમાં રાખ્યા હતા. સંખ્યાબંધ ચિત્રકારો એક અઠવાડીઆ સુધી પોતપોતાની કલ્પના પ્રમાણે ચિત્રો તૈયાર કરી, એક દિવસે સમ્રાટ પાસે રજુ કરતા. સમ્રાટ તે સર્વે ચિત્રોની બારિકાઇથી પરીક્ષા કરતો અને જેનું ચિત્ર સર્વોત્તમ ઠરે તેને પુષ્કળ ઇનામ આપીને કે પગારમાં વધારો કરીને યોગ્ય ઉત્તેજન આપતો. અકબરની રાજસભાના સેંકડો ચિત્રકારો પણ આજે ઇતિહાસમાં અમર રહી ગયા છે. ઉક્ત સર્વ ચિત્રકારોમાં સર્વોત્તમ ચિત્રકાર એક હિંદુ હતો, એમ જણાવવામાં આવે છે. તેણે સમ્રાટનાં તથા મુખ્ય અમાત્યોનાં ચિત્રો તૈયાર કર્યાં હતાં.

પ્રસિદ્ધ મુસાફર બર્નીયર સાહેબે પણ ભારતની પ્રાયઃ તે સમયની ચિત્રકળા માટે બહુજ ઉચ્ચ અભિપ્રાય આપ્યો છે.

વેપાર— સમ્રાટે સર્વે પ્રકારના વેપારોને પણ ઉત્તેજન આપ્યું હતું. વિદેશી વ્યાપારીઓને હિંદમાં બોલાવવામાટે તેણે પોતાથી બનતું કર્યું હતું. જો કોઇ, વિદેશી વ્યાપારી ભારતવર્ષમાં આવતો તો સમ્રાટ તેની મુલાકાત લઇ, અતિ સહૃદયતાપૂર્વક તેની સાથે વાર્તાલાપ કરતો અને તેની પાસે જે વસ્તુ હોય તે વસ્તુની કિંમત ઉપરાંત અમુક દ્રવ્ય ભેટતરીકે આપી તે ઉત્કૃષ્ટ વસ્તુ પોતાની પાસે રાખતો. તે ઘણીવાર એમ કહેતો પણ ખરો કેઃ—"જો આપણે વિદેશી વેપારીઓને યોગ્ય ઉત્તેજન ન આપીએ, તો વિદેશીઓ આપણા દેશમાં આવે નહિ અને જો તેઓ ન આવે તો તેમના જેવી ઉત્કૃષ્ટ વસ્તુઓ તૈયાર કરવાની આપણને કલ્પના પણ ન થાય."

સમ્રાટના સમયમાં સુરત તથા ગોવા આદિ દરિયાને કિનારે આવેલાં બંદરોમાં યૂરોપના અનેક વેપારીઓ રહેતા હતા અને ત્યાં પોતાનો વેપાર કરતા હતા. યૂરોપ, આફ્રિકા, ઇરાન, અરબસ્તાન, ચીન, જાપાન તથા હિંદી મહાસાગરમાં આવેલા ટાપુઓમાં ભારતવર્ષનો વેપાર ધમધોકાર ચાલતો હતો. વિદેશી વેપારીઓ ભારતની દ્રવ્યસામગ્રી સાથે પોતપોતાના દેશમાં તૈયાર થયેલી વસ્તુઓની અદલા બદલી કરતા. ભારતવાસીઓ પણ અતિદૂરના દેશોમાં જઇ વાણિજ્ય કરતા હતા.

મહેસુલ—અબુલફઝલે લખ્યું છે કેઃ–" શેરશાહના સમય કરતાં સમ્રાટ અકબરના સમયમાં પ્રજાને બહુ અલ્પ મહેસુલ ભરવું પડતું હતું. દિલ્હી, આગ્રા, અલાહાબાદ, અયોધ્યા, અજમેર, માળવા, અમદાવાદ, કાબુલ ( કાશ્મીરનો સમાવેશ કાબુલમાંજ થઇ જાય છે ), લાહોર, મુલતાન, બિહાર તથા બંગાળા ( ઓડીસાનો સમાવેશ બંગાળામાંજ થાય છે) ઇત્યાદિ બાર પ્રાંતોમાંથી નવ કરોડ રૂપિયાથી કિંચિત્ વધારે મહેસુલની આવક થતી હતી. " ટૉમસ સાહેબના અભિપ્રાય પ્રમાણે અકબરની સર્વ પ્રકારની આવક ૩૨ કરોડ રૂપિયાની થતી હતી. અકબરના સમયમાં મનુષ્યોને અન્ન–વસ્ત્ર સંબંધી તંગીઓ વેઠવી પડતી નહોતી, તેમજ અમુક વર્ષે ભયંકર દુષ્કાળ આવીને ઉભોજ રહે, તેમ પણ બનતું નહોતું.

બીજા કરો—સમ્રાટે જજીયાવેરો, તીર્થવેરો, બંદરનો વેરો, મીઠા ઉપરનો કર, વૃક્ષો ઉપરનો કર, બળદો ઉપરનો કર, ચુલાવેરો, માથાવેરો, ( માથાદીઠ જે કર લેવાયતે માથાવેરો), હાટ ઉપરનો કર, ગૃહના વેચાણ તથા ખરીદ ઉપરનો કર, પશુવિક્રયસંબંધી કર, તેલ તથા ચામડા ઉપરનો કર તેમજ સલામી વેરો અને એવા બીજા અનેક નાના–મોટા કરો માફ કર્યા હતા. જમીનનું માપ કરાવતી વેળા જે કર આપવો પડતો તથા રાજ્યના ઉચ્ચ હોદ્દેદારોને જે ફરજીયાત વેરો ભરવો પડતો, તે સર્વ કરોમાંથી સમ્રાટે હિંદી પ્રજાને મુક્ત કરી હતી. સમ્રાટ જ્યારે

લડવા માટે બહાર નીકળતો ત્યારે ભાગ્યયોગે જો કોઇને ત્યાં વિશ્રામ લેતો, તો તે ઘરવાળા પાસેથી તેની જમીનસંબંધે કોઇ પણ પ્રકારનો કર કદાપિ લેવામાં આવતો નહિ.

તાંબૂલ, શેરડી તથા ગળી ઇત્યાદિ વસ્તુઓ ઉપર સમ્રાટના સમયમાં કર લેવાતો હતો. નૌકાદ્વારા નદી ઓળંગતી વેળા અશ્વ તથા ગાય-ભેંસ દીઠ એક આનો તથા ૧૦ માણસો વચ્ચે માત્ર એક પૈસો ભરવો પડતો હતો. આ પ્રમાણે જે આવક થતી તેમાંનો ા ભાગ રાજ્યની તિજોરીમાં જતો અને બાકીનો ભાગ નૈકાવાળાની પાસે રહેતો તે ઉપરાંત વિવાહપ્રસંગે પણ રાજ્યની તરફથી કર લેવાનો કાયદો હતો. મનસબદારો પોતાના ગજા પ્રમાણે ૪ રૂપિયાથી લઇ ૧૦ સુવર્ણમુદ્રાપર્યંત રાજ્યની ત્રિજોરીમાં કર આપતા. ધનવાન ગૃહસ્થો ૪ રૂપિયા, સામાન્ય સ્થિતિના મનુષ્યો ૧ રૂપિયો તથા સાધારણ જનસમાજ બે પૈસાથી કિંચિત ન્યૂન રકમ વિવાહપ્રસંગે રાજ્યના ખજાનામાં આપતા હતા. કાબૂલ, કંદહાર અને ઈરાન આદિ દેશોમાંથી જે ઉત્તમ અશ્વો ભારતમાં વેચવા માટે લાવવામાં આવતા તે પ્રત્યેક અશ્વદીઠ ૨-૩ રૂપિયા કરતરીકે લેવામાં આવતા.

ટંકશાળ—અકબરે પોતાના રાજ્યમાં જૂદે જૂદે સ્થળે ૪૨ ટંકશાળોની સ્થાપના કરી હતી. ઉકત ટંકશાળોમાં સોનારૂપાના તથા ત્રાંબાના સિક્કાઓ તૈયાર થતા; જેમાં છેક વિશુદ્ધ ધાતુનોજ ઉપયોગ કરવામાં આવતો હતો.

ધનભંડાર—સમ્રાટ અકબરના સમયમાં બાર ધનભંડારો હતા. તેમાંના ત્રણ ભંડારોમાં રોકડ નાણું, એકમાં કિંમતી મણિમુક્તાઓ, એકમાં કેવળ સોનું તથા એકમાં સુવર્ણ અને મણિમુક્તાવાળા અલંકારો રહેતા હતા. તે સિવાયના ભંડારોમાં અસંખ્ય મણિહારો તથા હીરાના હારો સંગ્રહવામાં આવતા. ઉકત ભંડારોમાંથી જાગીરદારોને તથા સેનાપતિઓને ઉછીનું નાણું આપવામાં આવતું. સમ્રાટના પોતાના લિખિતહુકમ સિવાય રાજ્યભંડારમાંથી કોઇને કાંઇ વસ્તુ મળી શકતી નહિ.

સિંહાસન—સમ્રાટની પાસે જૂદી જૂદી જાતનાં અનેક સિંહાસનો હતાં. તેને કિંમતી મણિઓ, મુક્તાઓ અને જવાહીરોથી શણગારવામાં આવતાં. સિંહાસનોમાં સોનાનોજ મુખ્યત્વે ઉપયોગ થતો. તેની ઉપર જે રાજછત્રો વિરાજતાં તે પણ મણિ મુક્તાવડે શણગારવામાં આવતાં હતાં.

કેળવણી—વિશાળ ભારતવર્ષમાં તે વેળા પણ અનેક ભાષાઓ પ્રચલિત હતી. સમ્રાટે સમગ્ર ભારતમાં એક ભાષાનો પ્રચાર કરવા અર્થે સંસ્કૃત, હિંદુસ્તાની અને ફારસી ભાષાના અમુક અમુક શબ્દો લઇ " ઉર્દુ " નામની એક નૂતન ભાષા તૈયાર કરાવી હતી. ફારસી લિપિના મૂળાક્ષરોની સહાયતા લીધી હોય તો થોડા સમયમાં થોડી જગ્યામાં ગંભીર અર્થવાળાં અનેક વાક્યો લખી શકાય

એમ ધારી નૂતન ભાષાના મૂળાક્ષરો તેણે ફારસી લિપિમાંથીજ પસંદ કર્યા હતા. તેમાંના અનેક શબ્દો હિંદુસ્તાની હોવાથી સઘળાં મનુષ્યો બહુજ સહેલાઇથી તેનો ઉપયોગ કરી શકતાં હતાં. રાજા ટોડરમલ " ઉર્દૂ " ભાષાનો પિતા હોવાનું માન ધરાવે છે.

સમ્રાટે સર્વ પ્રકારની કેળવણીને યોગ્ય ઉત્તેજન આપ્યું હતું. તેણે અનેક વિદ્યાલયોની પણ સ્થાપના કરી હતી. તે વિદ્યાલયોમાં હિંદુઓ તથા મુસલમાનો કેળવણી લઇ શકતા હતા. સમ્રાટે વિદ્યાલયસંબંધે નીચે પ્રમાણે ધારાઓ બહાર પાડયા હતાઃ "પ્રત્યેક બાળકને ઈશ્વરસ્તુતિસંબંધી તથા સદાચારસંબંધી સુંદર કવિતાઓ કંઠસ્થ કરવી પડશે. પ્રત્યેક બાળકને ધીમે ધીમે નીચેના વિષયો શીખવા પડશેઃ—નીતિગ્રંથ, પાટિગણિત, ખેતીવાડી વિદ્યા, ભૂમિતિ, જ્યોતિઃશાસ્ત્ર, આકૃતિ જોઇને પ્રકૃતિ પારખી કહાડવાની વિદ્યા, ગૃહસ્થાશ્રમસંબંધી ઉપયોગી શિક્ષણ, કાનુન, વૈદક, ન્યાય, વિજ્ઞાન તથા ઇતિહાસ. જેઓ સંસ્કૃતનો અભ્યાસ કરવા ઇચ્છતા હોય તેમને વ્યાકરણ, ન્યાય, વેદાંત તથા પાતંજલ દર્શનનું ખાસ કરીને અધ્યયન ( અભ્યાસ ) કરવું પડશે." સમ્રાટની કેળવણીસંબંધી પદ્ધતિ ભારતને માટે કેટલી હિતકર હતી, તેનો નિર્ણય કરવાને કોણ સમર્થ છે ?

સમ્રાટે સ્ત્રીકેળવણીને પણ ઉત્તેજન આપ્યું હતું. તેના અંતઃપુરમાં એક પુસ્તકાલય હતું. અંતઃપુરની સ્ત્રીઓ તેમાંથી પુસ્તકો લઈ સમ્રાટ પાસે બેસીને વાચન તથા મનન કરતી. બહેરામખાંની વિધવા પત્ની બહુ ઉત્તમ પ્રકારની કવિતાઓ રચી શકતી હતી. સમ્રાટના અંતઃપુરનો આવક–ખર્ચ સંબંધી હિસાબ અંતઃપુરની સ્ત્રી–નોકરોજ રાખતી હતી, એ વાત પૂર્વે કહેવાઇ ગઇ છે. રાણી રૂપમતી પણ એક સુશિક્ષિતા રમણી હતી. ભારતવર્ષમાં એક કાળે સુશિક્ષિતા સ્ત્રીઓનો અભાવ નહોતો.

ગુણાનુરાગ—સમ્રાટે સર્વ પ્રકારની કળાઓને તથા વિદ્યાઓને ઉત્તેજન આપ્યું હતું. સારા કવિઓને તથા જ્ઞાનની શોધમાં તલ્લીન રહેતા અભ્યાસીઓને તે નિયમિતપણે પૈસાસંબંધી સહાય આપતો હતો. તે કેટલીકવાર કહેતો કેઃ—" જો એવા કળાવાન અને બુદ્ધિમાન અભ્યાસીઓને આપણે ખાનપાન માટે યોગ્ય મદદ ન આપીએ, તો તેમને ભરણપોષણમાટે મહેનત કરવી પડે અને એમાં જે સમય જાય તે વિદ્યાવૃદ્ધિમાં એકંદરે ગંભીર હાનિ કર્યા વગર રહે નહિ." સમ્રાટના દરબારમાં ૫૯ કવિઓ હતા. તે સર્વને અકબર દ્રવ્યસંબંધી મદદ આપતો. ઉક્ત કવિઓમાં કવિવર ફૈઝી સર્વોત્તમ ગણાતો હતો. રાજા મનોહર ફારસીમાં બહુ મનોહર કાવ્યો રચી શકતો હતો. તેથી સભાસદો તેને " મહંમદ મનોહર "નું નામ આપી તેની પ્રશંસા કરતા હતા. તે ઉપરાંત ૧૫ કવિઓ રાજ્યનાં જૂદાં જૂદાં સ્થાનોમાં રહી કવિતાઓ રચીને સમ્રાટની પાસે મોકલી આપતા હતા. તેમને પણ

સમ્રાટ ઇનામો આપી સંતોષતો હતો. કવિઓ સિવાય સમ્રાટના દરબારમાં ૧૪૨ પંડિતો તથા વૈદ્યો પણ હતા. તેમાં ૩૫ જણ હિંદુ હતા. તેમાંના ત્રણ જણ તો ભટ્ટાચાર્ય હતા. ચંદ્રસેન નામનો એક વૈદ્ય વાઢકાપમાં બહુજ કુશળ ગણાતો હતો. આ સિવાય કેટલાએ ઐતિહાસિકોએ તથા કેટલાએ સાહિત્યસેવકોએ સમ્રાટની રાજસભા તથા સમ્રાટનો રાજ્યકાળ શોભાવ્યો હતો, તેની ગણત્રી કરવી સહજ વાત નથી. અબુલફઝલ જેવો ગદ્યલેખક ભારતવર્ષમાં મુસલમાન સમાજમાં હજીસુધી કોઇ જન્મ્યો નથી. ફૈઝી પોતે મુસલમાન હોવા છતાં પણ તેણે સંસ્કૃતભાષાનો અભ્યાસ કર્યો હતો. સમ્રાટે એક ઇતિહાસવિભાગની સ્થાપના કરી હતી. તે વિભાગમાં ચૌદ પ્રવીણ લેખકો નિરંતર ઇતિહાસ શોધવાનું તથા ઇતિહાસ લખવાનુંજ કાર્ય કર્યા કરતા હતા. તે સિવાય સમ્રાટે એક અનુવાદવિભાગ પણ સ્થાપ્યો હતો. તે વિભાગમાં અનેક વિદ્વાનો, વિવિધ ભાષાના ગ્રંથોના અનુવાદો કરવાનુંજ કાર્ય કરતા હતા. એક વિદ્વાનને કેવળ એક ગ્રંથના ભાષાંતર બદલ જે દ્રવ્ય તથા ઇનામ આપવામાં આવતું, તેનો વિચાર કરીએ તો આપણને અત્યારે આશ્ચર્ય થયા વિના રહે નહિ. તેની સાથે જ્ઞાન અને સાહિત્યની ઉન્નતિને માટે અકબર ઉદાર હાથે જે ખર્ચ કરતો તેને માટે પણ આપણને આનંદાશ્ચર્ય થયા વિના રહે નહિ. અમે હવે પછી એ વિષયનું વર્ણન કરીશું.

સમ્રાટની પાસે અમુક વંશ, કોમ કે ધર્મ કરતાં ગુણોને વિશેષ માન મળતું. અમુક વ્યક્તિમાં ગુણો છે, એમ જાણ્યા પછી તે કયી કોમનો કે કયા ધર્મનો છે તેની તપાસ કર્યા વગરજ તેને તે પુષ્કળ ઈનામ આપતો. ગુણી પુરુષોના ગુણોની કદર કરવા દર રવિવારે ઇનામો વહેંચવામાં આવતાં હતાં. તે સમયે હાથી, ઘોડા, પોષાકો, રોકડ રકમ તથા કિંમતી આભૂષણોદ્વારા ગુણી મહાજનોને નવાજવામાં આવતા. જો કોઇ મનુષ્ય સાધારણરીતે વિશેષ ગુણો ધરાવતો હોય તો તેને સમ્રાટ અકબર ભૂસંપત્તિ કિંવા જાગીર આપવામાં પણ સંકોચ કરતો નહિ. માત્ર મૂલાક્ષરોના બે-ચાર શબ્દોથી ઉત્તમ પુરુષોને સંતોષવાનો રિવાજ તે કાળે ભારતવર્ષમાં પ્રચલિત નહોતો. અત્યારે તેવા ગુણી પુરુષો પણ કોઈ વિરલજ હશે અને તેથી સામાન્ય ગુણી-મનુષ્યોને મૂલાક્ષરોના અમુક શબ્દો મળે તો તેમાં કાંઈ ખેદ કરવો યોગ્ય પણ નથી.

સમ્રાટે અનેક પ્રયત્નો કરી સામ્રાજ્યના ભિન્ન ભિન્ન પ્રદેશોમાંથી ગુણવાન પુરુષોને પોતાની પાસે બોલાવ્યા હતા અને તેમને ખૂબ સન્માન આપી તથા સહૃદયતાપૂર્વક દ્રવ્યસંબંધી ભેટો આપી સંતુષ્ટ કર્યા હતા. અકબરે ફૈઝી, અબુલફઝલ તથા તાનસેન જેવા સમર્થ પુરુષોને કેવી રીતે પોતાની રાજસભામાં બોલાવ્યા હતા, તેનું વર્ણન અમે પૂર્વે આપી ચૂકયા છીએ. તાનસેન સિવાય પણ અન્ય અનેક સંગીતશાસ્ત્રીઓ સમ્રાટના દરબારમાં સમ્રાટના ગુણોથી આકર્ષાઇને આવ્યા હતા. તાનસેનથી

ઉતરતે નંબરે બાબા રામદાસનું નામ આવતું. રામદાસ પણ તે કાળે પ્રસિદ્ધ સંગીતશાસ્ત્રી ગણાતો હતો. એકવાર પોતાના અદ્ભુત સંગીતવડે બહેરામખાનને મુગ્ધ કરી તેણે એક લાખ રૂપયાનું ઇનામ પ્રાપ્ત કર્યું હતું સમ્રાટ અકબર પોતે સંગીતને અંતઃકરણપૂર્વક ચાહતો એટલુંજ નહિ પણ ખુદ પોતે પણ સંગીતવિદ્યામાં બહુ સારી કુશળતા ધરાવતો હતો. સમ્રાટની રાજસભામાં સંગીતશાસ્ત્રીઓના સાત વિભાગો હતા. પ્રાતઃકાળ પૂર્વે રાત્રિના શાંત સમયે સમ્રાટ નિત્ય એક એક વિભાગનું સંગીત સાંભળવા બેસતો. સંગીત એ મુસલમાન ધર્મથી વિરુદ્ધ છે, એમ ધારી ઔરંગઝેબે સંગીતશાસ્ત્રીઓને પોતાની રાજસભામાંથી કહાડી મૂક્યા હતા. કાફીખાં લખે છે કેઃ–" આથી સંગીતશાસ્ત્રીઓને ખરેખર બહુજ લાગી આવ્યું. તેમણે સઘળાએ એકત્ર થઇ, એક કૃત્રિમ મુડદું ઉપાડી, મોટેથી વિલાપ કરતાં કરતાં ઔરંગઝેબના મહેલની પાસે થઇને એક દિવસે ચાલવા માંડયું. વિલાપનો કરુણ સ્વર સાંભળીને ઔરંગઝેબ મહેલની બારી પાસે આવીને ઉભો રહ્યો અને આટલા બધા માણસો કોના મૃત્યુથી વિલાપ કરે છે, તે જાણવા માગ્યું. પેલા સંગીતવેત્તાઓએ ઔરંગઝેબને ઉત્તર આપ્યો કેઃ " નામદાર ! રાગિણીરૂપી સુંદરી મૃત્યુ પામી છે, તેથી અમે તેને રોતા રોતા કબરમાં દાટવા માટે લઇ જઇએ છીએ. " ઔરંગઝેબે કહ્યું કેઃ–" બહુ ઠીક થયું; પણ એ રાગિણીસુંદરીને જમીનમાં એટલી તો ઉંડી દાટજો કે ફરીથી તેનો સ્વર પણ બહાર આવવા ન પામે અને તે અમારે કાને પણ ન પડે." માત્ર રાગિણીસુંદરીનેજ નહિ, પણ મોગલસામ્રાજ્યની રાજ્યલક્ષ્મીને પણ ઔરંગઝેબે એવી તો રસાતળે મોકલી દીધી હતી કે ફરીથી એ રાજ્યલક્ષ્મી યુગોના યુગો પસાર થવા છતાં ઉઠીજ શકીશ નહિ, એટલુંજ નહિ પણ ભવિષ્યમાં ઉઠી શકે એવો સંભવ પણ રહેવા દીધો નહિ.

**સમ્રાટનો મૈત્રીભાવ**—સમ્રાટ અકબર રાજ્યની પ્રજાનો એક ખરેખરો અને યથાર્થ મિત્ર હતો. તે મહાન અમીરો, ઉમરાવો કે શ્રીમંતો કરતાં પણ સામાન્ય જનસમાજમાં ભળવાનું વિશેષ પસંદ કરતો હતો. પ્રજાગણની સાથે દયા તથા પ્રેમપૂર્વક વાર્તાલાપ કરવાનો તેનામાં એક દૈવી ગુણ હતો. ગમે તેવો પણ દીન અને દરિદ્ર મનુષ્ય સમ્રાટ પાસે આવી શકે અને પોતાનું સુખદુઃખ જણાવી શકે એવો તેણે બદોબસ્ત રાખ્યો હતો. ઘણીવાર સમ્રાટ કૃત્રિમ વેષ પહેરી જનસમાજની અગવડો તપાસવાને બહાર નીકળી પડતો. કૃત્રિમવેષે તે ગરીબ મનુષ્યોની ઝુંપડીમાં દાખલ થતો અને થોડો સમય ત્યાં બેસી તેમનાં દુઃખો જાણી લઇ, તે દુઃખો દૂર કરવાને પોતાથી બનતું કરતો. કેટલીકવાર તો તે પોતાના અમાત્યોને કોઇ પણ પ્રકારની બાતમી આપ્યા વગર રાજધાનીમાંથી છાનોમાનો બહાર નાકળી જતો અને દેશની અવસ્થાનો પ્રત્યક્ષ અનુભવ મેળવવા ચોતરફ છૂટથી ભ્રમણ કરતો. તે ભ્રમણ દરમિયાન ગરીબ મનુષ્યોની તંગીઓ દૂર થતી, જનસમાજપ્રત્યેના અન્યાયો તથા અનાચારો દૂર થતા અને દુરાચારી તથા જુલમી મનુષ્યોને સખ્ત સજાઓ થતી.

ઇરાનના બાદશાહનો એક ભત્રીજો ભારતવર્ષમાં આવ્યો ત્યારે સમ્રાટે બહુ આદર–સત્કારપૂર્વક તેનું સ્વાગત કર્યું હતું અને તેને "ફર્ઝંદ" અથવા પુત્રની ઉપાધિ, પાંચ હજાર સેનાનું મનસબદાર–પદ તથા સંબલ પ્રદેશની જાગીર અર્પણ કરી હતી. કંદહાર કરતાં પણ સંબલનો પ્રદેશ અતિ વિશાળ હતો. પેલા મનસબદારને જાગીર મળી, એટલે તેણે તરતજ હિંદી પ્રજા ઉપર વિવિધ જુલમો ગુજારવા માંડયા. આથી સંબલની પ્રજાએ સમ્રાટ અકબર પાસે આવીને ફરિયાદ કરી. જો કોઇ અમલદાર પ્રજા ઉપર જુલમ ગુજારતો તો તેથી સમ્રાટને એટલો બધો ક્રોધ ચતો કે તે અમલદારને સખ્તમાં સખ્ત સજા કર્યા વિના તે શાંત થતો નહિ. અકબરનો આવો સ્વભાવ મનસબદાર બહુ સારી રીતે જાણતો હતો તેથી તેણે અકબર પાસે આવીને તીર્થયાત્રા અર્થે મક્કા ખાતે જવાની અભિલાષા પ્રકટ કરી. તેણે ધાર્યું હતું કે મક્કા ખાતે જવાનું બહાનું સાંભળી સમ્રાટ મારા ઉપર પ્રસન્ન થશે અને મને યાત્રાર્થે જવાનો નિષેધ કરશે; પરંતુ તેના પ્રજાવર્ગ ઉપરના જુલમથી સમ્રાટ અકબર એવો તો ગુસ્સે થયો હતો કે તેને આજે ને આજેજ મક્કા ખાતે જવાની આજ્ઞા આપી દીધી. મનસબદારની ધારણા નિષ્ફળ ગઇ. તેથી તેણે પસ્તાવો કરતાં કરતાં સમ્રાટ પાસે ક્ષમા યાચી. છેવટે સમ્રાટે તેની મર્યાદા અને પદવીનો વિચાર કરી પ્રથમ અપરાધ બદલ મુક્તિ આપી અને હવે પછી પ્રજા ઉપર જુલમ ન કરવાની સાવચેતી આપી, છતાં તેની જુલમ ગુજારવાની ટેવ દૂર થઇ નહિ. પુનઃ તે પ્રજા ઉપર ત્રાસ વર્તાવવા લાગ્યો. સમ્રાટને આ વાતની જેવી બાતમી મળી કે તરતજ તેણે તે જાગીર મનસબદાર પાસેથી ખુંચવી લીધી. પોતાનો પિતા એકવાર ઇરાનના શાહ પાસેથી સહાયતા પામ્યો હતો,તથાપિ એટલા ખાતર ઇરાનના એક જુલમી રાજપુત્રના અપરાધ માટે આંખમીંચામણાં કરવાનું સમ્રાટે યોગ્ય ધાર્યું નહિ. અંતે તે મનસબદારને અમુક રકમની આજીવિકા બાંધી આપી.

મહેસુલ ખાતાના કેટલાક નોકરો સમ્રાટના સમયમાં ખાનગી રીતે પ્રજા ઉપર અણઘટતો જુલમ ગુજારતા હતા. સમ્રાટને એ વાતની ખબર મળી એટલે તેણે ટોડરમલને તપાસ કરવાની અને સત્ય વાતનો નિર્ણય કરવાની આજ્ઞા આપી. રાજાની તપાસના પરિણામે રાજના નોકરોના દોષો સિદ્ધ થયા. ત્યારબાદ સમ્રાટની આજ્ઞાને અનુસરીને રાજા ટોડરમલે ઉક્ત અપરાધી નોકરોને એવી તો સખ્ત સજા કરી હતી કે, બાદાઉનીના કહેવા પ્રમાણે એ સજાના પરિણામે અનેક મનુષ્યો અકાળે મરણને શરણ થયા હતા. રાજપુરુષો અથવા અમલદારોના ત્રાસને સમ્રાટ કેવી દૃઢતાથી દાબી દેતો હતો તેનાં અનેક ઉદાહરણો મળી આવે છે. પ્રજાની હિતચિંતકતા સમ્રાટના હૃદયમાં કેવી બળવાનપણે વર્તતી હતી, તેનો પણ ઉક્ત દૃષ્ટાંતોથી સારો ખ્યાલ આવી શકશે.

સમ્રાટે પ્રજાહિતનાં કર્તવ્યો કરવામાં કદાપિ આળસ કર્યું નથી. એક દિવસે દરબારમાં આવીને કોઈએ સમાચાર આપ્યા કે અમુક સ્થળે અનેક બહારવટીઆઓ વસ્તી ઉપર ત્રાસ વર્તાવી રહ્યા છે. તેજ ક્ષણે સમ્રાટે પોતાના બહાદુર સૈનિકોને રવાના કર્યા; પરંતુ તેઓ પણ બહારવટીઆઓની સામે ફાવી શકે તેમ નથી, એમ સમ્રાટના જાણવામાં આવતાં તે પોતે શસ્ત્ર-અસ્ત્ર ધારણ કરી લડવાને બહાર પડ્યો. લૂંટારાઓ ને સમ્રાટ વચ્ચે ભારે યુદ્ધ થયું. છેવટે સમ્રાટે એ લડાઈમાં અનેક બહારવટીઆઓનો નાશ કરીને તથા બાકીનાઓને કેદ કરીને પ્રજા ઉપરનો ઉપદ્રવ સદાને માટે શાંત કર્યો હતો. પ્રજાનાં સુખ-દુઃખને સમ્રાટ પોતાનુંજ સુખ-દુઃખ સમજતો હતો.

દયા—સમ્રાટની દયાસંબંધે એકવાર આ દેશમાં કહેવતો પ્રચલિત થઈ હતી; અર્થાત્ વાર્તાલાપપ્રસંગે પણ અકબરની દયાનાં દૃષ્ટાંતો આપવામાં આવતાં હતાં. જર્મન રાજકુમાર નોવર લખે છે કેઃ—"સામ્રાજ્યના સંરક્ષણ અર્થે જોઈએ તે કરતાં વિશેષ રક્તપાત સમ્રાટે કર્યો નથી." બાદાઉની કહે છે કેઃ—". સમ્રાટમાં એટલી બધી દયાવૃત્તિ હતી કે તે દયા છેવટે દોષરૂપે ગણાવા લાગી હતી. " મતલબ કે સમ્રાટનાં વિવિધ કર્તવ્યો તેના હૃદયની ઉદારતાની તથા મહત્તાની આજે પણ ગંભીરસ્વરે ઘોષણા કરી રહ્યાં છે. સમ્રાટ જ્યારે દરબારમાં આવીને બેસતો ત્યારે એકાદ ખજાનચી સોના-રૂપાની અસંખ્ય મહોરો લઈને સમ્રાટની પાસે ઉભો રહેતો અને અકબરની આજ્ઞા પ્રમાણે હાજર થયેલાં દીન-દરિદ્રી મનુષ્યોને તે વહેંચી આપતો. સમ્રાટ જ્યારે રાજમાર્ગ ઉપર ફરવા નીકળતો ત્યારે પણ તેની સાથે એકાદ ખજાનચી હાજર રહેતો અને સમ્રાટની આજ્ઞાનુસાર દરિદ્રીઓને ધનદાન આપતો. તેણે ફત્તેપુર-સીક્રી ખાતે એક નાનીસરખી તળાવડી ખોદાવી હતી અને તે વિવિધ મુદ્રાઓથી સર્વદા પરિપૂર્ણજ રાખવામાં આવતી હતી. પ્રાતઃકાળથી લઈને રાત્રિના બીજા પહોર સુધી ઉક્ત સ્થળે ગરીબો યોગ્ય પ્રમાણમાં મદદો મેળવી શકતાં હતાં. સમ્રાટના સમયમાં ધર્મ કે જ્ઞાતિના ભેદો નહોતા, એ વાત અમે પૂર્વે અનેક વાર જણાવી ગયા છીએ. સહાય આપતી વેળા પણ ગરીબ, મુર્ખ, પંડિત કે ધર્મ કિંવા જાતિનો લેશ પણ ભેદ રાખવામાં આવતો નહોતો. જેઓ ખાનદાન કુળમાં જન્મ્યાં હોય, પરંતુ યોગ્ય કેળવણીના અભાવે પોતાનું ભરણ-પોષણ ચલાવી શકતાં ન હોય, અથવા જેઓ ભયંકર રોગો અને વ્યાધિઓ કિંવા વૃદ્ધાવસ્થાને લીધે શ્રમ કરી શકે તેમ ન હોય તેમને સમ્રાટ તરફથી વિનાસંકોચે બહોળા પ્રમાણમાં ધનદાન આપવામાં આવતું. કોઈ કોઈ વાર લાખો દીન-દરિદ્રી મનુષ્યોને બોલાવી સમ્રાટ મુક્તહસ્તે લાખો સ્વર્ણ-મુદ્રાઓ ( સોનામહોરો ) વહેંચી દેતો.

સામ્રાજ્યના અનેક ભાગોમાં સમ્રાટે દરિદ્ર-આશ્રમો, અનાથાશ્રમો તથા ઔષ-

ધાલયોની સ્થાપના કરી હતી. અનાથાશ્રમોમાં ગરીબ માણસોને પેટપૂરતું ભોજન નિત્ય આપવામાં આવતું ફત્તેપુર–સીક્રીની સીમા ઉપર તેણે એક આશ્રમમંદિર બંધાવ્યું હતું. તે આશ્રમમાં એક વિશાળ હૉલ કેવળ હિંદુઓ માટે તથા અન્ય એક વિશાળ હૉલ કેવળ મુસલમાનો માટે અલગ રાખવામાં આવ્યો હતો. હિંદુઓના હૉલને તે સમયે " ધર્મપુર " એવું નામ તથા મુસલમાનોના હૉલને " ખેરપુર " નામ આપવામાં આવ્યું હતું. જે ગૃહમાં હિંદુયોગીઓ રહેતા હતા તે ગૃહને લોકો " યોગીપુર " ના નામથી ઓળખતા હતા. ઉક્ત ગૃહોમાં નિરંતર સેંકડો અતિથિઓ આવતા અને રાજ્યના ખર્ચે આહારાદિ કરી પોતાના માર્ગે ચાલ્યા જતા. સમ્રાટની ઉદારતાનું જો પૂરેપૂરું વર્ણન આપવા બેસીએ તો એક મોટો ગ્રંથ લખાય. અમે એ લોભ આ સ્થળે જતો કરીએ છીએ.

પોતાના તાબાના નોકરોને જો જખમો લાગ્યા હોય તો કેટલીકવાર સમ્રાટ પોતે તેમને પોતાના હાથથી મલમપાટા બાંધવા લાગી જતો. સુવિશાળ ભારતવર્ષનો મહાન સમ્રાટ સામાન્ય સૈનિકોની શુશ્રૂષા કરવામાં પણ માનહાનિ સમજતો નહોતો. રાજ્યના હિંદુ તથા મુસલમાન અમાત્યોને ત્યાં જઇ તેમને સન્માન આપવામાં પણ તે કશો સંકોચ રાખતો નહોતો. વસ્તુતઃ તે એવો તો સાદો અને નિરભિમાન હતો કે તેને જોવાથી તે ભારતવર્ષનો મહાન સમ્રાટ હશે, એવો કોઇને ખ્યાલ પણ આવે નહિ. બળવાખોરો સમ્રાટની સામેના યુદ્ધમાં જખમી થયા ત્યારે પણ સમ્રાટ અકબર તેમની કાળજીપૂર્વક સેવાશુશ્રૂષા કરતો. પુનઃ પુનઃ બળવા ઉઠાવનારાઓને પણ તેણે ઉદારતાપૂર્વક ક્ષમા આપી છોડી દીધા હતા.

દેશમાં દુકાળ પડતાં સમ્રાટ પોતાનાં વિશ્વાસુ નોકરોને પુષ્કળ દ્રવ્ય આપી, જૂદા જૂદા વિભાગોમાં મોકલી આપતો અને એ રીતે દુકાળપીડિત પ્રજાનું સંપૂર્ણ રક્ષણ કરતો. દુકાળના સમયમાં મહેસુલની ઉઘરાણી મુલતવી રાખવામાં આવતી. હદ ઉપરાંતની વૃષ્ટિને લીધે કિંવા રેલ ફરી વળવાને લીધે જો ખેડુતો મોટી મુશ્કેલીમાં આવી પડતા, તો સમ્રાટ તે વર્ષે પણ તેમની પાસેથી મહેસુલ વગેરે કાંઇ લેતો નહિ; પણ સારાં વર્ષોમાં તે લહેણી રકમ ધીરે ધીરે વસુલ કરી લેતો.

યુદ્ધખર્ચ—યુદ્ધમાં જોર–જુલમ તથા ઘાતકીપણું ગુજારી યુદ્ધનો ખર્ચ વસુલ કરી લેવો, એવી સમ્રાટ અકબરની રાજનીતિ નહોતી. મોગલ લશ્કર એક સ્થળેથી અન્ય સ્થળે કૂચ કરી જતું, ત્યારે પણ કોઇ પ્રજાજનની ધન–સંપત્તિને કોઇ સૈનિક હાથ લગાડતો નહિ. જોર–જુલમ ગુજારવાનો કે મનુષ્યોને ત્રાસ આપવાનો સમ્રાટે પોતાના સૈનિકોને ખાસ નિષેધ કર્યો હતો. અકબરે એવી વ્યવસ્થા રાખી હતી કે સૈન્યની સાથે અમુક દુકાનદારો પણ કૂચ કરે અને જે સ્થળે સૈન્ય પડાવ નાખે તે સ્થળે દુકાનદારો નિયમિત રીતે હાટ માંડી, સૈનિકોની પાસેથી મૂલ્ય લઇ જરૂરી વસ્તુઓ પૂરી પાડે. કદાચિત્ ધાન્યનાં ક્ષેત્રો કાપીને છાવણી

નાખવાની સેનાધિપતિને જરૂર પડે તો તે ઉગેલા ધાન્યની કિંમત રાજ્ય તરફથી ખેડુતને ભરી આપે એવો સમ્રાટે લશ્કરના અમલદારોને હુકમ કર્યો હતો. લશ્કરી છાવણીની આસપાસ પહેરેગીરો સર્વદા ઉભા રહેતા અને સૈનિકો તથા સૈનિકોના હાથી–ઘોડા આદિ જાનવરો, પાસેનાં ધાન્યક્ષેત્રોમાં કાંઇ બગાડ ન કરે તે માટે કાળજી રાખતા હતા. મુસલમાન સૈન્ય જો એક દેશ ઉપર હલ્લો કરે અને ત્યાં વિજય પ્રાપ્ત કરે તો તેઓ ત્યાંના નિવાસીઓને, તેમનાં સ્ત્રી–પુત્રોને તથા સગાં–વહાલાંઓને કેદ કરી શકે, એટલુંજ નહિ પણ તેમને કાયમને માટે ગુલામ બનાવી, મરજી પડે તે સ્થળે મરજીમાં આવે તેટલી કિંમત લઇ વેચી દઇ શકે, એવો સૈનિકોને અકબરના રાજ્ય પહેલાં અધિકાર આપવામાં આવતો. મનુષ્યમાત્રને કમકમાટ ઉપજાવે એવા આ દુષ્ટ ધોરણને લીધે મુસલમાનો કરતાં કમનસીબ હિંદુઓનેજ અનેકગણો ત્રાસ પામવો પડતો, એમ કહેવાની જરૂર નથી. સમ્રાટ અકબરે સિંહાસન ઉપર આવ્યા પછી સાતમે વર્ષે ઉક્ત તિરસ્કારપાત્ર તથા નિષ્ઠુર ધોરણ રદ કર્યું હતું. "પિતાના અપરાધ માટે પુત્રને સજા કરવી, એ ઉચિત નથી, તેમજ સ્વામીના દોષમાટે સ્ત્રીને અપરાધી ગણવી એ ન્યાય નથી," એમ જણાવી સમ્રાટે ઉદારતાપૂર્વક એક એવી આજ્ઞા બહાર પાડી હતી કેઃ–"હવે પછી રાજકીય સેના કોઇ પણ કારણે કોઇને કેદ કરી શકશે નહિ, તેમજ ગુલામતરીકે વેચી પણ શકશે નહિ." જે બળવાખોરો વારંવાર બળવો ઉઠાવી સામ્રાજ્યને મોટી મુશ્કેલીમાં ઉતારતા હતા અને સૈન્ય તથા દ્રવ્યનો નિરર્થક નાશ કરતા હતા, તેઓ પણ જ્યારે સમ્રાટના શરણે આવી ક્ષમા યાચતા ત્યારે સમ્રાટ તેમને ક્ષમા આપ્યા વગર રહી શકતો નહિ, એટલુંજ નહિ પણ એકવાર ખુંચવી લીધેલી જાગીર પણ પુનઃ પાછી સોંપી દેતો. શત્રુ રાજાની નગરી ઉપર વિજય મેળવ્યા પછી ત્યાંના કોઇ ધનિકની ધન-સંપત્તિનો સમ્રાટે સ્પર્શ પણ કર્યો નહોતો. તેથી ઉલટું તેણે પોતે પોતાના સૈનિકોને નગરીના જુદા જુદા લત્તામાં ગોઠવી દઇ શહેરની પ્રજાને દુષ્ટ મનુષ્યોના પંજામાંથી બચાવવાને પૂરતા પ્રયત્નો કર્યા હતા. વૈર લેવાની વૃત્તિ તો સમ્રાટના હૃદયમાં હતીજ નહિ, એમ કહીએ તો અસત્ય નથી. ગમે તેવો શત્રુ સમ્રાટની પાસે હાજર થઇ ક્ષમા માગતો, તો દયાળુ સમ્રાટ તે આપ્યા વગર રહેતો નહિ. બળવાખોરો શરણે આવ્યા પછી સમ્રાટ તેમને પોતાના મિત્રસમાનજ લેખતો. શત્રુરાજાની રાજધાની તાબે કર્યા પછી, સમ્રાટ જનસમાજના અપરાધોને માફ કરતો અને પોતાની તરફનો સ્વાભાવિક ઉદારતાપૂર્ણ ઢંઢેરો બહાર પાડતો.

તોપ–બંદુક—સમ્રાટે જે સેંકડો શિલ્પશાળાઓની સ્થાપના કરી હતી, તે શાળાઓમાં ઉત્કૃષ્ટ તોપ, બંદુક, દારુગોળો, છરાઓ, તરવારો, બખ્તરો તથા ઢાલો આદિ યુદ્ધોપયોગી સામગ્રી તૈયાર થતી હતી. સમ્રાટે પોતાની શિલ્પશાળામાં

એવી મહાન તોપો તૈયાર કરાવી હતી કે તેદ્વારા ૧૨ મણનો ગોળો સહેલાઇથી દૂર ફેંકી શકાતો હતો. અનેક હાથીઓ તથા બળદો જોડવામાં આવતા ત્યારેજ એક તોપ એક સ્થળેથી અન્ય સ્થળે પહોંચી શકતી હતી. કેટલાક ઐતિહાસિકો એમ પણ જણાવે છે કે તે કાળે ભારતવર્ષમાં એવી મહાન તોપો તૈયાર થતી હતી કે એક એક તોપ ૩૦ મણનો લોઢાનો ગોળો સહેલાઇથી બહુ દૂરપર્યંત ફેંકી શકતી હતી. ડાવ સાહેબ લખે છે કે:-" જો ઢાકામાં અને આરકોટમાં મહાન મજબૂત તોપો આપણને દૃષ્ટિગોચર ન થતી હોત તો આપણે અકબરના સમયની અતિ મહાન તોપોના વર્ણનસંબંધે સદા શંકાશીલજ રહી જાત." પ્રસિદ્ધ મુસાફર બર્નીયર સાહેબ કે જે અકબરની પછી ૫૦ વર્ષે હિંદુસ્તાનમાં આવ્યો હતો, તે ભારતવર્ષમાં તૈયાર થતી બહુજ મજબૂત તોપોનું નિરીક્ષણ કર્યા પછી એટલે સુધી લખી ગયો છે કે:-" ભારતના જેવી તોપો અને બંદુકો હજી યૂરોપમાં પણ તૈયાર થાય છે કે નહિ તેનોજ મને તો શક છે. " પોતાની શિલ્પશાળામાં ઉત્તમ તોપો વગેરે તૈયાર કરાવવા માટે સમ્રાટ પોતે જાતે જે પરિશ્રમ તથા ઉત્સાહ લેતો તે ખરેખર આપણને આશ્ચર્યમુગ્ધ કરે તેમ છે. તેની શાળામાં એવાં બખ્તરો તૈયાર થતાં કે બંદુકની ગોળીઓ તે બખ્તરને ભેદી શકવાને સમર્થ થઇ શકતી નહોતી. સમ્રાટ પોતે તેમજ તેના સૈનિકો પણ એજ બખ્તરો પહેરીને યુદ્ધાર્થે સજ્જ થતા. સમ્રાટે પોતેજ પોતાના બુદ્ધિબળથી તોપ અને બંદુક આદિ યુદ્ધસામગ્રીમાં સુધારો વધારો કર્યો હતો. તે તોપો ગાડાં તથા ગાડીઓદ્વારા લઇ જવામાં આવતી. તેણે એક એવા પ્રકારની તોપ પણ તૈયાર કરાવી હતી કે જે સગવડની ખાતર છૂટી પડી શકે અને યુદ્ધસમયે થોડીજ વારમાં સંયુકત પણ થઇ શકે. તેણે એક એવું યંત્ર પણ તૈયાર કરાવ્યું હતું કે જેની સહાયથી એકીસાથે સત્તર તોપોને અગ્નિ લાગે અને તેજ ક્ષણે ગોળાઓ તથા ગોળીઓની વૃષ્ટિ શત્રુપક્ષ ઉપર થવા લાગે! એકીવેળા એક મનુષ્ય ૧૬ બંદુકો સાફ કરી શકે એવું પણ એક યંત્ર સમ્રાટે તૈયાર કરાવ્યું હતું. ખેતીવાડીને માટે ઉપયોગી થઇ શકે એવાં પણ અનેક યંત્રો સમ્રાટે પોતાના બુદ્ધિબળથી તૈયાર કરાવ્યાં હતાં.

જહાજ—જે સમયનું અમે આ સ્થળે વર્ણન કરીએ છીએ તે સમયે ભારત-સમુદ્રમાં યૂરોપની પ્રજાએ પ્રબળ સત્તા ફેલાવવા માંડી હતી. યૂરોપી પ્રજાનાં જહાજો ભારતની બન્ને બાજુએ નિર્ભયપણે વિહરતાં હતાં. જો કે યૂરોપિયનોને ભારતવર્ષ તથા મક્કાની સાથે લાભો સંબંધ નહોતો, તોપણ તેમની રજા સિવાય તથા તેમની મહેરબાની સિવાય ભારતીય મુસલમાનો સમુદ્રમાર્ગે મક્કાપર્યંત જઇ શકતા નહોતા. પોર્ટુગીઝના અમલદારો સંતુષ્ટ થાય તોજ તેઓ મુસલમાનોને મક્કા સુધી જવાનો પરવાનો આપતા. આ પરવાના ઉપર મથાળે ઇસુખ્રિસ્તની

તથા તેની માતાની મૂર્તિ છાપવામાં આવતી. મુસલમાન પ્રજાને નછૂટકે આવા ચિત્રવાળો પરવાનો લેવો પડતો.

સમ્રાટ અકબરથી એ વાત સહન થઇ શકી નહિ. તેણે પોર્ટુગીઝોની હરિફાઇ કરવાની ઇચ્છાથી, તેમના જેવાંજ મહાન જહાજો પોતાના રાજ્યમાં તૈયાર કરાવવાનો પ્રયત્ન કરવા માંડયો. ભારતનાં વિવિધ બંદરો ઉપર જહાજો બનાવવાનું કામ તડામાર ચાલવા લાગ્યું. સમુદ્રકિનારા સિવાય અલ્લાહાબાદ અને લાહોર જેવાં સ્થળોએ પણ બહુજ મોટાં અને મજબૂત જહાજો તૈયાર થવા લાગ્યાં અને તે તૈયાર થઇ રહ્યા પછી વર્ષાઋતુમાં નદીમાં તરતાં તરતાં સમ્રાટની પસંદગીવાળાં બંદરોએ પહોંચવા લાગ્યાં. એક એક જહાજમાં કેટલી જાતના કેટલા નોકરો રહેતા હતા, તેનું અમે નીચે વર્ણન આપીએ છીએ. તે ઉપરથી જહાજોની ઉપયોગિતા તથા વિશાળતાનું અનુમાન અમારા પાઠકો કરી શકશે.

પ્રત્યેક જહાજમાં બાર પંક્તિના નોકરો રહેતા. જે નાવિકો સમુદ્રની ભરતી-ઓટસંબંધે ઉત્તમ પ્રકારનું જ્ઞાન ધરાવતા હોય, કયે સ્થળે પાણી કેટલું ઉંડું છે, તેનો નિર્ણય કરવાને જેઓ સમર્થ હોય, કયે સમયે કયી દિશામાંથી કેવા પ્રકારનો વાયુ આવવો જોઇએ, તેનો જેઓ અનુભવ ધરાવતા હોય, એટલુંજ નહિ પણ જેઓનું શરીર તદ્દન તંદુરસ્ત હોય, તરવામાં કુશળ હોય અને જેઓ પરિશ્રમી, કલેશ સહન કરવાની શક્તિવાળા તેમજ દયાળુ હોય તેઓજ માત્ર જહાજખાતામાં નોકરી મેળવવાને યોગ્ય ગણાતા હતા. ઉપર જે બાર પંક્તિના નોકરો કહ્યા તેની સવિસ્તર વિગત આ પ્રમાણે મળી આવે છેઃ–(૧) જહાજનો અધ્યક્ષ. જહાજની ગતિસંબંધી નિર્ણય કરવાની જવાબદારી તેને શિરે રહેતી. (૨) કપ્તાન. જહાજને હંકારવાનું કામ તેના હાથમાં રહેતું. (૩) આસી૦ કપ્તાન. મુખ્ય કપ્તાનને તે સહાય આપતો અને જહાજ ઉપડતી વેળા તથા કાંઠે પહોંચતી વેળા સમય–પત્રક પ્રમાણે વ્યવસ્થા કરતો. (૪) જહાજમાં રહેલી સામગ્રી ઉપર દેખરેખ રાખનારો એક અમલદાર. (૫) જહાજમાં રહેલા મનુષ્યોને રસોઇ કરવાને ઉપયોગી ચીજો પૂરી પાડનાર તથા જહાજમાંનો સામાન નીચે ઉતારવામાં તથા લઇ જવામાં સહાયતા આપનાર. (૬) જહાજસંબંધી ખર્ચનો સઘળો હિસાબ રાખનાર તથા પીવા યોગ્ય પાણીની તપાસ રાખનાર અને યોગ્ય પ્રમાણમાં પાણી વાપરવાની રજા આપનાર. (૭) સહાયકો કે જેઓની સંખ્યા કોઇ કોઇ વહાણમાં વીશ જેટલી હોવાનું પણ જણાવવામાં આવે છે. (૮) અમુક મનુષ્યો કે જેઓ સમુદ્રના વાતાવરણની નિરંતર તપાસ રાખતા અને કિનારાની તથા તોફાનની આશંકા જણાતાં તરતજ અધ્યક્ષને કે કપ્તાનને સમાચાર આપતા. (૯) જહાજમાં પાણી ભરાઇ જાય તો તે બહાર કાઢી નાખનાર. (૧૦) તોપ ફોડવામાં કુશળ ગણાતા લશ્કરીઓ. જળયુદ્ધસમયે તેઓ પોતાના જહાજનો

બચાવ કરતા. જહાજના આકાર પ્રમાણે તોપખાનાંના માણુસો પ્રત્યેક જહાજમાં વધતા-ઓછા પ્રમાણુમાં રહેતા. (૧૧) મુખ્ય ખલાસી. (૧૨) સાધારણુ ખલાસી. ઉપર જણાવેલા નોકરોનો પગાર ભિન્ન ભિન્ન બંદરે ભિન્ન ભિન્નરૂપે આપવામાં આવતો. હુગલી પાસે આવેલા સંપ્રગ્રામ બંદરે અધ્યક્ષને રૂા. ૪૦૦, કપ્તાનને રૂા. ૨૦૦, મુખ્ય ખલાસીને રૂા. ૧૨૦, પ્રત્યેક સાધારણુ ખલાસીને રૂા. ૪૦ તથા પ્રત્યેક સૈનિકને રૂા. ૧૨ નો માસિક પગાર આપવામાં આવતો. પ્રત્યેક જહાજમાં વિવિધ ગૃહો હતાં. કોઇ ગૃહમાં મુસાફરોને રહેવાની તથા કોઇ ગૃહમાં કેવળ વાણિજ્યની સામગ્રીજ રાખવાની પરવાનગી આપવામા આવતી. જહાજના મુખ્ય નોકરોને ઉકત પગાર ઉપરાંત રહેવાને અમુક ગૃહો પણુ મુફત મળતાં. તેમાં તેઓ પોતાના વ્યાપારની વસ્તુઓ ભરતા અને પરદેશમાં તે વેચી દઇ પગાર ઉપરાંત બીજો પણુ ઘણો લાભ મેળવી શકતા હતા. સમ્રાટ અકબરના સમયમાં સપ્તગ્રામ ખંભાત, લાહાડી આદિ સમુદ્રકિનારે આવેલાં સ્થાનો બંદરતરીકે સુપ્રસિદ્ધ થયાં હતાં. લાહાડી બંદર વર્તમાન કરાંચીની પાસેજ આવેલું હતું. સમ્રાટના જહાજો પોર્ટુગાલ, મલાકકા તથા સુમાત્રાના ટાપુઓ અને પેગુ આદિ સ્થાનોપર્યંત આવ-જા કરી શકતાં હતાં. સમ્રાટની પાસે જહાજોની મોટી સંખ્યા હતી. વિવિધ બંદરોની પણુ તેના સમયમાં બહુ સારી ઉન્નતિ થઇ હતી.

કિલ્લાઓ ઈત્યાદિ—સમ્રાટે અનેક સ્થળે મજબૂત કિલ્લાઓ બંધાવ્યા હતા. કિલ્લાઓની આસપાસ ઉંડી ખાઇઓ પણુ ખોદાવી હતી. આ કિલ્લાઓમાં અટક, આગ્રા તથા અલાહાબાદનો કિલ્લો આપણું ખાસ ધ્યાન આકર્ષે તેમ છે. તે સિવાય ગ્વાલિયર, અજમેર, ચિતોડ, આસીરગઢ, સુરત, ચુનાર, રોતાસગઢ તથા પુરાતન દિલ્હી વગેરે શહેરોના અસંખ્ય કિલ્લાઓ સમ્રાટના તાબામાં હતા. તેણે કેટલીક નૂતન નગરીઓની પણુ સ્થાપના કરી હતી. અનેક રાજમાર્ગો પણુ તૈયાર કરાવ્યા હતા. અનેક ધર્મશાળાઓ, નહેરો, તળાવો તથા કૂવાઓ પણુ પ્રજાહિતાર્થે બંધાવ્યા હતા. કેટલીએ જાતના મહેલો, ઉદ્યાનો તથા પ્રાસાદોવડે ભારતવર્ષ જેવા વિશાળ મહાદેશને તેણે અલંકૃત કર્યો હતો. તેનો તો નિર્ણય પણુ અત્યારે થઈ શકતો નથી.

સૈન્ય—સમ્રાટે કુમાર સલીમને દસ હજાર, કુમાર મુરાદને આઠ હજાર, કુમાર દાનીઆલને સાત હજાર તથા સલીમના પુત્ર ખુશરૂને પાંચ હજાર સેનાનું મનસબદારપદ કિંવા સેનાપતિપદ આપ્યું હતું. રાજ્યના મુખ્ય અને પ્રધાન પુરુષો પાંચ હજાર સેનાનું સેનાપતિપદ પ્રાપ્ત કરી શકતા હતા. તેથી અધિક સેનાનું સેનાપતિપદ ખાસ કારણુ સિવાય કોઇને આપવામાં આવતું નહોતું. છતાં હિંદુ અને મુસલમાનોમાં એક માત્ર રાજા માનસિંહજ સર્વ પહેલાં સાત હજાર સેનાનું સેનાપતિપદ મેળવવાને ભાગ્યશાળી થયો હતો. ઉપર કહ્યાં તે પદો

કેવળ સન્મમાનસચકજ હતાં, એમ અમે પૂર્વે જણાવી ગયા છીએ. આવશ્યકતા પ્રમાણે એક સેનાપતિ પાંચ-સાત હજારથી અધિક સેનાનું સેનાપતિપદ પણ ધારણ કરી શકતો હતો.

અબુલ ફઝલ લખે છે કે, "સમ્રાટ પાસે ૪૪ લાખ સૈનિકો હતા. તેમાંનો મોટો ભાગ જાગીરદારો તરફથીજ સમ્રાટને મળ્યો હતો. સમ્રાટના પોતાના અધ્યક્ષપણા નીચે ૫ હજાર હાથીઓનું સૈન્ય, ૪૦ હજાર ઘોડેસ્વારોની સેના તથા અનેક પાયદળસૈન્ય પણ હતું."

સમ્રાટે ઉચ્ચ વર્ગના મનુષ્યોનું એક સૈન્યદળ તૈયાર કર્યું હતું. તેમાં દરબારના નોકરો, ચિત્રકારો તથા શિલ્પશાળાના અધ્યક્ષો વગેરેને ખાસ કરીને દાખલ કરવામાં આવ્યા હતા. ઉક્ત માનનીય સૈનિકોમાંના અનેકોને રૂ. ૫૦૦ સુધીનો માસિક પગાર આપવામાં આવતો. આ ઉચ્ચ વર્ગના સૈન્ય ઉપર એક પ્રધાન અમાત્ય નાયકતરીકે નિમાતો અને તે નાયક ઉપર સમ્રાટ પોતે સેનાપતિતરીકે રહી, સઘળી વ્યવસ્થાઓ સંભાળતો. આ પ્રકારના સૈન્યને વર્તમાન કાળની વૉલંટિયરોની ટુકડી સાથે સરખાવી શકાય.

મનસબદારોને જ્યારે જાગીર આપવામાં આવતી, ત્યારે તેઓ પોતાના રાજ્યમાં સૈન્યની અમુક સંખ્યા રાખવાનું કબૂલ કરતા; પરંતુ તેઓ તેમ કરતા નહિ અને સમ્રાટના અમલદારો તેમના સૈન્યની તપાસ કરવાને આવતા ત્યારે બીજાના અશ્વો માગી લાવીને હાજર કરતા. પાયદળ સૈનિકોને બદલે તેઓ પોતાના ગામમાંથી અમુક વાણિયાઓને કે મજુરોને પકડીને સૈનિક જેવો વેપ પહેરાવીને રજુ કરતા. જાગીરદારોની આવી લુચ્ચાઇની સમ્રાટને ખબર પડતાં તેણે મનસબદારોના હાથીઓ, અશ્વો ઇત્યાદિ પશુઓની પીઠ ઉપર અમુક પ્રકારની છાપ મારવાનું ચાલુ કર્યું અને જાગીરદારોની પાસેથી જાગીર લઇ, તેને બદલે અમુક પગાર આપવા માંડયો. પાંચ હજાર સેનાનું સેનાપતિપદ ધરાવનારા મનસબદારોને ૨૮૦૦૦-૩૦૦૦૦ રૂ. નો માસિક પગાર આપવામાં આવતો અને તેઓ પોતાના ખર્ચે ૩૪૦ અશ્વો, ૫૦ હાથીઓ, ૧૦૦ બળદો જેવાં ભારવાહક પશુઓ તથા ૧૬૦ ગાડીઓ રાખતા. એક હજાર સેનાનું સેનાપતિપદ ધરાવનારા મનસબદારોને ૮૦૦૦-૮૨૦૦ રૂપીયાનો માસિક પગાર આપવામાં આવતો અને તેઓ પોતાને ખર્ચે ૧૦૪ અશ્વો, ૩૧ હાથીઓ, ભારવાહક ૨૫ પશુઓ તથા ૪૨ ગાડીઓ રાખતા. સમ્રાટના સમયમાં સઘળા મળીને ૪૧૫ મનસબદારો હતા. તેમાં હિંદુઓની સંખ્યા માત્ર પાંઠનીજ હતી. મુસલમાન મનસબદારો કરતાં હિંદુ મનસબદારોની સંખ્યા ન્યૂન હતી, એટલા માટે સમ્રાટ મુસલમાનો પ્રત્યે વિશેષ પક્ષપાત ધરાવતો હશે, એવી કલ્પના કરવાની જરૂર નથી. હિંદુઓપ્રત્યે દ્વેષવૃત્તિ ધરાવનાર બાદાઉની જેવો ઐતિહાસિકલેખક એક સ્થાને લખી ગયો છે

કે:—" હિંદુ મનસબદારોની સંખ્યા વધારવાને માટે સમ્રાટે અનેક પ્રયત્નો કર્યા હતા; પરંતુ હિંદુઓની સંખ્યામાં કેમે કરતાં હજી વૃદ્ધિ થઇ નથી. છતાં થોડાજ સમયમાં સેનાપતિઓ અને તેવાજ બીજા ઉચ્ચ હોદ્દેદારોની જગ્યાઓ હિંદુ ગૃહસ્થોવતી તે ભરી દેશે એમાં શક નથી." વસ્તુતઃ તે કાળે હિંદુઓ અત્યારની માફક રાજ્યની નોકરીઓ કે રાજકાર્યો પ્રાપ્ત કરવાની એટલી બધી લોલુપતા ધરાવતા નહોતા. તેમજ દૂર દેશોમાંથી દિલ્હી અને આગ્રા જેવી રાજધાનીમાં વારંવાર જવું-આવવું તે પણ તેમને માટે સહજ નહોતું. આ સઘળાં કારણોને લીધે હિંદુઓ સમ્રાટની સેવામાં જોડાયા ન હોય તો તેમાં અકબર ઉપર આક્ષેપ કરવાની જરૂર નથી. મનસબદારોના લીસ્ટમાં ઉડીસાના કેટલાક જમીનદારોનાં નામો મળી આવે છે; પરંતુ કોઇ પણ બંગાળી જમીનદારનું નામ તેમાં જણાતું નથી. તે ગમે તેમ હો પણ એટલું તો ચોક્કસ છે કે સમ્રાટના સમયમાં અનેક હિંદુઓ રાજ્યની સર્વથી ઉચ્ચ પદવીઓ અને અધિકારો ધરાવતા હતા. ત્યારબાદ તેના પૌત્ર શાહજહાનના સમયમાં પ્રથમ અને દ્વિતીય વર્ગના ઉચ્ચ અધિકારો હિંદુઓ પાસેથી લઇ લેવામાં આવ્યા હતા અને પછી અકબરના પ્રપાત્ર ઔરંગઝેબના સમયમાં સામ્રાજ્યના સઘળા વિભાગોમાંથી હિંદુઓને હાંકી કઢાડવામાં આવ્યા હતા અને તેમની જગ્યાઓ મુસલમાનોથી ભરવામાં આવી હતી.

જેઓ સૈનિક વિભાગમાં પ્રવેશવાની ઉમેદવારી કરતા, તેમની પરીક્ષા સમ્રાટ અકબર પોતે કરતો અને તેમની આકૃતિ ઉપરથી તેમની પ્રકૃતિની અતિ સૂક્ષ્મ કસોટી કર્યા પછીજ તેમને સૈન્યમાં દાખલ કરતો. એક સ્થળે એમ પણ જણાવવામાં આવ્યું છે કે અમુક વ્યક્તિ વસ્તુતઃ સૈનિક છે કે સૈનિકના વેષવાળો કોઇ વણિક છે, તે માત્ર તેનો ચહેરો જોયા પછી સમ્રાટ તરતજ કહી દેતો.

વર્તમાન સમયની યુદ્ધપદ્ધતિ એવા પ્રકારની છે કે અમુક ઘોડેસ્વારો સર્વપ્રથમ આગળ ચાલે છે અને વિશાળ સૈન્યને પાછળ આવવા દઈ, દુશ્મનોના આકસ્મિક હલ્લાઓનું પોતે નિવારણ કરે છે; અથવા તો શત્રુની સંખ્યા અમુક સ્થળે છે, એવો પત્તો મેળવી પોતાની પાછળ આવતા સૈન્યને યોગ્ય સમયે સાવચેત બનાવે છે. સમ્રાટે પણ પોતાના સૈન્યમાં એ પદ્ધતિ દાખલ કરી હતી. કોઇ કોઇ સ્થળે મોટાં જંગલો કપાવીને, તેણે મોટા રાજમાર્ગો તૈયાર કરાવ્યા હતા અને એ નવીન રાજમાર્ગે પોતાના મોગલ સૈન્યને લડવા માટે રવાના કર્યું હતું. સૈન્યની સગવડ માટે સમ્રાટ કેટલી કાળજી રાખતો, તે આ ઉપરથી સ્પષ્ટ થાય તેમ છે.

સમ્રાટના સમયમાં હાથીઓ બહુ ઉપયોગી લેખાતા હતા. તેઓ મહાન તોપો રણક્ષેત્રમાં ઉપાડી જતા. બહાદુર સૈનિકો હાથમાં બંદુક લઇ, હાથી ઉપર બેસી શત્રુસેનાનો સંહાર કરતા. નાની નાની તોપો તો હાથીની પીઠ ઉપર

રાખીને પણ ફોડી શકાતી હતી. હાથીઓની સૂંઢ ઉપર બખ્તરો જડી લેવામાં આવતાં અને એ કેળવાયેલા હાથીઓ સૂંઢમાં મોટી તરવારો લઇ શત્રુસેનામાં ધસી જઇ મનુષ્યોનો સંહાર કરતા. તોપોના મહાન ધ્વનિઓથી અને અગ્નિના ભયંકર ભડકાઓથી હાથીઓ ગભરાઇને નાસી ન જાય, એટલુંજ નહિ પણ તેઓ પોતે સૂંઢમાંની તરવારદ્વારા શત્રુનો નાશ કરે, એવું સમ્રાટે હાથીઓને શિક્ષણ આપ્યું હતું.

પશુ—સમ્રાટની સુવિશાળ હસ્તીશાળામાં નિરંતર ૫૦૦૦ હાથીઓ રાખવામાં અવતા. અકબરને હાથીઓનો બહુ શોખ હતો તેથી જૂદા જૂદા દેશોમાંથી ગમે તેટલા ખર્ચે તથા ગમે તેટલા પરિશ્રમે અતિ ઉત્કૃષ્ટ હાથીઓ પોતાના રાજ્યને માટે તે મંગાવતો. એકાદ ઉત્તમ હાથીને માટે લાખ રૂપિયા આપવા પડે તોપણ તે વિનાસંકોચે આપતો.

સમ્રાટની અશ્વશાળામાં ૫૦૦૦–૬૦૦૦ અતિ ઉત્કૃષ્ટ અશ્વો કાયમને માટે રાખવામાં આવતા. અરબસ્તાન, ઇરાન, તુર્કસ્તાન તથા કાબૂલ અને કાશ્મીરમાંથી ખાસ અશ્વો સમ્રાટની અશ્વશાળા માટે મંગાવવામાં આવતા હતા. એકાદ સર્વોત્તમ અશ્વને માટે સમ્રાટે ૫૦૦ સોના મહોર જેટલી કિંમત પણ ભરી આપી હતી.

સમ્રાટ જે અશ્વ અથવા જે હાથી ઉપર આરોહણ કરતો તે અશ્વ તથા હાથીને વિવિધ મણિમુક્તાઓ તથા સ્વર્ણાલંકારોથી શણગારવામાં આવતો. સમ્રાટને માટે અશ્વ ઉપર નાખવાનું જીન ખાસ સોનાનુંજ બનાવવામાં આવ્યું હતું અને તેની ઉપર મણિમુક્તા આદિ કિંમતી જવાહીરો જડી લેવામાં આવ્યાં હતાં. અકબર જ્યારે હાથી કે અશ્વ ઉપર સ્વારી કરતો ત્યારે તેજ ક્ષણે તેના પાલકને અમુક ઇનામથી સંતોષવામાં આવતો. કોઇ પણ અશ્વ ભારતવર્ષમાંથી બહાર દેશાવરો ખાતે ન જાય તે માટે સમ્રાટે ખાસ કાયદો કર્યો હતો અને એ કાયદાનો પૂરેપૂરો અમલ થાય તે સારૂ તેણે કોટવાળો વગેરેને ખાસ સાવચેતી આપી હતી.

સમ્રાટની પશુશાળામાં ઉંટોનો પણ ટોટો નહોતો. સૈનિકો ઘણીવાર ઉંટો ઉપર બેસીને હાથમાં બંદુક લઇને શત્રુઓનો વિનાશ કરતા. એક ઉત્કૃષ્ટ ઉંટને માટે સમ્રાટે ૧૨ સોના મહોરોની કિંમત આપી હતી.

તે સમયે ગુજરાતની ગાયો સર્વોત્તમ ગણાતી હતી. બંગાળમાં અને દક્ષિણપ્રદેશમાં પણ ઉત્તમ ગાયો મળી આવતી હતી. એક એક ગાય તે સમયે રોજ અર્ધો મણ જેટલું દૂધ આપતી. ગાયના રક્ષણ તથા પોષણ માટે સમ્રાટે ખાસ કાયદાઓ ઘડી અને ઇનામો આપી લોકોને ઉત્તેજન આપ્યું હતું. સમ્રાટે પોતે એકવાર ૫૦૦૦ રૂપિયા આપી બે ગાયો વેચાતી લીધી હતી. પોતાની પશુશાળાના હાથીઓ તથા અશ્વો ચોક્કસ સમયે ચોક્કસ પ્રકારનો આહાર મેળવે છે કે નહિ,

તેની પણ તે બરાબર તપાસ રાખતો.

જે વાત હિંદુઓ પોતાના ભાગ્યદોષને લીધે સમજી શકયા નહોતા અને ડાર્વીને પણ જે વિધિ બહુ લાંબા કાળે શોધી કહાડી હતી, તે વાત અકબરે એ અંધાધુંધીવાળા યુગમાં પણ શોધી કહાડી હતી—અર્થાત્ ઉત્કૃષ્ટ જીવોના સંયોગદ્વારા અતિ ઉત્કૃષ્ટ જીવો ઉત્પન્ન કરી શકાય છે, એ કુદરતી નિયમ અકબરે શોધી કહાડી તે પ્રમાણે પશુજાતિની ઉન્નતિ કરવાનો તેણે પ્રયત્ન કર્યો હતો. ઉક્ત શોધના પરિણામે અકબરે ભારતવર્ષની અશ્વજાતિ, ઉંટજાતિ તથા કબુતરો આદિ પ્રાણીઓની જાતિમાં પણ ઘણો સુધારો કર્યો હતો.

**ખાદ્ય સામગ્રીના ભાવો**—સમ્રાટના સમયમાં ખાદ્ય સામગ્રીના કેવા ભાવો હતા, તે નીચે દૃષ્ટિપાત કર્યાથી જણાઈ આવશે:—એક મણ ઘઉંના ૦-૪-૦, જવના ૦-૩-૩, ચોખાના ૦-૮-૦ થી ૨-૧૨-૦ સુધી, મગની દાળના ૦-૭-૦, તેલના ૨-૦-૦ લવણના ૦-૬-૦, સાકરના ૧-૬-૦, દૂધના ૦-૧૦-૦, ઘીના રૂ. ૨-૧૦-૦, તે ઉપરાંત બાંધકામને માટે જે ઇંટોની જરૂર પડતી તે ઇંટો બાર આનાની હજાર લેખે મળતી હતી. એક ઇંટ ત્રણ શેર વજનની થતી. (આ વજન તથા માપ બંગાળીજ સમજવાનું છે.)

**મજુરીનો દર**—તે સમયે મજુરીનો દર કેવો હતો, તે પણ નીચે દૃષ્ટિ કરવાથી જણાઇ આવશે. મીસ્રીઓને ૧-૮-૦ થી લઇ ૫-૪-૦ સુધી, સાધારણ સુથારને ૨-૪-૦, સાધારણ મજુરોને ૧-૮-૦, હાથીના માવતોને ૫-૦-૦, બંદુકવાળા સૈનિકોને ૨-૧૨-૦ થી લઇ ૬-૪-૦ સુધીનો માસિક પગાર આપવામાં આવતો. દશ બંદુકધારી સિપાઈઓ ઉપર એક જમાદાર રહેતો તેને ૬-૮-૦ થી ૭-૮-૦ સુધીનો, પાયદળ. સૈનિકને ૨-૮-૦ નો તથા ઘરના સામાન્ય નોકરોને ૪-૧૨-૦ નો માસિક પગાર મળતો.

**ઉત્તરાધિકારી**—જો કોઇ મનુષ્ય મૃત્યુ પામે અને તે રાજયનો દેવાદાર ન હોય તો તેની ધન-સંપત્તિ તેના ઉત્તરાધિકારીને પ્રાપ્ત થતી. હકદાર વારસની ગેરહાજરીમાં તેની મિલકત રાજ્યની મિલકતમાં મળી જતી.

**જાહેર નીતિ**—વ્યભિચારિણી સ્ત્રીઓને અથવા વેશ્યાઓને નગરમાં કોઇ પણ સ્થળે સ્થાન આપવામાં આવતું નહિ. તેવી સ્ત્રીઓ નગર બહાર અમુક લત્તામાં રહેતી. સમ્રાટ અકબરે તે લત્તાને શેતાનપુર નામ આપ્યું હતું. શેતાનપુરમાં એક ઑફીસ પણ રાજ્ય તરફથી ખોલવામાં આવી હતી. જે પુરુષો શેતાનપુરની મુલાકાત લે અથવા શેતાનપુરની વેશ્યાને નગરમાં પોતાને ત્યાં લઇ જાય તેની સમસ્ત નોંધ નામ—ઠામ સાથે ઉક્ત ઑફીસના નોકરો પોતાના દફતરમાં રાખતા. આથી સારા કુળના ગૃહસ્થો દુરાચારના માર્ગે ચડી શકતા નહિ.

**સુગંધ**—સમ્રાટને સુગંધી વસ્તુઓનો ભારે શોખ હતો. તેનો રાજમહેલ

તથા રાજદરબાર, તાજાં ખીલેલાં સુગંધી કુસુમો તથા કુસુમમાળાઓવડે નિરંતર સુશોભિત તથા આમોદિતજ રહ્યા કરતો. સોનાની ધૂપદાનીમાં ચંદન તથા અગરૂ આદિના ધૂપો નિરંતર સળગ્યા કરતા હતા. સમ્રાટ પોતે પણ સુગંધી દ્રવ્યો તૈયાર કરી શકતો હતો. આ વિષે અમે આગળ બોલી ગયા છીએ.

અભિપ્રાયો—સમ્રાટ એક તરફ પોતાના સુવિશાળ મોગલ સામ્રાજ્યની સુવ્યવસ્થા તથા દૃઢતા માટે જેમ રાજનીતિમાં સુધારા-વધારા કરવાને સર્વદા ચિંતાતુર રહેતો, તેવીજ રીતે બીજી તરફ પશુશાળામાં કયા પશુને કયારે કેવો આહાર આપવો તેનો નિર્ણય પણ ઘણું કરીને તે પોતેજ કરતો; અર્થાત્ એક સામાન્ય કાર્યથી લઇ રાજ્યનાં ગંભીર કાર્યો પણ તે પોતાની જાતેજ સંભાળવાને મથતો હતો. પોતે બહાર પાડેલી રાજ્ય—આજ્ઞાને અમલદારો માન આપે છે કે નહિ, તેની પણ તે પોતે કસોટી કરી જોતો ત્યારેજ તેનો આત્મા શાંત થતો. એક બંદુક શિલ્પશાળામાં તૈયાર થઇને બહાર પડે તે પહેલાં સમ્રાટ એક કે બે વાર નહિ પણ પાંચવાર તેની પરીક્ષા કરી જોતો. તે સમયના હિંદના સમ્રાટોમાં અકબરના જેવો પરિશ્રમ કે તેના જેવી કાળજી અન્ય કોઇ સમ્રાટે લીધી નથી. બ્લૉકમૅન સાહેબ લખે છે કેઃ—" અકબર એકીસાથે અનેક કાર્યો ઉપર લક્ષ આપી શકતો. તેનાજ પરિણામે તેની રાજનીતિ એટલી બધી ફતેહમંદ નિવડી હતી." મેલસેન સાહેબ લખે છે કેઃ—" જો કે અકબર યુદ્ધસંબંધી કાર્યોમાં ઉત્સાહ લેતો, તોપણ તેમાં તેને આનંદ પડતો નહિ; કારણ કે તે પોતે એમ માનતો હતો કે યુદ્ધ એ એક અનિવાર્ય અપકૃત્ય છે. યુદ્ધને બદલે સુંદર રાજનીતિદ્વારા જનસમાજની ઉન્નતિ કરવી, એને તે હજારગણું વિશેષ પસંદ કરતો હતો. એટલા માટે પોતાની રાજનીતિ જેમ બને તેમ સવિશેષ સુંદર અને ઉપકારક બનાવવાનો પ્રયત્ન તે અહોનિશ કર્યા કરતો હતો. રાજાની શક્તિનું યથાર્થ માપ યુદ્ધદ્વારા નહિ પણ સુંદર રાજનીતિદ્વારાજ નીકળી શકે છે, એમ તે માનતો હતો. તેણે પોતાના બાહુબળથી જે સામ્રાજ્ય જીતી લીધું હતું તે સામ્રાજ્યને તેણે પ્રજાતંત્રદ્વારા સુદૃઢ કર્યું હતું. લોકોની ઇચ્છાને માન આપવું તે પોતાનું કર્તવ્ય છે એમજ તે માનતો હતો." તેણે જે જે પ્રદેશો જીતી લીધા હતા, તે તે પ્રદેશોમાં તેણે સુવ્યવસ્થાની સ્થાપના કરી હતી. સુયોગ્ય રાજનીતિ પ્રવર્તાવી હતી, વિચાર, ઉચ્ચાર અને કાર્યમાં તેમજ ધર્મમાં પણ લોકોને એકસરખી સ્વતંત્રતા અર્પી હતી. વસ્તુતઃ એવી રીતે દેશનું ભલું કરવા માટેજ કિંવા દેશમાં ન્યાય અને નીતિનો પ્રચાર કરવા માટેજ સમ્રાટે અનેક પ્રદેશો ઉપર વિજય મેળવ્યો હતો. પ્રત્યેક મનુષ્યને તે પોતાનો બંધુજ સમજતો હતો. તેની દૃષ્ટિમાં જાતિ-ધર્મ કે ઉચ્ચ-નીચ એવા ભેદો પ્રવેશીજ શકતા નહોતા. તેણે સર્વત્ર એવી રાજ્યાજ્ઞા ફેલાવી દીધી હતી કે કાયદાની પાસે પ્રત્યેક મનુષ્ય સમાન છે; માટે ન્યાયાધીશોએ પણ હિંદુ—

મુસલમાનોના ભેદો ભૂલી જવા. તેણે સાધારણ જનસમાજના હિતાર્થે એક-સરખા હકકવાળી રાજનીતિ પ્રવર્તાવી હતી, અને પ્રત્યેક મનુષ્ય પોતપોતાની વવેકબુદ્ધિ પ્રમાણે વર્તવાને સ્વતંત્ર છે, એમ જણાવી ભારતવર્ષમાં નવયુગનાં તેજસ્વી કિરણો પ્રસાર્યાં હતાં. રક્તપાત પ્રત્યે તે અત્યંત તિરસ્કાર દર્શાવતો હતો. દયાની સાથે લોકોને ન્યાય આપવો, એ તેનું મુખ્ય સૂત્ર હતું. વૈરનો બદલો વૈરથી લેવાને બદલે વૈરનો બદલો ક્ષમાથી લેવાનું તે અધિક પસંદ કરતો હતો; છતાં જરૂર પડે તે પ્રસંગે હૃદયની સ્વાભાવિક કરુણાને દાબી દઇ કઠોરતા દર્શાવવાને પણ તે ભૂલતો નહિ. જ્યાંસુધી અમુક મનુષ્ય ભવિષ્યમાં સુધરી શકે એમ છે, એવો સંભવ જણાય ત્યાંસુધી સમ્રાટ તેને સખ્ત સજા ફરમાવતો નહિ. "જાઓ, હવે પછી એવું પાપ-કર્મ કરશો નહિ, " એમ કહી સામાન્ય અપરાધીઓને છોડી મુકવા એ તેના ચારિત્ર્યની મૂળ નીતિ હતી. તેનો ઉપદેશ પણ ઉપર કહ્યું તે એકજ વાકયમાં સમાઇ જતો. તે ખરેખરો સ્નેહશીલ તથા બંધુ-વત્સલ હતો. અન્યને પોતાની તરફ કેવી રીતે ખેંચવા, એ કળા તે બહુ સારી રીતે જાણતો હતો. લોકોને સ્નેહદ્વારા મુગ્ધ કરવાનું તેનામાં અપાર સામર્થ્ય હતું. તેણે શત્રુઓને સન્માન આપી તથા તેમના પ્રત્યે સહૃદયતા દર્શાવી પોતાના પક્ષમાં ભેળવી દીધા હતા. "સંમિલન કરવું-સંપ સ્થાપવો" એજ તેનું મૂળ લક્ષ હતું. અકબરના કરતાં વિશેષ સહૃદય, પ્રજાહિતાકાંક્ષી, ઉત્સાહી તથા કદરદાન સમ્રાટ ભારતવર્ષમાં અન્ય કોઇ જન્મ્યો નથી. તેણે મોગલ વંશની વંશાવલીમાં અગાધ સુખશાંતિ તથા સમૃદ્ધિ આણ્યાં હતાં, એ વાતનો કોઇ અસ્વીકાર કરી શકે તેમ નથી.

બર્નીયર સાહેબે પ્રત્યક્ષ અનુભવ મેળવ્યા પછી લખ્યું છે કે-"ભારતવર્ષમાં એવી ઉત્કૃષ્ટ બંદુકો તૈયાર થાય છે કે તેના કરતાં શ્રેષ્ઠ બંદુકો યૂરોપમાં તૈયાર થતી હશે કે નહિ તે શંકા છે. " હંટર સાહેબ લખે છે કે:-"યૂરોપના વેપારીઓ સોળમા સૈકામાં સર્વથી પ્રથમ ભારતીય સમુદ્રકિનારે પહોંચ્યા ત્યારે તેમણે હિંદુ—મુસલમાનોની સભ્યતા ઉત્તમ પ્રકારની જોઈ હતી. પોતાના દેશની સભ્યતા કરતાં ભારતવર્ષની સભ્યતા કોઇ રીતે પછાત હોય તેમ તેને લાગ્યું નહોતું. તે સમયે પૃથ્વીની કોઇ પણ જાતિ સ્થાપત્યવિદ્યામાં, સૂત્ર તથા રેશમનાં વસ્ત્રો તૈયાર કરવામાં અને સુવર્ણ તણા મણિમુક્તાના અલંકારો તૈયાર કરવામાં ભારતવાસીઓ કરતાં ચડી જાય તેવી નહોતી; પરંતુ ત્યારપછી ભારતવર્ષની કળા આગળ વધવાને બદલે એકજ સ્થાને જડવત્ પડી હતી. બીજી તરફ યૂરોપે એટલી બધી ત્વરાથી ઉન્નતિ કરવા માંડી કે ભારતવર્ષ કરતાં તે ઘણું આગળ વધી ગયું ! ભારતવર્ષ તથા યૂરોપ એક કાળે સમાન સ્થિતિમાંજ હતાં; પરંતુ સતત્ આગ્રહ અને પ્રયત્નના પરિણામે યૂરોપ ઉન્નતિના ઉચ્ચ શિખરે પહોંચ્યો.

અને ભારતવર્ષ જયનિ ત્યાંજ પડી રહ્યો !

સમ્રાટ અકબરે ભારતવર્ષને રસાતળની ઊંડી ખાઇમાંથી ઉન્નતિના ઉચ્ચ શિખરે લઇ જવાનો એકવાર ભગીરથ પ્રયત્ન કર્યો હતો. સમ્રાટના સમયનો આ આર્યદેશ પ્રત્યેક વિષયમાં યૂરોપની સાથે સ્પર્ધા કરવાને સમર્થ હતો; પરંતુ આજે ભારતમાં અને યૂરોપમાં કેટલો બધો ભેદ પડી ગયો છે ? યૂરોપે આપણાથી કેટલી વિશેષ ગતિ કરી છે, તેનો વિચાર કરવો એ પણ અત્યારે ઉપહાસાસ્પદ ગણાય. ભારતવર્ષે અકબરના બતાવેલા માર્ગથી ભ્રષ્ટ થઇ પુનઃ અવનતિના અંધકારમાં પ્રવેશ કર્યો છે. ભારતવાસીઓએ જો અકબરની નીતિનો પરિત્યાગ કર્યો ન હોત તો આજે આર્યપ્રજા પણ જગતની એક મહાશક્તિવાન પ્રજા લેખાતી હોત એમાં શંકા નથી. અકબરરૂપી ચંદ્રે ભારતવર્ષરૂપી–અંધકાર–આકાશમાં પ્રકાશિત થઇને માર્ગભ્રષ્ટ, દિઙ્મૂઢ તથા આત્મકલેશમાંજ તલ્લીન રહેનારા ભારતવાસીઓને એકવાર ઉન્નતિનો સીધો અને સરળ માર્ગ દર્શાવી આપ્યો હતો. અકબરે–ચંદ્રે, અંધકારમાં આથડી આથડીને કંટાળી ગયેલી ભારતીય પ્રજાને જે નિર્મળ અમીરસ પાઇને નવું જીવન આપ્યું હતું, તેનો બદલો કોઇરીતે વળી શકે તેમ નથી. હાય ! ભારતભૂમિ ખરેખરજ હતભાગિની છે. જો તેમ ના હોત તો અકબરનાં દષ્ટાંતોની તથા તેના ઉપદેશોની આ દેશમાં આટલી બધી ઉપેક્ષા ન થાત !

---

# उनविंश अध्याय–धर्मनीति

---

"વિવેકબુદ્ધિ, એજ ધર્મનો એકમાત્ર પાયો છે." અકબર

ધર્મનો ઉદ્દેશ શું ? સમ્રાટ અકબર તેનો ઉત્તર આપતાં કહે છે કે મનુષ્યસમાજનું કલ્યાણ કરવું, એજ ધર્મનો ઉદ્દેશ છે. ધર્મનું મૂળ શું ? તેનો ઉત્તર આપતાં તે કહે છે કે જ્ઞાન અને યુક્તિ એ ધર્મનું મૂળ છે. જો આમ છે તો પછી ઇસ્લામધર્મ અને ક્રિશ્ચિયનધર્મ એ ઉભય ધર્મો "અમે તો ઇશ્વરદ્વારાજ પ્રત્યક્ષભાવે (સીધી રીતે) ઉત્પન્ન થયા છીએ" એવા અહંકારપૂર્વક, એક ધર્મ તરવારના બળથી તથા દ્વિતીય ધર્મ કૂટનીતિના પ્રાબલ્યથી પૃથ્વીનું અકલ્યાણ શામાટે સાધી રહ્યા હશે ? જો કોઇ એક ધર્મ સાક્ષાત્ ઇશ્વરદ્વારાજ સીધી રીતે ઉત્પન્ન થયો હોય તો પૃથ્વીના સમસ્ત ધર્મો તે ઇશ્વરીધર્મની સામે હરિફાઇ કરવાને શું શક્તિમાન થઇ શકે ? વસ્તુતઃ ઇશ્વરની ઇચ્છા સામે કોણ ટકી રહે ? જો ઇશ્વરને પોતાને કોઇ એક ધર્મની ઉત્પત્તિ કરવી હોત તો તે હજારો અને લાખો વર્ષ પૂર્વે જ્યારે મનુષ્યસમાજની ઉત્પત્તિ થઇ તેજ સમયે–એક ધર્મનો પ્રચાર કેમ ન કરત ?

તેમ નહિ કરતાં હજારો અને લાખો વર્ષપર્યંત મૌનભાવે બેસી રહી, જગતમાં જે લાખો અને કરોડો મનુષ્યો જન્મ–જરા– મૃત્યુના માર્ગે સતત ગતિ કરી રહ્યાં હતાં, તેમના પ્રત્યે ઉદાસીનતા દર્શાવી ઇશ્વર કેવળ આધુનિક સમયેજ ધર્મનું પ્રેરણ કરવાને તૈયાર થયો તેનું શું કારણ? વળી આ બહુભાષા તથા બહુજાતિમય સુવિશાળ પૃથ્વીના માત્ર એક ક્ષુદ્ર અંશમાંજ શું તે ધર્મનો પ્રચાર કરવાનો ઇશ્વરનો હેતુ હશે? મનુષ્યજાતિની સભ્યતા તથા ધર્મનો ઇતિહાસ વાંચવાથી તથા વિચારવાથી એવી પ્રતીતિ થાય છે કે જેવી રીતે ધર્મભાવવગરની સ્વાભાવિક અવસ્થામાંથી મનુષ્યો ધીમે ધીમે સુધરેલી અવસ્થામાં આવે છે; અથવા જેવી રીતે અજ્ઞાનતાની વનભૂમિમાંથી મનુષ્યો જ્ઞાનના રાજ્યમાં પ્રવેશે છે, તેવીજ રીતે ધર્મની પણ મનુષ્યોદ્વારાજ ઉત્પત્તિ થય છે. મનુષ્યોની યુક્તિઓ જેમ જેમ વિશુદ્ધ બનતી ગઇ, તેમ તેમ તેમની ધર્મભાવના પણ વિશુદ્ધ બનવા લાગી. અકબરે પોતાની અસાધારણ પ્રતિભાના બળથી ઉક્ત સત્ય શોધી કહાડ્યું હતું. તે કહેતો કે:–"કેવળ જ્ઞાન અને યુક્તિદ્વારાજ ધર્મની ઉત્પત્તિ થઇ છે. મનુષ્યોએજ ધર્મ ઉત્પન્ન કર્યો છે." અકબરે વિચાર કર્યો કે:–"ભારતવર્ષમાંના અસંખ્ય પંથો એજ રીતે ઉત્પન્ન થઇને આજે ભારતવાસીઓમાં પરસ્પરમાં ઇર્ષ્યા–કલેશ–કંકાસ કરાવી રહ્યા છે અને સમસ્ત ભારતવર્ષને સંમિલિત કરવામાં અંતરાયરૂપ થઈ પડ્યા છે. એ પ્રત્યેક ધર્મનિમિત્તે ઉદ્ભવેલા પર્વત સરખા અંતરાયો દૂર કરવા માટે પ્રત્યેક વિચારશીલ ભારતસંતાને બની શકે તેટલો સમયનો તથા શક્તિનો ભોગ આપવો જોઇએ. જ્યાં સુધી એવા પ્રબળ પ્રયત્નો કરવામાં નહિ આવે, ત્યાંસુધી ભારતની ભિન્ન ભિન્ન પેટા જાતિઓ સંમિલિત થઇ શકશે નહિ અને જ્યાંસુધી એવું સંમેલન નહિ થાય, ત્યાંસુધી ભારતવર્ષીય જાતિ જગતમાં એક પ્રબળ પ્રજાતરીકે પોતાનું માથું ઉચું કરી શકશે નહિ અને પોતાના સ્વાભાવિક ગૌરવવડે દિશાઓનાં મુખ ઉજ્જવલ કરી શકશે નહિ. મારા જીવનનો માત્ર એકજ ઉદ્દેશ છે અને તે એજ કે ભારતવર્ષને અવિભક્ત–અખંડ પ્રજાકીય પ્રદેશ બનાવવો અને જનસમાજનું શ્રેય સાધવું. મને બીજું કાંઇજ જોઇતું નથી. આ હતભાગ્ય ભારતની મહા ઉન્નતિ હું પ્રત્યક્ષ જોઇ શકું, એજ એકમાત્ર મારી વાંચ્છના છે. તે વાંચ્છના ફલીભૂત કરવા, ભૂતકાળમાં જે જ્ઞાન અને જે યુક્તિના પ્રતાપે ધર્મની ઉત્પત્તિ થઇ હતી, તેજ જ્ઞાન અને તેજ યુક્તિનો આધાર લઇ, ભારતની વર્તમાન શોચનીય સ્થિતિ સુધારવાનો કિંવા ભિન્ન ભિન્ન જાતિઓને સંમિલિત કરવાનો અને વિવિધ ધર્મોની એકવાક્યતા સાધવાનો પ્રયત્ન કરૂં તો તેમાં શું અયોગ્ય છે? અખંડ ભારતવર્ષના મંગલાર્થે એકજ ધર્મનો પ્રચાર કરૂં તો કેમ?" ખરેખર! સમ્રાટ અકબર એક વિચારશીલ તથા સ્વદેશહિતૈષી પુરુષ હતો. તે ઘણીવાર કહેતો કે:–"જ્યાંસુધી ભારતમાં અનેક જાતિઓ તથા ધર્મો રહેશે ત્યાંસુધી મારૂં મન શાંત નહિ થાય."

ભારતનો વર્તમાન શિક્ષિત સમાજ પણ તેને માટે વિલાપ કરે છે; પરંતુ અકબરના વિલાપમાં અને વર્તમાન સુશિક્ષિત સમાજના વિલાપમાં મહત્ત્વનો ભેદ માત્ર એટલો-જ છે કે અકબર આપણા અત્યારના સમાજ જેવો નિષ્ક્રિય નહોતો. માત્ર વિલાપમાં કે વાક્યમાંજ તે અટકી રહે તેવો નહોતો. ભારતમાતાનાં દુઃખો જોઇને તેનું હૃદય વલોવાતું હતું. તે દુઃખો દૂર કરવાને માટે બની શકે તેટલા ઉપાયો લીધા વગર તે શાંત થતો નહોતો. સમ્રાટ કહેતો કે:-" ધર્મો ગમે તેટલા હોય અને ગમે તેટલી ભિન્નતાવાળા હોય તોપણ જો તેમને સત્યના સુદૃઢ મૂળ ઉપર પ્રતિષ્ઠિત કરવામાં આવે, તો તેમની વચ્ચે એકવાક્યતા કિંવા યથાયોગ્ય સમ્મિલન થયા વગર રહેજ નહિ." સમ્રાટ પોતે જાતીય જીવનના મહત્તા તથા ઉપયોગિતા સમજી શકયો હતો. તે એમ પણ જાણતો હતો કે જાતીય જીવન તૈયાર કરવામાં ધર્મ જેવું અન્ય એક પણ ઉપયોગી સાધન નથી. એટલા માટે તેણે રાજનીતિને આગળ કરી, શક્તિનો સંચય કરવાની ભાવનાપૂર્વક હિંદુ તથા મુસલમાનોને એક ધર્મદ્વારા સંમિલિત કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો. ભારતવર્ષીય પ્રજાને એક મહાબળ-શાળી તથા પરાક્રમી રાજનૈતિક જાતિરૂપે તૈયાર કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. અમે અકબરના જીવનચરિત્રવિષે જેમ જેમ વિચારો કરીએ છીએ, તેમ તેમ અમને એવો દૃઢ વિશ્વાસ થતો જાય છે કે ભારતવર્ષના રાજનૈતિક આકાશમાં અકબરના જેવું અતિ ઉજ્જ્વલ નક્ષત્ર અન્ય કોઇ હજીસુધી પ્રકાશ્યું નથી.

ભારતવર્ષના અનેક ધર્મો તથા જાતિઓને સંમિલિત કરવાના પ્રયાસો પૂર્વે કેટલા મહાત્માઓએ કર્યા હતા, તેનું એકવાર મનન કરી જુઓ. તે મહાત્માઓના અંતઃકરણમાં આવી વિભિન્નતાને લીધે કેટલું દુઃખ થયું હશે, તેનો પણ વિચાર કરી જુઓ. ઇ૦ સ૦ પૂર્વે છઠ્ઠા સૈકામાં બુદ્ધદેવે ભિન્ન ભિન્ન હિંદુ જાતિઓને એકત્ર કરવાની પવિત્ર ઇચ્છાથી બૌદ્ધધર્મનો ફેલાવો કર્યો હતો. ત્યાર બાદ તેરમા કિંવા ચૌદમા સૈકામાં મહાત્મા રામાનંદે વિભિન્ન હિંદુજાતિને એકજાતિરૂપે તૈયાર કરવાની શુભેચ્છાથી એક સ્વતંત્ર ધર્મ પ્રવર્તાવ્યો હતો. ઇ૦ સ૦ ના પંદરમા સૈકામાં કબીરે તથા નાનકે હિંદુમુસલમાનને સંમિલિત કરવા નવનવા ધર્મમતોનો પ્રચાર કર્યો હતો. ઇ૦ સ૦ ના સોળમા સૈકામાં મહાપ્રભુ ગૌરાંગે સમસ્ત જાતિઓને સંમિલિત કરી પ્રેમ તથા ભક્તિપ્રધાન ધર્મનો ભારતવર્ષમાં પ્રચાર કર્યો હતો. ભારતના બીજા એક નરરત્ન-ગુરુ ગોવિંદસિંહે હિંદુ તથા મુસલમાન પ્રજામાં મૈત્રીભાવ સ્થાપી શીખ જાતિ નામની જે એક મહા બળવાળી તથા સાહસી જાતિ તૈયાર કરી હતી, તેનું વીરત્વ તથા સાહસ જગતમાં આજે પણ અદ્વિતીય ગણાય છે. રાજા રામમોહનરાયના પ્રયત્નો પણ સર્વને વિદિતજ છે.

ઉપર કહી તેવીજ ઉચ્ચ આશા સમ્રાટ અકબરના અંતઃકરણમાં પણ હતી.

વેગવાળા નદી જેમ કોઈએ આગળથી તૈયાર કરી રાખેલા માર્ગે વહેવાને બદલે પોતે પોતાની મેળેજ પોતાનો માર્ગ તૈયાર કરી લે છે, તેમ મહાજનો પણ પોતાની પ્રતિભાના બળથી પોતાનો માર્ગ કરી લે છે. સમ્રાટ અકબરે પણ તેજ પ્રમાણે કરવાના હેતુથી જ્ઞાન અને યુકિતની આરાધના કરવા માંડી હતી.

સમ્રાટે સઘળી ભાષાઓના તથા સઘળા ધર્મના ગ્રંથોમાંથી જ્ઞાનરસનું પાન કરવા માંડયું હતું. તે કહેતો કેઃ–"જો મારો મત વિશુદ્ધ હોય તો પછી પ્રતિકૂળ યુકિતઓનો મારે શામાટે ભય રાખવો? અને જો મારો મત વિશુદ્ધ ન હોય તો પછી વિરુદ્ધ પક્ષની યુકિતઓ સાંભળી મારે મારો મત શામાટે ન સુધારવો?" એટલા માટે તેણે સંસ્કૃત, હિંદી, કાસ્મીરી, પર્શીઅન, આરબી તથા ગ્રીક આદિ ભાષાના અમૂલ્ય સાહિત્યભંડારમાંથી ઉત્તમોત્તમ ગ્રંથરત્નોનો સંગ્રહ કરવાનો પ્રારંભ કર્યો હતો. વિવિધ ભાષાના ગ્રંથોનાં ભાષાંતરો તૈયાર કરાવવા માટે તેણે વિદ્વાન પુરુષોની એક સભા નિમી હતી. આ ભાષાંતર–વિભાગના વિદ્વાનો નિરંતર વિવિધ ગ્રંથોના અનુવાદો કરવામાંજ તન્મય રહ્યા કરતા. પ્રસંગોપાત સમ્રાટ પોતે એ ભાષાંતરોની પરીક્ષા કરતો અને જ્યાં ભૂલ જેવું હોય કે કઠિન ભાગ હોય ત્યાં યથામતિ સૂચના આપી સહાય પણ કરતો. ગ્રીક ભાષાનાં પુસ્તકોનું ભાષાંતર કરાવવા સારૂ સમ્રાટે ગોવા નગરીમાંથી ગ્રીક ભાષાના એક વિદ્વાનને પોતાની રાજસભામાં બોલાવ્યો હતો. પોર્ટુગીઝ વિદ્વાન પાસે રાજ્યના અમુક નોકરો ગ્રીક ભાષાનું શિક્ષણ મેળવે, એવી ખાસ આજ્ઞા સમ્રાટે ફરમાવી હતી. સંસ્કૃતજ્ઞ કવિવર ફૈઝીએ મહાભારતનો પર્શીઅન ભાષામાં અનુવાદ કરવાનું કામ માથે લીધું હતું. અબુલફઝલ પણ તેમાં તેને યથાયોગ્ય સહાય આપતો. સમ્રાટ અકબર મહાભારતનું ભાષાંતર વાંચીને બહુજ આનંદિત થયો હતો અને તે ગ્રંથની ભારે પ્રશંસા કરી મુસલમાન અમીર–ઉમરાવોને ઉક્ત ગ્રંથનો (મહાભારતનો) એક એક ભાગ વાંચવાની ભલામણ કરી હતી. હિંદુઓનો દ્વેષી અનુદાર બાદાઉની તે સંબંધે લખે છે કેઃ– "આ ગ્રંથમાં એટલી બધી અનાવશ્યક અને અસંગત વાતો છે કે તેના વાચનથી આવી અદાર પૃથ્વીઓ છેક ઘેલી બની ગયા વગર રહે નહિ. જેઓ તેવા ગ્રંથનું અનુવાદરૂપ અપકર્મ કરવાથી દૂર રહ્યા છે, તેમના ઉપર ઈશ્વર પ્રસન્ન રહેશે." કવિવર ફૈઝીએ નળ–દમયંતીની કથાનો આધાર લઈ પર્શીઅન ભાષામાં એક મનોહર કાવ્ય રચ્યું હતું અને તે સમ્રાટને સમર્પણ કર્યું હતું. તે સિવાય સમ્રાટની આજ્ઞાથી સમ્રાટના પોતાના ખર્ચે કેટલાંક મુખ્ય ઉપનિષદો, કથાસરિત્સાગર, રામાયણ, હરિવંશ, અથર્વવેદ, બત્રિશ સિંહાસન, બીજગણિત, લીલાવતી, કાસ્મીરનો ઇતિહાસ તથા રાજતરંગિણી આદિ અનેકાનેક સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતરો પર્શીઅન ભાષામાં થયાં હતાં. સમ્રાટે છેલ્લાં સહસ્ર વર્ષોનો ઇતિહાસ તૈયાર કરાવવા અનેક વિચક્ષણ વિદ્વાનોને નિયુકત કર્યા હતા. આવી રીતની તેની જ્ઞાનભકિતવિષે અમે

જેટલો વિસ્તાર કરીએ તેટલો ઓછોજ હોય, એમ અમને લાગે છે. બાદાઉની લખે છે કેઃ—" "એક રાત્રિએ સમ્રાટ પોતાના શયનમંદિરમાં સૂતા હતા. ત્યાં કોઇને જવાની આજ્ઞા નહોતી. અકસ્માત સમ્રાટે મને સાદ કર્યો. હું ત્યાં હાજર થયો. સમ્રાટે મને પોતાની શય્યા પાસે બેસવાનું કહ્યું. હું બરાબર સ્વસ્થચિત્તે બેઠો એટલે સમ્રાટે પૂછયું કે—' કેમ? રાજતરંગિણીનું ભાષાંતર પૂરૂં થયું કે નહિ?' મેં અતિવિનયપૂર્વક ઉત્તર આપ્યો કે 'હાજી, પૂરૂં થઇ ગયું છે.' ત્યાર બાદ સમ્રાટે તે મહાન પુસ્તકના પ્રત્યેક અધ્યાયનો સારાંશ સાંભળવાની ઇચ્છા દર્શાવી, તેથી હું ધીમે ધીમે તેનો સાર બોલવા લાગ્યો. આવી રીતે આખી રાત્રિ પસાર થઇ ગઇ. સમ્રાટે ભાષાંતરથી સંતુષ્ટ થઇ મને દશ હજાર રૂપિયા તથા એક અશ્વ પુરસ્કારરૂપે અર્પણ કર્યો." બાદાઉનીએ રામાયણનું પણ ભાષાંતર કર્યું હતું અને તે બદલ તેને ૧૫૦ સોનામહોરો તથા દશ હજાર રૂપિયા મળ્યા હતા. આ ઉપરથી સમ્રાટના અનુવાદવિભાગમાં કેટલું ખર્ચ થતું હશે, તેનું અમારા પાઠકો અનુમાન કરી શકશે; તેમજ સમસ્ત દિવસના સખ્ત પરિશ્રમ પછી પણ સમ્રાટ અકબર રાત્રિના સમયે જ્ઞાનપ્રાપ્તિઅર્થે કેટલો રસ લેતો, તે પણ જણાઇ આવશે. મોટા મોટા હલ્લાઓમાં તથા યુદ્ધોમાં પણ રાત્રિના સમયે સમ્રાટ અકબર જ્ઞાનસંગ્રહ કરવામાં આળસ કરતો નહિ, એ વાત પૂર્વે કહેવાઇ ગઇ છે. સમ્રાટે પોતાને માટે એક ખાસ પુસ્તકાલય તૈયાર કરાવ્યું હતું. તેમાં ઉપર કહી તે સઘળી ભાષાના અનેક વિષયના ગ્રંથો સુવ્યવસ્થિતપણે ગોઠવી દેવામાં આવ્યા હતા. એક ભાષાનાં પુસ્તકો એકજ કબાટમાં રહે, એવી વ્યવસ્થા રાખી હતી. પુસ્તકોના વિષયવાર વિભાગો પાડવામાં આવ્યા હતા, તેથી જે જે વિષયનાં પુસ્તકો જોઇતાં હોય તે તે તરત મળી આવતાં હતાં. સમ્રાટને ભારતવર્ષમાં જે કોઇપણ સ્થળે પુસ્તકાલય કે છૂટક પુસ્તકો પ્રાપ્ત થતાં, તો તે સઘળાં પુસ્તકો અતિ આદરપૂર્વક પોતાના પુસ્તકાલયમાં લઇ આવતો અને વિષયવાર ગોઠવી દેતો. અમે આગળ કહીજ ગયા છીએ કે અકબરને લખતાં-વાંચતાં આવડતું નહોતું, તેથી રાત્રીના સમયે ઘણું કરીને નિયમિતપણે સમ્રાટની પાસે ગ્રંથનું વાચન થતું. ગ્રંથ વાંચતાં વાંચતાં જ્યાં અપૂર્ણ રહી જતો ત્યાં સમ્રાટ પોતે પોતાના હાથથી ચિન્હ કરતો અને બીજે દિવસે ત્યાંથી આગળ વાચન ચલાવવાની આજ્ઞા કરતો. આવી રીતે એક ગ્રંથનું વાચન પૂરૂં થયા પછીજ અન્ય ગ્રંથ હાથમાં લેવામાં આવતો. એમ કહેવાય છે કે ભારતવર્ષમાં એવો ભાગ્યેજ કોઇ સુપ્રસિદ્ધ ગ્રંથ હશે કે જે સમ્રાટ અકબર પાસે વાંચવામાં નહિ આવ્યો હોય અને એવો ઇતિહાસ પણ નહિ હોય કે જેણે સમ્રાટને અમુક સદુપદેશ આપી યોગ્ય પ્રસંગે સાવચેત નહિ કર્યો હોય. સમ્રાટ જ્યારે વાંચનાલયમાં બેસતો ત્યારે તેની પાસે એક સોનાનો થાળ અને તેમાં સુવર્ણમુદ્રાઓ મૂકવામાં આવતી. વાચનનું કામ સમાપ્ત થયા પછી સમ્રાટ પોતે વાંચનારને પોતાના હાથથી

ા સુવર્ણમુદ્રાઓ અર્પણ કરતો. તેના અંતઃપુરમાં પણ અનેક પુસ્તકો રાખવામાં તાં હતાં. અંતઃપુરમાં જેટલો સમય રહેવાનું થાય તેટલો સમય પણ નિરર્થક ગુમાવતાં વાચન તથા મનનમાંજ તે પસાર કરતો. ત્યાં તેની બેગમો ગ્રંથનું ન કરતી અને સમ્રાટ સાંભળતો. અકબરને દર્શનશાસ્ત્રના અભ્યાસમાં બહુજ દ મળતો હતો. તે કહેતો કે:—" દર્શનશાસ્ત્ર મને એટલું બધું પ્રિય છે કે મને ા સેંકડો કાર્યો ત્યજીને પણ તે સાંભળવાનું મન થાય છે; પણ બીજાં અવશ્ય . યોગ્ય કર્મો રહી ન જાય એટલા માટે નિરુપાયે મારે દર્શનશાસ્ત્રનું વાચન રખાવવું પડે છે."

સમ્રાટ જેમ વિવિધ ગ્રંથોનું શ્રવણ કરીને પોતાના જ્ઞાનમાં ઉમેરો કરતો પ્રમાણે તે પંડિતોની સાથે વાર્તાલાપ તથા શાસ્ત્રચર્ચા કરીને પણ તેમની થી આવશ્યક જ્ઞાન પ્રાપ્ત કરતો. ગમે તે ધર્મનો ગમે તે પંડિત પુરુષ સમ્રાટ મરના દરબારમાં હાજર થઇ શકતો હતો. સમ્રાટ સર્વ વિદ્વાન પુરુષોને યથા- ર માન તથા આદર આપતો. અમુક પંડિત અમુક ધર્મ માને છે, એટલાજ તેની ઉપેક્ષા કરવી, એવી રાજનીતિ અકબરે સ્વીકારી નહોતી. પ્રતિકૂળ યુક્તિ- સમ્રાટના વિચારોનું કોઇ ખંડન કરતું, તો સમ્રાટ તેમના પ્રત્યે ક્રોધ કે સન્નતા દર્શાવતો નહોતો. પ્રત્યેક વિષયની પરીક્ષા કેવળ યુક્તિ અને વિવેક- દ્વારાજ થવી જોઇએ, એમ તે માનતો હતો. તેના જેવો યુક્તિ અને વિવેક- નો સેવક આધુનિક કાળમાં કોઈ જન્મ્યો હોય, એમ અમારા જાણવામાં નથી. ાટ ઘણીવાર કહ્યા કરતો હતો કે:—"પ્રત્યેક સંપ્રદાય પોતાના ધર્મમતને એટલો , સત્ય માની લે છે અને એ અંધશ્રદ્ધામાં એવો તો ઉન્મત્ત બની જાય છે, અન્ય સર્વ મતોનો સંહાર કરવાની અને પૃથ્વીને મનુષ્યના રક્તથી કલંકિત ાની દુષ્ટ ભાવનાને તે દૂર કરી શકતો નથી. તેમાં પણ વધારે આશ્ચર્ય પામવા તો એજ છે કે ધર્મનિમિત્તે મનુષ્યોનાં ખૂનો કરવાં તેને પણ એક મહા ત્ર કર્મ માની લેવામાં આવે છે. મનુષ્યો જો એકમાત્ર યુક્તિનો કિંવા પોતાની બુદ્ધિનો આશ્રય ગ્રહણ કરતાં હોત તો તેઓ પોતાની ભૂલો પોતાનીજ મેળે જી શક્યાં હોત, અન્યની ધાર્મિક લાગણીઓને દુભવવાને બદલે માન આપતાં ખ્યાં હોત અને એ રીતે જગતમાંથી શત્રુતા તથા વિવાદ જડમૂળમાંથી નષ્ટ ગયાં હોત." મનુષ્યો અમુક પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવું, તેમાંજ પોતાની સં- 'તા માની લે છે, પણ વસ્તુતઃ તેમાં તેમની ભૂલ છે. વસ્તુતઃ જે જ્ઞાન આ- . પ્રાપ્ત કરીએ તે જ્ઞાનને જો આપણે આચારમાં ઉતારી ન શકીએ, તો એ ાની કિંમતજ શું છે? એવા નિષ્ક્રિય જ્ઞાન કરતાં તો મૂર્ખતાજ ઉત્તમ છે. ષ્ય એક શ્રેષ્ઠ પ્રાણી ગણાય છે, તેનું કારણ એજ છે કે તેનામાં વિવેકશક્તિ— નાશક્તિ રહેલી છે. આ શક્તિની ઉન્નતિ કરવી તથા તેનો સદુપયોગ કરવો,

એ પ્રત્યેક મનુષ્યનું ખાસ આવશ્યક કર્તવ્ય છે. પોતાનું હિત અથવા અહિત શેમાં રહેલું છે, તેનો વિચાર કર્યા વગર એકાદ ગુલામની માફકજ બીજાની પાછળ ઘસડાવું, એ કોઇ રીતે ઇચ્છવાયોગ્ય નથી. અંધશ્રદ્ધાપૂર્વક પૂર્વના વિચારોને અનુસરવું એને જો શાસ્ત્રકારો ઉચિત માનતા હોત, તો પ્રત્યેક ધર્મપ્રવર્તકે જે નૂતન ધર્મમત પ્રવર્તાવ્યો છે, તે પ્રવર્તાવત નહિ. જો કોઇ વિદ્વાને પોતાની વિવેકબુદ્ધિથી વિચારો ન કર્યા હોત, તો નવા ગ્રંથોનો તથા નવા વિચારોનો પણ આપણને લાભ મળત નહિ. કેટલાક મનુષ્યો દેશાચારમાંજ જાણે સઘળી કર્તવ્યતા સમાઇ જતી હોય, તેમ માની લઇને અહંકારપૂર્વક બેસી રહે છે. આવા લોકો વિવેકબુદ્ધિનું યથાર્થ મહત્ત્વ જોઇ તથા વિચારી શકતા નથી. જેઓ વિવેકી હોય છે તેઓ પ્રત્યેક કાર્યમાં ન્યાય, દયા અને સાધુતા આદિ દૈવી સદ્‌ગુણો દર્શાવ્યા વિના રહેતા નથી. લોકોમાં ઘણીવાર મતભેદ પડે છે, ગેરસમજુતી ફેલાય છે તથા વિવાદો થાય છે તેનું કારણ માત્ર એકજ હોય છે કે તેઓ પોતાની વર્તમાન અવસ્થા, વર્તમાન આવશ્યકતા તથા મૂળ સાધ્ય વસ્તુનો વિચાર કરી શકતા નથી અને તેથી તેઓ મૂળ વિષયને વિસારી દઇને બાહ્ય તથા સામાન્ય વિષયમાંજ સર્વસ્વ માની લે છે; જ્યારે ડાહ્યા પુરુષો સર્વદા સારા પરિણામ તરફજ લક્ષ રાખી પોતાના કર્તવ્યનો નિર્ણય કરે છે.

સમ્રાટે બંગાળા ઉપરની સવારીમાંથી પુન: રાજધાની તરફ આવતી વેળા ભારતની વિભિન્ન જાતિઓને એકત્ર કરવાનો અને સર્વ ધર્મોની એકવાક્યતા સિદ્ધ કરવાનો સંકલ્પ કર્યો હતો. (ઇ૦ સ૦ ૧૫૭૫) સર્વ ધર્મોની જાહેરમાં સમાલોચના થઇ શકે, એટલા માટે તેણે ફતેપુરસીક્રી ખાતે "એબાદતખાના" ની સ્થાપના કરી હતી. આ ધર્મમંદિર ઘણું મનોહર અને સુંદર હતું. તેમાં સભાસદોને બેસવા એક ઉંચો માંચડો તૈયાર કરાવવામાં આવ્યો હતો. અમે એ ગૃહનો પત્તો મેળવવાનો પ્રયત્ન કર્યો હતો. તપાસ ઉપરથી અમને એમ જણાયું કે ભોમીઆઓ (પ્રદર્શકો) જેને દિવાનેખાસનું નામ આપે છે, તેજ ગૃહ ઘણું કરીને આ ધર્મમંદિર હોવું જોઇએ. તેને એકે માળ નથી છતાં તે બે માળ જેટલું ઉંચું છે. ગૃહની અંદર દિવાલોની લગોલગ ચોતરફ ગોળાકાર માંચડો છે. માંચડાની નીચે તમે ઉભા રહો અને હાથ લાંબો કરો તોપણ તે માંચડાનો તમે સ્પર્શ કરી શકો નહિ, એટલી ઉંચાઇએ તે આવેલો છે. ગૃહની બરાબર મધ્યમાં તેટલીજ ઉંચાઇવાળો એક સુંદર સ્તંભ છે. તે સ્તંભનો છેવટનો (મથાળાનો) ભાગ વિસ્તારવાળો છે. તેના ઉપર આરામપૂર્વક બેસી શકાય એવી વ્યવસ્થા છે. આસપાસ સળીયા (રેલીંગ) જડી લેવામાં આવ્યા છે. તે સ્તંભ ઉપરની બેઠકની સાથે ચાર પૂલ સંયુક્ત કરવામાં આવ્યા છે. માંચડા ઉપરથી કોઇને આ મધ્યની બેઠકમાં આવવું હોય, તો આ પૂલ ઉપર થઇને આવી શકે એવી ગોઠવણ રાખવામાં આવી છે. સમ્રાટ અકબર તે સ્તંભ ઉપરની બેઠકમાં વિરાજતો અને તેની આસપાસ માંચડા

ઉપર વિવિધ વિષયના વિદ્વાનો બેસતા. માંચડાની નીચે–ભોંયતળીએ પ્રેક્ષકો તથા શ્રોતાઓ બેસીને ધર્મચર્ચા સાંભળી શકતા હતા. સમ્રાટ હિંદુ તથા મુસલમાન આદિ સર્વ ધર્મવાળા મહા પંડિત પુરુષોને ઉક્ત ધર્મસભામાં આવવાનું નિમંત્રણ કરતો હતો. ભારતવર્ષના અનેક પ્રસિદ્ધ વિદ્વાનો તે ધર્મચર્ચામાં ભાગ લેવાને પધારતા હતા. સમ્રાટે ઇરાન જેવા દૂર દેશમાંથી અગ્નિ–ઉપાસક પારસી પુરોહિતોને, બારસેં માઇલથી અધિક દૂર આવેલી ગોવા નગરીમાંથી ક્રિશ્ચિયન ધર્માચાર્યને તથા ટિબેટ જેવા દૂર દેશમાંથી બૌદ્ધધર્માવલંબી મહાત્માઓને ભારે આદરસત્કારપૂર્વક પોતાના રાજ્યમાં તેડાવ્યા હતા. તેમાં તેને પુષ્કળ દ્રવ્યનો વ્યય પણ કરવો પડયો હતો. ઉક્ત ધર્મમંદિરમાં બ્રાહ્મણો, બૌદ્ધો, દાર્શનિકો, નાસ્તિકો, ક્રિશ્ચિયનો તથા મુસલમાનો એ સર્વ પોતપોતાના ધર્મવિચારોનું મહત્ત્વ તથા અન્ય ધર્મોની ખામીઓ બતાવવાનો નિડરતાપૂર્વક પ્રયત્ન કરતા હતા. આ પ્રમાણે નિત્ય ધર્મસંબંધી ચર્ચા થવાથી અને સર્વ કોઇને સંપૂર્ણ સ્વતંત્રતાપૂર્વક બોલવાની છૂટ મળવાથી વિભિન્ન ધર્મોની તથા ધર્માચારોની ખુલ્લીરીતે સમાલોચના થવા લાગી; અને એ રીતે જિજ્ઞાસુઓને માટે સત્યનો માર્ગ ક્રમે ક્રમે સ્પષ્ટ અને સરળ બનવા લાગ્યો. સમ્રાટ અકબર ઉક્ત નૈયાયિકો અને વિદ્વાનોની મધ્યમાં યોગાસન વાળીને શાંતભાવે બેસતો અને ભિન્ન ભિન્ન ધર્મોની, ભિન્ન ભિન્ન મતોની તથા ભિન્ન ભિન્ન આચારો અને અનુષ્ઠાનોની સમાલોચના ધ્યાનપૂર્વક સાંભળતો. ધર્મસભામાં આવનારા સઘળા વિદ્વાન અને મહાત્મા પુરુષોને સમ્રાટ યોગ્ય સન્માન આપતો; એટલુંજ નહિ પણ પ્રસંગોપાત તેમને તેમના ગુણો પ્રમાણે પુરસ્કાર વગેરે આપી ઉત્તેજન પણ આપતો. સમ્રાટના આવા વ્યવહારથી પ્રજાજનોને અત્યંત આનંદ થાય એ સ્વાભાવિક છે.

જે ધર્મસભાનું અમે ઉપર વર્ણન કર્યું તેમાં મૌલવીઓ ઇસ્લામધર્મનું સમર્થન કરતા અને અબુલફઝલ તેમની સામે ઇસ્લામધર્મની વિરુદ્ધમાં ઉભો રહેતો. અબુલફઝલની યુક્તિઓ તથા વિદ્વત્તાસામે મૌલવીઓ વિશેષવાર ટક્કર ઝીલી શકયા નહિ. તેમણે હવે સમ્રાટની હાજરીમાંજ અપશબ્દો તથા ધમકીઓ આપવાનો આરંભ કર્યો. મૌલવીઓનું ક્ષુદ્ર જ્ઞાન તથા અસાધારણ અભિમાન ધર્મસભામાં પ્રકટ થવા લાગ્યું. આથી ગુણાનુરાગી સમ્રાટ અકબરની મૌલવીઓ પ્રત્યેની શ્રદ્ધા શિથિલ થવા લાગી. તેઓ પોતેજ પોતાની અંદર કલેશો અને કંકાસો કરવા લાગ્યા. કુરાનનો અમુક વાકયનો એક મૌલવી અમુક અર્થ કરે, તો અન્ય મૌલવી તેનાથી છેક વિરુદ્ધજ અર્થ કરવા લાગે. બાદાઉની લખે છે કે:–"સમ્રાટ પોતાનો ઘણોખરો સમય એબાદતખાનામાંજ જ્ઞાનીઓની સાથે વાર્તાલાપ કરવામાં પસાર કરતો. ખાસ કરીને શુક્રવારે તો તે સમસ્ત રાત્રિ જાગ્રત રહીને ધર્મચર્ચા કરતો. ધર્મની ચર્ચામાં કેટલીકવાર મૌલવીઓ અપશબ્દો

પણ વાપરતા અને પોતપોતામાંજ આત્મકલહ કરવા મંડી પડતા હતા. એક મુસલમાને હજરત મહંમદ સાહેબની નિંદા કરી હતી તેથી તથા બીજા એકે શીઆ મત ગ્રહણ કર્યો હતો એવા શક ઉપરથી અબ્દુલનબીએ ઉકત ઉભય મનુષ્યોને મારી નખાવ્યા હતા. આવી રીતે સંદેહમાત્રથી મનુષ્યોના પ્રાણુ લેવો, એ બહુજ અનુચિત કર્મ છે, એમ સિદ્ધ કરવા એક મુસલમાને એક પુસ્તક પ્રકટ કર્યું. આથી મૌલવીઓ મુખ્ય બે ભાગમાં વહેંચાઇ ગયા અને એક-બીજાને નિંદવા લાગ્યા. કેટલાક મૌલવીઓ અન્યાયને ન્યાયનું રૂપ આપી તથા અસત્ય વાતને સત્યનો સુંદર પોષાક પહેરાવી સમ્રાટને છેતરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એક મોલવી જે વાતને ધર્મસંગત ઠરાવવાનો પ્રયત્ન કરતો, તેજ વાતને અન્ય મૌલવી ધર્મવિરુદ્ધ ઠરાવવાનો પ્રયત્ન કરતો. આવી રીતે મુખ્ય મૌલવીઓમાંજ ફાટફુટ થવાથી સાધારણ મુસલમાન-સમાજ ઇસ્લામધર્મપ્રત્યે શંકાશીલ બનતો ગયો. સમ્રાટનું અંતઃકરણ બહુજ ઉદાર અને ઉન્નત હતું. સત્ય વાતનું ગ્રહણ કરવાને તે સર્વદા તૈયાર હતો; પરંતુ તેનામાં જેવી જોઇએ તેવી પરિપકવ વિચારશકિત નહિ હોવાથી, તેમજ તે સર્વદા નીચ અને અવિશ્વાસી મનુષ્યોદ્વારા ઘેરાયલો રહેતો હતો તેથી, તેના મન ઉપર શંકાનાં આવરણો ચડવા લાગ્યાં. પરિણામ એ આવ્યું કે ઇસ્લામધર્મની મજબુત દિવાલમાં સેંકડો તડો અને ચીરાઓ પડવા લાગ્યાં. બાદાઉની પોતે પણ સમ્રાટ અકબરના સમયમાં એક મૌલવી-તરીકેનું કામ કરતો હતો; પરંતુ તે પણ પોતાની બુદ્ધિશકિત તથા યુક્તિશક્તિ-દ્વારા સમ્રાટને ઇસ્લામધર્મનું યથાર્થ માહાત્મ્ય સમજાવી શકયો નહોતો અને તેથીજ તેને સમ્રાટની વિદ્વત્તા ઉપર આક્ષેપ કરવો પડયો હોય એમ લાગે છે.

મૌલવીઓને રાજ્યની ત્રીજોરીમાંથી પૈસાસંબંધી મદદ આપવામાં આવતી હતી. તેઓ એટલા બધા સત્તાધારી બની ગયા હતા કે ધર્મને નામે લોકો ઉપર જુલમ ગુજારવો એ તેમના મનને રમત વાત થઇ પડી હતી. કોઇ મુસલમાને કુરાનની અમુક આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, કે અમુક ધર્મની આજ્ઞાસંબંધી નવો અભિપ્રાય બહાર પાડયો છે, એમ સાંભળતાંની સાથેજ તેઓ પોતાની મરજી પ્રમાણે તેને મારી નખાવતા હતા. આ બાબતની માહિતી મળતાં અત્યંત ખેદ પામીને સમ્રાટે એવા જુલમી મૌલવીઓના હાથમાંથી ધર્મસંબંધી અધિકાર પડાવી લેવાનો વિચાર કર્યો હતો. અબુલફઝલ વગેરેને પણ એમજ લાગ્યું કે ધર્મસંબંધી સઘળા અધિકારો મૌલવીઓ પાસેથી લઇને સમ્રાટના હાથમાં સોંપવામાં આવે, તોજ દેશનું કલ્યાણ થાય અને બહુ ધર્મોને સંમિલિત કરવાનો યત્ન પણ તોજ સફળ થાય. છેવટે શેખ મુબારક અને અબુલફઝલ આદિના પ્રયત્ન અને પરિશ્રમથી ધર્માધિકારસંબંધી ધારેલો ફેરફાર થયો. એક જાહેર ઢંઢેરો બહાર પાડી તેમાં જણાવવામાં આવ્યું કે:-" × × × અમે એમ ઠરાવી-

એ છીએ કે ભવિષ્યમાં ધર્મસંબંધી મતભેદો ઉત્પન્ન થતાં સમ્રાટ અકબર પોતેજ રાજનીતિને અનુસરીને જનસમાજના હિતાર્થે જે છેવટનો નિર્ણય કરશે, તે આપણે સઘળાએ-સઘળી કોમોએ પાલન કરવો પડશે; વળી સમ્રાટ ધર્મસંબંધે કોઈ નવો નિયમ પ્રવર્તાવે તે પણ જો સાધારણ જનસમાજને માટે હિતકર હશે અને કુરાનની આજ્ઞાને અનુસરતો હશે, તો તે પણ આપણે સઘળાએ-સઘળી કોમોએ માન્ય કરવો પડશે. × × × " આ સુપ્રસિદ્ધ ઢંઢેરા ઉપર મહાત્મા મુબારકે, અબુલફૈઝીએ તથા અબુલફઝલ જેવા સમ્રાટના અંતરંગ મિત્રોએ આનંદપૂર્વક સહીઓ કરી આપી હતી. મૌલવીઓ ખુલ્લીરીતે સમ્રાટની સામે પ્રતિકૂળતા દર્શાવી શકે તેમ નહોતું; તેથી તેમણે પણ અનિચ્છા છતાં પોતપોતાની સહીઓ કરી આપી હતી. આથી ધર્મસંબંધી મુખ્ય સત્તા સમ્રાટના હાથમાં આવી હતી. તેણે રાજનીતિની હદમાં રહીને, આ અનેક ધર્મ અને કોમોવાળા ભારતવર્ષમાં, સાધારણ જનસમાજના મંગલાર્થે, પોતાને યોગ્ય અને આવશ્યક જણાય તેવા અને કુરાનની આજ્ઞાને પણ અનુકૂળ થઇ પડે તેવા નિયમો ધીમે ધીમે પ્રવર્તિત કરવાની સત્તા પોતાના હાથમાં લીધી.

ત્યારબાદ અકબરે અનેક દિવસો અને રાત્રીઓપર્યંત સતત શાંતભાવે તથા સ્થિરપણે, મૌલવીઓના મુખથી ઇસ્લામધર્મની સઘળી યુક્તિઓ સાંભળીને તેનું ગંભીરતાથી મનન કર્યું હતું. મૌલવીઓની દલીલો સાંભળી રહ્યા પછી સમ્રાટે તે ધર્મની કેટલીક બાબતોની વિરુદ્ધમાં પોતાનો અભિપ્રાય પ્રસિદ્ધ કર્યો હતો.

સમ્રાટ મહંમદીય ધર્મને માનતો નહોતો તોપણ મહંમદ પોતે એક મહાન પ્રતિભાવાળા પુરુષ હતા, એમ માની તેમનાપ્રત્યે સન્માનબુદ્ધિ ધરાવતો હતો. સમ્રાટે નૂતન ધર્મનો પ્રચાર કર્યા પછી થોડાજ દિવસમાં એક મુસલમાન અમાત્ય મક્કાથી હજ કરીને મહંમદના પગલાંની આકૃતિવાળો એક પથ્થર લઇને હિંદુસ્તાન આવતો હતો. આ વાત સમ્રાટના જાણવામાં આવી એટલે તે આઠ માઇલ સુધી સામો ગયો હતો અને પેલા અમાત્યની પાસેથી મહંમદનાં પગલાં અતિ માનપૂર્વક પોતાને ત્યાં લઇ આવ્યો હતો. સમ્રાટનાં સગાં-વહાલાંઓ મક્કા ખાતે જવાની ઇચ્છા દર્શાવતાં ત્યારે તે પોતાની રાજી-ખુશીથી તેમને ત્યાં મોકલી દેતો. સામ્રાજ્યનો કોઇ નોકર જ્યારે મક્કા ખાતે યાત્રાર્થે જતો ત્યારે સમ્રાટ તેને યોગ્ય ધનસહાય આપી રવાના કરતો અને મક્કામાં વસતાં ગરીબ-ગુરબાંઓને વહેંચી આપવા યોગ્ય ભેટો પણ મોકલી દેતો. સમ્રાટે પોતાની સમસ્ત જીંદગીમાં કોઇ પણ યથાર્થ સાધુ પુરુષપ્રત્યે અપમાન, અભક્તિ કે અશ્રદ્ધા દર્શાવી નથી.

ક્રિશ્ચિયનધર્માનુયાયી પોર્ટુગીઝો ગોવામાંથી સમ્રાટની પાસે આવ્યા ત્યારે સમ્રાટે તેમને સારો આવકાર આપ્યો હતો. યુરોપની પરિસ્થિતિ, યૂરોપની રાજ-

નીતિ, સમાજનીતિ તથા ધર્મનીતિસંબંધી અનેક ઉપયોગી વિગતો તેણે ગોવાવાસી ક્રિશ્ચિયનો પાસેથી પ્રસંગોપાત મેળવી લીધી હતી. સમ્રાટે ગોવાના શાસનકર્તાને જે એક પત્ર લખી મોકલ્યો હતો, તે પત્ર સમ્રાટના હૃદયની ઉદારતાની આજે પણ સાક્ષી આપી રહ્યો છે. ઉક્ત પત્રમાં અકબરે લખ્યું હતું કેઃ–" ક્રિશ્ચિયન ધર્મનો અભ્યાસ કરવાની મને બહુ પ્રબળ અભિલાષા છે. આપ જો એક –બે ધર્માચાર્યોને મારા રાજ્યમાં મોકલશો તો મારા ઉપર મોટી મહેરબાની થશે. તેઓ અહીં આવે ત્યારે તેમની સાથે બાઈબલ તથા ધર્મસંબંધી બીજાં પુસ્તકો પણ રવાના કરશો. તે ધર્માચાર્યોને સંપૂર્ણ સન્માનપૂર્વક મારા રાજ્યમાં રાખીશ. મને તેમના દર્શનથી બહુજ આનંદ થશે. જ્યારે તેઓ અહીંથી જવાની ઇચ્છા દર્શાવશે ત્યારે હું તેમને કેટલાક માનપૂર્વક રવાના કરીશ. અહીંઆં પધારવામાં કોઈએ કોઇ પણ પ્રકારનો ભય રાખવાની જરૂર નથી. હું પોતે તે ધર્માધ્યક્ષોની પૂરેપૂરી સંભાળ લઇશ." સુવિશાળ ભારતવર્ષના અધીશ્વરને ક્રિશ્ચિયન ધર્મની દીક્ષા આપવાની આશાથી, અતિ ચતુર ત્રણ પોર્ટુગીઝ ધર્માધ્યક્ષો સમ્રાટની પાસે હાજર થવાને રવાના થયા. તેઓ ૪૩ દિવસની મુસાફરી પૂરી કરી છેવટે ફતેપુર–સીક્રી ખાતે આવી પહોંચ્યા. સમ્રાટે તેમને અતિ સહૃદયતાપૂર્વક આવકાર આપ્યો. ધર્માધ્યક્ષોએ પણ સમ્રાટની પાસે અનેકાનેક ભેટો પ્રેમપૂર્વક રજુ કરી. ઉક્ત ભેટોમાં બાઇબલનું એક પુસ્તક તથા ઇસુ–ક્રાઇસ્ટ અને તેની માતાની એક મૂર્તિ પણ હતી. ક્રિશ્ચિયન પાદરીઓ ઉપર કોઇ પણ મુસલમાન જુલમ ન કરે, તે માટે તેમને પોતાના દરબારના કિલ્લાની અંદરજ એક મહેલમાં રાખવામાં આવ્યા. તે ઉપરાંત એક આજ્ઞાપત્ર બહાર પાડી સમ્રાટે પોતાની પ્રજાને જણાવી દીધું કે " નવા આવેલા ક્રિશ્ચિયન ધર્માધ્યક્ષોનું કોઈએ પણ અપમાન કરવું નહિ, તેમજ તેમની ઉપાસના–પદ્ધતિની તથા ક્રાઇસ્ટ અને મેરીની મૂર્તિની પણ કોઇએ અવજ્ઞા કરવી નહિ." પ્રત્યેક શુક્રવારે રાત્રિએ ધર્મચર્ચાના મંદિરમાં ઉક્ત પાદરીઓ હાજર થતા અને સમ્રાટની સામે ક્રિશ્ચિયનધર્મનો મહિમા તથા અન્ય ધર્મોની ખામીઓ મુક્તકંઠે વર્ણવતા હતા. બાઇબલ ગ્રંથનું ભાષાંતર કરાવવા માટે સમ્રાટે અબુલફઝલની નિમણૂક કરી હતી. સમ્રાટને પર્શીઅન ભાષામાં ધર્મોપદેશ આપવો ઠીક પડે, એમ ધારી એક પાદરીએ પર્શીઅન ભાષાનો અભ્યાસ પણ કરવા માંડ્યો હતો. ફતેપુરસીક્રી ખાતે પાદરીઓએ એક ધર્માદા દવાખાનું ખુલ્લું મૂક્યું હતું અને પ્રત્યેક દીન–દરિદ્રી બિમારને તેમણે મફત દવા આપવાની શરૂઆત કરી હતી. આવી રીતે એ પાદરીઓએ પોતાના પવિત્ર અને પરોપકારી ચારિત્ર્યદ્વારા હિંદુ–મુસલમાનોનાં અંતઃકરણ ઉપર બહુ ઉંડી અસર કરી હતી. ધીરે ધીરે હિંદુ અને મુસલમાનોનો મોટો ભાગ પાદરીઓ તરફ પ્રેમ અને માન રાખવા લાગ્યો હતો. છેવટે તે પાદરીઓએ જ્યારે

ક્રિશ્ચિયનધર્મનો ફેલાવો કરવાની સમ્રાટ પાસે રજા માગી ત્યારે તે પાદરીઓ ઉપર કોઇ અજ્ઞાન મનુષ્ય જુલમ ગુજારે એવા ભયથી સમ્રાટે તેમને શાંત કર્યા. પોતાની મહેરબાનીવાળા પાદરીઓ પ્રજાવર્ગ ઉપર ધર્મપ્રચારઅર્થે ત્રાસ વર્તાવે તો તે પણ અસંભવિત નથી, એમ ધારીને પણ સમ્રાટે પાદરીઓને ધર્મપ્રચારની પરવાનગી ન આપી હોય, તો તે પણ બનવાયોગ્ય છે; છતાં અકબરે એમ જાહેર કરી દીધું કેઃ–" જે કોઇ વ્યક્તિ પોતાની ઇચ્છાથી ક્રિશ્ચિયનધર્મનો સ્વીકાર કરશે, તો તેને રાજ્ય તરફથી કોઇ પણ પ્રકારનો ત્રાસ આપવામાં આવશે નહિ, તેમજ જો કોઇ મનુષ્ય ક્રિશ્ચિયનધર્માવલંબી ઉપર જોર–જુલમ ગુજારશે, તો તે રાજ્યની દૃષ્ટિમાં ગુન્હેગાર થશે. " સમ્રાટે પોતાના પુત્ર મુરાદને પોર્ટુગીઝ ભાષાનો અભ્યાસ કરાવવા તથા ક્રિશ્ચિયનધર્મનું રહસ્ય સમજાવવા પાદરીઓની સ્વાધીનતામાં અર્પણ કર્યો હતો. સમ્રાટે તેમને માટે આગ્રામાં એક ક્રિશ્ચિયન દેવળ પણ બંધાવી આપ્યું હતું. એટલુંજ નહિ પણ એક દિવસે તે દેવળમાં જઇ, ક્રિશ્ચિયનપદ્ધતિ પ્રમાણે પોતાનો મુકુટ અળગો કરી, ઢીંચણભર પડી તથા મુસલમાન વિધિ પ્રમાણે થોડીવાર બેસીને અને થોડીવાર ઉભા રહીને ઇશ્વરની ઉપાસના પણ કરી હતી. કૅથૉલિક ક્રિશ્ચિયનોનું ઉક્ત દેવળ હજી પણ આગ્રામાં જોઇ શકાય છે. એક દિવસે પેલા પાદરીઓએ ધર્મસભામાં ક્રાઇસ્ટનું ઇશ્વરત્વ સિદ્ધ કરવા ઉપરાઉપરિ યુક્તિઓ આપવા માંડી, ત્યારે સભાસદોને બહુજ આશ્ચર્ય થયું. સમ્રાટે સભાસદોને આશ્ચર્યમુગ્ધ થયેલા જોઇ જણાવ્યું કેઃ–" ક્રિશ્ચિયન લોકો પોતાની બાલ્યાવસ્થામાંથીજ ઇસુ–ક્રાઇસ્ટપ્રત્યે પ્રેમ ધરાવતા હોય છે, તેથી તેઓ તેનામાં ઇશ્વરત્વનો આરોપ કરે, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશુંજ નથી. આપણા હિંદુસ્તાનમાં પણ શું અનેક મનુષ્યો સિદ્ધિવાળા યોગી–સંન્યાસીઓને અતિ પવિત્ર તેમજ ઇશ્વરાવતાર નથી માની લેતા ? " એક દિવસે પાદરીઓ અને ઇસ્લામીઓ પોતપોતાના ધર્મનું મહત્ત્વ સિદ્ધ કરતા ધર્મસભામાં બેઠા હતા. છેવટે એક પાદરી બોલી ઉઠયો કેઃ–" હું બાઇબલને હાથમાં રાખી અગ્નિમાં પ્રવેશ કરવાને તૈયાર છું. તમે પણ કુરાનને હાથમાં રાખી અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થાઓ. આપણા બેમાંથી જે મનુષ્ય બળ્યા વગર કે દાઝયા વગર બહાર નીકળે તેનો ધર્મ સત્ય છે, એમ પ્રત્યેકે સ્વીકાર કરવો. " મૌલવીઓ પાદરીઓને શું જવાબ આપવો, તે વિચારી શકયા નહિ અને તર્કયુદ્ધ પોતાની મેળેજ શાંત થઈ ગયું ! પાદરીઓએ આ તકનો લાભ લઇ સમ્રાટને ક્રિશ્ચિયનધર્મ અંગીકાર કરવા આગ્રહ કર્યો. સમ્રાટે તેને ખુલ્લી રીતે જણાવી દીધું કેઃ–" હું આપનું સંપૂર્ણ માન રાખું છું. આપના ધર્મના અમુક અંશની હું મુક્તકંઠે પ્રશંસા પણ કરૂં છું; છતાં ઇશ્વરને એક પુત્ર હતો અને તે મનુષ્યરૂપે આ જગતમાં અવતર્યો હતો, એ વાત હું માની શકતો નથી. ઇસુખ્રિસ્ત મનુષ્યોનો ઉદ્ધાર

કરવા માટેજ જન્મ્યો હતો, એ વાત ઉપર હું વિશ્વાસ ધરાવી શકતો નથી." હવે પાદરીઓ સમજી ગયા કે સમ્રાટને ક્રિશ્ચિયનધર્મની દીક્ષા આપવી, એ સહેજ વાત નથી. ત્યારબાદ તેમણે પોતાના મૂળ સ્થાને જવાની સમ્રાટ પાસે રજા માગી. સમ્રાટે તેને ભારે ઇનામો તથા ભેટો અર્પણ કરી; પરંતુ ઉક્ત પાદરીઓમાંનો મુખ્ય પાદરી સમ્રાટ તરફની ભેટ સ્વીકારવાને કોઈ રીતે તૈયાર થયો નહિ. તેણે કહ્યું કેઃ–" ધર્મનો પ્રચાર કરવો, એ મારા જીવનનું એક મહાવ્રત છે. ધર્મપ્રચાર એજ મારૂં કર્તવ્ય તથા લક્ષ્ય છે." ધર્મને નામે લોકો પાસેથી પૈસા પડાવનારા હિંદુ તથા મુસલમાન ધર્માચાર્યો પાદરીઓનો આવો નિઃસ્વાર્થભાવ જોઇ બહુ આશ્ચર્ય પામ્યા તથા પોતાની વાસનાઓમાટે શરમાયા પણ ખરા. સમ્રાટની માતુશ્રીની સેવામાં કેટલીક રશીઅન રમણીઓની નિમણૂક કરવામાં આવી હતી. તે રમણીઓને સંપૂર્ણ સ્વતંત્રતા આપવાની પેલા નિઃસ્વાર્થ પાદરીએ સમ્રાટને પ્રાર્થના કરી. સમ્રાટે ભારે આનંદ અને સંતોષ સાથે પાદરીની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. ત્યારબાદ એકવાર સમ્રાટના નિમંત્રણને ખાસ માન આપી કેટલાક પાદરીઓ ગોવામાંથી લાહોર ખાતે આવ્યા હતા અને ત્યાં પણ અકબરે તેમને માટે એક ક્રિશ્ચિયન દેવળ બંધાવી આપ્યું હતું. સમ્રાટ જો કે ઇસુખ્રિસ્તને ઉદ્ધારકરૂપે માનતો નહોતો, તોપણ તે એક અસાધારણ પુરુષ હતો, એમ સ્વીકારતો હતો અને તેની મૂર્તિપ્રત્યે યોગ્ય સન્માન દર્શાવતો હતો.

સમ્રાટની ધર્મસભામાં પારસી ધર્માચાર્યો, બૌદ્ધ શ્રમણો તથા સુજ્ઞ બ્રાહ્મણ પંડિતો એ સર્વ પોતપોતાના ધર્મપંથનો મહિમા વર્ણવતા હતા. તે સમયે બ્રાહ્મણ વિદ્વાનોએ સમ્રાટને હિંદુધર્મમાં દીક્ષિત કરવાની ઇચ્છાથી જે જે પ્રયત્નો કર્યા હતા, તે આપણને અત્યારે પણ આશ્ચર્ય ઉપજાવે તેવા છે. એટલું તો ચોક્કસ છે કે આપણા પૂર્વજો આપણા જેવા સંકુચિત વિચારના તો નહોતાજ. બાદાઉનીએ લખ્યું છે કેઃ " સમ્રાટ અન્ય વિદ્વાનો કરતાં બ્રાહ્મણ તથા બૌદ્ધ સાધુઓની વધારે મુલાકાત લેતો, તેમજ તેમની સાથે વિશેષ સમય વાર્તાલાપ કરતો. " આ બ્રાહ્મણપંડિતોમાં મહાત્મા પુરુષોત્તમ તથા દેવીદાસનાં નામો ખાસ કરીને અમર રહી ગયાં છે. સમ્રાટ ઉક્ત ઉભય પંડિતોપ્રત્યે બહુજ ભક્તિભાવ ધરાવતો હતો. કેવળ દિવસના સમયમાં તેમનો પવિત્ર ધર્મોપદેશ સાંભળવાથી સમ્રાટને પરિતૃપ્તિ થતી નહોતી, તેથી રાત્રીના સમયે તે તેમને પોતાના અંતઃપુરમાં લઇ જતો અને ત્યાં શાન્ત એકાન્ત ગૃહમાં મહારાણી સાથે બેસી તે મહાત્માઓના પવિત્ર મુખમાંથી ઝરતું ઉપદેશામૃત આનંદપૂર્વક પીતો હતો. દેવીદાસનું માન કેટલું બધું સાચવવામાં આવતું તેને માટે એકજ ઉદાહરણ બસ થઇ પડશે. સમ્રાટ જ્યારે રાજમહેલના બીજા માળ ઉપર મહારાણીઓ સાથે બેસતો, ત્યારે દેવીદાસની હાજરીની જરૂર પડતી તો દેવીદાસને પહેલા માળની

બારી નીચે એક ખાટ ઉપર બેસાડવામાં આવતો અને એ ખાટ દોરડાંવડે ધીમે ધીમે સમ્રાટના મહેલ પાસે ખેંચી લેવામાં આવતી. દેવીદાસ સર્વ પ્રથમ ૐકાર મંત્રનો ઉચ્ચાર કરી, અતિ ઉદાર હિંદુધર્મનું માહાત્મ્ય વિસ્તારથી પ્રકટ કરતો અને તે સાથે સમ્રાટને હિંદુધર્મની દીક્ષા આપવા વિવિધ યુક્તિઓ રજુ કરતો. દેવીદાસનો આવો મધુર, કોમળ તથા પ્રિય ઉપદેશ સાંભળી સમ્રાટ ઘણીવાર રોમાંચિત પણ થતો. તેણે પોતાના એક પૌત્રને ભણાવવાગણાવવાનો સઘળો ભાર એક વિદ્વાન બ્રાહ્મણ ઉપર મૂક્યો હતો. હિંદુ યોગીઓ પણ સમ્રાટને દીક્ષિત કરવાની શુભ ભાવનાથી સતત તેની પાસે આવ–જા કર્યા કરતા હતા. તેઓ તેને હિંદુધર્મનું રહસ્ય સમજાવવા વિવિધ પ્રયાસો કરતા હતા. પ્રત્યેક વર્ષે શિવરાત્રીએ હિંદુ યોગીસંન્યાસીઓની મોટી સંખ્યા સમ્રાટની આસપાસ એકત્ર થતી અને ગંભીરતાથી ધર્મચર્ચા કરતી. સંન્યાસીઓ અને યોગીઓ જો કે હિંદુ હતા તોપણ તેઓ સમ્રાટનું નિર્દોષ વર્તન તથા તેનો નિર્મળ સ્વભાવ અનુભવી સમ્રાટપ્રત્યે અત્યંત પ્રેમ ધરાવતા હતા; એટલુંજ નહિ પણ તેની સાથે બેસીને ખાન–પાન કરવામાં પણ વાંધો લેતા નહોતા. બાદાઉની લખે છે કે:– " મનુષ્યની આકૃતિ જોઇ પ્રકૃતિની પરીક્ષા કરી લેવાની જે શક્તિ સમ્રાટે પ્રાપ્ત કરી હતી, તે હિંદુ યોગીઓનેજ આભારી હતી; કારણ કે હિંદુ યોગીઓએજ તેને એવું શિક્ષણ આપ્યું હતું." વસ્તુતઃ ઉપર કહેલી શક્તિ સમ્રાટે પોતાના વિશાળ અનુભવના પરિણામે પ્રાપ્ત કરી હતી, તોપણ હિંદુ યોગીઓ સમ્રાટને અંતઃકરણપૂર્વક ચાહતા હતા, એ વાતને સિદ્ધ કરવા ઉક્ત કથન બહુ ઉપયોગી થઇ પડે તેમ છે.

સમ્રાટે વિવિધ ધર્મોના રહસ્યો સમજી લઇ ઈ૦ સ૦ ૧૫૭૯ માં "ઇશ્વરનો ધર્મ" નામનો એક નૂતન ધર્મ પ્રચલિત કર્યો હતો. આ ધર્મ એક પ્રકારનો સુધરેલો હિંદુધર્મજ હતો, એમ અમે પૂર્વે એકવાર કહી ગયા છીએ. જેઓ પોતાની ઇચ્છાથી નિઃસ્વાર્થભાવે ઉક્ત ધર્મ સ્વીકારવાને તૈયાર થતા, તેમનેજ સમ્રાટ તે ધર્મની દીક્ષા આપતો હતો. તેઓ રવિવારના દિવસે બપોરે ઉઘાડે માથે, હાથમાં પાઘડી લઇ સમ્રાટની પાસે આવીને ઉભા રહેતા અને ત્યારબાદ સમ્રાટનાં ચરણો સાથે પોતાના મસ્તકનો સ્પર્શ કરતા. સમ્રાટ અકબર તેમને પોતાના હાથથી ઉભા કરતો અને તેમના હાથમાં રહેલી પાઘડી તેમના શિર ઉપર સ્થાપતો. તેણે પોતાના શિષ્યોને ઇશ્વરના નામવાળો એક ચાંદ પણ અર્પણ કર્યો હતો. અબુલફઝલ લખે છે કે:–" સમ્રાટ એમ કહેતો કે માત્ર ઇશ્વર સિંવાય મનુષ્યોનો સ્વામી અન્ય કોઈ હોય શકે નહિ, એટલા માટે શિષ્યોને "સેવક" નું ઉપનામ આપવાને બદલે "ચેલા"નું ઉપનામ આપવાનું તે વિશેષ પસંદ કરતો હતો. " શેખ મુબારક અબુલફઝલ, ફૈઝી, આઝમ કોકા તથા

રાજા બીરબલ વગેરેએ ઉક્ત ધર્મનો અંગીકાર કર્યો હતો. આ નૂતન ધર્મના અનુયાયીઓમાંનો મોટો ભાગ સુશિક્ષિત તથા કેળવાયલો હતો. તેમાં કોઇ સારો દાર્શનિક, કોઇ મુખ્ય પ્રધાન, કોઇ કવિ, કોઇ ઐતિહાસિક, કોઇ સાહિત્યસેવક, કોઇ અધ્યાપક તો કોઈ પ્રધાન સેનાપતિ પણ હતો. વસ્તુતઃ કેળવાયેલા મનુષ્યો સિવાય ભારતમાતાની જરૂરિયાતો અન્ય કોણ સમજી શકે ? રાજનૈતિક જાતની આ દેશમાં કેટલી અગત્ય છે, તેનો અન્ય કોઇને ખ્યાલ પણ કેવી રીતે આવી શકે ? કેળવાયલા વર્ગ સિવાય દેશોન્નતિ અર્થે અમુક આત્મભોગ આપવાને બહાર પણ કોણ આવે ? અબુલફઝલ લખે છે કેઃ– સઘળા સંપ્રદાયોમાંથી હજારો માણસોએ ઉક્ત નવીન ધર્મ સ્વીકાર્યો હતો." બાદાઉનીએ લખ્યું છે કેઃ–" માત્ર ૫–૬ વર્ષમાંજ ઇસ્લામધર્મનું નામ–નિશાન પણ ભૂંસાઇ ગયું હતું અને સર્વત્ર એક પ્રકારનું વિચિત્ર દશ્યજ નજરે પડતું હતું. " આ ઉપરથી એટલું તો અનાયાસે સિદ્ધ થઇ શકે છે કે ભારતવર્ષમાંથી ઇસ્લામધર્મે એક વેળા એક પ્રકારની વિદાયગીરી લીધી હતી. બાદાઉનીના કહેવા પ્રમાણે સમ્રાટ અકબરે પોતાના સામ્રાજ્યમાં ધર્મસંબંધી સુધારાઓ કરવા એક મોટી સભા પણ બોલાવી હતી અને તેમાં સંખ્યાબંધ હિંદુઓ તથા મુસલમાનોએ ભાગ લીધો હતો. સમ્રાટે કોઇને પણ બળાત્કારપૂર્વક કે જોરજુલમથી નૂતન ધર્મની દીક્ષા આપી નહોતી. વસ્તુતઃ જ્યાંસુધી કોઇપણ મનુષ્ય ખાસ આગ્રહપૂર્વક પ્રાર્થના ન કરે ત્યાંસુધી સમ્રાટ તેને નૂતન ધર્માનુયાયીની પંક્તિમાં દાખલ કરતો નહિ. જો કે અકબરે એક નવોજ ધર્મ ઉત્પન્ન કરવાનું સાહસ કર્યું હતું, તોપણ તેણે અભિમાનના આવેશમાં આવી જઇ એમ તો કદાપિ કહ્યું નથી કેઃ–" હુંજ માત્ર ઇશ્વર–પ્રેરિત અથવા સંપૂર્ણ જ્ઞાની છું. " કેટલીકવાર તે આવાં સરળતાભર્યાં વાક્યો પણ બોલી નાખતો કેઃ–" હું પોતેજ આંધળો છું તો પછી બીજાઓને સત્યમાર્ગે કેવી રીતે દોરી શકું ?" "સત્ય તો મને એકલાનેજ પ્રાપ્ત થયું છે અને હુંજ માત્ર સત્યને અનુસરૂં છું, એમ છાતી ઠોકીને કોણ કહી શકે તેમ છે ? " તે સ્પષ્ટપણે કહેતો પણ ખરો કેઃ–"ભારતવર્ષના કલ્યાણાર્થે મને જે યોગ્ય લાગ્યું છે તે મેં આપની પાસે રજુ કર્યું છે. તમને પોતાને જો તે આ અખંડ ભારતવર્ષના હિતાર્થે વાજબી જણાય તો તેને માન આપો. બાકી કોઇના પ્રત્યે આગ્રહ નથી." બાદાઉની લખે છે કેઃ–" કોઇ કોઇ નીચ વ્યક્તિએ તલવારના બળથી નૂતન ધર્મનો પ્રચાર કરવાની સમ્રાટને સલાહ આપી હતી; પરંતુ તેણે તેમ નહિ કરતાં માત્ર સમય અને સદુપદેશ ઉપરજ ધર્મપ્રચારનો સઘળો ભાર મૂકયો હતો. તેણે જો પોતાના નવા ધર્મનો બહોળો ફેલાવો કરવા થોડોઘણો પૈસો ખર્ચ્યો હોત તોપણ અમીર–ઉમરાવોનો મોટો ભાગ તથા સાધારણ જનસમાજનો પણ મોટો ભાગ તેની પૈસાની જાળમાં ફસાયા વિના રહેત નહિ. " બીજી તરફ

સમ્રાટે એમ પણ જાહેર કરી દીધું હતું કેઃ—" પ્રત્યેક મનુષ્ય પોતપોતાની વિવેકબુદ્ધિને અનુસરવામાં સ્વતંત્ર છે. ધર્મમતની ખાતર કોઇને હેરાન કરવામાં આવશે નહિ. જેની ઇચ્છા હોય તે ખુશીથી ક્રિશ્ચિયનદેવળ, યાહુદિમંદિર, અગ્નિમંદિર તથા હિંદુદેવાલય ચણાવી શકશે. ધાર્મિક વિધિઓ માટે કોઇ પણ મનુષ્ય કોઇને દુભાવી શકશે નહિ." જે સમયે યૂરોપખંડમાં ક્ષુદ્ર ધર્મમતોને લીધે મનુષ્યોના લોહીની નદીઓ વહેવા લાગી હતી, નરરક્તથી યૂરોપની પૃથ્વી કલંકિત થઇ રહી હતી, અને ક્રિશ્ચિયન ધર્મની જૂદી જૂદી શાખાઓ એક–બીજાને વિનષ્ટ કરવાની વાસનાથી પાશ્ચાત્યભૂમિને રક્તવર્ણથી (મનુષ્યના લોહીથી) રંગી રહી હતી, તેજ સમયે ભારતવર્ષમાં ઉદાર ધમની પતાકા પ્રબળવેગે ફરકી રહી હતી ! પાશ્ચાત્ય દેશમાં જે સમયે અંધશ્રદ્ધાનું પૂરેપૂરૂં પ્રાબલ્ય હતું, તે સમયે આ દેશમાં ઉદાર ધર્મની શીતળ લહરીઓ વહી રહી હતી !

સમ્રાટ જો હિંદુધર્મનેજ આગ્રહપૂર્વક વળગી રહ્યો હોત તો મુસલમાનો તેને કોઇ પણ પ્રકારે સંમત થાત નહિ અને જો મુસલમાન ધર્મનેજ દઢતાપૂર્વક વળગી રહ્યો હોત તો હિંદુઓ કિંચિત્ માત્ર તેને અનુકૂળ થાત નહિ; એટલાજ માટે હિંદુઓ અને મુસલમાનોના સંમિલનાર્થે ક્રિશ્ચિયનધર્મ, મુસલમાનધર્મ બૌદ્ધધર્મ તથા પારસીધર્મમાંથી કિંચિત્ અને હિંદુધર્મમાંથી બહુજ સારાંશ ગ્રહણ કરી એક નવો ધર્મ સમ્રાટે તૈયાર કર્યો હતો. સઘળા ધર્મોમાંથી સહેજ સહેજ ઉપયોગી અંશ લેવાથી જે એક નૂતન ધર્મ તૈયાર થાય, તેને સમ્રાટે હિંદુધર્મનો મનોહર પોષાક પહેરાવી સુસજ્જિત કર્યો હતો, એમ કહીએ તોપણ ખોટું નથી. સમ્રાટનો નૂતન ધર્મ સર્વથા હિંદુધર્મનેજ મળતો આવતો. માત્ર તેમાં કેટલોક સુધારો—વધારોજ કરવામાં આવ્યો હતો. આ હિંદુપ્રધાન ભારતવર્ષમાં સમ્રાટની ઉક્ત રાજનીતિ સંપૂર્ણ ધન્યવાદને પાત્ર છે, એમ કહેવાની જરૂર નથી. સમ્રાટના નૂતન ધર્મે હિંદુ તથા મુસલમાનને જ્ઞાતિ કે ધર્મના ભેદભાવ વગર પોતાના ખોળામાં પ્રેમપૂર્વક બેસાડવા હસ્ત પ્રસાર્યા હતા. નૂતન ધર્મનો ઉદ્દેશજ એ હતો કે ભારતવર્ષને વિવિધ ધર્મો તથા કોમોના પરસ્પરના કલેશોમાંથી છેક મુક્ત કરી તેને એક અવિભક્ત તથા મહા બળવાન દેશ બનાવવો. સમ્રાટ કહેતો કેઃ—" એક માત્ર પરમેશ્વરજ સઘળા મનુષ્યોનો સ્વામી છે. તે એક સર્વશક્તિમાન, સર્વત્ર સતત વ્યાપી રહેલો તથા પરમ દયામય છે. વિચાર કે ભાવનાદ્વારાજ તેની ઉપાસના થઇ શકે છે. મનુષ્યોએ પોતાના સમાજની તથા દેશની દુર્ગતિ દૂર કરવાનો પ્રયત્ન કરવો અને તેને ઉન્નત બનાવવાને બની શકે તેટલો ભોગ આપવો, એજ ઇશ્વરપૂજાનો સર્વોત્તમ ઉપાય છે. અમુક મનુષ્યનું બૂરૂં કરો અને મારૂં એકલાનું કલ્યાણ કરો એવી ઇશ્વરની પાસે પ્રાર્થના કરવી, તે છેક અનુચિત છે. મનુષ્યનું જ્ઞાન જ્યારે અપક્વ તથા અપૂર્ણ હોય છે, ત્યારેજ તે સુખ–દુઃખના પ્રસંગોમાં

મુંઝાઇ જાય છે અને નિરર્થક હાયવોય કરવા લાગે છે. જ્યારે તેની જ્ઞાનદૃષ્ટિ ખુલે છે ત્યારેજ તે સુખ-દુઃખના પ્રસંગમાં પર્વતની માફક અચળ તથા અડગ-પણે ઉભો રહી શકે છે. હિંદુ સ્ત્રીઓ જ્યારે પાણી ભરીને સ્વગૃહે આવતી હોય છે, ત્યારે તેઓ પોતાના માથા ઉપર રહેલા બેડાંના ભારને ભૂલી જાય, પોતાની સખીઓ સાથે કેવી આનંદ તથા વિનોદ કરતી હોય છે ! તેમને આનંદ-વિનોદની એટલી બધી મઝા પડે છે કે ગમે તેટલો લાંબો માર્ગ કે મસ્તક ઉપરનો પાણીનો ભાર તેમને કષ્ટકર થતો નથી; તેવીજ રીતે મનુષ્યો પણ જો પોતપોતાની વિવિધ પ્રવૃત્તિઓને પોતાના મસ્તક ઉપર રાખી, સર્વ માનવબંધુઓ સાથે અભેદભાવે હાસ્યવિનોદ કરતાં સમાનભાવે જીવનયાત્રા નિર્વહવા લાગે તો સંસારનાં સુખ-દુઃખો તેમને મુંઝવી શકે નહિ. ઇશ્વર અને સંસારપ્રત્યે સમદૃષ્ટિથી નિહાળવું, એ પ્રત્યેક મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. ''

ઇશ્વરની ઉપાસના તથા પૂજા માટે પ્રભાતનો તથા મધ્યરાત્રિનો સમયજ પસંદ કરવાયોગ્ય છે, એવો સમ્રાટે નિર્ણય કર્યો હતો. બાદાઊની લખે છે કેઃ— "કોઇ કોઇ દિવસ સમ્રાટ સમસ્ત રાત્રિપર્યંત જાગ્રત રહીને ઇશ્વરનું ધ્યાન કરતો.' કેટલીકવાર તે પ્રાતઃકાળે બહુજ વહેલો ઉઠીને મહેલથી થોડે દૂર જઇ એક નિર્જન સ્થાનમાં એક પથ્થર ઉપર એકલો બેસી રહેતો અને પોતાના મસ્તકને છાતી ઉપર ઝુલતું રાખી ઇશ્વરપૂજાનું નિર્મળ સુખ ભોગવતો હતો." સમ્રાટ કહેતો કેઃ— "માત્ર ભાવનાદ્વારાજ ઇશ્વરની ઉપાસના કરવી ઉચિત છે. ઇશ્વરપૂજાના જે બાહ્ય ક્રિયાકાંડો છે, તે તો કેવળ નિદ્રિત મનુષ્યને જાગ્રત બનાવવા માટેજ છે. બાહ્ય ક્રિયાઓનો બોજો જો મનુષ્યના શિરે ન હોય તો તે ઇશ્વરસ્તુતિ અર્થે સર્વદા તૈયાર રહી શકે નહિ, તેમજ બાહ્યસાધનો મનુષ્યને એકાગ્ર બનાવવા માટે પણ બહુ ઉપયોગી છે. ઇશ્વરપૂજા અર્થે જો કોઇ પ્રત્યક્ષ વસ્તુનું અવલંબન લેવાની જરૂર પડે તો સૂર્ય, અગ્નિ કે ગ્રહ-ઉપગ્રહને દૃષ્ટિમાં રાખી લેવા. "

રાજા બીરબલની પાસેથી સમ્રાટે સૂર્યની આરાધના કરવાનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. બીરબલ કહેતો કેઃ—" સૂર્યના પ્રતાપેજ મનુષ્યની નિત્યની આવશ્યક વસ્તુઓ તૈયાર થાય છે. ફળ-ફૂલ તથા ધાન્ય વગેરેને પકવનાર તથા ખાવાયોગ્ય બનાવનાર માત્ર સૂર્યજ છે. મનુષ્યોને પ્રકાશ તથા જીવન આપનાર પણ સૂર્યજ છે." બ્રાહ્મણોની માફક સમ્રાટ પણ પ્રાતઃકાળે પૂર્વ દિશા તરફ મુખ રાખી ઉભો રહેતો અને સૂર્યની આરાધના કરતો; તેમજ તેનાં સહસ્ર નામોનો પણ સંસ્કૃત ભાષામાંજ ઉચ્ચાર કરતો. જ્યારે તે સહસ્ર નામનો જપ કરતો ત્યારે એક બ્રાહ્મણ પંડિત તેની પાસે ઉભો રહેતો અને તેને ઉચ્ચારમાં સહાય આપતો. વળી વર્ષના જે દિવસે દિવસ અને રાત્રિ સમાન થાય તે દિવસે, સૂર્યકાંતમણિનો સૂર્યનાં કિરણો સાથે સંયોગ કરી અગ્નિ ઉત્પન્ન કરતો અને તે

અગ્નિ એક ખાસ મંદિરમાં બહુ કાળજીપૂર્વક સંગ્રહી રાખતો. આ અગ્નિગૃહસંબંધી સઘળી દેખરેખ રાખવાની જવાબદારી અબુલફઝલના શિરે મૂકવામાં આવી હતી. સંધ્યાસમયે સમ્રાટના નોકરો ઉક્ત અગ્નિના સંયોગવડે બાર સ્વચ્છ મીણબત્તીઓ સળગાવતા અને તે બત્તીઓ મનોહર સોના-રૂપાના ફાનસમાં ગોઠવીને સમ્રાટના ઓરડામાં મૂકી દેતા. મધુર સ્વરે સંગીત લલકારનારા ઉસ્તાદો, તે બાર દીપકો પૈકીનો એક દીપક હાથમાં લઇ સુલલિત સ્વરે ઇશ્વરનું સ્તોત્ર ગાતા હતા. સંગીતના આરંભસમયે તથા પૂર્ણાહુતિસમયે સમ્રાટ અકબરની દીર્ઘાયુ તથા તેના રાજત્વકાળની વૃદ્ધિ માટે ખાસ પ્રાર્થના કરવામાં આવતી. સમ્રાટને માટે જે રસોઈ થતી તે રસોઇ પણ ઉક્ત અગ્નિગૃહની એક ચીણગારીવડે સળગાવેલા અગ્નિવડે તૈયાર કરવામાં આવતી. સમ્રાટે અગ્નિની પૂજા કરવાનું શિક્ષણ અગ્નિપૂજક પારસીઓ, હિંદુ સંન્યાસીઓ તથા હિંદુ મહારાણીઓ પાસેથી પ્રાપ્ત કર્યું હતું. તે હિંદુઓની માફક હોમ વગેરે પણ કરતો હતો.

હિંદુઓની માફક, સમ્રાટ પણ મૃત્યુની પછી આત્મા એક શરીરમાંથી બહાર નીકળી અન્ય શરીરમાં પ્રવેશ કરે છે એવો વિશ્વાસ ધરાવતો હતો; પરંતુ આ ભવમાં આપેલાં દાનનો બદલો પરકાળે સહસ્રગણો વધારે મળે છે, એ વાત ઉપર તેને શ્રદ્ધા નહોતી. હિંદુના અનેક આચાર-વ્યવહારોનું પણ તે અનુષ્ઠાન કરતો. હિંદુઓને લેશ પણ દુઃખ થાય કિંવા તેમની લાગણીઓ દુભાય એવી એક પણ ક્રિયા તે કરતો નહોતો. બીજી રીતે કહીએ તો હિંદુઓ તેના પ્રત્યે પ્રેમ તથા ભક્તિ રાખવા લાગે તેવું તે વર્તન રાખતો. સમ્રાટ અકબર પોતે દાઢી રાખતો નહોતો અને જે મુસલમાનો દાઢી રખાવતા નહોતા તેમના ઉપર પણ સ્વાભાવિકરીતેજ પ્રસન્નતા દર્શાવતો; એટલા માટે દાઢી મુંડાવી નાખવાનો મુસલમાનોમાં એક રિવાજજ થઇ પડ્યો હતો. હિંદુઓની માફક તે હાથે રાખડી બંધાવતો અને લલાટમાં ચંદનનું તિલક કરતો. હિંદુરિવાજ પ્રમાણે મસ્તકના અર્ધ ભાગપર્યંત સમ્રાટ હજામત કરાવતો અને પાછળ તથા બે કાન પાસે કેશ રખાવતો રાજ્યદરબારમાં પણ અનેક હિંદુરીત-રિવાજોને માન આપવામાં આવતું.

અબુલફઝલ લખે છે કેઃ-" સમ્રાટ બ્રાહ્મણોની માફક દિવસમાં માત્ર એકજ વાર આહાર કરતો હતો." બાદાઉની લખે છે કેઃ-" તેણે ખાન-પાનનું પ્રમાણ બહુજ ન્યૂન કરી નાખ્યું હતું. ડુંગળી, લસણ કે ગોમાંસ જેવી વસ્તુઓ તે મુદ્દલ વાપરતોજ નહોતો." માંસાહાર કરતાં શુદ્ધ વનસ્પતિનો આહાર કરવો સમ્રાટ વિશેષ પસંદ કરતો હતો. તે કહેતો કેઃ " જીવ-જંતુઓનો વધ કરી ઉદરમાં તેની કબર બાંધવી, એ મનુષ્યોને માટે યોગ્ય નથી. મારૂં શરીર જો એટલું બધું મોટું હોત કે મારા શરીરનો અમુક અંશ ભક્ષણરૂપે વપરાયા પછી અન્ય જીવોની હત્યા કરવાની મનુષ્યોને જરૂર ન રહેતી હોત તો હું તેમ કર-

વાને આનંદપૂર્વક તૈયાર થાત, અથવા મારા શરીરનો અમુક અંશ કાપીને મનુષ્યોને આહારાર્થે આપી શકતો હોત અને એ અંશ મને પુનઃ મળતો હોત તોપણ હું મારાં અંગોપાંગને કાપી આપવામાં સંકોચ કરત નહિ. મારા એકના શરીર–માંસથી જો અનેકોને સદાને માટે તૃપ્તિ થતી હોત તો કેવું સારૂં થાત !" સમ્રાટ રવિવારના દિવસે, ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણના દિવસે તથા બીજા તહેવારોના દિવસે કોઇ પણ પ્રકારનો માંસાહાર કરતો નહોતો. રવિવારે તથા તહેવારોને દિવસે પશુની હત્યા નહિ કરવાના ખાસ હુકમો પણ બહાર પાડવામાં આવ્યા હતા.

કોઇ કોઇ વાર સમ્રાટ ઉપવાસ પણ કરતો. તે કહેતો કે:–" વચમાં એકાદ દિવસ ઉપવાસ કરી નાખવો એ બહુ ઇચ્છવાયોગ્ય છે; તેથી ઇંદ્રિયો ઉપર અંકુશ રહે છે અને આત્માની સ્થિતિ પણ ઉન્નત પ્રકારની બનતી જાય છે." બાદાઉનીએ લખ્યું છે કે: " લાંબું આયુષ્ય ભોગવવાની ઇચ્છાથી, બૌદ્ધ લામાઓની સલાહને માન આપી સમ્રાટ સ્ત્રી–સહવાસ બહુજ અલ્પ પ્રમાણમાં રાખતો હતો. તે અંતઃપુરમાં વિશેષ સમય પડયા રહેવાનું પસંદજ કરતો નહોતો. "

સમ્રાટ ગંગાજળ સિવાય બીજું પાણી પીતો નહોતો. તેના રસોડામાં પણ ગંગાજળનોજ મુખ્યત્વે ઉપયોગ કરવામાં આવતો. ગંગા નદી જો કે દિલ્હી અને આગ્રાથી બહુ દૂર આવેલી હતી, તોપણ ત્યાંથી ગંગાનું પાણી મંગાવવામાં આવતું અને કાળજીપૂર્વક તેનો ઉપયોગ કરવામાં આવતો. મોટા મોટા અમલદારો ગંગાજળના ઘડાઓ ભરી, તે ઉપર રાજ્યનો સીલ મારી સમ્રાટ અકબર તરફ રવાના કરતા. સમ્રાટ જ્યારે પંજાબ જેવા દૂર દેશોમાં રહેતો ત્યારે પણ નોકરો તેને માટે ગંગાજળ નિયમિતપણે મોકલી દેતા હતા. ગંગાજળ અધવચમાં ખૂટી જાય એવો સંભવ જણાય તો બીજું પાણી તેમાં નાખવામાં આવતું અને એ પાણી ગંગાજળ જેટલુંજ પવિત્ર લેખાતું. અબુલફઝલ લખે છે કે:–" ગંગાજળ મધુર, હલકું તથા આરોગ્ય આપનારૂં છે. ઘડામાં તેને બરાબર સાચવી રાખવામાં આવે તો તે કેટલાંક વર્ષોપર્યંત બગડયા વગર પડયું રહે છે. "

સમ્રાટના આવાસ–સ્થળમાં રોજ ધૂપ વગેરે સુગંધી દ્રવ્યો સોના–રૂપાનાં પાત્રોમાં સળગ્યા કરતાં હતાં.

વચમાં વચમાં સમ્રાટ મહાન ઉત્સવો કરાવતો, તે ઉત્સવો ઘણા લાંબા સમય પર્યંત ચાલતા. તે વેળા મોટા મેળા પણ ભરાતો. જે વિચિત્ર વિવિધ વસ્તુઓ મેળામાં ગોઠવી દેવામાં આવતી તે પ્રેક્ષકોનું ધ્યાન ખેંચતી. જનસમાજનો મોટો ભાગ એ મેળામાં ભાગ લેતો. સમ્રાટ અકબર મેળાવાળા સ્થાનની મધ્યમાં એક કિંમતી–મનોહર તંબુ નખાવી ત્યાં પડાવ કરતો. તંબુમાં રેશમના અને જરિયાનના બહુ ભારે ગાલીચાઓ બિછાવવામાં આવતા. મણિમુક્તાવાળા જરિયાનના મનો-

હર પડદાઓ તંબુના દ્વાર પાસે ઝુલતા અને તંબુની સ્વાભાવિક શોભામાં અનેકગણો વધારો કરતા હતા. સદ્‌ગૃહસ્થો તથા નાગરિકોની મોટી સંખ્યા પણ પોતપોતાના અતિ ઉત્કૃષ્ટ તંબુઓ ઉક્ત સ્થાનમાં ખડા કરતી. સમ્રાટ તેમને પોતાના તરફથી મનોહર પોષાકો, કિંમતી રત્નો, ઉત્કૃષ્ટ હાથીઓ તથા અશ્વો વગેરેની ભેટો આપતો. ઉત્સવ-આમોદના દિવસોમાં સમ્રાટ અકબર સુંદર પોષાક પહેરી સિંહાસન ઉપર બિરાજતો અને તેની આસપાસ તેના મિત્રો, અમાત્યો, અમીરો, ઉમરાવો વગેરે માનનીય ગૃહસ્થો ઉત્તમોત્તમ પોષાકોમાં સુસજ્જીત થઈ, મણિ-મુક્તાના હારો પહેરી તથા વિવિધ અલંકારોથી દેહને શણગારી માનપૂર્વક ઉભા રહેતા. આકાશમાંનાં નક્ષત્રો રાત્રિના સમયે જેવી રીતે પ્રકાશિત રહ્યા કરે છે તેવી રીતે અમીર-ઉમરાવોના અંગ ઉપર રહેલા અલંકારો પણ પ્રકાશી રહેતા હતા. જ્યારે તેઓ સઘળા રાજસભામાંથી બહાર નીકળતા ત્યારે તેઓ શણગારેલા હસ્તીઓ ઉપર બેસી, વ્યવસ્થિત ક્રમ પ્રમાણે ધીમે ધીમે આગળ ચાલતા. ઉત્સવસંબંધી સ્વારીમાં સર્વથી પ્રથમ એક હાથી ચાલતો. તેનો વિશાળ દેહ જરિયાની વસ્ત્રો તથા કિંમતી જવાહીરોથી ઢાંકી દેવામાં આવતો, એમ કહીએ તો ખોટું નથી. ત્યારબાદ સુશોભિત અશ્વો તથા સિંહ-વાઘ-ચિત્તા વગેરે જંગલી પશુઓની સ્વારી ધીમે ધીમે યથાક્રમે આગળ ચાલતી. સ્વારીના અંતે ઘોડેસ્વારો મહા તોફાની અશ્વો ઉપર સ્વારી કરી નિયમિતભાવે આગળ ચાલતા.

સમ્રાટ પ્રત્યેક વર્ષે હિંદુઓની માફક તુલાવ્રતનું પણ અનુષ્ઠાન કરતો; અર્થાત્ પોતાના વજનથી બાર ગણા વજનનું સોનું, રૂપું, તાંબુ, લોઢું, પારદ, રેશમ, સુગંધી દ્રવ્યો, દૂધ, ઘી, લવણ તથા ચોખા વગેરે વસ્તુઓનું બ્રાહ્મણોને કિંવા ગરીબ મનુષ્યોને દાન કરતો. ઉપર ગણાવી તે વસ્તુઓ ઉપરાંત બીજી અનેક કિંમતી વસ્તુઓનો પણ સમાવેશ તુલા ( ત્રાજવા ) માં કરવામાં આવતો. રાજકુમારોને તોળીને તેમના વજન જેટલું સોનું-રૂપું પણ દરવર્ષે તે દાનમાં વાપરતો. આવા ઉત્સવો સમયે રાજ્યના પ્રધાન કવિઓ સુંદર કવિતાઓ રચી મોકલતા અને તે કવિતાઓ સમ્રાટને અર્પણ કરતા. સમ્રાટ તેમને તેમની યોગ્યતા પ્રમાણે ઇનામો આપી સંતુષ્ટ કરતો. તે ઉપરાંત સઘળા સંપ્રદાયોના ગુણી પુરુષોને સમ્રાટ પોતાની પાસે બોલાવી યોગ્ય ઉપહાર તથા પદવી અર્પણ કરતો. સમ્રાટ અકબરની માફક અન્ય કોઇ પણ નૃપતિએ સર્વ પ્રકારના ગુણોને એટલું બધું ઉત્તેજન આપ્યું નથી. ઉત્સવ-આમોદના દિવસોમાં અનેક કેદીઓને પણ કેદખાનામાંથી મુક્ત કરવામાં આવતા.

સમ્રાટ અકબર એક યથાર્થ ઋષિ-મુનિ છે, તેના ઉપર ઇશ્વરની પૂરેપૂરી મહેરબાની છે તથા તે એક દૈવીશક્તિવાળો મનુષ્ય છે, એમ હિંદુઓ તથા મુસલમાનો પણ માનવા લાગ્યા હતા. સમ્રાટ એક સિદ્ધ પુરુષ કિંવા પરમ ધાર્મિક મહાપુરુષ

એવો પણ અનેકોને વિશ્વાસ બેસી ગયો હતો. સમ્રાટ પોતે ધારે તો પોતાની દૈવીશકિતના પ્રતાપે દુર્જય્ય કિલ્લાઓ રમતવાતમાં સર કરી શકે છે, અને શત્રુની સેનામાં મહા ભયંકર રોગો ઉત્પન્ન કરી શકે છે, એમ તેના કેટલાક શત્રુઓ ધારતા હતા. સમ્રાટ જે સ્થળે પડાવ નાખતો તે સ્થળે નિત્ય હજારો મનુષ્યો તેના દર્શને આવતાં. કેટલાક રોગીઓ હાથમાં પાણીનું પાત્ર લઇ અકબરની પાસે તે મંત્રાવા આવતાં. અકબર તે પાણીને માત્ર એક ફુંક મારતો, આથી પાણીમાં અદ્ભુત સામર્થ્ય આવી જતું અને ગમે તેવા રોગીના કઠિન રોગને દૂર કરી શકતું, એમ અજ્ઞાન મનુષ્યો માની લેતાં. મનુષ્યના સઘળા પ્રકારના મનોરથો સિદ્ધ કરવાને માત્ર એક સમ્રાટ અકબરજ સમર્થ છે, એમ અનેકો માનવા લાગ્યા હતા. એને લીધે સંખ્યાબંધ મનુષ્યો ખાનગીમાં તથા જાહેરમાં સમ્રાટની પાસે સફળતા અર્થે પ્રાર્થનાઓ કરતાં. પુત્રપ્રાપ્તિની કામનાવાળાં કેટલાંક કુટુંબો સમ્રાટની માનતા રાખતાં અને તેની કૃપા પ્રાપ્ત થાય એવી ઇશ્વરસ્તુતિ કરતાં. કેટલીકવાર તેમની પ્રાર્થનાઓ સફળ થતી અને તેથી અનેક પ્રકારની ભેટો સમ્રાટના ચરણમાં અર્પણધારી આવી પડતી.

સમ્રાટ હિંદુ-મુસલમાનોને સંમિલિત કરી ઉભયનું મહા કલ્યાણ કરવા ઇચ્છતો હતો. ભારતવર્ષને તે મહાશકિતશાળી દેશ બનાવવા માગતો હતો. તેનો એવો ગંભીર ઉદ્દેશ સંકુચિત વિચારવાળા અનુદાર મૌલવીઓ સમજી શકે એવી આશા રાખવી નિષ્ફળ હતી. તેમના હૃદયમાં સ્વદેશહિતૈષિતાને સ્થાન નહોતું, તેથી તેઓ સમ્રાટનું યથાર્થ સ્વરૂપ સમજી શકયા નહોતા. તેમણે સમ્રાટની સામે પ્રતિકૂળતાવાળું વર્તન ચલાવવા માંડયું હતું. સમ્રાટને ગમે તે પ્રકારે હેરાન કરવો એવો તે મૌલવીઓએ નિશ્ચય કર્યો હતો. સમ્રાટે કેટલાક મૌલવીઓને મકકા ખાતે મોકલી દીધા હતા. કેટલાક મૌલવીઓ રાજદ્રોહી બની સમ્રાટની સામે બળવો ઉઠાવવાને તૈયાર થઇ રહ્યા હતા; એટલુંજ નહિ પણ સમ્રાટ અકબર જેવા વિધર્મીઓની સામે બળવો ઉઠાવવો એ ધર્મસંગત અને ઇશ્વરની ઇચ્છાને અનુકૂળ છે, એવા ભાવનો તેમણે સાધારણ મુસલમાનસમાજને ઉપદેશ આપ્યો હતો. આથી કેટલાક મુસલમાનોએ એકત્ર થઇ બળવાની જે હોળી સળગાવી હતી તેનું પરિણામ શું આવ્યું એ વાત અમે પાછલાં પ્રકરણોમાં કહી ગયા છીએ. સમ્રાટ એવા બળવાઓથી લેશ પણ ગભરાયો નહોતો. ભારતવર્ષના કલ્યાણ અર્થે તેણે જે યોજના ઘડી કહાડી હતી તેનો અમલ કરવામાં તે નિર્બળ બન્યો નહોતો. બળવો શાંત કરતી વેળા સમ્રાટ પોતાના દુશ્મનોને પરમ મિત્રભાવે જાણે નીચેના શબ્દો કહી રહ્યો હોય, અને એ શબ્દો સીધા અમારા કાનમાં પ્રવેશતા હોય, એવો અમને ક્ષણભર ભાસ થઇ આવે છે ! સમ્રાટ કહેતો કેઃ-" તમારે આ પ્રમાણે સદાને માટે દુર્ગતિમાં પડયા રહી, કલેશકુસંપમાં અને પરસ્પરની કતલોમાંજ

જીવન વીતાવવું છે કે જગતમાં તમે પણ એક મહાશક્તિસંપન્ન મહાપ્રજા છો, એમ જાહેર કરવા તમારે તમારૂં મસ્તક ઉંચું કરવું છે ? તમારા સ્વાભાવિક ગૌરવથી દિશાઓને અજવાળવાની શું તમને મહત્ત્વાકાંક્ષા નથી ઉદ્ભવતી ? જો તમારા હૃદયમાં એવી મહત્ત્વાકાંક્ષા અને ઉચ્ચ અભિલાષા હોય તો બની શકે તેટલો આત્મભોગ આપવાને-સ્વદેશ અર્થે તન-મન-ધનનો ત્યાગ કરવાને તૈયાર થાઓ. વિભિન્ન ધર્મો અને નિરનિરાળા રીતિ-રિવાજોની એકવાક્યતા સિદ્ધ કરી સંમિલિત થવાનો પ્રયત્ન કરો. ભારતવાસીઓને એક મહા પ્રજાકીય જાતિ બનાવો અને મન-વચન-કાયાવડે એકત્ર થવાની કોશીશ કરો. એમ નહિ થાય ત્યાંસુધી ભારતનો ઉદ્ધાર થાય એ સંભવિત નથી.

અનુદાર બાદાઉની લખે છે કેઃ-"સમ્રાટે ઇસ્લામધર્મનો પરિત્યાગ કર્યો હતો તેનાં અનેક કારણો હતાં. જૂદા જૂદા દેશોમાંથી જૂદા જૂદા ધર્મવાળા અસંખ્ય વિદ્વાનો સમ્રાટના રાજદરબારમાં છૂટથી આવ-જા કરી શકતા. સમ્રાટ સર્વની સાથે પરમ સહૃદયતાપૂર્વક વાર્તાલાપ કરતો. ધર્મસંબંધી વિચારો કર્યા કરવા અને તેનું યથાર્થ મૂળ શોધી કહાડવું, તે સિવાય બીજા કોઇ કાર્યપ્રત્યે મુદ્દલ લક્ષજ આપતો નહોતો. દર્શનશાસ્ત્રના ન સમજી શકાય તેવા તર્કો, ઇશ્વરદ્વારા ધર્મની સીધી રીતે ઉત્પત્તિ થવી સંભવિત છે કે નહિ, ઇતિહાસ તથા વિજ્ઞાન ધાર્મિક વિધિઓને ટેકો આપે છે કે નહિ, ઇત્યાદિ વિષયોની સમ્રાટ પાસે નિરંતર ચર્ચાઓ થયા કરતી હતી. હાજર રહેલા સભાસદોમાંના પ્રત્યેક પાસેથી સમ્રાટ ઉપયોગી વાતોનો સંગ્રહ કરતો. કોઇ વાત તેને પ્રીતિકર થતી તો તેનો તે નિખાલસપણે સ્વીકાર કરતો અને કોઇ વાત અપ્રીતિકર થતી તો જાણે એ વાત કોઇ ઓરધુંજ નથી, એમ ધારી ઉપેક્ષા કરતો. આવા પ્રકારની ચર્ચાઓથી તથા સંવાદોથી અકબરને ધીમે ધીમે એવી ખાત્રી થઇ ચૂકી હતી કે સઘળા ધાર્મિક સંપ્રદાયોમાં સુજ્ઞ અને વિદ્વાન મનુષ્યો હોય છેજ, સઘળા ધર્મોમાં સત્યનો અંશ પણ હોય છેજ, અને પ્રત્યેક સંપ્રદાય સત્ય વગર ટકી શકે પણ નહિ; તો પછી ઇસ્લામ ધર્મનેજ શામાટે વધારે મહત્ત્વ આપી દેવું ? સમ્રાટ અન્ય સંપ્રદાયના વિદ્વાનો કરતાં બૌદ્ધ સાધુઓ અને બ્રાહ્મણ પંડિતોની સાથે એકાંતમાં બેસી વિશેષવાર વાર્તાલાપ કરતો, અને બની શકે તેટલો તેમની સાથે વધારે સહવાસ રાખવાનો પ્રયત્ન કરતો. તેઓ પોતાના સાંપ્રદાયિક વિષયોમાં એવા તો પ્રવીણ હતા, ધર્મતત્ત્વ તથા નીતિશાસ્ત્રમાં તેઓ એવા તો કુશળ હતા, ભવિષ્યનો નિર્ણય કરવાની તેઓ એવી તો અદ્ભુત શક્તિ ધરાવતા, તેમજ ધાર્મિક વિચારોમાં તેઓ એટલા બધા આગળ વધેલા અને મનુષ્યજીવનની સફળતા સાધવામાં એટલા બધા વિજયી નિવડેલા હતા કે અન્ય કોઈ સંપ્રદાયનો વિદ્વાન કોઈ પણ વાતમાં તેમનાથી આગળ વધી જવાની હિંમત કરી શકતો નહિ. તેઓ પોતાના અભિ-

ગ્રાયને પ્રમાણિક ઠરાવવા તથા અન્ય મતના દોષો સિદ્ધ કરવા એવી પ્રબળ યુક્તિઓ રજુ કરતા, એવાં પ્રબળ પ્રમાણો હાજર કરતા અને એવી તો દઢતાથી તથા બુદ્ધિમત્તાથી ચર્ચા કરતા કે તેમનું કહેવું ખરેખર સત્યજ હશે, એમ કોઇને પણ લાગ્યા વગર રહે નહિ. ગમે તેવા શ્રદ્ધાળુ મનુષ્યને પણ તેઓ અન્ય ધર્મસંબંધે શંકાશીલ બનાવાને સંપૂર્ણ સમર્થ હતા. આનું પરિણામ એ આવ્યું કે ઉક્ત વિદ્વાનોના વિચારો ભૂલભર્યા છે તથા આડે માર્ગે દોરનારા છે, એમ સમ્રાટને કહેવા જેટલું કોઇથી સાહસ થઈ શકતું નહિ. પર્વતના ચૂરેચૂરા થઇ જાય, આકાશમાં સેંકડો ચીરાઓ પડી જાય અને જમીનઆસમાન એક થઇ જાય, તોપણ સમ્રાટના મનમાં સંદેહનો પ્રવેશજ થઈ શકતો નહોતો. ઉપર કહ્યાં તે સઘળાં કારણોને લીધે સમ્રાટને ઇસ્લામ ધર્મસંબંધી અનેક વિષયોમાં બહુજ અશ્રદ્ધા થઇ ગઇ હતી. જો કોઇ મનુષ્ય દરબારમાં પોતાના સુપવિત્ર, મહિમાયુક્ત તથા અનાયાસે પાળી શકાય એવા ધર્મની નિંદા કરતો તો તેને ગ્યોગ્ય શિક્ષા કરવાને બદલે સમ્રાટ ઉલટું ઉત્તેજન આપતો." હિંદુ વિદ્વાનોની અપૂર્વ શક્તિની યથાર્થ પ્રશંસા કર્યા પછી ભારે બળાપો કરતાં બાદાઉની લખે છે કેઃ—"તે સર્વ કાફરો પોતાના અસંખ્ય ધર્મગ્રંથોના અપવિત્ર તથા તિરસ્કારપાત્ર વાતો સમ્રાટને સંભળાવતા. આનું પરિણામ એ આવ્યું કે સમ્રાટનો એક દિવસ પણ એવો ખાલી ન જતો કે જે દિવસે વિષવૃક્ષ નવું વિષફળ ઉત્પન્ન કર્યા વગર રહ્યું હોય."

બાદાઉની જેને વિષવૃક્ષની ઉપમા આપે છે તેજ વૃક્ષને બાદાઉનીના સમયનોજ મહાત્મા અબુલફઝલ સુંદર અમૃતવૃક્ષની ઉપમા આપે છે અને એ વૃક્ષના ફળોની તુલના અમૃતફળની સાથે કરે છે. અબુલફઝલની દૃષ્ટિમાં અને બાદાઉનીની દૃષ્ટિમાં કેટલો ભેદ છે, તે નીચેના વાક્યની સાથે બાદાઉનીના વાક્યની તુલના કરવાથી સ્પષ્ટ જણાઇ આવશે. અબુલફઝલ સમ્રાટ અકબરની ધર્મશોધક બુદ્ધિના સંબંધમાં આ પ્રમાણે લખે છેઃ—"સઘળા પ્રકારના ધર્માવલંબીઓ સમ્રાટની પાસે હાજર થતા. સઘળા ધર્મોના સત્યાંશોની સમ્રાટ પાસે પ્રશંસા તથા અનુમોદના થતી. સત્ય વાતનો વિનાસ કોઇએ સ્વીકાર પણ થતો. કોઇ એક ધર્મમાં કદાચ નિકૃષ્ટ અંશ હોય તો તે એક અંશને લીધે અન્ય શ્રેષ્ઠ અંશને પણ દૂષિત તથા અસ્વીકારને પાત્ર માની લેવામાં આવતાજ નહોતા. નીચ મનવાળા મનુષ્યો સમ્રાટની આવી ગુણાનુરાગવૃત્તિ જોઇ તથા તેની આવી નિઃસ્વાર્થતા અને હિતજનક ભાવનાઓ જોઇ, મનમાં તે મનમાં બળી મરતા હતા."

સમ્રાટે કાશ્મીર ખાતે સઘળા ધર્માનુયાયીઓ માટે એક સાધારણ ધર્મમંદિર બંધાવ્યું હતું. અબુલફઝલે એક લાંબી કવિતા રચી તે કવિતા એ મંદિરની દિવાલ ઉપર કોતરાવી હતી. ઉક્ત કવિતાના વાચનથી તેમના બન્નેના ( સમ્રાટ અને અબુલફઝલના ) ધર્મમતોના સંબંધમાં વિશેષ પ્રકાશ પડશે, એમ ધારી એ

કવિતાનો આશય અમે આ સ્થળે ઉતારી લઇએ છીએ.

" હે પિતા ! પરમેશ્વર ! દેવાલયોમાં, મસ્જીદોમાં અને પાદરીઓનાં દેવળોમાં સર્વત્ર માત્ર તારી એકનીજ શોધ થાય છે. જગતની સઘળી ભાષાઓ પણ માત્ર તારૂં એકલાનુંજ યશોગાન ગાઇ રહી છે. હિંદુધર્મ અને મુસલમાનધર્મ પણ કેવળ તારી ખાતરજ આકુળ-વ્યાકુળ રહ્યા કરે છે. તું ખરેખર "**एकमेवाद्वितीयम्**" છે, એ વાતનો ઉક્ત ઉભય ધર્મો મુક્તકંઠે સ્વીકાર કરી રહ્યા છે. મસ્જીદમાં આવતા તારા ભકતો અતિ ઉચ્ચકંઠે માત્ર તારાજ પવિત્ર નામનું સ્મરણ કરે છે. પાદરીઓના દેવળમાં જતા સાધકો પણ મધુર મંગળ ઘંટ વગાડી કેવળ તારા ઉદાર પ્રેમનુંજ સ્તોત્ર ગાય છે. હું મસ્જીદમાં પણ ગયો છું અને ક્રિશ્ચિયન દેવળોમાં પણ ગયો છું; પરંતુ સર્વત્ર તારાં એકનાંજ દર્શન મને તો થયાં છે. તારી એકલાનીજ શોધમાં હું સર્વ સ્થળે ભમું છું. તારૂં યથાર્થ સ્વરૂપ જે મનુષ્ય સમજી શકે છે તેની પાસે હિંદુ અને મુસલમાનો એવા ભેદો રહેતા નથી. એવો અભેદભાવવાળો મનુષ્ય ગમે ત્યાંથી સત્યનું ગ્રહણ કરી શકે છે. અત્તર કહાડનારા વ્યવસાયીઓ જેવી રીતે ગુલાબ પુષ્પનું સત્ત્વ સમજી જાય છે, તેવી રીતે તારા સ્વરૂપના જ્ઞાનવાળા મનુષ્યો તારૂં યથાર્થ રહસ્ય સમજી જાય છે. સમ્રાટ અકબરની આજ્ઞાને માન આપો, ભારતવર્ષના એકેશ્વરવાદીઓમાં સર્વદા સંપ, સુલેહ તથા ઐક્ય રહે એવી શુભ ભાવનાપૂર્વક, ખાસ કરીને કાશ્મીરના ઇશ્વર-ઉપાસકોને માટે આ પવિત્ર મંદિર બંધાવવામાં આવ્યું છે. જો કોઇ ધર્માવલંબી આ મંદિર તોડી નાખવાનો પ્રયત્ન કરશે તો તે પોતાનુંજ ધર્મમંદિર તોડી નાખે છે, એમ ગણવામાં આવશે. જો જગતનાં સઘળાં મનુષ્યો અંતઃકરણપૂર્વક પોતપોતાની વિવેકબુદ્ધિને અનુસરી ધર્મના માર્ગે ગતિ કરવાનું લક્ષમાં રાખે તો ધર્મસંબંધી કલેશો પોતાની મેળેજ શાંત થયા વગર રહે નહિ. બાહ્યવસ્તુ ઉપર લક્ષ રાખવાથીજ કિંવા અંતર્ગત આશય નહિ સમજાયાથીજ કલેશો વગેરે ઉત્પન્ન થાય છે. અજ્ઞાનતા એજ સર્વ અનર્થોનું મૂળ છે. હે ન્યાયવાન પરમેશ્વર ! તમે માત્ર મનુષ્યોની ભાવના અને ઉદ્દેશ જોઇનેજ તેના પાપ-પુણ્યનો નિર્ણય કરો છો. અમુક મનુષ્યનો ઉદ્દેશ સારો છે કે નરસો છે તે તમે એકજ યથાર્થરૂપે સમજી શકો છો. સમ્રાટ અકબરના હૃદયમાં શુભાશયને પ્રેરનાર પણ આપજ છો."

અબુલફઝલે રચેલું નીચેનું ઈશ્વર-સ્તોત્ર કેટલું બધું સુંદર છે ! " હે પ્રભુ ! હે પરમેશ્વર ! તમારૂં સ્વરૂપ, તમારૂં રહસ્ય ચિરકાળને માટે મનુષ્યોથી સમજી શકાય તેમ નથી. વસ્તુતઃ તું સર્વ ગુણોના આધારરૂપ છે. તુંજ સંપૂર્ણ છે તુંજ અનાદિ તેમજ અનંત છે. તારા આ વિશાળ વિશ્વરાજ્યનો પણ આરંભ તેમજ અંત નથી. તારી માફક તારી સૃષ્ટિ પણ આદિ અને અંતરહિત છે. મનુષ્યપ્રાણીના નિર્બળ શબ્દો તારા મહિમાને વર્ણવવા સર્વથા અસમર્થ છે. અમારી જીહ્વા તારા યશોગાનને

સંપૂર્ણરીતે ગાઈ શકે તેમ નથી, અમારાં સર્વ અંગોપાંગો પણ શકિતહીન છે.અમારા પગમાં એવી શકિત નથી કે જેથી આ અનંત અંતરને ભેદી અમે તારી પાસે પહોંચવાને ભાગ્યશાળી થઇ શકીએ. અમારી બુદ્ધિ પણ તારા સ્વરૂપની ધારણા કરવામાં છેક અસમર્થ છે. કેવળ માત્ર યોગીઓજ સમાધિસમયે તારી કિંચિત્ ઝાંખી કરી શકે છે. ખરેખર, તારૂં વિચિત્ર માહાત્મ્ય વર્ણવવું એ અમારી શકિતથી બહાર છે."

મહાન્ પરમેશ્વર ! આ હતભાગ્ય ભારત ઉપર હવે તો પ્રસન્ન થાઓ !

# विंशतितमः अध्याय–समाजनीति

ભારતવર્ષમાં અત્યારે મહાઘોર રાત્રિ પડી ચુકી છે. આકાશ વાદળાંઓથી છવાઇ ગયું છે. દિશાઓ ગંભીર અંધકારથી પૂરાઈ ગઇ છે. મહાસમુદ્રમાં જેવાં મહાન અને ઉન્નત મોજાંઓ ઉછળે, તેવાં કુરીતિ અને કુરિવાજોનાં ભયંકર મોજાંઓ આજે ચોતરફ ઉછળી રહ્યાં છે ! ભિન્ન ભિન્ન કોમો અને જાતિઓનાં વહાણો એકત્ર થવાના પ્રયત્નો કરવા છતાં તેમાં ફતેહમંદ થઇ શકતાં નથી. યૂરોપ, અમેરિકા અને જાપાનમાંથી જ્ઞાનરત્નો લઇ આવવામાં અને આત્મોન્નતિનું શિક્ષણ પ્રાપ્ત કરવામાં આ દેશના કુરિવાજો ક્ષણે ક્ષણે વિઘ્ન નાખી રહ્યા છે ! ભારતવાસીઓના કલ્યાણના મહામાર્ગમાં સેંકડો દેશાચારો અને કુરિવાજો કાંટાઓ વેરી રહ્યા છે ! ભારતવાસીઓનો નિર્બળ જનસમાજ પોતાનીજ ઉન્નતિના માર્ગમાં પ્રતિકૂળતા દાખવી રહ્યો છે!

આ સઘળા સામાજિક નિયમો કયાંથી આવ્યા ? કોણે તે ઉત્પન્ન કર્યા ? તે નિયમોનો ઉદ્દેશ શું હોવો જોઇએ ? આનો સંક્ષિપ્ત ઉત્તર માત્ર એટલોજ આપી શકાય કે મનુષ્યોએજ તે સામાજિક નિયમો ઘડી કહાડયા છે, પ્રત્યેક કોમે પોતાના હિતાર્થેજ તે ઉત્પન્ન કર્યા છે, મનુષ્યસમાજની ઉન્નતિ કરવી અને તેમનું સર્વદા રક્ષણ કરવું એજ એ સામાજિક નિયમોનો ઉદ્દેશ હતો અને છે. ભારતવર્ષના વર્તમાન અસંખ્ય સામાજિક નિયમો, અગણિત રીતિ–નીતિઓ ભારતવર્ષને માટે અત્યારે મંગળકર છે કે નહિ, એ એક મહા પ્રશ્ન થઇ પડયો છે.

જે દેશમાં અનેક કોમો રહેતી હોય, પ્રત્યેક કોમની રીતિ–નીતિ તથા સામાજિક વિધિ પણ ભિન્ન ભિન્ન પ્રકારની રહ્યા કરતી હોય અને જે દેશની પ્રત્યેક કોમ પોતાનાં રીત–રિવાજને અથવા સામાજિક નિયમને અતિ ઉત્કૃષ્ટ માની અન્ય કોમના આચાર–વ્યવહારોની નિંદા કરતી હોય, પોતપોતાના ભિન્નત્વનું રક્ષણ કરવામાંજ સર્વ જાતિઓ પોતપોતાનું મહત્ત્વ સમજતી હોય, એટલુંજ નહિ પણ ભિન્ન ભિન્ન રીત–રીવાજોની એકવાકયતા સિદ્ધ કરવાની અને

દેશની સઘળી પ્રજાઓને સંમિલિત કરી, મહા શક્તિમાન બનાવવાની હિલચાલ કરવાની વિરુદ્ધમાં રહેતી હોય તે પ્રજા અથવા જાતિ એકવાર ગમે તેટલી પ્રબળ હોય તોપણ કાળક્રમે તેનું અધઃપતન થયા વગર રહેતું નથી. બીજી તરફ જોઈએ તો જે દેશમાં અનેક જાતિઓ વસતી હોય, છતાં જો તેઓ દેશના કલ્યાણાર્થે સ્વાર્થનો ભોગ આપવાને તથા સંમિલિત થવાને સર્વદા તૈયાર રહ્યા કરતી હોય તો તે જાતિ એક કાળે ગમે તેટલી અવનત હોય, ગમે તેટલી જંગલી અવસ્થામાં હોય તોપણ કાળક્રમે અતિ ઉન્નત થાય અને અન્ય સર્વ ઉન્નત દેશની પ્રજાઓ કરતાં આગળ વધી જાય, તેમાં કાંઈજ આશ્ચર્ય નથી. એમાં પ્રથમ પ્રકારનું દૃષ્ટાંત જોઈતું હોય તો ભારતવર્ષ તરફ અને બીજા પ્રકારનું દૃષ્ટાંત જોઈતું હોય તો મહા બળવાન ગ્રેટબ્રીટન તરફ દૃષ્ટિપાત કરો. ગ્રેટબ્રીટનમાં સર્વથી પ્રથમ પિક્ટસ, સ્કૉટસ, વેલ્શ વગેરે જાતિઓ રહેતી હતી. ઉક્ત સઘળી જાતિઓ અનેકવાર કેલ્ટસ, રોમન્સ, જ્યુટસ, સૅક્સન્સ, ડેન્સ, નૉરમન્સ આદિ જાતિઓદ્વારા ઉપરાઉપરિ પરાજીત થઈ હતી; પરંતુ નવી આવનારી જાતિઓમાં મળી જવાના અપૂર્વ ગુણને પ્રતાપે આજે ઉક્ત સમસ્ત જાતિઓના સંમિલનરૂપે અંગ્રેજ નામની કેવી એક મહા બળવાળી તથા મહા પરાક્રમવાળી જાતિ તૈયાર થઈ છે ? જો તેમણે પ્રથમથીજ ભિન્ન ભિન્ન પડયા રહેવાનું પસંદ કર્યું હોત અને એક બીજી જાતિ સાથે મળી જવામાં અપમાન માન્યું હોત તો આજે જે અંગ્રેજ જાતિ પૃથ્વીના મોટા ભાગમાં જે સત્તા વર્તાવી રહી છે તે સત્તા કદાપિ તે પ્રાપ્ત કરી શકત નહિ; એટલુંજ નહિ પણ ગ્રેટબ્રીટનની મૂળ જાતિ પણ ક્યારે ક્યરાઈ ગઈ હોત, તેનો પણ ઇતિહાસ હિસાબ રાખત નહિ !

જેનાં પ્રત્યેક કાર્યમાં સ્વદેશહિતની ભાવના સ્પષ્ટપણે પ્રતીત થતી હોય તેજ યથાર્થ સ્વદેશહિતૈષી છે, એમ સમજવું. અકબર પણ એજ પ્રકારનો એક મહા સ્વદેશહિતૈષી મહાપુરુષ હતો. તેની પ્રત્યેક ક્રિયા તેના સ્વદેશપ્રેમને સૂચવી રહી છે. તે કહેતો કેઃ–" ભારતવર્ષમાં આટલી ભિન્ન ભિન્ન જાતિઓ જોવાથી મને કોઈ રીતે શાંતિ થતી નથી. " તેણે પરસ્પર ઈર્ષ્યા–વિદ્વેષ કરનારી હિંદુ–મુસલમાન જાતિઓને સંમિલિત કરી, એક જાતિરૂપે સમાજને તૈયાર કરવાનો અને એ રીતે ભારતવર્ષને મહાશક્તિવાળો મહાદેશ બનાવવાનો પ્રત્યેક પ્રયત્ન કર્યો હતો. સામાજિક નીતિ–નિયમોમાં સુધારાઓ કરવા તેણે પોતાનાથી બની શકે તેટલું કર્યું હતું. તે ઘણીવાર એમ કહેતો કેઃ–" મનુષ્યમાત્રે યુક્તિને માન આપીને વ્યવહારમાં ચાલવું જોઈએ. યુક્તિ કિંવા વિવેકબુદ્ધિનો આશ્રય ગ્રહણ નહિ કરનાર મનુષ્ય કોઈ કામમાં સફળતા મેળવી શકતો નથી." તેણે પોતાની વિવેકબુદ્ધિને અનુસરી ભારતવર્ષના કલ્યાણાર્થે હિંદુમુસલમાનોને એકત્ર કરવાની ભગીરથ હિલચાલ કરી હતી. કમનસીબે તેની હિલચાલ જેવી જોઈએ તેવી સફળ

થઇ શકી નહિ, તેથી તેની હિલચાલનું પૂરેપૂરું મહત્ત્વ પણ દેશવાસીઓ સમજી શકયા નહિ. ગુરુ ગોવિંદસિંહની તેવાજ પ્રકારની હિલચાલ આ દેશમાં એક કાળે સંપૂર્ણ સફળ થઇ હતી, તેથી આજે ભારતનાં સેંકડો મુસલમાનો સહસ્ર કંઠે તેના ઉપકારનું કીર્તન કરી રહ્યાં છે. સમ્રાટ અકબરે પણ એક કાળે એવોજ પ્રયત્ન કર્યો હતો, એ વાત આ પ્રકરણના વાચકોને ધીમે ધીમે સ્પષ્ટ થતી જશે.

હિંદુ-મુસલમાનોને એકત્ર કરવાની શુભ ભાવનાથી, સર્વથી પ્રથમ સમ્રાટ અકબરે એ ઉભય જાતિઓમાં વિવાહપ્રથા પ્રવર્તાવવાનો પ્રયત્ન કર્યો હતો. તેણે વિચાર કર્યો કે જો પ્રથમ સર્વોત્તમ કુળમાંજ એ પ્રથાનો પ્રારંભ કરવામાં આવે તો પછી સાધારણ જનસમાજ તેને અનુસર્યા વગર રહેશે નહિ. એમ ધારી તેણે પહેલવહેલાં ઉચ્ચ રાજવંશીઓની સાથે કન્યાની આપ-લે કરવાની શરૂઆત કરી. સમ્રાટે પોતે અંબરરાજ બિહારીમલની પુત્રી સાથે વિવાહ કરવાનું સર્વથી પ્રથમ કહેણ મોકલ્યું હતું, તે ઉક્ત ભાવનાનેજ આભારી હતું, એમ કહેવાની જરૂર નથી. કેટલાકો અકબર ઉપર એવો આક્ષેપ મૂકે છે કે જોધબાઇ સાથે લગ્ન કરવામાં સમ્રાટનો ઉદ્દેશ પોતાની વિષયવાસનાઓનેજ પરિતૃપ્ત કરવાનો હતો; પરંતુ આ આક્ષેપ ટકી શકે તેવો નથી. ખરેખરજ, જો તે રમણીના રૂપમાં મોહિત થયો હોત તો રૂપમાધુરીની લીલાભૂમિ સમાન ગણાતી કાસ્મીરવાસી રમણીઓની રૂપમાધુરીમાં ન ફસાતાં રાજપૂતકુળકન્યાના સૌંદર્યમાં મુગ્ધ થવાનું તેને શું કારણ હતું ? સમ્રાટને ઉક્ત લગ્નના પરિણામે એક સંતાન પ્રાપ્ત થયું હતું અને તે કુમાર સલીમ તથા સમ્રાટ જહાંગીરતરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

તે સમયે ચિતોડના મહારાણાથી બીજેજ નંબરે જોધપુરનો મહારાણો આવતો હતો. તે ઘણો પ્રબળ નરપતિ હતો; છતાં સમ્રાટની સામે ટકી શકવા જેટલું સામર્થ્ય નહિ હોવાથી તેણે અકબરની તાબેદારીમાં રહેવાનો સ્વીકાર કર્યો હતો. ત્યારબાદ જોધપુરનું રાજ્ય વિશાળ મોગલસામ્રાજ્યમાં મળી ગયું. સમ્રાટે તેની કન્યા સાથે પોતાના પુત્ર સલીમનો વિવાહ કરવાનું કહેણ મોકલ્યું. જોધપુરનરેશે પોતાના કુળગૌરવનો વિચાર કરી, યવનભૂપતિના કુમાર સાથે પોતાની કન્યાનું લગ્ન નહિ કરવાનો નિર્ણય સમ્રાટને ખુલ્લીરીતે જાહેર કર્યો. સમ્રાટ અકબર જો ધારત તો પોતાના બાહુબળથી જોધપુરનરેશને ઠેકાણે લાવી શકત; કારણકે તે તેની અધીનતામાંજ હતો, એ વાત પૂર્વે કહેવાઇ ગઇ છે; છતાં અકબરે વિચાર કર્યો કે જોર-જુલમથી કે સત્તાથી કદાચ રાજપૂતકન્યા પ્રાપ્ત થઈ શકશે પણ એમ કરવાનો જે પવિત્ર ઉદ્દેશ છે તે સિદ્ધ થઇ શકશે નહિ. આમ ધારી પોતાને ગમે તેટલી હાનિ સહન કરવી પડે તોપણ તે સહી લેવી એવો ઠરાવ કરી તેણે હિંદુ-મુસલમાન વચ્ચે સગપણનો સંબંધ સ્થાપવાનો યત્ન કર્યો; અર્થાત્ જોધપુરનરેશ-મહારાજા ઉદયસિંહ જો પોતાની કન્યા કુમાર સલીમની સાથે

પરણાવશે તો વાર્ષિક ૨૦ લાખ રૂપિયાની આવકવાળાં ચાર 'વિશાળ પરગણાં તેને અર્પણ કરવામાં આવશે, એમ સમ્રાટે કહાવી મોકલ્યું. આથી મહારાજા ઉદયસિંહ અતિ આનંદપૂર્વક પોતાની કન્યાને કુમાર સલીમ સાથે પરણાવવાને તૈયાર થયો અને એમ કરવામાં પોતે પોતાનું ગૌરવ માને છે, એમ પણ જણાવી દીધું. જે કામ સમ્રાટની પોતાની સત્તાના અથવા બાહુબળના પ્રતાપે થઇ શકે તેમ હતું તેજ કામ તે પવિત્ર ઉદ્દેશની સિદ્ધિ અર્થે તન-મન-ધનના ભોગે પણ કરવાનું ચૂકતો નહિ, એ વાત ઉપલા એકજ પ્રસંગથી સ્પષ્ટ થવા યોગ્ય છે. સમ્રાટની ઉદારતા તથા સહૃદયતાને સિદ્ધ કરનારા, ઉપર કહ્યા તેવા સેંકડો પ્રસંગો ઇતિહાસનાં પૃષ્ઠોમાં મળી આવે છે. રાજપૂતકન્યા સાથેના સલીમના લગ્નનું પરિણામ સમ્રાટ શાહજહાનરૂપે ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે.

તે ઉપરાંત અંબરદેશાધિપતિ રાજા ભગવાનદાસે, બિકાનેરના રાજા રાયસિંહે, તેના ભત્રીજાએ ( રાજા કેશુદાસે ), રાજા માનસિંહના પુત્ર રાજા જગતસિંહે, જેસલમીરના રાજા રાવળ ભીમે, તથા બુદેલખંડના રાજા રામચંદ્ર વાઘેલા વગેરેએ આનંદપૂર્વક પોતપોતાની પુત્રીઓનું લગ્ન કુમાર સલીમની સાથે કર્યું હતું.

કુરાનની આજ્ઞા પ્રમાણે અન્ય ધર્માવલંબી રમણીએ મુસલમાન યુવકની સાથે લગ્ન કરવા પહેલાં ઇસ્લામધર્મની દીક્ષા લેવી જોઇએ. સમ્રાટે વિચાર કર્યો કે જો ઇસ્લામધર્મની દીક્ષા લેવાની હિંદુ રમણીઓને ફરજ પાડવામાં આવશે, તો કોઇ હિંદુ પોતાની કન્યાનાં લગ્ન મુસલમાન યુવક સાથે કરવાને તૈયાર થશે નહિ અને જો એ ભિન્ન જાતિઓ વચ્ચે લગ્નની પ્રથા ચાલુ થશે નહિ, તો ભારતવર્ષમાં સંમિલન કે સંપ જેવું કાંઇ બની શકશે નહિ; આથી તેણે કુરાનની ઉક્ત આજ્ઞાને માન આપવાનું યોગ્ય ધાર્યું નહિ. તેનું પરિણામ એ આવ્યું કે હિંદુકન્યાઓ હિંદુરીતરિવાજ પ્રમાણેજ મુસલમાન યુવકો સાથે વિવાહ કરવા લાગી. રાજા ભગવાનદાસની કન્યાનો વિવાહ, કુમાર સલીમની સાથે કેવા વિધિથી થયો હતો, તેનું વર્ણન બાદાઉનીના ઇતિહાસમાં મળી આવે છે. અમારા પાઠકોની જાણ માટે અમે તે આ સ્થળે ઉતારી લઇએ છીએઃ—"સમ્રાટ અકબરે હિંદુઓ સાથે જે કન્યાવ્યવહાર ચાલુ કર્યો હતો, તે વ્યવહારને અનુસરી રાજા ભગવાનદાસે પોતાની કન્યાનો વિવાહ કુમાર સલીમ સાથે કર્યો હતો. અકબર પોતે રાજાને ત્યાં લગ્નપ્રસંગે ગયો હતો અને હિંદુ તથા મુસલમાનવંશના કુલીન ગૃહસ્થોની હાજરીમાં લગ્નવિધિ કરવામાં આવ્યો હતો. હિંદુઓ સ્વાભાવિકરીતે લગ્નપ્રસંગે જે જે વિધિઓ તથા અનુષ્ઠાનો કરે છે, તેજ વિધિઓ તથા અનુષ્ઠાનો સલીમના લગ્નસમયે પણ કરવામાં આવ્યાં હતાં. અગ્નિ સળગાવવાની ક્રિયા પણ તે સમયે થઇ હતી. સમ્રાટે બે કરોડ રૂપીઆ તથા રાજા ભગવાનદાસે અનેક પ્રકારનાં રત્નો, રત્નખચિત અનંત પ્રકારનાં સુવર્ણપાત્રો, સોના-રૂપાનાં વાસણો, જેની સંખ્યા પણ ન થઇ શકે તેટલાં પહેરવાનાં વસ્ત્રો, સેંકડો હાથી, અસંખ્ય

અશ્વો તથા ભારતવર્ષ અને આબીસીનિયા વગેરે દેશના ગુલામ-બાળકો અને ગુલામ-બાલિકાઓ દાયજાતરીકે અર્પણ કર્યાં હતાં. વિવાહપ્રસંગે જે જે સદ્‌ગૃહસ્થોએ હાજરી આપી હતી તેમને પણ રાજા ભગવાનદાસે તેમની પદવી પ્રમાણે સુવર્ણના જીનથી શોભતા તુર્કી તથા આરબી અશ્વો ઉલ્લાસપૂર્વક અર્પણ કર્યા હતા. પિતાને ત્યાંથી રાજબાળાને સાસરે લઇ જવામાં આવી, ત્યારે માર્ગમાં તેણીની પાલખી ઉપરથી અસંખ્ય સોનામહોરોની વૃષ્ટિ કરવાનો સમ્રાટે હુકમ કર્યો હતો. આ પ્રસંગે સોનાની અને મણિ-માણેકની એવી તો છૂટથી વૃષ્ટિ કરવામાં આવી હતી કે લોકો સોનાનો અને રત્નોનો સંગ્રહ કરતા કરતા ધરાઇ ગયા હતા."

વિવાહ પતી ગયા પછી અને સમ્રાટના મહેલમાં આવ્યા પછી પણ હિંદુ બાળાઓ સમસ્ત જીવનપર્યંત હિંદુધર્મ તથા હિંદુરીતરિવાજને વળગી રહેતી હતી. હિંદુબાળાઓ મોગલભવનમાં પણ હોમ વગેરે કરતી. સમ્રાટ અકબરે હોમ કરવાનું શિક્ષણ હિંદુરમણી પાસેથીજ પ્રાપ્ત કર્યું હતું. ફતેપુર-સીક્રી ખાતે આવેલો સમ્રાટ અકબરની મહારાણી જોધબાઇનો મહેલ, રુદ્રાક્ષમાળાવડે શોભતા એક હિંદુ ગૃહસ્થની માફક આજે પણ શોભી રહ્યો છે. જોધબાઇના મહેલ ઉપર રહેલાં હિંદુચિન્હો વર્તમાનકાળે પણ પ્રવાસીઓને આનંદમુગ્ધ કરે છે. હિંદુ સ્ત્રીઓ ઇસ્લામધર્મ સ્વીકારતી નહોતી છતાં તેમના પુત્રોને દિલ્હીની રાજગાદી વંશપરંપરાના હકક પ્રમાણે આપવામાં આવતી. સમ્રાટ જહાંગીરે જોધબાઇના પેટે જન્મ લીધો હતો અને જોધબાઇ જો કે હિંદુધર્મનેજ વળગી રહી હતી, તોપણ જહાંગીર દિલ્હીની ગાદીએ બેસી શકયો હતો, એ વાત ઇતિહાસના અભ્યાસીઓ માટે નવી નથી. મુસલમાન ઇતિહાસલેખકો લખે છે કેઃ-" જોધબાઇ જો કે હિંદુ હતી તોપણ પ્રભુ તેણીની ઉપર દયા કરશે, કારણ કે સમ્રાટ જહાંગીરે ભારતવર્ષમાં મુસલમાનધર્મની એકવાર પુનઃ પ્રતિષ્ઠા કરી હતી. જહાંગીર જેવા ધર્મવીરની માતા, ભલે તે હિંદુ હોય તોપણ નરકમાં જવાને યોગ્ય નથી." જોધબાઇએ વિવાહ કર્યા પછી જો ઇસ્લામધર્મ સ્વીકાર્યો હોત તો તેણીને માટે મુસલમાન ઐતિહાસિક લેખકોને જે ચિંતા કરવી પડી છે તેવી ચિંતા કરવાનો પ્રસંગ આવત નહિ.

હિંદના સમ્રાટોમાં એકમાત્ર અકબરેજ હિંદુ-મુસલમાનોને પરસ્પર મિત્રતાના અને સગપણના સંબંધથી જોડવાનો પ્રયત્ન કર્યો હતો. તે પોતે પણ પોતાના કુટુંબની એક કન્યાને એક હિંદુ રાજા સાથે પરણાવવાને તૈયાર થયો હતો; પરંતુ આથી કોઇએ આશ્ચર્ય પામવાનું નથી. મગધના અધિપતિ હિંદુ મહારાજા ચંદ્રગુપ્તે ગ્રીક સેલુકસની કન્યાનું એક કાળે પાણિગ્રહણ કર્યું હતું. ઇરાન દેશના એક યવન અધિપતિને જ્યારે તેની પ્રજાએ સિંહાસન ઉપરથી ઉઠાડીને નસાડી મૂકયો ત્યારે તેણે ભારતવર્ષમાં આવી, કાન્યકુબ્જના એક હિંદુરાજાની સાથે પોતાની

પુત્રીનો વિવાહ કરી આપ્યો હતો. પૂર્વે ભારતવર્ષના હિંદુ નરપતિઓને જ્યારે યવનરમણી ભેટરૂપે અર્પણ કરવામાં આવતી ત્યારે તેઓ બહુજ સંતુષ્ટ થતા હતા, એવા ઉલ્લેખો મળી આવે છે. હિંદુરાજાઓ પાસે યવન-લલનાઓ હજુરિયાતરીકેનું સઘળું કામ કરતી. એવાં વર્ણનો સંસ્કૃત નાટકમાં પણ મળી આવ છે. પ્રથમના હિંદુઓ આપણા જેવા સંકુચિત વિચાર કે ક્ષુદ્રના હૃદયના નહોતા. અન્ય કોઇ જાતિની કન્યા સાથે લગ્ન કરવાથી પૂર્વે કોઇને ન્યાતિબહાર રહેવું પડયું હોય, એવો ઉલ્લેખ હજીસુધી કયાંય પણ મળી આવ્યો નથી. પૂર્વે ઉચ્ચ વર્ણની સાથે નીચ વર્ણનાં મનુષ્યો લગ્નની ગાંઠથી જોડાઇ શકતાં હતાં. વળી અશોકના પિતાએ એક બ્રાહ્મણકન્યાનું પાણિગ્રહણ કર્યું હતું અને એ બ્રાહ્મણબાળાએ ભારતવર્ષના ગૌરવસ્વરૂપ સમ્રાટ અશોકને જન્મ આપ્યો હતો, એ વાત કોઇથી છુપી નથી. બંગાળના રાજા વિગ્રહપાલે એક રાજપૂતકન્યાનું પાણિગ્રહણ કર્યું હતું. મહારાજા વિક્રમાદિત્યે એક ભિલ્લબાળાની સાથે તથા બંગાળની રાજકુમારી સાથે પણ લગ્ન કર્યું હતું. કાશ્મીરના એક મહારાજાએ બંગાળની એક રાજકુમારી સાથે વિવાહ કર્યો હતો. રાજા માનસિંહે કુચબિહારના રાજા લક્ષ્મીનારાયણની એક બહેન સાથે લગ્ન કર્યું હતું. પ્રિય પાઠક ! આ સ્થળે અમે તમને પૂછવાની રજા લઇએ છીએ કે જે સમયે ભારતમાં લગ્નસંબંધનું ક્ષેત્ર વિશાળ હતું, તે સમયે ભારતનું ગૌરવ વિશેષ હતું કે વર્તમાન કાળે ? આ પ્રશ્નના ઉત્તરની અમે આશા રાખતા નથી; કારણ કે ભારતવાસીઓને એ વિષે વિચાર કરવાનોજ અવકાશ નથી એ વાત અમે બહુ સારી પેઠે સમજી શકયા છીએ.

હિંદુ અને મુસલમાનો વચ્ચે એકતા સ્થાપવાનો ભગીરથ પ્રયત્ન સમ્રાટ અકબરના સમયમાં ઘણે અંશે ફળીભૂત થયો હતો, એમાં સંદેહ નથી. તેના સમયમાં કેટલા હિંદુઓએ તથા મુસલમાનોએ પરસ્પરમાં કન્યાની આપ-લેનો વ્યવહાર કર્યો હતો, તેનો નિર્ણય કરવાનું અત્યારે એકકે સાધન આપણી પાસે નથી; છતાં એટલું તો ઇતિહાસમાં મળી આવે છે કે સમ્રાટ અને તેના કુમારો ઉપરાંત સમ્રાટના મુખ્ય અમાત્યોએ તથા તેના પ્રિયતમ મિત્ર અબુલફઝલે હિંદુ × × × લલના સાથે વિવાહસંબંધ બાંધ્યો હતો. તે ઉપરાંત એક મુસલમાન મનસબદારે એક બ્રાહ્મણકન્યાનું પાણિગ્રહણ કર્યાનો ઉલ્લેખ પણ મળી આવે છે. આ ઉપરથી એટલું તો જોઇ શકારી કે હિંદુઓએ મુસલમાન કન્યાઓ સાથે તથા મુસલમાનોએ હિંદુકન્યાઓ સાથે લગ્નવ્યવહાર ચાલુ કરી દીધેલો હોવો જોઇએ. જહાંગીરના જીવનચરિત્રમાં એક સ્થળે એમ જણાવવામાં આવ્યું છે કે અનેક મુસલમાનો પોતાની કન્યાઓને હિંદુઓ સાથે પરણાવતા જોઈ તેણે એક એવો હુકમ બહાર પાડયો કે મુસલમાનોએ હિંદુને કન્યાદાન આપવું એ બહુ શરમભરેલું અને તિરસ્કારપાત્ર કાર્ય છે. હવેથી ભવિષ્યમાં જો કોઇ મુસલમાન હિંદુની સાથે પોતાની કન્યાનો

વિવાહ કરશે તે તેને પ્રાણદંડની સખ્ત સજા કરવામાં આવશે. અત્યારે પણ બિહારમાં, ઉત્તર-પશ્ચિમમાં તથા પંજાબમાં હિંદુઓ મુસલમાનની સાથે એક આસન ઉપર બેસીને પાન-સોપારી ખાય છે અને પાણીવાળો હુક્કો પીએ છે. કેટલેક સ્થળે હિંદુ અને મુસલમાન એકજ ઘરમાં વસે છે, એકજ ઘરમાં રસોઇ તથા ભોજન પણ કરે છે. " લાલા " વગેરે અનેક હિંદુઓ મુસલમાનધર્મનાં રીત-રિવાજોને માન આપે છે. હિંદુઓ મુસલમાનના મહોરમના ઉત્સવમાં ભાગ લેતા ઘણીવાર નજરે પડે છે. અનેક હિંદુઓ પ્રસિદ્ધ કબરોની માનતા રાખે છે અને પોતાની ઇષ્ટસિદ્ધિ થયેથી માનતા ચડાવવા જાય છે. પીરની, ગાઝીની તથા બીજા પ્રસિદ્ધ મુસલમાન મહાત્માઓની પૂજા કરતા હિંદુઓને અમે જોયા છે. બીજી તરફ કેટલાક મુસલમાનો પણ કાશીની યાત્રાએ જાય છે અને ત્યાં દશાશ્વમેધઘાટ ઉપર તથા શીતલાદેવીના મંદિરમાં કુકડાનો ભોગ આપે છે. હિંદુએ માનેલી લક્ષ્મીદેવીની પણ કેટલાક મુસલમાનો પૂજા કરે છે. હોળીના દિવસોમાં પણ મુસલમાનો આનંદપૂર્વક ભાગ લે છે. આવી રીતે અનેક સ્થળે વધતા—ઓછા પ્રમાણમાં હિંદુઓએ મુસલમાનરિવાજોનો તથા મુસલમાનોએ હિંદુરિવાજોનો સ્વીકાર કર્યો છે. અતિ નિકટની કોઇ સગી કન્યા સાથે લગ્ન કરવાનું મુસલમાનોએ બંધ કર્યું છે તથા પુત્ર વારસદાર હોય ત્યાંસુધી કન્યાને કે સ્ત્રીને વારસો નહિ આપવાનું મુસલમાનોએ શરૂ કર્યું છે, એ સઘળો પ્રતાપ હિંદુના રિવાજોનો છે એમ કહેવાની જરૂર નથી. ભારતવર્ષના કેટલાક મુસલમાનો પરમ ભક્તિભાવપૂર્વક રાધા-કૃષ્ણનાં સ્તોત્રો ગાય છે.

ભારતવાસીઓની શારીરિક સ્થિતિવિષે તમે કદાપિ વિચાર કર્યો છે ? આ દેશની તરુણીઓ બાલ્યાવસ્થામાંજ માતા બની બેસે છે અને યૌવનાવસ્થા ભોગવ્યા પહેલાંજ વૃદ્ધાસમાન બની જાય છે, તેનું શું કારણ ? યૌવનની સીમામાં હજી પગ મૂકે તે પહેલાંજ આપણી કન્યાઓ એક ઘરડી સ્ત્રી કરતાં પણ વિશેષ નિર્બળ બની જાય છે તેનું શું કારણ ? આ દેશની સ્ત્રીઓનો મોટો ભાગ બાલ્યાવસ્થામાંજ મરણને શરણ થાય છે અને નાની ઉંમરમાં પ્રસવની વેદના અનુભવી અકાળે મૃત્યુ પામે છે, તેનું શું કારણ હોવું જોઇએ, તેનો તમે કદિ વિચાર કરી જોયો છે ? ભાગ્યયોગે કોઈ અલ્પવયની બાળા સુવાવડમાંથી સહિસલામત બચી જાય છે તોપણ તે સબળ કે દીર્ઘાયુ થઇ શકતી નથી, તેનું શું કારણ હશે ? અમે અમારી બાલ્યવસ્થામાં જેવા બળવાન અને કદાવર મનુષ્યો જોયા છે તેવા બળવાન અને મજબૂત મનુષ્યોનાં દર્શન વર્તમાનકાળે દુર્લભ થઇ પડયાં છે ! તે મહા બળવાળા પિતાના પુત્રો પણ આજે નિર્બળ અને કાયર બની ગયા છે તેનું શું કારણ હશે ? આટલો બધો ફેરફાર અકસ્માત કેવી રીતે થઇ ગયો ! તમે કદાચ કહેશો કે મેલેરીઆ આદિ રોગોને લીધે. અમે પૂછીએ છીએ કે જે દેશમાં

પૂર્વે મેલેરીઆનું નામ-નિશાન પણ નહોતું તે દેશમાં એવા રોગો ઘર કરી બેઠા તેનું શું કારણ ? વળી જે ગૃહમાં કદાપિ મેલેરીઆ પ્રવેશ પણ કરી શકતો નથી તે ગૃહની પ્રજા પણ દિવસે દિવસે નિર્બળ બનતી જાય છે, તેનું શું કારણ ? અમને જો સંપૂર્ણ સત્ય ઉત્તર આપવાની રજા આપવામાં આવે તો અમે કહીશું કે, બાળલગ્ન એજ માત્ર આપણી શારીરિક અવનતિનું એક મુખ્ય કારણ છે. જો તમને આ વાતમાં કાંઈ શંકા જેવું લાગતું હોય તો જેઓ શરીરવિદ્યાના અભ્યાસ પાછળ સમસ્ત જીવન પૂરું કરે છે તે અભ્યાસીઓ પાસે જાઓ અને તેમની સલાહ લ્યો. શારીરિક ઉન્નતિના અને અવનતિના વિષય ઉપર જેઓ રાત-દિવસ ગંભીરતાથી વિચાર કર્યા કરે છે તેમની પાસે જાઓ અને તેમને પૂછો. જેવા તેવા માણસોની સલાહ લીધાથી તમને યથાર્થ સત્ય પ્રાપ્ત થાય એવી આશા સ્વપ્નામાં પણ રાખશો નહિ. અનેક જળચર પ્રાણીઓ કમળની પાસે થઈને આવ-જા કરે છે, પરંતુ શું કમળનું યથાર્થ રહસ્ય તેઓ કદાપિ સમજી શકે છે ? ખરું પૂછો તો તમે શું ઓછા વ્યવહારકુશળ છો ? તમે ઘણી મહેનત કરી દૂરથી એક આંબાની ડાળ તમારા ગૃહના આંગણામાં લાવો છો અને આમ્રફળની આશાથી તેને યોગ્ય સ્થાને રોપી દો છો. રોજ તમે તેની સારસંભાર લો છો, રોજ પાણી પાઓ છો, રોજ ખાતર વગેરે નાખો છો. આ પ્રમાણે આમ્રની આશાથી તમે પરિશ્રમ કરવામાં કશી કચાસ રાખતા નથી. તમારી સ્ત્રી તમને આ પ્રમાણે મહેનત કરતા જોઈને પૂછે છે કે:-" કોણ જાણે કયારેય ફળ આવશે, નકામી માથાકૂટ શીદને કરો છો ? " તમારો પુત્ર કહે છે:-"પિતાજી ! આમાં કયારે ફળ આવશે ? " ભાગ્યયોગે થોડા સમયમાંજ જો પેલી નવી ડાળને મંજરી (મ્હોર) બેસી જાય છે તો પુત્ર તથા સ્ત્રીના હૃદયમાં આનંદ સમાતો નથી; પરંતુ તમે તમારા અજ્ઞાન સ્ત્રી-પુત્રના આનંદથી છેતરાતા નથી. તમે જાણો છો કે અપક્વ અવસ્થામાં આવેલી મંજરી જેવાં જોઈએ તેવાં સુંદર ફળો ઉત્પન્ન કરી શકતી નથી; તેથી તમે તમારા પરિશ્રમનો કે મહેનતનો લેશમાત્ર પણ વિચાર નહિ કરતાં અતિ નિષ્ઠુરતાપૂર્વક પેલી મંજરી ભાંગી-તોડીને નાખી દો છો. એક વૃક્ષ ઉપર અપક્વ અવસ્થામાં ફળ બેસવાની તૈયારી થાય તો તેનું કેવું ખરું પરિણામ આવે તે તમે જાણી શકો છો; પરંતુ મનુષ્યપ્રાણી અપક્વ અવસ્થામાં ગર્ભધારણ કરે અને પુત્રરૂપી ફળ પ્રસવ કરે તો તેનું કેવું ભયંકર પરિણામ આવે તેની તમે કલ્પના સરખી પણ કરી શકતા નથી ! તમારી બાહ્યદષ્ટિને તમે અંતરમાં કયારે ઉતારશો ?

બાળલગ્નમાં અનેક લાભો રહેલા છે, એમ તકરારની ખાતર માની લેવાને તૈયાર છીએ; પરંતુ આ પતિત દેશની પ્રજા બળવાન અને દીર્ઘાયુષી થાય, તે માટે પ્રયત્ન કરવાની શું જરૂર નથી ? પ્રત્યેક મનુષ્યની શારીરિક અને માનસિક

શકિત ઉપરજ પ્રજાકીય કલ્યાણનો મુખ્ય આધાર છે, એ વાત તમારે સર્વદા સ્મરણમાં રાખવી ઘટે છે. બાળલગ્નના ગેરફાયદા વર્ણવવામાં આવે છે, તે અંગ્રેજી શિક્ષણનું એક વિકૃત પરિણામ છે, એમ કોઇએ માની લેવું જોઇતું નથી. નિરક્ષર સમ્રાટ અકબર પણ બાળલગ્નથી થતી હાનિઓનો એક વાર સ્વીકાર કરી ચૂકયો હતો. હિંદુઓમાં એક એવું શાસ્ત્ર-વાકય પ્રચલિત છે કે " **पुत्रार्थे क्रियते भार्या,** " અર્થાત્ પુત્રપ્રાપ્તિ માટેજ મનુષ્યે વિવાહ કરવો જોઇએ. સમ્રાટ અકબર પણ એજ પ્રમાણે કહેતો કે:-" પુત્રોત્પત્તિ કરવી એ વિવાહનો મુખ્ય ઉદ્દેશ છે; અને પુત્રની આરોગ્યતા ઉપર પ્રજાકીય કલ્યાણનો આધાર છે, એટલા માટે પુત્રો બળવાન અને શકિતવાન બને તેવા પ્રત્યેક પ્રયત્ન આપણે કરવા જોઈએ. બાળલગ્નના પરિણામે જે સંતતિ ઉત્પન્ન થાય છે તે બહુજ નિર્બળ અને કમતાકાત હોય છે, એટલુંજ નહિ પણ એ નિર્બળતા ધીમે ધીમે વધતીજ જાય છે. બાળલગ્નની ખરાબીઓ વિવાહિત થએલા પુત્ર-પુત્રીના દેખાવ ઉપરથીજ જણાઇ આવે છે. " એટલા માટે સમ્રાટે એવો હુકમ બહાર પાડયો હતો કે,"જયાંસુધી બાળક સોળ વર્ષનો અને બાલિકા ચાદ વર્ષની ન થાય ત્યાંસુધી માબાપોએ પોતાનાં સંતાનોનો વિવાહ કરવો નહિ."

પ્રજામાં બાળલગ્નનો ચેપી રોગ ફેલાવા ન પામે તે માટે વિવાહ પહેલાં માબાપોએ પોતાનાં પુત્ર તથા પુત્રીને શહેરના કોટવાળ પાસે લઇ જવાની અને ઉંમરનો નિર્ણય કરાવવાની સમ્રાટે ફરજ પાડી હતી. કોટવાળ બાલક-બાલિકાઓની ઉંમરનો નિર્ણય કરતો અને જો કાયદામાં બાંધેલી હદ કરતાં ઓછી ઉંમરનાં પાત્રો તેને જણાય તો તેમનાં નામો પત્રકમાં લખી લેતો અને યોગ્ય ઉંમર થયે લગ્ન કરવાની સંમતિ આપતો. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે સમ્રાટે બાળલગ્ન અટકાવવા માટે પોતાથી બની શકતો પ્રત્યેક પ્રયત્ન કર્યો હતો. આજથી ત્રણસેં વર્ષ ઉપર જે સમયે ભારતવર્ષીય પ્રજા સુખ-સ્વાધીનતામાં દિવસો વીતાવતી હતી, તે સમયે પણ બાળલગ્નનો કુરિવાજ અટકાવવાને જો આટલો પ્રબળ પ્રયત્ન કરવો પડયો હતો, તો પછી વર્તમાનકાળે કે જે સમયે એ કુરિવાજ હજારગણો પ્રબળ બનવા પામ્યો છે, તે સમયે આપણે ભારતવાસીઓએ શું કરવું જોઇએ, તેનો કાંઇ ખ્યાલ તમે કરી શકશો ? વર્તમાનકાળની આપણી શોચનીય સ્થિતિનો વિચાર કરવાથી અમને લાગે છે કે જયાંસુધી આ ભારતમાતાના સેંકડો અને હજારો પુત્રો દૂર દૂરના દેશોમાં હુન્નર-ઉદ્યોગ અર્થે નહિ ઉતરી પડે ત્યાંસુધી ભારતવર્ષનો ઉદ્ધાર થવો શકય નથી. સ્ત્રી-પુત્રના પ્રેમરૂપી પિંજરમાં જો હિંદુ-યુવકના સુકોમળ હૃદયને બાલ્યાવસ્થામાંથીજ ગોંધી રાખવામાં આવે તો દેશ—વિદેશમાં પ્રવાસ કરવાનું અને એ રીતે ભારતમાતાનું દારિદ્રય દૂર કરવાનું સાહસ જોઈએ તેટલું થઇ શક નહિ. બાળલગ્નના પંજામાં

સપડાયેલી સંતતિ સાહસ, હિંમત કે ત્યાગબળ દર્શાવી શકતી નથી. આ વિષે શું વિસ્તારથી કહેવાની જરૂર છે ? નિત્ય તમારી દૃષ્ટિ પાસે જે સેંકડો પ્રસંગો બની રહ્યા છે, તે તરફ એકવાર દૃષ્ટિપાત કરો. સુધરેલા અને કેળવાયેલા હિંદી યુવકો નોકરીને માટે કેટલા પ્રહારો–તિરસ્કારો સહન કરી રહ્યા છે ! વર્તમાન યુવકવર્ગને સેવા સિવાય અન્ય માર્ગજ સૂઝતો નથી ! કેટલા ડાહ્યા અને શક્તિવાળા યુવકો નોકરીમાં પોતાનું આયુષ ગુમાવી રહ્યા છે, તે તરફ એકવાર નજર કરો. આ સઘળી દુર્ગતિના મૂળમાં બાળલગ્નજન્ય નિર્બળતા પણ કાંઇ જેવું તેવું કારણ નથી. હિંદી યુવકોને જો નાનપણથીજ લગ્નની બેડીમાં પૂરવામાં ન આવતા હોત તો તેઓએ હિંદના કલ્યાણ માટે આજે સેંકડો નવા નવા હુન્નર–ઉદ્યોગો શોધી કહાડયા હોત અને પેટ ભરવા માટે જે અઘટિત દાસત્વ સ્વીકારવું પડે છે, તે પણ ક્યારનુંએ દૂર થઇ ગયું હોત.

અમે જે સમયની આ વાત કરીએ છીએ તે સમયે આ દેશમાં વર–વધૂને પરસ્પરનાં દર્શન કર્યા વગર અથવા પરસ્પરને ઓળખ્યા વગરજ લગ્નની ગાંઠથી જોડાવું પડતું હતું. હિંદુ તથા મુસલમાન યુવકો પોતાના લગ્નના સંબંધમાં પોતાના વિચારો દર્શાવી શકતા નહિ. કન્યાઓના સંબંધમાં પણ તેવીજ સ્થિતિ હતી. વર–વધૂ પરણતાં પહેલાં એક–બીજાને જોઇ શકે તથા પરસ્પરના રૂપ–ગુણ–નો પરિચય મેળવી શકે તે માટે સમ્રાટ અકબરે એવો હુકમ બહાર પાડયો હતો કે પ્રત્યેક લગ્નમાં જેવી રીતે માતા–પિતાની સંમતિની જરૂર છે તેવીજ રીતે વર–વધૂની સંમતિ પણ જરૂરની છે. વર–વધૂની સંમતિ સિવાય લગ્નની ક્રિયા થઇ શકશે નહિ.

પુરુષોના આરોગ્યને હાનિ ન પહોંચે એટલા માટે સમ્રાટે એક એવી આજ્ઞા બહાર પાડી હતી કે કોઇ પણ વૃદ્ધા સ્ત્રી યુવકપતિ સાથે લગ્ન કરી શકશે નહિ. મુસલમાનસમાજમાં પૂર્વે એવી કુરીતિ પ્રવર્તતી હતી.

તે સમયે હિંદુઓમાં અને મુસલમાનોમાં એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ હતો. વસ્તુતઃ એક પુરુષને અનેક સ્ત્રીઓ હોવી તે, એ કાળે બહુ નિંદાપાત્ર કાર્ય ગણાતું નહોતું. સમ્રાટ અકબરને જો કે રાજપદ્ધતિને ખાતર અનેક રાણીઓ કરવી પડી હતી અને કુમાર સલીમનો પણ તેણે અનેક રાજબાળાઓ સાથે વિવાહ કર્યો હતો; છતાં સાધારણ જનસમાજની આરોગ્યતા સુરક્ષિત રાખવા, એકથી અધિક સ્ત્રીઓ પરણવાનો તેણે પુરુષવર્ગને નિષેધ કર્યો હતો. તે સતત કહેતો કે:–" જેઓ એક કરતાં અધિક સ્ત્રીઓનું પાણિગ્રહણ કરે છે તે હાથે કરીને પોતેજ પોતાનો વિનાશ કરે છે. અલબત્ત, પુત્રપ્રાપ્તિ માટે અન્ય સ્ત્રીનું પાણિગ્રહણ કરવું પડે તો તે બહુ નિંદનીય નથી."

મુસલમાનસમાજમાં પોતાના કોઇ નિકટના સગાની કન્યા સાથે પુત્રનો

વિવાહ કરવાનો ચાલ છે. સમ્રાટે હિંદુરીત-રિવાજને માન આપી એક એવો હુકમ બહાર પાડયો કેઃ-" નજીકના કોઇ સંબંધીની પુત્રી સાથે પોતાના પુત્રનો વિવાહ કરવો એ ઇચ્છવાયોગ્ય નથી. ભવિષ્યમાં કોઈ મુસલમાન એવા પ્રકારનો વિવાહ કરી શકશે નહિ."

કન્યાનાં માબાપે વિવાહ પૂર્વે કેટલુંક નાણું વરનાં માબાપને કે વરનાં માબાપે કન્યાનાં માબાપને આપવું પડે છે; અર્થાત્ કન્યાવિક્રયના તથા વરવિક્રયના કુરિવાજો દેશના જૂદા જૂદા ભાગમાં વર્તમાનકાળે પણ ચાલી રહ્યા છે. સમ્રાટે આ કુરિવાજને દાબી દેવા પણ હુકમો બહાર પાડયા હતા. હજી પણ આ દેશમાંથી એવા ખોટા રિવાજો છેક નાશ પામ્યા નથી; પરંતુ અમને લાગે છે કે જ્યાં સુધી નાના પ્રકારના જ્ઞાતિભેદો દૂર નહિ થાય અને કન્યાની આપ-લેનું ક્ષેત્ર વિશેષ વિસ્તારવાળું નહિ બને ત્યાંસુધી કન્યાવિક્રય અને વરવિક્રય જેવા રાક્ષસી રિવાજો અટકે એવી આશા નથી.

જેઓ મોટાં શહેરોમાં સુંદર મકાનની ચાર દિવાલોની મધ્યમાંજ બેસી રહી જીવનપર્યંત અભ્યાસજ કર્યા કરે છે અને નાનાં નાનાં ગામડાંમાં કેવા હૃદયદ્રાવક બનાવો બને છે, તે જોવાની કે સાંભળવાની પરવા રાખતા નથી, તેઓ વિધવા-વિવાહની સામે થાય તેમાં કાંઇ નવાઇ જેવું નથી. જેઓને પરમાત્માએ નેત્રો આપ્યાં છે તેઓ ખુલ્લી રીતે જોઇ શકે છે કે જેઓને હૃદય મળ્યું છે તેઓ પણ આટલી વાત સ્વીકારે છે, અને જેઓ આ દેશની યથાર્થ વસ્તુસ્થિતિથી પરિચિત છે તેઓ પણ અમારા કંઠસ્વરમાં પોતાનો સ્વર મેળવીને આટલું તો કહે છે કેઃ-"હિંદુસંસારમાં વિધવાઓજેટલું દુઃખ કે દૌર્ભાગ્ય અન્ય કાંઇ પણ મનુષ્યપ્રાણીના શિરે હોવું સંભવતું નથી." વર્તમાનકાળે વિધવા જેવી અભાગિની અને દુઃખી જાતિ અન્ય કોઇ નથી. પૂર્વના સમયમાં વિધવા સ્ત્રીને ખાનપાન તથા વસ્ત્રસંબંધી સઘળો ખર્ચ તેણીનાં સગાં-સંબંધીઓ તરફથી વિનાસંકોચે આપવામાં આવતો. પોતાના કોઇ સગા-સંબંધીની વિધવાને પોતાને ત્યાં સ્થાન આપવું, એ પ્રથમના દિવસોમાં બહુ માનભર્યું ગણાતું હતું. આજે તે ભૂતકાળનો સુખમય પ્રવાહ વર્તમાનકાળના દુઃખમય સાગરમાં ભળી ગયો છે. આજે જીવનનો બોજો કેટલો બધો વધી પડયો છે ! પોતાનું એકલાનું પેટ કેવી રીતે ભરવું, એ પણ વર્તમાનકાળે એક મહા પ્રશ્ન થઇ પડયો છે ! પરોપકારની સુંદર પ્રવૃત્તિ કેવળ જીભ આગળ આવીનેજ અટકી ગઇ છે ! અર્થાત્ રસનાઈંદ્રિયને સંતોષવા સિવાય અન્ય કોઇ પરોપકારનું કાર્ય જગતમાં હોય એમ હવે પ્રાયઃ મનાતું નથી. આવા સંયોગોને લીધે આશ્રય વગરની વિધવા સ્ત્રીને કેટલાં દુઃખો તથા કલેશો વેઠવા પડતા હશે તેની ગણત્રી થઇ શકતી નથી. હતભાગિની બિચારી વિધવાને પ્રાતઃકાળથી લઇને તે રાત્રીના બીજા પહોરપર્યંત એક ગુલામડીની માફક વૈતરું કરવું

પડે છે અને તેમાં પણ જો કદાચિત સહેજ-સાજ ભૂલ થઇ જાય તો તેણીને શિરે તિરસ્કારની અને ગાળોની કાંઇ અવધિ રહેતી નથી. આ દેશની વિધવાઓ કરતાં સુધરેલા દેશની ગુલામડીઓ પણ વધારે સુખી છે. સુખ અને લાડમાં ઉછરેલી એક બાળા જ્યારે દુર્ભાગ્યે વિધવા થાય છે અને પોતાના એક ભાઇને ત્યાં જઇને જ્યારે આશ્રય લે છે, ત્યારે તે બિચારી બહેનને પોતાની ભોજાઇ તરફથી જે અસહ્ય દુઃખો સહન કરવાં પડે છે, તેનું વર્ણન થઇ શકે તેમ નથી. એક વિધવા સ્ત્રીને તેણીના દિયર-જેઠ તથા સાસુ-સસરા તરફથી પણ કેવા અગણિત આક્ષેપો સહન કરવા પડે છે, તે તો અનુભવી સિવાય અન્ય કોઇથી સમજી શકાય તેમ નથી. તે સિવાય બળવાન ઇંદ્રિયોના વેગને કાબૂમાં રાખવા એ પણ શું જેવી તેવી વાત છે ? આ દેશમાં કેટલી ગર્ભહત્યાઓ થાય છે, તેની તમે કદિ તપાસ કરી છે ? અલબત્ત, વિધવા સ્ત્રીઓમાં અનેક સ્ત્રીઓ આદર્શ સતીનારીના તથા આદર્શ બ્રહ્મચારિણીના સુંદર સ્થાનને શોભાવે તેવી હોય છે, તેની અમે ના' કહેતા નથી; પણ બીજી તરફ પતિત નારીઓની સંખ્યામાં હજારોગણો વધારો થતો જાય છે, તે તરફ તમે કદાપિ દ્રષ્ટિપાત કર્યો છે ? દેશમાં વેશ્યાઓની કિંવા વ્યભિચારિણી સ્ત્રીઓની સંખ્યા શામાટે વધતી જાય છે, તેનો નિર્ણય કર્યો છે ? પુનર્લગ્ન કરનારી જ્ઞાતિઓ કરતાં પુનર્લગ્ન નહિ કરનારી જ્ઞાતિઓમાં દુરાચાર વધતો જાય છે, તે અટકાવવા માટે તમે શું કાંઇ પ્રયત્ન કર્યો છે ? અસ્તુ.

એક હિંદુવિધવાનાં દુઃખો જોવા અથવા સાંભળવા છતાં આપણા સુશિક્ષિત ગણાતા હિંદુસમાજનાં મનુષ્યોની આંખમાં આજે આંસુનું ટીપું પણ પડતું નથી; પરંતુ આજથી ત્રણસો વર્ષ ઉપરનો એક નિરક્ષર યવન ભૂપતિ વિધવાઓની આવી શોચનીય સ્થિતિ જોઇ ભારે ખેદ પામ્યો હતો ! તેનાં હૃદયનેત્રોમાંથી અશ્રુધારા વહી નીકળી હતી ! મહાત્મા અબુલફઝલ લખે છે કેઃ-" સમ્રાટ ઘણીવાર ભારે ખેદ અને સંતાપપૂર્વક નીચેના શબ્દો ઉચ્ચારતો, કેઃ-"જે સમાજમાં વિધવાવિવાહ પ્રચલિત નથી તે સમાજમાં વિધવાનાં દુઃખોનો પાર રહેતો નથી." વીસમા સૈકાનો નેત્રહીન-હૃદયહીન શિક્ષિતસમાજ જ્યારે વિધવા-વિવાહની વિરુદ્ધમાં કમર કસીને ઉભા રહેવામાં પોતાની બહાદુરી માને છે; ત્યારે સોળમા સૈકાનો અશિક્ષિત અને અનક્ષર સમ્રાટ અકબર, હિંદુસમાજમાં વિધવા-વિવાહનો પ્રચાર કરવા, વિધવા-વિવાહની આવશ્યકતા સિદ્ધ કરવા તૈયાર થયો હતો અને એનો કેટલેક અંશે તેણે અમલ પણ કરાવ્યો હતો.

આજે કેટલાક કેળવાયલા મનુષ્યો મોટા માંચડા ઉપર ચઢીને અને હાથ પહોળા કરીને સતી થવાના રિવાજની મુક્તકંઠે પ્રશંસા કરે છે. સતી થવાનો કમકમાટભરેલો રિવાજ જો આજે ભારતવર્ષમાં પ્રવર્તતો હોત તો એ રિવાજ કેટલો બધો ભયંકર છે, તે અમે પ્રત્યક્ષ બતાવી આપત; પણ સહૃદય અંગ્રેજોના પ્રતાપે તે

રિવાજ આજે દૂર થયો છે. વિદ્વાન વક્તાઓ તથા લેખકો માત્ર વાણીવડે રિવાજની માત્ર પ્રશંસા કર્યા કરે, એટલુંજ હવે તેમના હાથમાં રહ્યું છે. આવા ક્રૂરત ભર્યા રીત-રિવાજોમાં પણ ભારતવાસીઓ શું મહત્ત્વ જોઇ શકતા હશે, તે અમાર થી સમજાતું નથી. સમ્રાટ અકબરે અંગ્રેજોની બહુ પહેલાં ઈ૦ સ૦ ૧૫૮૩ ‍ એક એવો લોકહિતકર તથા સહૃદયતાપૂર્ણ આદેશ બહાર પાડયો હતો કે:—"હવે કોઇ પણ મનુષ્ય કોઇ પણ વિધવાને જોર-જુલમપૂર્વક મૃતસ્વામીની ચિતાર બાળી શકશે નહિ."

સમ્રાટ માત્ર વાતો કરીનેજ અથવા આજ્ઞા બહાર પાડીનેજ બેસી રહ નહોતો. કોઇ પણ વિધવાને તેનાં સગાં-સંબંધીઓ બળાત્કારપૂર્વક અગ્નિચિતામ હોમી ન દે એટલા માટે તેણે કોટવાળ વગેરેને સખ્ત હુકમો આપી સાવધ કય હતા. સતીદાહ અટકાવવો એ પણ કોટવાળોનું તે કાળે એક મુખ્ય કર્તવ્ય ગણાતુ હતું. અબુલફઝલ લખે છે કે:—"સતીદાહ અટકાવવા માટે સમ્રાટે પ્રત્યેક પ્રગણામ તથા મોટાં મોટાં શહેરોમાં ખાસ નોકરો નિમી દીધા હતા. અંબરરાજ જયમ મૃત્યુ પામ્યો ત્યારે તેની વિધવા રાણી-જોધપુરરાજબાળા પતિ સાથે બળી મરવા ને તૈયાર થઇ નહિ. જયમલનો પુત્ર લોકનિંદાને તાબે થઇ પોતાની માતાને બળપૂર્વક અગ્નિની હોળીમાં હોમવાને તૈયાર થયો. સમ્રાટ અકબરને આ સમાચા મળતાં હૃદયમાં ભારે સંતાપ થયો. બની શકે તેટલી ત્વરાથી એક દૂતને મોકલ જોધપુરની રાજબાળાને બચાવી લેવાનો તેણે વિચાર કર્યો; પરંતુ બીજીજ ક્ષણે તે વિચાર બદલાઇ ગયો. ગંભીર વિચાર કરતાં સમ્રાટને જણાયું કે મારા હુકમન સામે થઈ પરાક્રમી રાજપૂત રાજાઓ જ્યારે આ દુષ્કાર્ય કરવાને તૈયાર થયા છે તેવે પ્રસંગે એક સાધારણ દૂતનું કહેણુ તેઓ માને અને એક નિરપરાધી અબળા ને બળતી બચાવે એ સંભવિત લાગતું નથી; માટે દૂત નહિ મોકલતાં હુ પોતેજ ત્યાં જઉં તો કાર્યની સિદ્ધિ થાય. તરતજ સમ્રાટે પોતાનો અશ્વ તૈયા કરવાની નોકરને આજ્ઞા કરી અને પોતાની સાથે થોડા-ઘણા અંગરક્ષકોને લઇ વાયુવેગે રાજધાનીમાંથી રવાના થયો. જે સ્થળે પેલી રાજપૂતબાળા સતી થવાની હતી તે સ્થળે સમ્રાટ પહોંચ્યો અને ત્યાંનો દેખાવ જોયો કે તરતજ તેનું હૃદય ધ્રૂજી ઉઠયું! તેણે જોયું તો ચિતાની આસપાસ સેંકડો બળવાન રાજપૂતો એકત્ર થઇ ગયા છે અને તેમની વચમાં ચિતાનાં લાકડાંનો એક મોટો ઢગલો પડયો છે. ચિતા સળગાવવાની શરૂઆત થઇ ચૂકી છે. સતી થનારી રાજપૂતબાળાને ઉકત ચિતા સાથે સખ્ત બંધનોવડે બાંધી લેવામાં આવી છે! આ દૃશ્ય કયાં સહૃદય મનુષ્યોને રોમાંચિત ન કરે? સમ્રાટ અકબરને અંબર પ્રદેશના રાજપૂતો

પણ સંપૂર્ણરીતે પિછાની શકયા નહિ. સમ્રાટ એકદમ ટોળામાંથી આગળ જઇ પેલી રાજપૂતબાળાને મુક્ત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો; આથી એકત્ર થએલા રાજપૂત વીરો સમ્રાટની સામે થયા; પરંતુ આવી વિરુદ્ધતાથી અકબર નિરાશ-નિરુત્સાહ બની જાય તેવો નહોતો. તેણે આ નિર્દોષ વિધવા સ્ત્રીને આવી ક્રૂરતા-પૂર્વક બાળી નાખવા માટે સખ્ત વાંધો લીધો અને પોતાનાં તન-મનના ભોગે પણ તે બાળાને બચાવી લેવાની હિંમત દર્શાવી. એટલામાં અંબરનો અન્ય રાજા જગન્નાથ સમ્રાટને ઓળખી ગયો, તેણે તેજ ક્ષણે ટોળાની મધ્યમાંથી બહાર નીકળી સમ્રાટને નમન કર્યું. સતીદાહના દુષ્કાર્યમાં આગળ પડતો ભાગ લેનારા આગેવાનો, સમ્રાટ અકબર પોતે આ સતીદાહ અટકાવવા આટલે દૂર આવ્યો છે, એ વાત સમજી ગયા, તેથી તેમણે પણ તેની સામે વાંધો લેવાનું માંડી વાળ્યું. ત્યાર-બાદ અનેક રાજપૂતોએ સમ્રાટ પાસે હાજર થઇ, પોતે જે અન્યાય કાર્ય કરવાને તૈયાર થયા હતા તેને માટે અંતઃકરણના પશ્ચાત્તાપપૂર્વક ક્ષમા માગી. સતીદાહ બંધ થયો અને હતભાગિની રાજપૂતબાળા મોતના પંજામાંથી બચી ગઈ; છતાં સમ્રાટે પેલા ક્ષમાપ્રાર્થી રાજપૂતોને ક્ષમા આપવાની તત્પરતા દર્શાવી નહિ, તેમજ આવું ક્રૂર કર્મ કરનારા રાજપૂત આગેવાનોને ઠપકો આપીને કે અમુક દંડ લઇને જતા કરવા એ પણ તેને યોગ્ય લાગ્યું નહિ. છેવટે તેણે તેમને કેદ કર્યા અને સતીદાહ કરનારાઓને સમ્રાટ કેવી સખ્ત સજા કરે છે તેનો દાખલો બેસાડયો. સમ્રાટે જે રાજપૂતોને કેદ કર્યા હતા તેમાં અંબરપ્રદેશ જેવા વિશાળ રાજ્યનો અધીશ્વર પણ હતો અને તે સમ્રાટની સાથે અતિ નિકટનો સ્નેહ-સંબંધ પણ ધરાવતો હતો, છતાં સમ્રાટે તેને કેદમાં નાખતાં કિંચિત્માત્ર આંચકો ખાધો નહોતો. એક ભયંકર ગુન્હા માટે તે પોતાના ગમે તેવા સંબંધીને પણ યોગ્ય સજા કરવાને તૈયાર છે, એમ તેણે આવાં અનેક ઉદાહરણોથી પ્રજાને બતાવી આપ્યું હતું." અકબર જેવો સહૃદય સમ્રાટ વસુંધરાજનની પુનઃ ક્યારે ઉત્પન્ન કરશે ?

બિકાનેરના રાજા રાયસિંહની કન્યા સાથે કાલંજરના રાજા રામચંદ્ર વાઘેલાના પુત્રનો વિવાહ થયો હતો. તેના મૃત્યુ પછી સમ્રાટે તેની સ્ત્રીને સતી થતી અટકાવી હતી. તે સમયે રાજપૂતો બહુ પ્રબળ પ્રતાપી લડવૈયાઓ ગણાતા હતા, છતાં સતી થવાનો રિવાજ અટકાવતાં કદાચ તેમનો કોપ વહોરી લેવો પડે તો તે પણ સ્વીકારવો, એવો સમ્રાટે નિશ્ચય કર્યો હતો. અકબર એકવાર કર્તવ્યનો નિ-ર્ણય કર્યા પછી તેનું પાલન કર્યા વગર રહેતો નહિ અને કદાચ તે માટે મહાન ભોગ આપવો પડે તો તે પણ આનંદપૂર્વક આપતો.

હિંદુઓ તે સમયે બલિદાનનિમિત્તે અનેક જીવોની હત્યા કરતા હતા. જીવ-હિંસા કરવી એ બહુ અન્યાયી કાર્ય છે, એમ જણાવી સમ્રાટે હિંદુઓને હિંસા કરતા અટકાવ્યા હતા.

હિંદુઓ જન્મતાંની સાથેજ ગાયના દૂધવડે પોતાની ક્ષુધાતૃષા શાંત કરે છે, અને જેમ જેમ વયોવૃદ્ધિ થતી જાય છે તેમ તેમ દૂધ, ઘી, મલાઇ, માખણ વગેરે પૌષ્ટિક દ્રવ્યોવડે પોતાના દેહને પરિપુષ્ટ કરે છે. તે સિવાય પણ ગાયના છાણદ્વારા દુર્ગંધનું નિવારણ થઇ શકે છે, ગાયના મળમૂત્રનું ખાતર જો જમીનમાં પૂરવામાં આવે તો ખેતરમાં સર્વોત્તમ પાક તૈયાર થઇ શકે છે, ગાયના છાણનાં છાણાં બળતણતરીકે વાપરી શકાય છે, ગાયમાતાની સંતતિ કૃષિકાર્યમાં મુખ્ય સહાયતા આપે છે, ગમે તેવા મંદવાડના સમયમાં તથા છેવટે મૃત્યુશય્યા ઉપર પણ ગાયનું દૂધ ઉપકાર કરે છે; ટુંકામાં ગાય જેવું બીજું એકે ઉપયોગી પ્રાણી નથી, એમ કહીએ તો હરકત નથી. હિંદુઓ ગાયનું આટલું બધું સન્માન કરે છે તેનું પણ ઘણું કરીને ઉપર કહ્યું તેજ કારણ હોવું જોઇએ. હિંદુઓ જેને મહાન ઉપકારી પ્રાણી માને તેને મુસલમાનો જો કેવળ મોજ ખાતર મારી નાખે તો એ બે કોમો વચ્ચે કદાપિ સુલેહ-સંપ થાય નહિ. એટલા માટે સમ્રાટે ગોવધ અટકાવવાના હુકમો બહાર પાડયા. તેમાં તેણે સ્પષ્ટરીતે જણાવી દીધું કેઃ-હવેથી મુસલમાનો ગોવધ કરી શકશે નહિ, તેમજ ગોમાંસનું ભક્ષણ કરી શકશે નહિ. તે ઉપરાંત અશ્વ, ઉંટ, પાડા, ભેંસો વગેરે પણ મનુષ્યસમાજને ઉપયોગી છે, એમ ધારી તે તે પ્રાણીઓના માંસનો આહાર કરવાનો પણ સમ્રાટે નિષેધ કર્યો. આ પ્રમાણે વિવિધ જીવોની હિંસા થતી અટકાવવા માટે સમ્રાટે રાજ્યના કોટવાળોને ખાસ સૂચનાઓ મોકલી દીધી.

તે સિવાય રવિવારે તથા બીજા તહેવારોના દિવસોમાં કોઇ પણ પ્રકારની જીવહિંસા ન થાય તે માટે ખાસ મનાઇના હુકમો સમ્રાટે બહાર પાડયા હતા. હજી પણ કેટલાક મુસલમાનો રવિવારના દિવસે જીવહિંસા કરતા નથી.

મુસલમાન-સમાજમાં સુન્નતની ક્રિયા ઉપર બહુજ વજન મૂકવામાં આવે છે, અર્થાત્ ઇસ્લામધર્મમાં સુન્નત-ક્રિયા એ એક સર્વપ્રધાન નિયમ ગણાય છે. આ ક્રિયા બાલ્યાવસ્થામાંજ કરવામાં આવે છે, તેથી બાળકોને ભારે વેદના અનુભવવી પડે છે. સમ્રાટે જણાવ્યું કેઃ-"જે બાળકો બાલ્યાવસ્થાને લીધે, ધાર્મિક અનુષ્ઠાનોને અનુસરવાને માટે અયોગ્ય છે, તેમની ઉપર આવું ગંભીર અને ત્રાસદાયક અનુષ્ઠાન કરવાની ફરજ પાડવી એ કોઇ રીતે પ્રાયશ્ચિત્તયોગ્ય નથી." ત્યારબાદ સમ્રાટે એવો હુકમ બહાર પાડયો કે જ્યાંસુધી બાળકોની ઉંમર બાર વર્ષની ન થાય ત્યાંસુધી તેમને સુન્નતની ક્રિયા કરવાની કોઇએ ફરજ પાડવી નહિ. નાની વયનાં બાળકો ઉપર બળાત્કારપૂર્વક ઉક્ત અનુષ્ઠાન કરનારને રાજ્ય તરફથી યોગ્ય શિક્ષા કરવામાં આવશે.

મુસલમાનોમાં દાઢી રાખવાનો રિવાજ બહુ જરૂરનો ગણાય છે. હિંદુઓ દાઢીથી પ્રાયઃ વિરુદ્ધ વિચારો ધરાવતા હોય છે. સમ્રાટે દાઢીસંબંધે પોતાનો અભિ-

પ્રાય બહાર પાડતાં જણાવ્યું હતું કે જેવી રીતે માત્ર દાઢી રાખવાથીજ કોઇ મનુષ્ય યથાર્થ મુસલમાન બની શકતો નથી, તેમ માત્ર દાઢી કાઢી નાખવાથી કોઇ મનુષ્ય મુસલમાનધર્મથી ભ્રષ્ટ પણ થઇ શકતો નથી. બાદાઉનીએ લખ્યું છે કે અનેક મુસલમાનોએ સમ્રાટના સમયમાં દાઢી મુંડાવી નાખી હતી; કારણ કે સમ્રાટ પોતે દાઢી તરફ મુદ્દલ પક્ષપાત ધરાવતો નહોતો. એલ્ફીન્સ્ટન સાહેબ લખે છે કે જ્યાંસુધી મુસલમાનો દાઢી મુંડાવી નાખતા નહિ ત્યાંસુધી સમ્રાટ તેમને પોતાના દરબારમાં દાખલ થવાની ભાગ્યેજ રજા આપતો.

મુસલમાનો ઉપાસનાસમયે રેશમી વસ્ત્રો કે અલંકારો વગેરે રાખતા નહિ. આથી સમ્રાટે જાહેર કર્યું કે ઉપાસનામાં સુંદર વસ્ત્રો વગેરે પહેરવામાં કાંઈ હરકત નથી.

ઇસ્લામધર્મમાં દારૂ પીવાની મનાઇ છે. સમ્રાટે કહ્યું કે:–"વૈદ્યોની સલાહને અનુસરીને અલ્પ પ્રમાણમાં દારૂનો વ્યવહાર કરવામાં આવે તો દોષ નથી; કારણ કે તેમ કરવાથી રોગીને કિંચિત્ આરામ મળી શકવાનો સંભવ છે." તેણે ફતેહપુર ખાતે દારૂની એક દુકાન ખુલ્લી મૂકાવી હતી અને ત્યાં માત્ર ઔષધ અર્થે, અમુક કિંમતે દારૂ મળી શકે એવો નિયમ બાંધ્યો હતો. તે સિવાય દારૂ ખરીદનારનું, તેના પિતાનું તથા તેના રહેવાના સ્થળનું નામ વગેરે તે દુકાનમાં નોંધી રાખવામાં આવતું હતું. બાદાઉની લખે છે કે:–"દારૂ ખરીદનારાઓ ખોટું નામ ધારણ કરી પોતાની ઇચ્છામાં આવે ત્યારે ઔષધનું ખોટું બહાનું કહાડી ઉક્ત દુકાનમાંથી દારૂ લઇ આવતા હતા, અને એવી રીતે સમ્રાટના સમયમાં દારૂડીઆઓને બહુ ઉત્તેજન મળતું હતું. લોકોમાં એવી પણ અફવાઓ ચાલતી હતી કે દારૂમાં ડુક્કરનું માંસ ભેળવવામાં આવતું. આ વાત સત્ય હશે કે નહિ તે તો પ્રભુ જાણે. સમ્રાટ અકબર જો કે બહુ સાવચેતી રાખતો તોપણ દારૂની ખાતર ઉક્ત દુકાનમાં નિત્ય કજીઆ તથા વિવાદો થયા વગર રહેતા નહિ. અનેકોનો તિરસ્કાર કરવામાં આવ્યો હતો અને અનેકોને સખ્ત ઠપકો પણ મળ્યો હતો, છતાં તેનું કશું સંતોષકારક પરિણામ આવ્યું નહોતું." આવા કલેશજનક દારૂથી સર્વેએ ખૂબ સાવચેત રહેવું જોઇએ, એજ અમારી આ પ્રસંગે એકમાત્ર ભલામણ છે.

અકબરે હિંદુ અને મુસલમાનોના કલ્યાણાર્થે તેમના સામાજીક નિયમોમાં સુધારો કરવાનો પ્રયત્ન કર્યો હતો. આજે હિંદુઓ તથા મુસલમાનો ભારે દુર્દશામાં આવી પડયા છે, છતાં પણ અકબરના પગલે ચાલવાની સદ્બુદ્ધિ મેળવી શકતા નથી. હાય ! જગતની પ્રત્યેક જાતિને કંઇક ને કંઇક આશા, વિશ્વાસ કે લક્ષ હોય છેજ; માત્ર ભારતવર્ષની પ્રજાજ એવી છે કે જેને આશા કે લક્ષ જેવું કાંઇજ ન મળે !

# एकविंश अध्याय–अस्ताचळे

આપણે હવે આપણા ચરિત્રનાયકના જીવનરૂપી મહા નદી પાર કરીને દુઃખના સાગર–સંગમમાં આવી પહોંચ્યા છીએ.

જે નાનીમોટી નદીઓ ભારતવર્ષના કલ્યાણાર્થે વિવિધ દિશામાંથી વહેતી વહેતી અકબરરૂપી મહાનદી સાથે સંમિલિત થઇ ગઇ હતી તે નદીઓ હવે પ્રાયઃ સુકાઇ ગઇ છે! શેખ મુબારક, અબુલફઝલ, બીરબલ તથા ફૈઝી વગેરે નરવીરો કે જેમણે ભારતવર્ષમાં નૂતન યુગનાં કિરણો પ્રકટાવવાની આશાથી સમ્રાટને પ્રત્યેક પ્રકારની સહાયતા આપી હતી, તેઓ એક પછી એક પરલોકમાં જઇ વસ્યા છે! રાજા ટોડરમલ કે જે રાજ્યની સુવ્યવસ્થા રાખવામાં મહા પ્રતાપી ગણાતો હતો તે સંસારમાંથી ચાલી નીકળ્યો છે! રાજા ભગવાનદાસ કે જે હિંદુ તથા મુસલમાન સૈનિકોને મહાગૌરવના માર્ગે લઇ જવાને સમર્થ હતો, તે પણ સદાને માટે મહાનિદ્રામાં પડયો છે! સમ્રાટના મિત્રોનો મોટો ભાગ પ્રભાતનાં નક્ષત્રોની માફક ધીમે ધીમે અદૃશ્ય થઇ ગયો છે! જે સમ્રાટે મુસલમાનોની ઉન્નતિ માટે ભારે પ્રયત્નો કર્યા હતા, ભારે શ્રમ વેઠયો હતો, અને જેમના હિતાર્થે હિંદુઓની સાથે તેમને સંમિલિત કરવાનો ભગીરથ પ્રયાસ કર્યો હતો, તેજ મુસલમાનો હવે તેને નાસ્તિક તથા પાખંડી કહી સહસ્ર જિહ્વાઓવડે સહસ્ર પ્રકારે તેની નિંદા કરવા લાગી ગયા છે! જે પુત્રને તે પોતાના પ્રાણ કરતાં પણ અધિક ચાહતો હતો, તેજ પુત્ર અંતે હવે કૃતઘ્ન થઇ બેઠો છે! પોતાના પરમપ્રિય મિત્રનું તે પુત્રે ખૂન કર્યું છે અને ભયંકર બળવો ઉઠાવવાને પણ તૈયાર થઇ ગયો છે! વિશાળ ભારતવર્ષની ભિન્ન ભિન્ન જાતિઓ પોતપોતાના ક્ષુદ્ર સ્વાર્થોને એક બાજુએ પડયા રહેવા દઇ, કલેશ-કંકાસનો પરિત્યાગ કરી દેશની ઉન્નતિઅર્થે અંતઃકરણપૂર્વક એકત્ર થાય, સ્નેહ-સંબંધને વશીભૂત થાય તથા ભારતમાતાનો પ્રત્યેક સંતાન પોતાની વિવેકબુદ્ધિને અનુસરી વર્તવા લાગે, ઇત્યાદિ સમ્રાટના હૃદયની સઘળી શુભાશાઓ ક્રમે ક્રમે અંતર્હિત થતી ગઇ છે. તેની તબીઅત પણ હવે બગડી ગઈ છે. તે હવે અરીગુનો આશ્રય લઇ કાળના પ્રવાહમાં પોતાની જીર્ણ નૌકા ગમે તે પ્રકારે હંકાર્યે જાય છે!

પોતાના પરમપ્રિય મિત્રનું ખૂન કરનાર કુપુત્રને પ્રિય રાજ્ય અર્પણ ન કરવું, એવો સમ્રાટે નિશ્ચય કર્યો હતો; પરંતુ આ સુવિશાળ સામ્રાજ્ય બીજા કોને સોંપતા જવું, એ પ્રશ્ન સમ્રાટને માટે મહા કઠિન થઇ પડ્યો. તેણે જે સુંદર અમૃતવૃક્ષો ભારતવર્ષમાં રોપ્યાં હતાં, તેને હૃદયનું પાણી પાઇ કોણ ઉછેરશે તથા કોણ તેને ફળ–ફૂલવાળાં બનાવશે, એનો નિર્ણય કરવા તેણે ઘણા ઘણા વિચારો કર્યા. સલીમસિવાય અન્ય એક દાનીઆલ નામનો પુત્ર છે; પણ તે બહુ દારૂડી-

ઓ તથા ખરાબ ચારિત્ર્યનો છે. છેવટે સમ્રાટની દૃષ્ટિ સલીમના પુત્ર ખુશરૂ ભણી આકર્ષાઈ; પરંતુ તે નિર્ણયને ટેકો આપી શકે એવો કોઈ પ્રબળ મિત્ર આ કાળે સમ્રાટ પાસે રહ્યો નહોતો. મુસલમાનોએ વિચાર કર્યો કે જો સલીમને રાજગાદી મળે તો ભારતમાં મુસલમાનધર્મની પુનઃ પ્રતિષ્ઠા થયા વગર રહે નહિ. સમ્રાટની મહિષી સલીમાબેગમ પણ ધાર્યું કરીને તેવીજ આશા અત્યારપર્યંત રાખી રહી હતી. તેણીએ અલાહાબાદ ખાતે જઈને પોતાની શોકયના પુત્રની મુલાકાત લીધી અને પોતાની શકિત પ્રમાણે યોગ્ય હિતવચનો કહી, આજ સુધીની ઉદ્ધતાઈને માટે સમ્રાટ પાસે જઈને ક્ષમા યાચવાની સલીમને ભલામણ કરી. સલીમે વિચાર કર્યો કે મેં આજપર્યંત બળવાઓ ઉઠાવવામાં કશી કચાશ રાખી નથી, છતાં મુસલમાનો મને ખુલ્લીરીતે મદદ આપવાને બહાર આવ્યા નથી, તેમજ હવે પછી બહાર પડવાનું સાહસ કરે એમ પણ લાગતું નથી; આવી સ્થિતિમાં જો અકબર પોતે મારી વિરુદ્ધ યુદ્ધ કરવા બહાર પડશે તો હું કોઈ રીતે ફાવી શકીશ નહિ. આ પ્રમાણે વિચાર કરીને સલીમે પોતાની વિમાતાની સલાહને અનુસરવાનું યોગ્ય ધાર્યું. સલીમાબેગમનો શ્રમ સાર્થક થયો. જે સલીમના દ્વાર પાસે તેની પિતામહી પણ એકવાર આવીને નિરાશાપૂર્વક પાછી ફરી હતી, જેણે પોતાની વૃદ્ધ માતાની મુલાકાત લેવાનું પણ યોગ્ય ધાર્યું નહોતું, તેજ કુમાર સલીમ એક વિમાતાની સલાહને માન આપી, તેણીની સાથેજ રવાના થઈ પોતાની વૃદ્ધ પિતામહીના આગ્રાના મહેલમાં હાજર થયો. સમ્રાટની માતાએ અકબર તથા સલીમને અનેક રીતે સમજાવી ઉભય વચ્ચે સુલેહ-શાંતિ સ્થાપવાનો પ્રયત્ન કર્યો. ભાગ્યયોગે તે પ્રયત્ન ફળીભૂત પણ થયો. સમ્રાટે પુત્રના અપરાધો માફ કર્યા. સલીમે સમ્રાટની પાસે અનેક પ્રકારના ઉપહારો પ્રેમચિન્હસ્વરૂપે રજુ કર્યા. સમ્રાટે પોતાનો સંતોષ સૂચવવા સલીમને કેટલાક સર્વોત્કૃષ્ટ હીરાઓ તથા સર્વોત્કૃષ્ટ હાથીઓ અર્પણ કર્યા. સલીમે પુનઃ અલાહાબાદ ભણી પ્રયાણ કરવાની તૈયારી કરી. સમ્રાટે સલીમને જતીવેળા કહ્યું કેઃ-"જાઓ હવે જ્યારે પુનઃ આ તરફ આવવાની ઇચ્છા થાય, ત્યારે ખુશીથી મારી પાસે આવવું." હાય પુત્રસ્નેહ ! સંસારમાં અનેક પ્રકારના સ્નેહો છે, પણ ખરેખર પુત્રસ્નેહ તો માતૃસ્નેહ, પિતૃસ્નેહ તથા બંધુસ્નેહ કરતાં પણ કેટલીક વાર ચડી જાય છે !

સમ્રાટે રાજકુમારોને કેળવવા માટે પ્રયત્નો કરવામાં કશી કચાશ રાખી નહોતી; પરંતુ તેમાં તે સફળ થયો નહિ. સલીમની દુર્નીતિ તથા દુરાચારનું અમે પૂર્વે વર્ણન કરી ગયા-છીએ. મુરાદ હદ ઉપરાંત દારૂ પીવાના પરિણામે પ્રાણ ગુમાવી બેઠો છે ! દાનીઆલ પણ હવે એટલો બધો દારૂડીઓ અને દુરાચારી બની ગયો છે, કે તેનું શરીર લગભગ જીર્ણ થઈ ગયું છે ! સમ્રાટે તેને પોતાની પાસેજ રાખવાના અનેક પ્રયત્નો કર્યા, કેટલોએ હિતોપદેશ આપ્યો, પણ તેનું

કશું સંતોષકારક પરિણામ આવ્યું નહિ. છેવટ સુધી દાનીઆલ પિતા પાસે આગ્રા ખાતે હાજર થયો નહિ; પરંતુ જે સ્થળે રહીને સ્વેચ્છાચારપૂર્વક વર્તી શકાય તેજ સ્થળે મોજમજામાં દિવસો વીતાવવા લાગ્યો. અંતે સમ્રાટે રાજ્યના સઘળા નોકરોને એવી આજ્ઞા કરી કે જે કોઇ દાનીઆલને દારૂ લાવી આપશે તેને દેહાંત-દંડની સખ્ત સજા કરવામાં આવશે; પરંતુ આથી પણ દાનીઆલનો સ્વભાવ સુધર્યો નહિ. દંડનો ભય આવા સંજોગોમાં કયાંસુધી કૃતકાર્ય થઇ શકે ? દાનીઆલે બહુજ આજીજી અને કાલાવાલાપૂર્વક, પુષ્કળ ઇનામની લાલચ આપી એક નોકરને નિત્ય દારૂ લાવવાના કામમાં નિયુકત કર્યો. તે પોતાની પાઘડીમાં દારૂનું પાત્ર છુપાવીને દાનીઆલ પાસે હાજર થવા લાગ્યો. આ હકીકત સહેજસાજ જાહેરમાં આવી કે તરતજ તેણે પાઘડીમાં દારૂ છુપાવવાનું મૂકી દઇ, દાનીઆલની એક પ્રિય બંદુકમાં દારૂ ભરીને તે બંદુક દાનીઆલ પાસે લઇ જવાનું શરૂ કર્યું. કુમાર તે બંદુકને બહુજ ચાહતો હતો. દાનીઆલ આ બંદુક વગર મૃગયા રમવાનું કદાપિ પસંદ કરતો નહિ; તેથી તેણે આ બંદુકનું "મૃત્યુ" નામ રાખ્યું હતું અને સર્વદા તે પોતાની સાથેજ રાખતો. બંદુક ઉપર તેણે એવા આશયની એક કવિતા પણ કોતરાવી હતી કેઃ-" મૃગયા રમતીવેળા આ બંદુક મારી પાસે હોય છે, ત્યારે મને કેટલો બધો આનંદ થાય છે ! પરંતુ હે મૃત્યુ નામની બંદુક ! તારા કાર્યની સફળતા સાથે એક પ્રાણીનો પ્રાણનાશ સર્વદા જોડાયેલોજ રહે છે. તું જેના ઉપર સફળતા મેળવે છે, તેને બિચારાને યમપુરીમાં પ્રયાણ કરવું પડે છે. " કુમારે જ્યારે આ કવિતા બંદુક ઉપર કોતરાવી હશે, ત્યારે તેને એવો સ્વપ્ને પણ ખ્યાલ નહિ આવ્યો હોય, અરે ! એવી કલ્પના પણ નહિ થઇ હોય કે એ કવિતાની સાર્થકતા તેના પોતાના મૃત્યુદ્વારાજ સિદ્ધ થશે ! "મૃત્યુ " બંદુકમાં નિત્ય દારૂ લાવવામાં આવે છે અને દાનીઆલ તેનું નિત્ય પાન કરે છે, એ વાત ઘણા લાંબા સમય સુધી પ્રકટ થઇ નહિ. સમ્રાટ અકબરની આજ્ઞા એક બાજુએજ પડી રહી ! કુમાર દારૂની લતમાં દિવસે દિવસે ખુવાર થવા લાગ્યો. છેવટે બંદુકમાંના દારૂએ કુમારનું શરીર છેક નિર્બળ અને નિસ્તેજ કરી દીધું ! કાળક્રમે દારૂના હદ ઉપરાંતના ભારને લીધે દાનીઆલનું દેહરૂપી નાવ કાળરૂપી મહાસાગરમાં ડુબી ગયું !

સમ્રાટ અકબરની તબીયત હવે જેવી જોઇએ તેવી ઠીક રહેતી નહોતી, તેવામાં કુમાર દાનીઆલના મૃત્યુસંબંધી સમાચાર મળતાં તેના આરોગ્યને ભયંકર આઘાત થયો. પુત્રશોકથી તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. સલીમ સિવાય અન્ય પુત્ર હવે રહ્યો નહિ. દાનીઆલ સુધરશે એવી આશા રાખી હતી તે પણ ઉડી ગઇ ! દાનીઆલ જીવતો હતો, ત્યારે સલીમને રાજગાદીમાટે કિંચિત્ શંકા રહ્યા કરતી હતી; પણ હવે તો તે શંકા પણ દૂર થઇ. સલીમે વિચાર કર્યો કે

ભારતનું સિંહાસન હવે મનેજ મળશે એમાં શંકા રહી નથી. દાનીઅલરૂપી જે વિઘ્ન હતું તે પણ ઈશ્વરકૃપાએ ટળી ગયું છે. વળી સમ્રાટ અકબરની શારીરિક સ્થિતિ એવી છે કે હવે તે લાંબો કાળ જીવી શકશે નહિ, તેથી મને રાજગાદી મળવામાં વિશેષ વિલંબ થાય એમ પણ લાગતું નથી. આવો વિચાર કરી અલાહાબાદમાં રહી નિશંકપણે સુરા અને સુંદરીની અગ્નિજ્વાળામાં પોતાના તન–મન–ધનની આહુતિઓ આપવા લાગ્યો. હવે તો તેણે હદ ઉપરાંત દારૂ અને અફીણનું સેવન ચાલુ કર્યું. તેનું આવાસગૃહ ગુલાબ-ચંપો આદિ પુષ્પોની સુગંધીવડે તથા સુંદરીઓની સુંદરતાવડે રાત–દિવસ આમોદિત રહેવા લાગ્યું. વિહ્વળા રમણીઓની મધ્યમાં તે પોતાનું ભાન ભૂલી ગયો ! હાથે કરીને પોતાના તન–મન–ધનની ખુવારી કરવા લાગ્યો ! ધીમે ધીમે તે એવો તો ચીડીઓ અને ક્રોધી બની ગયો કે એકાદ નોકરનાં સહેજસાજ અપરાધ બદલ તેને જીવથી મારી નાખવા લાગ્યો ! સલીમના દુરાચારથી સર્વત્ર ત્રાસ વર્તી રહ્યો ! પ્રજાની ઉપરાઉપરિ અનેક ફરિયાદો સમ્રાટ અકબર પાસે આવવા લાગી. અકબરને આથી કેટલો સંતાપ થયો હશે, તેનું વર્ણન અમારાથી થઇ શકતું નથી. સમ્રાટે પોતે જાતે અલાહાબાદ જઇ પુત્રને શિખામણ આપી સન્માર્ગે વાળવાનો સંકલ્પ કર્યો. જો કે આ સમયે તેનું શરીર બહુજ ખરાબ હતું, છતાં સલીમને સુધારવાની શુભેચ્છાથી જળમાર્ગે અલાહાબાદ ખાતે પ્રયાણ કર્યું. આગ્રાથી થોડે દૂર ગયો હશે એટલામાં સમ્રાટને એવા સમાચાર મળ્યા કે તેની સ્નેહમયી માતા મૃત્યુના બિછાને પડી છે અને વૈદ્યો તથા હકીમો વગેરેએ તેણીના જીવનની આશા મૂકી દીધી છે ! સમ્રાટ અકબરને આથી ભારે ખેદ થયો. ઉપરાઉપરિ ગંભીર આઘાતો લાગવાથી સમ્રાટની તબિયત વિશેષ ખરાબ થઈ. તે અર્ધે માર્ગે ગયા પછી અતિ દુઃખિત અંતઃકરણે આગ્રા ખાતે પાછો ફર્યો. જ્યારે તે પોતાની કરુણામયી માતાની પાસે આવીને હાજર થયો ત્યારે તેણીની વાચા બંધ થઇ ગઇ હતી. ભારતવર્ષનો ચક્રવર્તી સમ્રાટ આ દેખાવ જોઇ માતાના પડખે બેસી રુદન કરવા લાગ્યો ! અત્યારે તેના સંતાપનું માપ થઇ શકે તેમ નહોતું. થોડીવારે તે માતાના શયનગૃહને ત્યજી પોતાના દિવાનખાનામાં આવ્યો. ત્યાં સ્વસ્થચિત્તે માતાની સદ્‌ગતિ માટે કરુણાનિધાન ઇશ્વરને પ્રાર્થના કરવા બેઠો. બીજી તરફ સમ્રાટની માતા રત્નપ્રસવિની દેવી સંસારનો ત્યાગ કરી સ્વર્ગમાં જઇ વસી !

માતૃવિયોગને લીધે સમ્રાટને અત્યંત ખેદ થયો. તેણે શોકસૂચક પોષાક ધારણ કર્યો. સર્વ પ્રકારનાં આભૂષણોનો અને ભોગવિલાસની વસ્તુઓનો પરિત્યાગ કર્યો. હિંદુરિવાજ પ્રમાણે મસ્તકાદિનું મુંડન પણ કરાવ્યું. દરબારના સઘળા અમાત્યોએ તથા સભાસદોએ પણ કેશ ઉતરાવ્યા. રાજમાતાનો મૃતદેહ ભારે ધામધૂમપૂર્વક દિલ્હી ખાતે લઇ જવામાં આવ્યો. સમ્રાટ પોતે તે શબદેહ પોતાની

કાંધે ઉંચકીને થોડે દૂર સુધી ગયો હતો. ત્યારબાદ રાજ્યના મુખ્ય મુખ્ય અમાત્યોએ સમ્રાટનું અનુકરણ કર્યું અને રાજમાતાનું શબ ઉંચકી સ્વર્ગસ્થ આત્માપ્રત્યે સન્માન દર્શાવ્યું. દિલ્હી નગરીમાં જે સ્થળે અકબરના પિતાનું સમાધિમંદિર તૈયાર થયું હતું, તેજ મંદિરની પાસે સમ્રાટે પોતાની માતાનું સમાધિમંદિર તૈયાર કરાવ્યું.

અકબર તેની માતુશ્રીપ્રત્યે અત્યંત શ્રદ્ધા તથા ભક્તિભાવ દર્શાવતો હતો, તેણીની પ્રત્યેક આજ્ઞાને અંતઃકરણપૂર્વક માન આપતો હતો. ખરેખર તે એક માતૃભક્તનરેશ હતો, એમ કહીએ તોપણ અયોગ્ય નથી. રાજમાતા પોતાના હાથવતી ગરીબ અને દરિદ્ર મનુષ્યોને અન્નવસ્ત્રનું દાન આપી શકે તેટલા માટે સમ્રાટ પોતાની માતુશ્રીને પુષ્કળ ધન વગેરે આપતો. અન્ય સગાં-વહાલાંઓને પણ સમ્રાટ યથાયોગ્ય સહાયતા આપવામાં કદાપિ સંકોચ ધરતો ન હતો. એક દિવસ બાદશાહજાદીએ મક્કા ખાતે યાત્રાર્થે જવાની સમ્રાટ અકબર પાસે રજા માગી. સમ્રાટે કહ્યું કેઃ-"મને પોતાને કશો વાંધો નથી; પરંતુ મક્કા ખાતે જવુંજ હોય તો સર્વપ્રથમ તમારે તમારી માતુશ્રીની અનુમતિ પ્રાપ્ત કરવી જોઇએ. જ્યાંસુધી તમારી માતા તમને અનુમતિ ન આપે, ત્યાંસુધી તમારાથી જઇ શકાશે નહિ." સમ્રાટ સામાન્ય માતાઓ તરફ પણ કેવી માનદષ્ટિથી નિહાળતો, તે આ એક દષ્ટાંતદ્વારા સિદ્ધ થઇ શકશે.

દુઃખના ઉપરાઉપરિ હલ્લાઓથી સમ્રાટની તબિયત દિવસે દિવસે બગડતી ચાલી. સમયરૂપી સમુદ્રમાં રહેલી આ દીવાદાંડી ઉપરાઉપરિ પ્રબળ તરંગોને લીધે હવે ડોલવા લાગી. ધીમે ધીમે અકબરનો જીવનદીપક નિસ્તેજ થવા લાગ્યો. હવે વહેલો-મોડો પણ જોત-જોતામાં એ દીપક ઓલવાઇ જવો જોઇએ, એમ સર્વને ખાત્રી થવા લાગી. અકબરની આવી અંતિમ અવસ્થા નિહાળી સલીમ અને તેનો પુત્ર ખુશરૂ સિંહાસન પ્રાપ્ત કરવાની વાસનાથી આગ્રા તરફ રવાનાં થયા. બંને જણાએ રાજ્ય પચાવી પાડવા જૂદી જૂદી જાતનાં કાવતરાંઓ રચવા માંડ્યાં.

અકબરને ધીમે ધીમે ખટ્ટ દસ્ત થવા લાગ્યા અર્થાત્ તેને અતિસારનો રોગ લાગુ પડ્યો. વૈદ્યો વગેરેએ એક અઠવાડિયાપર્યંત કોઇ પણ પ્રકારની દવા આપવાની તૈયારી કરી નહિ. છેવટે વૈદ્યોએ એક દવા આપવાની વ્યવસ્થા કરી, પણ તે દવા આરામ કરવાને બદલે ઉલટી નુકશાનકર્તા થઇ પડી; અર્થાત્ અતિસારમાંથી તાવ અને પેશાબની બળતરાનો વ્યાધિ લાગુ પડ્યો. વૈદ્યોએ પુનઃ ઔષધ આપ્યું. તાવ અને પ્રમેહ બંધ થયો; પણ અતિસારે ફરીથી ઉથલો માર્યો.

સમ્રાટની માંદગીમાં તેનો એક ધાત્રીપુત્ર સર્વપ્રધાન સેનાપતિ ખાને આઝમ આજીજ કોકા રાજ્યસંબંધી સઘળી વ્યવસ્થાઓ કરતો હતો. રાજ્યના સર્વ નોકરોમાં તે અગ્રપદ ધરાવતો હતો. કુમાર ખુશરૂનો તે સસરો થતો હતો અને રાજા

માનસિંહ પણ ખુશરૂનો મામો થતો હતો. તેઓ બંને જણા સલીમના દુરાચારથી બહુ સારી રીતે વાકેફ હતા. સમ્રાટ પોતે પણ સલીમને ચાહતો નથી, એ વાત પણ તેઓ બહુ લાંબાકાળ પૂર્વે જાણી ચૂકયા હતા; આથી તેમણે બની શકે તો ખુશરૂનેજ અકબરની રાજગાદી આપવાનો સંકલ્પ કર્યો. આજીજકોકાએ અમાત્યોની સભામાં ખુશરૂની તરફેણુ કરનારો એક ઠરાવ રજુ કર્યો; પણ મુખ્ય મુસલમાન અમાત્યો તેની વિરુદ્ધ પડયા. સલીમ હિંદુઓપ્રત્યે વિદ્વેષ દર્શાવી તથા અકબરની ઉદાર નીતિનું ઉલ્લંઘન કરી, મુસલમાન સમાજમાં બહુ પ્રશંસાપાત્ર તથા ભકિતપાત્ર થઇ પડયો હતો, એ વાત અમે પૂર્વે કહી ગયા છીએ. તેમાં પણ જ્યારે તેણે અબુલફઝલનું ખૂન કર્યું ત્યારે ઉકત મુસલમાન સરદારોની ભકિતમાં ઓર વધારો થયો. તેમણે નિશ્ચય કર્યો હતો કે જો સલીમ મોગલસામ્રાજ્યનો અધિપતિ બને તો મુસલમાનોની સત્તા પુનઃ ભારતવર્ષમાં સ્થાપિત થયા વગર રહે નહિ. સલીમ પણ પોતાના પિતાની રાજનીતિને ઉલટાવી નાખવાનો ઉત્સાહ પ્રદર્શિત કરી ચૂકયો હતો. આ સઘળાં કારણોને લીધે મુસલમાન આગેવાનોએ સલીમની તરફેણમાં પોતાની સત્તાનો અમલ કરવા માંડયો. આજીજ કોકા તથા રાજા માનસિંહ વાયુની ગતિની વિપરીતતા સમજી ગયા, તેથી તેમણે પોતાની સંકલ્પરૂપી નૌકાના સઢો પાછા ખેંચી લીધા; છળ–પ્રપંચ કે દાવ–પેચથી પોતાના મનોરથો સિદ્ધ કરવાની તેમણે પ્રવૃત્તિ ન કરી.

સમ્રાટ અકબર મોતને બિછાને પડયો છે, એમ સાંભળી પ્રાયઃ સઘળા અમાત્યો સલીમના વાસભવનમાં એકઠા થયા અને સલીમને સમ્રાટનું નામ આપી પોતાના તરફની મુબારકબાદી આપવા લાગી ગયા. હવે પછી સલીમનેજ રાજગાદી મળશે, એમ માની તેઓ આમોદઉત્સવ કરવા મંડી પડયા ! રાજા માનસિંહ તથા આજીજકોકાએ પોતાની વિરુદ્ધ હિલચાલ કરી હતી, એ વાતની સલીમને ખબર મળી ગઇ હતી, છતાં આજીજકોકા જ્યારે સલીમની પાસે હાજર થયો ત્યારે સલીમે ઉભા થઇને ભારે આદર–સત્કારપૂર્વક તેને આવકાર આપ્યો. આ આમોદઉત્સવમાં એક માત્ર રાજા માનસિંહજ હાજર થયો નહોતો. આથી સલીમે રાજાને બોલાવી લાવવા એક અમાત્યને રવાના કર્યો. રાજા જ્યારે ત્યાં હાજર થયો ત્યારે સલીમે તેને પણ પુષ્કળ માન આપ્યું અને તેના સદ્‌ગુણની તથા વીરત્વની ખૂબ પ્રશંસા કરી તેની પ્રીતિ મેળવી લીધી.

આજે ઇ૦ સ૦ ૧૬૦૫ ના અકટોબર માસની ૧૫ મી તારીખ છે. રાજમહેલ શોક અને વિષાદની છાયાવડે આચ્છાદિત થઇ ગયો છે. સમ્રાટના વ્યાધિએ ગંભીર રૂપ પકડયું છે, એવા સમાચાર સાંભળી અસંખ્ય પ્રજાજનો બહાર આંગણામાં સાશ્રુવદને ચિંતાતુરપણે બેસી રહ્યાં છે. જે મહાવૃક્ષની સુશીતળ છાયાતળે તેઓ અનંત સુખ તથા શાંતિનો ઉપભોગ કરી રહ્યા હતા, તે મહાવૃક્ષને કાળના

પ્રમાંતથી શિથિલ થતું જોઇ, રોદન ન કરે તો બીજું શું કરે ? હજારો મનુષ્યો બહાર આંગણામાં રહ્યાં રહ્યાં આંખમાંથી આંસુની ધારા વહેવડાવી રહ્યા છે. દિનમણિ સૂર્ય પણ સમ્રાટની શોચનીય સ્થિતિ નિહાળી અથવા તો ભારતવર્ષની ભવિષ્યત્ શોચનીય સ્થિતિની કલ્પના કરી ગમગીનીમાં ગરક થઇ ગયો છે. તે પણ જલદી જલદી પોતાનો પ્રવાસ પૂરો કરવાનો પ્રયત્ન કરી રહ્યો છે ! સાંજ પડી. પશ્ચિમ આકાશમાં રકતવર્ણી પ્રભા પ્રકટ થઇ. ભારતભૂમિ જાણે સમ્રાટ અકબરનો વિયોગ થશે, એમ ધારી શોકથી વિહ્‌વલ થઇ પોતાનાં કંકણોવતી કપાળને કૂટી રહી હોય અને લલાટમાંથી લોહીની ધારા વહેવડાવી રહી હોય, તેમજ સહસ્ર પક્ષીઓના કંકારા પોતાના અંતઃકરણનું દુઃખ દર્શાવી રહી હોય, તેવો ભાસ થવા લાગ્યો. ધીમે ધીમે ભયંકર અંધકારમયી રાત્રીએ પ્રબળ રૂપ ધારણ કર્યું. ભારતભૂમિએ દુઃખના ભારથી છેક હતાશ થઇ ઘોર શ્યામ વસ્ત્રવડે પોતાનું શરીર ઢાંકી દીધું. તેણીની આંખમાંથી ઝાકળરૂપી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. ચોતરફ સ્મશાન જેવી શાંતિ પ્રસરી ગઇ. આજે સમસ્ત આગ્રા નગરી શોક અને ખેદથી છવાઇ ગઇ છે ! સલીમ, પિતાના અમાત્યોને સાથે લઇ અકબરના ચરણતળે અંતે હાજર થયો. સમ્રાટની અંતિમ અવસ્થા નિહાળી સલીમનું પાષાણુમય હૃદય પીગળી ગયું ! તેના કઠોર હૃદયમાં કરુણાનો અને ભક્તિનો સંચાર થયો. તે પોતાના પિતાનાં ચરણોને પકડી પિતૃવિયોગની આશંકાથી રુદન કરવા લાગ્યો. સમ્રાટની આજ્ઞાને માન આપી એક રાજપુરુષે સમ્રાટની તલવાર, રાજકીય પોષાક તથા રાજમુકુટ વગેરે સલીમને અર્પણ કર્યાં. છેવટે અકબરે ત્યાં એકત્ર થયેલા સઘળા અમાત્યો તથા સભાસદોને સલીમના ભૂતકાળના સમસ્ત અપરાધો માફ કરવાની ભલામણ કરી છેવટની વિદાયગીરી લીધી. ત્યારબાદ સમ્રાટે લાંબા શ્વાસોચ્છ્‌વાસ લેવા માંડયા અને એ પ્રમાણે તેનો જીવનદીપ બુઝાવા લાગ્યો. સમ્રાટ અકબરે ૬૭ વર્ષની વયે, પ્રાયઃ ૫૦ વર્ષપર્યંત રાજ્ય ભોગવી પ્રાણત્યાગ કર્યો. હતભાગિની ભારતભૂમિએ પુનઃ ઘોર અંધકારમાં પોતાનું મુખ છુપાવ્યું !

બીજે દિવસે સમ્રાટનો મૃતદેહ શણગારવામાં આવ્યો અને સમારોહપૂર્વક સીકંદ્રાખાતે પહોંચતો કરવામાં આવ્યો. સલીમ પણ પિતાની પાલખી ઉચકીને થોડે દૂર ગયો અને બાકીનો માર્ગ અમાત્યોએ પૂરો કર્યો. અસંખ્ય હિંદુ-મુસલમાનો ઉઘાડે મસ્તકે તથા ઉઘાડે પગે, દુઃખિત અંતઃકરણપૂર્વક રોદન કરતા કરતા પોતાના પ્રિય સમ્રાટની પાછળ સમાધિમંદિરપર્યંત ગયા હતા. સીકંદ્રા ખાતે એક રમણીય ઉદ્યાનમાં બહુ સન્માનપૂર્વક સમ્રાટના દેહને સમાધિસ્થ કરવામાં આવ્યો. ભારતવર્ષની ઉન્નતિની આશા તથા ઇચ્છા અને સ્વદેશહિતૈષિતાને પણ તેજ પ્રસંગે અકબરના દેહની સાથે ઉંડી દાટી દેવામાં આવી, એમ કહીએ

તો ખોટું નથી !

આ પ્રમાણે ભારતના એક પુરુષરત્ને હિંદુ–મુસલમાનને સંમિલિત કરતાં અને જગતમાં પોતાની જન્મભૂમિને મહાશક્તિશાલિની બનાવતાં બનાવતાં દેહત્યાગ કર્યો. અકબરમાં કોઇ પણ પ્રકારનો દોષજ નહોતો, એમ અમે કહેવા માગતા નથી અને કહી શકાય પણ નહિ. મનુષ્ય ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ તે સર્વ પ્રકારે મનુષ્ય મટીને દેવ બની શકતોજ નથી; છતાં અમે એટલું તો કહીએ છીએ કે અકબરના દોષો સાથે જો તેના સદ્‌ગુણોની તુલના કરવામાં આવે તો તે ભારતવર્ષનું એક મહાઉજ્જવળ નરરત્ન હતું. તેની સત્પ્રવૃત્તિઓનો વિચાર કરવાથી સ્વાભાવિકરીતેજ આપણું મસ્તક પરમ માન અને ભક્તિપૂર્વક નમ્યા વગર રહેતું નથી. કેટલાકો કહે છે કે અકબર તો મનુષ્યરૂપે એક રાક્ષસ હતો. અમે આવા આક્ષેપો ભારે ખેદપૂર્વક સાંભળ્યા છે, પણ એમાં બહુ આશ્ચર્ય પામવા જેવું નથી; કારણકે જગતમાં આજપર્યંત જેટલા મહાપુરુષોએ જન્મ લીધો છે તેમની કોઇ ને કોઇ વ્યક્તિ કે કોઇ ને કોઇ પ્રજા નિંદા કર્યા વગર રહી નથી. મહાપુરુષોને સમાજ કે જાતિ તરફથી થોડી વા ઘણી નિંદા કે આક્ષેપો સહન કર્યા વગર ચાલતુંજ નથી. જેથી અકબર એક મહાપુરુષ હતો એમ માન્યા પછી તેના શિરે આવેલા આક્ષેપો અમને બહુ આશ્ચર્યકારક લાગતા નથી. તેણે જ્યારે એક મહાપુરુષને છાજતી સત્કીર્તિ પ્રાપ્ત કરી છે, તોપછી એક મહાપુરુષને છાજતી અપકીર્તિ પણ શામાટે ન કહેવી જોઈએ ! છેલ્લાં કેટલાંક વર્ષો થતાં અમે (બંગાળી મૂળ લેખક) અકબરના જીવનચરિત્રવિષે અભ્યાસ, મનન અને અવલોકન કરતા આવ્યા છીએ, જે સર્વના પરિણામે અમને એવો વિશ્વાસ બંધાયો છે કે અકબરની ઉપર જે આક્ષેપો મૂકવામાં આવે છે તેમાં સત્યાંશ નથી. અમે ધીમે ધીમે હવે એજ વાત સિદ્ધ કરવાનો પ્રયત્ન કરીશું.

કોઇ એક ગ્રંથમાં અમુક પ્રકારની હકીકત મળી આવતી હોય તો તે વિનાવિચાર્યે સ્વીકારી લેવી, એ બુદ્ધિમાનોને માટે યોગ્ય નથી. બાદાઉની લખે છે કેઃ– "બહેરામખાંએ ઢાર્ડિબેગનું ખૂન કરવા પહેલાં અકબરની એક પ્રકારે મંજુરી મેળવી લીધી હતી." ફિરિસ્તા લખે છે કેઃ–" બહેરામખાંએ અકબરને કહ્યું કે તમે અત્યંત દયાળુ છો, તેથી કદાચ તમે ઢાર્ડિબેગને ક્ષમા આપત, એમ ધારી મેં આપને જણાવ્યા વગરજ એનું ખૂન કરી નાખ્યું છે." આ વાત સાંભળી અકબર એકાએક ધ્રૂજી ઉઠયો, તેનું શરીર કંપવા લાગ્યું. અહમદ યાદગાર લખે છે કેઃ–" અકબરે બહેરામખાંની આજ્ઞાને માન આપી, એક ઝટકો મારી હેમુનું મસ્તક તેના અપવિત્ર શરીર ઉપરથી ઉડાડી મૂકયું." અબુલફઝલ, ફૈઝી, શરહિંદી તથા બાદાઉની વગેરેએ લખ્યું કે અકબરે હેમુના શરીર ઉપર અસ્ત્રાઘાત કરવાની અનિચ્છા જણાવી, તેથી બહેરામે પોતેજ હેમુનું મસ્તક છેદી નાખ્યું. કોઇ કોઇએ

ર્મ પણ લખ્યું છે કે:–" અકબરને ક્રિશ્ચિયન ધર્માવલંબી એક સ્ત્રી હતી, તેથી તેણીને રાજી રાખવા તે ક્રિશ્ચિયનધર્મને ટેકો આપતો. " કિન સાહેબ લખે છે:– આ વાત છેક અસત્ય છે. અકબરને ક્રિશ્ચિયનધર્માવલંબી એકકે સ્ત્રી નહોતી. ફિરિસ્તા લખે છે કે:–" કેટલાક રાજપૂત લૂંટારાઓએ એકત્ર થઇને માત્ર પૈસાના લોભથીજ અબુલફઝલનું ખૂન કર્યું હતું. કોઇ કોઇ લેખક સલીમપ્રત્યેના દ્વેષભાવથી જે એમ કહે છે કે સલીમેજ રાજપૂત લૂંટારાઓને પૈસાનો લોભ આપી તેમની દ્વારા અબુલફઝલનું ખૂન કરાવ્યું હતું, તે વાત અસત્ય છે. " ફિરિસ્તાએ સલીમનો બચાવ કરવાનો જે પ્રયત્ન કર્યો છે તે નિરર્થક નિવડયો છે, એ વાત અમે પૂર્વે જણાવી ગયા છીએ. અબુલફઝલનું ખૂન કરનારાઓએ અબુલફઝલની ધન-સંપત્તિને સ્પર્શ સરખો પણ કર્યો નહોતો. ફિરિસ્તા કહે છે, તેમ જો તેમણે ધનની ખાતર અબુલફઝલનું ખૂન કર્યું હોય, તો તેઓ તેની કિંમતી સંપત્તિને શામાટે લૂંટી ન જાય ? એ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર મળતો નથી. વળી બીજી તરફ જોતાં સલીમે પોતે પોતાના જીવનચરિત્રમાં એ વાતનો ખુલ્લી રીતે સ્વીકાર કર્યો છે કે:–" વીરસિંહે મારી આજ્ઞા પ્રમાણેજ અબુલફઝલને મારી નાખ્યો હતો અને તેનું મસ્તક મારી પાસે અલ્હાહાબાદ ખાતે મોકલી દીધું હતું." આવી આવી અનેક બાબતો છે કે જેનું વર્ણન કરવા બેસીએ તો બહુ લંબાણ થઇ જાય. નિજામુદ્દીન અહંમદ કૃત " તબકાતે અકબરી " નામના પુસ્તકની એક હસ્તલિખિત પ્રતમાં જે વાત નથી મળતી, તે અન્ય હસ્તલિખિત પ્રતમાં મળી આવે છે અને અન્ય હસ્તલિખિત પ્રતમાં નથી હોતી, તે વાત પ્રથમ પ્રતમાં મળી આવે છે. " તવારિખ મામૂમી " નામના ગ્રંથ સંબંધે પણ એવોજ ગોટાળો છે. આવા ઐતિહાસિક ભ્રમોના સંબંધમાં એક વાત અમારા વાચકોને આનંદ સાથે ઉપદેશ આપનારી થઇ પડશે, એમ ધારી અમે તે અત્ર ઉતારી લઇએ છીએ. ઇલિયટ સાહેબ મુસલમાન ઐતિહાસિકોની સમાલોચના કરતાં પોતના ગ્રંથની ભૂમિકામાં આ પ્રમાણે લખે છે:–" કેટલાંક વર્ષો પહેલાં આગ્રા શહેરમાં મોગલસમ્રાટસંબંધી એક પુસ્તક પ્રકટ થયું હતું. ઉક્ત પુસ્તકકારે જે જે અન્ય પુસ્તકોમાંથી પ્રમાણસ્વરૂપ વિષયો પ્રાપ્ત કર્યા હતા, તે તે પુસ્તકોનો ઉલ્લેખ પણ તેણે પોતાના પુસ્તકમાં કર્યો હતો. મેં તે ગ્રંથકારને પૂછ્યું કે જે જે પુસ્તકોના આધારે તમે આ ગ્રંથ તૈયાર કર્યો છે, તે પુસ્તકો મને અવલોકનાર્થે મળી શકશે ? તેણે ઉત્તરમાં જણાવ્યું કે તેમાંનાં કેટલાંક પુસ્તકો મારી પાસે હતાં પણ પાછળથી મેં મારા એક મિત્રને આપી દીધાં છે; બાકીના કેટલાક ગ્રંથો હું મારા મિત્રો અને સંબંધીઓ પાસેથી લાવ્યો હતો, તે તેમને પાછાં સોંપી દીધાં છે, કેટલાંક પુસ્તકો તો ખોવાઇ પણ ગયાં છે." ત્યારબાદ તેણે કયા કયા ગૃહસ્થને ગ્રંથો પાછા સોંપી દીધા હતા તે તે ગૃહસ્થોનાં નામો

મેં તેની પાસેથી મેળવી લીધાં. પછી હું તે ગૃહસ્થોને મળ્યો અને ઉક્ત ગ્રંથો માટે આગણી કરી. બહુ આશ્ચર્ય પામવા જેવું છે કે તેમણે તે ગ્રંથોનાં નામો પણ પૂર્વે કદાપિ સાંભળ્યાં નહોતાં; અર્થાત્ તેમની પાસે ઉક્ત ગ્રંથોમાંનો એક પણ ગ્રંથ નહોતો અને નથી, એમ તેમણે કબૂલ કર્યું. તે સિવાય જેટલાં પુસ્તકો મને મળી આવ્યાં તેમાં ઉક્ત ગ્રંથકારે જે જે વાત જણાવી હતી તેને ટેકો આપે એવી એક પણ વાત મને મળી નહિ; અર્થાત મૂળ પુસ્તકનો આધાર લઇ જે વાત સિદ્ધ કરવાનો તેણે પ્રયત્ન કર્યો હતો, તે પૈકીની એક પણ વાત મૂળ પુસ્તકમાં નહોતી." આવા સંયોગોમાં એક મહાપુરુષનું જીવન કલંકોથી છવાયેલું રહે તો તેમાં શું આશ્ચર્ય ?

અકબર પોતાની બાલ્યાવસ્થામાંથીજ અતિ દયાળુ તથા સઘળા ધર્મોપ્રત્યે સમદષ્ટિ રાખનારો હતો, એ વાત અમે આ ગ્રંથમાં એકથી અધિકવાર કહી ચૂકયા છીએ. બાદાઉનીએ જો કે અકબરની નિંદા કરવામાં બાકી રાખી નથી, છતાં તેને પણ લખવું પડયું છે કે:–" કોઈ પણ મનુષ્યને ધર્મની ખાતર હેરાન કરવામાં ન આવે, એવો તેણે નિયમ કર્યો હતો. જેની મરજીમાં આવે તે ગમે તે ધર્મ સ્વીકારી તથા ત્યજી શકતો હતો. અકબરના સમયમાં સઘળાં મનુષ્યો પોતપોતાની ઇચ્છાનુસાર મસ્જીદમાં, મંદિરમાં કે દેવળમાં જઇ શકતાં હતાં. ગમે તેને મસ્જીદ, દેવળ કે અગ્નિમંદિર તૈયાર કરવાનો સમાન હકક હતો. " અબુલફ઼ઝલે આ એકની એક વાત પુનઃ પુનઃ પોતાના ગ્રંથમાં રજુ કરી છે. મુસલમાન ઐતિહાસિકો લખે છે કે:–" એક મુસલમાન નોકરે એક હિંદુ-મંદિર તોડાવી નાખ્યું હતું, તેથી સમ્રાટે તેનાપ્રત્યે સખ્ત ક્રોધ કર્યો હતો. " તેજ લેખકો જણાવે છે કે–" પ્રથમના સમયમાં મુસલમાનો તરવારના બળથી પોતાના ધર્મનો ફેલાવો કરતા હતા, એટલા માટે અકબર પ્રસંગોપાત તેમની નિંદા કરતો અને કહેતો કે ધર્માર્થે તરવારનો ઉપયોગ કરવો, એ બહુજ નિષ્ઠુર કાર્ય છે. " બ્લૉકમેન સાહેબ લખે છે કે:–"નાનપણથીજ સમ્રાટ અકબર સર્વ ધર્મોપ્રત્યે સમાનભાવ દર્શાવતો હતો." એલ્ફીન્સ્ટન સાહેબ લખે છે કે:–" અકબરે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી ત્યારથીજ તેણે સર્વ ધર્મોપ્રત્યે સમદર્શિતા બતાવવાનો પ્રારંભ કર્યો હતો. તેનાં પ્રત્યેક કર્તવ્યમાં ધર્મપ્રત્યેની સમાનભાવના સ્પષ્ટ થઇ આવે છે." પ્રસિદ્ધ ઐતિહાસિકોના એકમતથી વિરુદ્ધ પડી ટૉડ સાહેબ જે એમ જણાવે છે કે:–"અકબરે શિવમંદિરમાં પણ કુરાન વાંચવાનો હુકમ કર્યો હતો;" અને વ્હીલર સાહેબ જે એમ જણાવે છે કે:–"અકબરે અનેક મસ્જીદો તોડી નખાવી હતી અને કેટલીક મસ્જીદોને અશ્વશાળારૂપે વાપરવા માંડી હતી " એ વાતો કેટલે અંશે સત્ય હોવી જોઇએ, તેનો નિર્ણય પાઠકોએજ કરી લેવો.

બાદાઉની લખે છે કે:–"સમ્રાટને યકૃતમાં વેદના થવા લાગી હતી. વૈદ્યો તેના

કારણનો નિર્ણય કરી શકયા નહિ, તેથી નિંદકોએ સલીમ ઉપર આક્ષેપો મૂકયા અને સમ્રાટને ઝેર આપવામાં આવ્યું છે, એવી અફવા ઉડાડવા માંડી." વળી અન્ય સ્થળે તેજ લેખક લખે છે કે:-"સલીમ કદાચ મને પોતાને ઝેર આપે, એવી શંકા સમ્રાટના હૃદયમાં નિરંતર રહ્યા કરતી હતી." વ્હીલર સાહેબ લખે છે કે:-"સલીમની ઉશ્કેરણીથીજ વૈદ્યોએ અકબરને ઝેરની ગોળી આપી હતી, એવી શંકા કોઇ રીતે દૂર થઇ શકતી નથી." ટૉડ સાહેબ અકબરના મૃત્યુનું જૂદુંજ કારણ દર્શાવે છે. તે લખે છે કે:-"અકબર માનસિંહની પ્રબળતા જોઇ મનમાં બળ્યા કરતો હતો. આથી તેણે માનસિંહને મારી નાખવાની ઇચ્છાથી ખાણામાં ઝેર મેળવ્યું; પરંતુ એ ઝેરવાળું ભોજન માનસિંહને ન આપતાં પોતેજ ભૂલથી ખાઈ ગયો; આથી તે અકાળે મરણને શરણ થયો." હવે આમાંથી કોની વાત ઉપર વિશ્વાસ રાખવો ? કાઉન્ટ ઑફ્ નોવર લખે છે કે: "ટૉડે અકબરના મૃત્યુનું જે કારણ શોધી કહાડયું છે, તેની સામે વાંધો લઇ શકાય તેમ નથી."

વળી ટૉડ સાહેબ લખે છે કે:—"સમ્રાટે ખુશરોજના મેળામાં અનેક સારા કુળની રાજપૂત રમણીઓનું સતીત્વ નષ્ટ કર્યું હતું." વધારામાં તે જણાવે છે કે:-"ખુશરોજના ઉત્સવસમયે અંતઃપુરની પાસેજ એક મેળો ભરવામાં આવતો અને ત્યાં માત્ર સ્ત્રીઓજ પ્રવેશ કરી શકે એવો બંદોબસ્ત રાખવામાં આવતો. વણિક ગૃહસ્થોની સ્ત્રીઓ પોતપોતાના દેશની વેચવાયોગ્ય વસ્તુઓ લઇને ત્યાં હાજર થતી અને સમ્રાટના અંતઃપુરમાં રહેતી દાસીઓ વગેરે તે વસ્તુઓ ખરીદ કરતી." અબુલફ્ઝલ કહે છે કે:—"સમ્રાટ તે મેળામાં કૃત્રિમ વેશ ધારણ કરી પ્રવેશ કરતો અને ત્યાં વેચવાયોગ્ય વસ્તુઓની કિંમત જાણી લેવાનો પ્રયત્ન કરતો; તેમજ પોતાના સામ્રાજ્યમાં કેવી વ્યવસ્થા ચાલે છે, તથા રાજ્યના નોકરોસંબંધે કેવા પ્રકારની નગરચર્ચા ચાલે છે, તે જાણી લેતો હતો." અબુલફ્ઝલે ખુશરોજના મેળાનું જે વર્ણન કર્યું છે, તેના વાચનથી એમ ચોક્કસ લાગે છે કે ટૉડ સાહેબે ખુશરોજસંબંધી જે હકીકત પોતાના ગ્રંથમાં લખી છે, તે હકીકત તેણે અબુલફ્ઝલના ગ્રંથમાંથીજ પ્રાપ્ત કરેલી હોવી જોઇએ; પરંતુ સમ્રાટ અકબર કૃત્રિમ વેશ ધારણ કરી રમણીવર્ગમાં પ્રવેશ કરતો, એવા આશયની વાત મૂળ ગ્રંથમાં મુદ્દલ જણાતીજ નથી. વળી ટૉડ સાહેબ લખે છે કે:-"ઉક્ત મેળામાં સમ્રાટે પૃથ્વીરાજની સ્ત્રીનું સતીત્વ નષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં તે નિષ્ફળ નિવડયો હતો; તેમજ પૃથ્વીરાજના વડીલ ભાઇ રાયસિંહની સ્ત્રીનું સતીત્વ લૂંટવાનો પણ સમ્રાટે પ્રયત્ન કર્યો હતો અને તેમાં તે સફળ નિવડયો હતો." અમને આ વાતમાં લેશ પણ વિશ્વાસ નથી. ટૉડના મત પ્રમાણે પૃથ્વીરાજ એ સમ્રાટનો એક મિત્ર તથા પાર્શ્વચર ( સાથે રહેનાર-કંપેનિયન ) હતો. રાયસિંહ બીકાનેરનો એક મહાશક્તિશાળી નૃપતિ હતો, સમ્રાટનો પરમ મિત્ર હતો, મોગલસામ્રાજ્યનો એક મુખ્ય

સેનાપતિ ગણાતો હતો અને તે ઉપરાંત સલીમનો સસરો પણ થયો હતો. ટૉડે કહેલી ઉપલી વાત જો સત્ય હોત તો તેઓ તેનો બદલો લીધા વગર રહેત નહિ.

ખુશરોજ સાધારણ ઉત્સવનો દિવસ ગણાતો હતો. અંતઃપુરમાં ગોંધાઇ રહેલી રમણીઓ બિચારી બહાર નીકળીને છૂટથી હરી-ફરી શકતી નહોતી, તેમજ સમાજના આનંદ-ઉત્સવમાં પણ ભાગ લઇ શકતી નહોતી, તેથી પોતાના મિત્રોની પત્નીઓ તથા રાજ્યના પ્રધાન પુરુષોની પત્નીઓ, સમ્રાટની રાણીઓ તથા પુત્રીઓ અને પુત્રવધૂઓ સાથે છૂટથી હળી-મળી શકે, કુલીન વંશની હિંદુ લલનાઓ ઉચ્ચ કુળની મુસલમાન લલનાઓ સાથે મૈત્રીભાવ ધરાવતી થાય તથા એકબીજાના સુખઃદુઃખમાં ભાગ લેવા લાગે તો ઉભય જાતિઓમાં સુસ્નેહ-સંપની વૃદ્ધિ થાય અને એ રીતે હિંદુ-મુસલમાનમય ભારતવર્ષનું કલ્યાણ થાય, એટલા માટે દીર્ઘદર્શી સમ્રાટે ખુશરોજના દિને અંતઃપુરની પાસેજ કેવળ રમણીવર્ગને માટે એક મેળો ભરવાની વ્યવસ્થા કરાવી હતી. આ મેળામાં પહેરેગીરતરીકેનું કામ પણ લગભગ સ્ત્રીઓજ કરતી હતી. તે સ્ત્રીઓ રમણી સિવાય કોઇ પણ મનુષ્યને અંદર હાજર થવા દેતી નહોતી. સમ્રાટની માતા, સમ્રાટની ધાત્રીઓ, સમ્રાટની અનેક સ્ત્રીઓ, કેટલીક પુત્રીઓ, કેટલીક પુત્રવધૂઓ તથા બીજી અનેક સગી-સંબંધી સ્ત્રીઓ તેમજ તેમની અગણિત દાસીઓ વગેરે ત્યાં હાજર રહેતી. રાજ્યના મુસલમાન-પ્રધાન પુરુષોની સ્ત્રીઓ તથા કન્યાઓનાં ટોળેટોળાં ત્યાં હાજર થતાં. રાજપૂત લલનાઓ પણ અનેક સખીઓની સાથે ઉક્ત મેળામાં આવતી, એમ જણાવવામાં આવે છે. આ સ્થળે સ્ત્રીઓજ માત્ર દુકાનોમાંનો સામાન વેચવા બેસતી અને અન્ય સ્ત્રીઓ પોતાની ઇચ્છાનુસાર તે ખરીદ કરતી. સંખ્યાબંધ સ્ત્રીઓ આ મેળામાં પુષ્કળ ખર્ચ કરતી. કેટલીક રમણીઓ આ સ્થળે એકત્ર થઇને પરસ્પરમાં વાર્તાલાપ કરી પુત્રી કે કન્યા વગેરેનાં લગ્નો કે વેવિશાળો માટે નિર્ણયો પણ કરી લેતી; અર્થાત્ માતાઓને પોતાના પુત્રો કે કન્યાઓનાં સગપણ કરવા માટે આ સ્થળે બહુ સારો પ્રસંગ મળતો. હવે આ સ્થળે આપણે એટલુંજ વિચારવાનું છે કે જે મેળામાં સમ્રાટની પોતાની પુત્રવધૂઓ, પોતાનીજ પુત્રીઓ તથા પોતાના મિત્રોની અને સગા-સંબંધીઓની પત્નીઓ હાજર થતી હોય, તેમજ જે મેળામાં પોતાની તીર્થસ્વરૂપ માતુશ્રી પણ હાજર રહેતી હોય, તે મેળામાં દિલ્હીશ્વર જેવો નરપતિ કૃત્રિમ વેશ ધારણ કરીને પ્રવેશ કરે, એ વાત શું માનવામાં આવી શકે તેવી છે? ધારો કે એકવાર તેણે ત્યાં પ્રવેશ કર્યો હોય અને કોઇ રમણી ઉપર બળાત્કાર કર્યો હોય, તો શું હિંદુ તથા મુસલમાન ગૃહસ્થો પોતાની પ્રાણપ્રિય સ્ત્રીઓ તથા કન્યાઓને બીજીવાર ત્યાં મોકલવાને તૈયાર થાય ખરા? ખરેખરજ, જો સમ્રાટ અકબર આ મેળાનો દુરુપયોગ કરતો હોય તો એ મેળો દરવર્ષે ભરાય અને કોઇ પણ પ્રકારના વિઘ્ન વગર ફતેહમંદીથી સમાપ્ત થાય,

એ શું તે સમયની પરિસ્થિતિ જોતાં બનવાયોગ્ય લાગે છે? રાજપૂતો તથા મુસલમાન અમાત્યો આવો ભયંકર અન્યાય મૂંગેમોઢે જોયા કરે, એ શું વિશ્વાસયોગ્ય લાગે છે? ખરી વાત તો એજ છે કે, અંતઃપુરમાં રહેતી સ્ત્રીઓ આવા મેળામાં આટલી છૂટથી હરે-ફરે એ વાત તે સમયના થોડા-ઘણા અનુદાર હિંદુઓ તથા મુસલમાનોથી સહન થઇ શકી નહોતી અને તેથીજ તેમણે આ મેળાને ભયંકર રૂપ આપ્યું હોય, તો તેમાં નવાઈ નથી. વર્તમાનકાળે પણ હિંદુ સ્ત્રીઓને રાજમાર્ગ ઉપર પસાર થતી જોઇ તથા તેણીના પગમાં રહેલા જોડા વગેરેને જોઇ શું કેટલાક કૂપમંડૂક તેમની મશ્કરી નથી કરતા? સ્ત્રીઓને સ્વાધીનતા આપનારી અંગ્રેજી-સભ્યતાની શું હજી પણ જૂના વિચારવાળાઓ નિંદા નથી કરતા? અકબરના ઉક્ત મેળાસંબંધે પણ તે સમયે તેમજ બન્યું હોય એમ અમને લાગે છે. બાદાઉની જેવા અનુદાર મુસલમાન ઐતિહાસિકને પણ ભારે ખેદપૂર્વક લખવું પડયું છે કેઃ— "સમ્રાટે ઇસ્લામધર્મનો નાશ કરવાની ઇચ્છાથીજ અંતઃપુરના અંધારા ખૂણામાં પડી રહેતી મુસલમાન કુળવધૂઓને આ મેળામાં એકત્ર કરવાનો બંદોબસ્ત કર્યો હતો." બાદાઉની જેવાના ઉપર કહ્યા તેવા આક્ષેપોમાં લોકો મીઠુંમરચું ભભરાવે તો તેમાં શું આશ્ચર્ય પામવા જેવું છે? હિંદુઓ પોતાની સ્ત્રીઓને મુસલમાન સ્ત્રીઓ સાથે પરિચિત કરવા ઇચ્છતા ન હોય અને એટલા માટેજ તેમણે અકબરને શ્યામરૂપે ચીતર્યો હોય, તો તે શું અસંભવિત છે? અકબરના જેમ અનેક મિત્રો હતા, તેમ દુશ્મનો પણ અનેક હતા. તેઓ સમ્રાટની આવી સુધારક પ્રવૃત્તિને તિરસ્કારી કઢાડવા નવી નવી મૂળવગરની અફવાઓ ફેલાવે તો શું તે સંભવિત નથી? આપણે અત્યારસુધી જોતા આવ્યા છીએ કે બાદાઉનીએ અકબરની નિંદા કરવાનો એક પણ પ્રસંગ હાથમાંથી જવા દીધો નથી. જો તેને આ મેળાસંબંધે વિશેષ મહત્ત્વની વાત માલૂમ પડી હોત, તો તે જરૂર પોતાના ઇતિહાસમાં મોટા-કાળા અક્ષરે લખ્યા વગર રહેત નહિ. તેને તો "આવા મેળાવડે સમ્રાટ ઇસ્લામધર્મનો નાશ કરવા ઇચ્છતો હતો," એવો આક્ષેપ કરીનેજ સંતોષ પકડવો પડયો છે.

બાદાઉની લખે છે કેઃ—"હિંદુ સંન્યાસીઓએ સમ્રાટને બહુજ અલ્પ પ્રમાણમાં સ્ત્રીસહવાસ રાખવાની ભલામણ કરી હતી; એટલા માટે તે અંતઃપુરમાં બહુજ થોડું રહ્યા કરતો હતો." અબુલફઝલ લખે છે કેઃ—સમ્રાટ કહેતો કે "જે જ્ઞાન મને હમણાં મળ્યું તેજ જ્ઞાન જો મને લાંબા સમય પહેલાં મળ્યું હોત તો હું આ મારા સામ્રાજ્યમાંની કોઇ કન્યાનું પાણિગ્રહણ કરત નહિ; કારણ કે સામ્રાજ્યમાંની સઘળી સ્ત્રીઓ રાજાની પુત્રીવતજ ગણાય છે. રાજા સર્વનો પિતા છે, રાજાએ પોતાની પુત્રીવત્ કન્યા સાથે લગ્ન કરવું ન જોઇએ, એ ઉપદેશ મને બહુ મોડો મળ્યો." સમ્રાટે દેશની દુર્નીતિ દૂર કરવા વેશ્યાઓને માટે એક જૂદુંજ સ્થાન રખાવ્યું હતું અને તે સ્થાનનું નામ સમ્રાટે

"શેતાનપુર" રાખ્યું હતું. જે કોઇ વ્યક્તિ ત્યાં જાય-આવે તથા શેતાનપુરની કોઇ વેશ્યાને પોતાના આવાસમાં લઇ જાય તેનું નામ-ઠામ દફતરમાં રહે, એટલા માટે સમ્રાટે ત્યાં એક ખાસ ઑફીસ રાખી હતી. આ વાત અમે પૂર્વે કહી ગયા છીએ; છતાં વ્યભિચાર સામે સમ્રાટ કેવો સખ્ત અણગમો ધરાવતો તે દર્શાવવા અમે પુનઃ તે વાત અત્ર રજુ કરી છે. એક દિવસે સમ્રાટે રાજ્યની મુખ્ય મુખ્ય વેશ્યાઓને બોલાવીને પૂછ્યું હતું કેઃ-" તમને આવા દુરાચારના માર્ગે ચડાવવામાં સર્વથી પ્રથમ કોણે સહાયતા આપી હતી ?" આ તપાસના પરિણામે રાજ્યના કેટલાક ઉચ્ચ હોદ્દેદારો, પ્રસિદ્ધ સદ્‌ગૃહસ્થો તથા પોતાના વિશ્વાસુ નોકરોનાં નામો સમ્રાટ પાસે ખુલ્લાં થયાં હતાં. છેવટે સમ્રાટે તેમને સખ્ત શબ્દોમાં ઠપકો આપી, દંડની સજા ફરમાવી હતી તથા કેટલાકોને લાંબા સમયપર્યંત કેદખાનામાં પૂરી રાખવાની આજ્ઞા કરી હતી. સમ્રાટ અકબર એક ત્યાગી વૈરાગી મહાયોગીની માફક ઘણીવાર એમ કહેતો કેઃ-"આ સુવિશાળ સામ્રાજ્યની વ્યવસ્થા સાચવી શકે એવો કોઇ યોગ્ય નર મને મળી આવ્યો હોત, તો હું તેના હાથમાં રાજ્ય સમર્પી ક્યારનોયે નિવૃત્તિનિવાસમાં ચાલ્યો ગયો હોત." તે ઘણીવાર એમ પણ કહેતો કેઃ-" ઇશ્વરપ્રત્યે મારી તો નિરંતર એજ એક પ્રાર્થના છે કે, જ્યારે પણ મારી કાયાથી કે વાણીથી એકાદ અપકાર્ય થઇ જાય ત્યારે, હે પ્રભુ ! આ જીવનનો અંત આણજે; કારણ કે તું અપ્રસન્ન થાય તેવું કાર્ય કરીને હું મારા પાપનો ભાર વધારવા ઇચ્છતો નથી. પાપમય જીવન સ્વીકારી જીવતા રહેવું તેના કરતાં મરી જવું, એજ વિશેષ ઇચ્છવાયોગ્ય છે." તે સમયના હિંદુઓ તથા મુસલમાનો સમ્રાટને એક મહર્ષિ જેટલુંજ માન આપતા હતા. અકબરના આશીર્વાદથી ગમે તેવા ભયંકર રોગો મટી જાય છે, પુત્રપ્રાપ્તિની કે કન્યાપ્રાપ્તિની કામના સફળ થાય છે તથા મનના મનોરથો સિદ્ધ થાય છે, એવો જનસમાજના મોટા ભાગનો વિશ્વાસ બંધાઇ ગયો હતો. અનેક મનુષ્ય નિત્ય સમ્રાટની પાસે આવતા અને તેનો માત્ર એક આશીર્વાદ મેળવવા પ્રાર્થના કરતા. સમ્રાટ અકબર સમયના પ્રવાહમાં અદૃશ્ય થઇ ગયો છે, તેના ઉપર થઇને અનેક સૈકાઓ પસાર થઇ ગયાં છે; છતાં આજે પણ કેટલાક હિંદુઓ તથા મુસલમાનો તેની કબર પાસે મસ્તક ઝુકાવી ઉભા રહે છે અને પોતાની અભિલાષાઓ પૂર્ણ કરવા એકાગ્ર મન-વાણીથી તેની પ્રાર્થના કરે છે ! આવો એક મહાન પુરુષ મનુષ્યના વેષમાં એક રાક્ષસ હતો, એમ કેવી રીતે માની શકાય ?

ફિરિસ્તા લખે છે કેઃ-" અકબર અનેક સદ્‌ગુણોથી વિભૂષિત હતો. તેણે કેળવણીનો ફેલાવો કરવા ભારે મહેનત લીધી હતી. તેને ઇતિહાસનો બહુ શોખ હતો. તેના હૃદયમાં દયા અને દાક્ષિણ્ય પણ બહુ હતાં. ટુંકામાં તેના સદ્‌ગુણો એવી તો છેલ્લી સીમાએ પહોંચ્યા હતા કે એજ સદ્‌ગુણો દુર્ગુણોરૂપે મનાવા લાગ્યા હતા.

એક મહાન નરપતિને ન શોભે એવું કોઇ કર્તવ્ય કદાચ અકબરે કર્યું હોય, તો તેની અમે ના પાડતા નથી; પણ એટલું તો ખાત્રીપૂર્વક કહી શકાય તેમ છે કે, એક સજ્જન પુરુષને ન શોભે એવું એક પણ કર્તવ્ય તેણે કર્યું નથી." ફ્રિરિસ્તાની આ વાત બીજા શબ્દોમાં કહીએ તો સમ્રાટ અકબર, એ એક મહાન રાજા કદાચ ન હોય તોપણ તે એક સજ્જન પુરુષ હતો, એમાં તો શંકા રાખી શકાય તેમ નથી. ટૉડ સાહેબ ફ્રિરિસ્તાની છેલ્લી લીટી ઉતારી લઇ, પોતે તેમાં ઉમેરે છે કે:–" મેવાડના કવિએ પણ અકબરની ભારે પ્રશંસા કરી હતી અને એ રીતે ફ્રિરિસ્તાના કથનને સંપૂર્ણ અનુમોદન આપ્યું હતું. તે કવિએ કાવ્યમાં એવા પ્રકારનો ભાવ મૂક્યો હતો કે પૃથ્વીમાં પ્રતાપની સાથે સરખાવી શકાય એવો માત્ર એકજ નર છે; અને તે અન્ય કોઇ નહિ પણ અકબરજ છે." અકબરની આથી વિશેષ પ્રશંસા શી રીતે થઇ શકે? અકબરે મેવાડ, ચિતોડ અને પ્રતાપની ખુવારી કરવામાં કશી કચાશ રાખી નહોતી. પ્રતાપે એવી ખુવારી કરનાર પુરુષની સામે ઉભા રહી મેવાડની–માતૃભૂમિની સર્વસ્વના ભોગે સેવા કરી હતી. પ્રતાપની વીરત્વપૂર્ણ ગાથા આજે પણ હિંદુઓ સહસ્ર પ્રકારે ગાઇને પોતાની જીહ્વાને અને હૃદયને પવિત્ર કરી રહ્યા છે. વસ્તુતઃ અકબરે અને પ્રતાપે છેક જૂદી જૂદી દિશામાંજ પ્રયત્નો કર્યા હતા; છતાં પ્રતાપ જેવા મેવાડના સૂર્ય સરખા નરવીરની સાથે મેવાડનોજ એક કવિ અકબરની સરખામણી કરે, એમાં શું અકબરની મહત્તા સવિશેષપણે સ્પષ્ટ નથી થતી? અમે કહીએ છીએ કે મેવાડના કવિની માત્ર એકજ પંક્તિ અકબરના ચરિત્રને અતિ ઉજ્જવળ બનાવી શકે છે. અકબરના પરમ શત્રુનો કવિ જો અકબરને પશુરૂપે માની શક્યો હોત, તો તે કદાપિ પોતાના દેવતાની સાથે ( પ્રતાપની સાથે ) તેની ( સમ્રાટ અકબરની ) તુલના કરત નહિ. વળી પ્રતાપનો એક સુયોગ્ય વંશધર, મેવાડનો મહારાણો રાજસિંહ લખે છે કે: " સમ્રાટ અકબરે નીતિ અને ન્યાયને અનુસરીને સામ્રાજ્યમાં સર્વત્ર સુવ્યવસ્થા કરી હતી. તેણે સમસ્ત પ્રજાના જાન–માલનું રક્ષણ કરવામાં બહુ સારી કાળજી દર્શાવી હતી. વળી હિંદુ, ક્રિશ્ચિયન અને મુસલમાનોને પણ તેણે બની શકે તેટલી સગવડતા તથા સુખ આપ્યું હતું. તે પ્રત્યેકને સમાનભાવથી ચાહતો હતો. તેની દૃષ્ટિમાં ધર્મ કે જાતિનો ભેદ નહોતો; એટલા માટે અકબરનો પ્રજાવર્ગ તેને અતિ કૃતજ્ઞહૃદયે "જગદ્‌ગુરુ" નું ઉપનામ પણ આપતો હતો." જો અકબર ખરેખરજ રાક્ષસ હોય તો શું પ્રજાવર્ગ તેને જગદ્‌ગુરુનું ઉપનામ આપે ખરો? અકબરે જો એક પણ સ્ત્રીનું સતીત્વપણું નષ્ટ કર્યું હોત તો શું મહારાણા રાજસિંહ અકબરની " જગદ્‌ગુરુ " ની ઉપાધિને આ પ્રમાણે અંતઃકરણપૂર્વક અનુમોદન આપે ખરો?

ટૉડ સાહેબ કે જેણે અકબરની કેટલીએ નિંદા કરી છે, તેને પણ એમ તો

લખવું પડયું છેઃ—"અકબરની મહત્ત્વાકાંક્ષાને લીધે રાજપૂતોનાં શરીરો ઉપર જે આઘાતો લાગ્યા હતા, તે આઘાતો છેવટે તેણે સાજા કરી દીધા હતા. રાજપૂતો અકબરના પ્રથમના જુલમને ભૂલી ગયા હતા; એટલુંજ નહિ પણ લાખો મનુષ્યો સમ્રાટની એવી તો પ્રશંસા કરતાં હતાં કે સમ્રાટની જાતિનો કોઇ પણ મનુષ્ય પૂર્વે એવી કીર્તિ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયો નહોતો. તેણે માત્ર પોતાના ગુણોદ્વારા-જ રાજપૂતોને વશીભૂત કર્યા હતા. જે પરાધીનતાને રાજપૂતો પ્રથમ લોહની સાંકળ માનતા હતા, તેજ પરાધીનતાને તેઓ અકબરના સમયમાં સુવર્ણની સાંકળ માનવા લાગ્યા હતા." જો અકબર રાજપૂતલલનાઓનું સતીત્વ નષ્ટ કરતો હોત તો શું તે રાજપૂતોના અંગ ઉપરના આઘાતો સાજા કરી શકત ? વ્યભિચારી મનુષ્ય શું રાજપૂત જેવી નીડર અને નીતિપરાયણ જાતિને પોતાના ગુણોદ્વારા વશીભૂત કરવાને કદાપિ સમર્થ થાય ? મનુષ્યરૂપે જે રાક્ષસ હોય તે શું આટલી બધી પ્રશંસા પ્રાપ્ત કરી શકે ?

વ્હીલર સાહેબે અકબરની નિંદા કરવામાં કશી કચાશ રાખી નથી; છતાં તે પણ એટલું તો લખ્યા વગર રહી શકયો નથી કેઃ—" અકબર જો નિર્દય અને લોહીનો તરસ્યો હોત તો તે ખુના—મરકી તથા જોરજુલમવડે બળવાઓ શાંત કરવામાં વિજયી થઇ શકયો હોત; પણ તેણે તેમ કરવાનું યોગ્ય ધાર્યું નથી. કદાચ તેણે તેમ કર્યું હોત તો ઇતિહાસનાં પૃષ્ઠો તેના નામથી આટલાં ઉજ્જવળ બનત નહિ અને અકબરનું જીવનચરિત્ર રાજવંશીઓને માટે જે અનુકરણીય તથા ઉપદેશાત્મક ગણાય છે, તે પણ ગણાત નહિ. અકબર જે ઉત્કૃષ્ટ રાજનૈતિક શિક્ષણ પોતાની પાછળ મૂકતો ગયો છે, તેનો આજે કોઇ ભાવ પણ પૂછત નહિ. ઇંગ્લાંડના ઇતિહાસમાં જેવી રીતે આલફ્રેડ આદર્શ નરપતિતરીકે શોભા પામે છે, તેવી રીતે ભારતવર્ષના ઇતિહાસમાં સમ્રાટ અકબર આદર્શ રાજારૂપે પ્રકાશી રહ્યો છે." બ્લૉકમૅન સાહેબ લખે છે કેઃ—" સઘળા મોગલ—સમ્રાટોમાં પ્રજાવર્ગ માત્ર અકબરનેજ આદર્શ પિતાસ્વરૂપ લેખતો હતો." માલેસન સાહેબનો અભિપ્રાય એકવાર પુનઃ અત્ર રજુ કરવાનો લોભ અમે અંકુશમાં રાખી શકતા નથી. તે લખે છે કેઃ—"મનુષ્યજાતિ જે સમયે ભયંકર દુઃખ અને દુર્દશામાં આવી પડે છે, તે સમયે મનુષ્યજાતિના ઉદ્ધારમાટે તથા તેમને સુખી તથા શાંતિશીલ બનાવી નીતિના માર્ગે દોરી જવા માટે, પરમાત્મા પ્રસંગોપાત દયા કરીને જે અતિ પ્રતિભાશાળી તથા ઉન્નત મહાપુરુષોને જગતમાં મોકલે છે, તેવા પુરુષોમાંનો સમ્રાટ અકબર પણ એક હતો."

હવે પ્રશ્ન એ ઉઠે છે કે, મનુષ્ય નિષ્ઠુર બનીને બળાત્કારપૂર્વક સતી નારીઓનું સતીત્વ નષ્ટ કરે, તેને શું વિચારશીલ મનુષ્યો આદર્શ સમ્રાટ, આદર્શ પિતા, ઇશ્વરપ્રેરિત મનુષ્ય, ધાર્મિક પુરુષ તથા જગદ્ગુરુતરીકેનું અસાધારણ

માન આપવાને તૈયાર થાવ? જો રાજપૂતલલનાઓ સતીત્વની રક્ષા કરવા સળગતી ચિતામાં પ્રવેશ કરી શકતી ન હોત, જો તે વીરરમણીઓ છરાનો સદુપયોગ કેમ કરી શકાય છે તે વાત ન જાણતી હોત, જો રાજપૂતજાતિ અમે તે ભોગે વૈર લેવાની વૃત્તિ ધરાવતી ન હોત અને જો રાજપૂતોની કેસરિયાં કરવાની રીતિ કોઇ નવલકથાકારના ફળદ્રુપ મગજની એકમાત્ર કલ્પનાજ હોત, તો અમને ટૉડ સાહેબના આક્ષેપો ઉપર વિશ્વાસ મૂકવા સિવાય ચાલત નહિ. ટુંકામાં જો અકબરે ઉપર કહ્યાં તેવાં દુષ્કર્મો કરવાની પ્રવૃત્તિ આદરી હોત, તો અમને ખાત્રી છે કે સતીત્વને માટે તથા વીરત્વને માટે જગતના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ બનેલી રાજસ્થાનની ભૂમિએ એક મોટી આગ સળગાવી તેમાં અકબરને ક્યારનોએ બાળી નાખ્યો હોત! સમ્રાટ અકબર જો ખરેખરજ દુરાચારી તથા વિષયી હોત તો રાજપૂતો તેનું સ્નેહબંધન સ્વપ્ને પણ સ્વીકારવાને તૈયાર થાત નહિ અને તેની ખાતર આનંદપૂર્વક જે આત્મભોગ આપ્યો છે, તે પણ આપત નહિ.

જગતના બીજા પણ પ્રસિદ્ધ અને પ્રમાણિક પુરુષો અકબરની પ્રશંસા કર્યા વગર રહી શક્યા નથી, એ વાત નીચેની થોડી પંક્તિઓથી સ્પષ્ટ થશે. મહમદ આમિન લખે છે કેઃ—" અકબરે ન્યાય અને દૃઢતાપૂર્વક મોગલ-સામ્રાજ્યની સુંદર રાજ્યવ્યવસ્થા કરી હતી. ભારતવર્ષની જૂદી જૂદી કોમોમાં તે સંપૂર્ણ શાંત સ્થાપી શક્યો હતો."

ઇસ્ટ-ઇન્ડિયા રેલ્વેના ટાઇમટેબલમાં પણ અંગ્રેજોએ લખ્યું છે કેઃ— "મહાન અકબર પૂર્વ તરફનો એક નેપોલિયન હતો." વસ્તુતઃ ઉક્ત ઉભય પુરુષોમાં કેટલી બધી સુંદર સમાનતા જોવાય છે!

અમેરિકાનો એક અંગ્રેજ જણાવે છે કેઃ—" જે જે પુરુષોએ રાજદંડો ધારણ કર્યા હતા, તેમાં સમ્રાટ અકબર એક સર્વોત્કૃષ્ટ પુરુષ હતો."

ભારતનો પુત્રરત્ન રમેશચંદ્ર દત્ત લખે છે કેઃ—"અકબરના જેવા મહાત્માની તથા પવિત્ર હૃદયના સમ્રાટનાં દર્શન પૃથ્વીએ ભાગ્યેજ કદાપિ કર્યાં હશે."

એલ્ફીન્સ્ટન સાહેબ લખે છે કેઃ—"અકબરની સર્વોત્કૃષ્ટ રાજનીતિનો જો વિચાર કરીએ તો સર્વોત્તમ રાજાઓમાંનો તે એક હતો, એમ સ્વીકાર્યા વિના નહિ ચાલે. તેના રાજત્વકાળમાં મનુષ્યસમાજને અનેક પ્રકારનાં સુખો મળ્યાં હતાં."

લેનપૂલ સાહેબ લખે છે કેઃ—"અકબરે બહુજાતિમય તથા બહુસ્વાર્થમય ભારતવર્ષમાં એવી સુંદરરીતે રાજ્ય ચલાવ્યું હતું કે તે પૂર્વ દેશના સઘળા નરપતિઓ કરતાં પણ ઘણો આગળ નીકળી જાય છે; અર્થાત્ પૂર્વ જગતના રાજાઓમાં સમ્રાટ અકબર શીર્ષસ્થાનીય હતો. તેથી પણ આગળ વધીને કહું તો યૂરોપના સર્વપ્રધાન તથા સર્વોત્કૃષ્ટ નરપતિઓની સાથે પણ અકબરની તુલના કરી શકાય."

ટૉડ સાહેબ કહે છે કેઃ—"અબુલફઝલના ગ્રંથના વાચનથી, અકબર એક પ્રતિભાશાળી તથા સહૃદય પુરુષ હતો, એવા નિર્ણય ઉપર આવવામાં કશી પણ શંકા રહેતી નથી. આપણે તેને ફ્રાંસના ચોથા હેન્રી, જર્મની તથા સ્પેનના અધિપતિ પાંચમા ચાર્લ્સ અથવા મહા મહિમાવાળી બ્રીટનેશ્વરી રાણી ઇલીઝાબેથ સાથે ખુશીથી સરખાવી શકીએ. અકબર જે સમયે ભારતવર્ષમાં રાજ્ય કરતો તે સમયે યૂરોપમાં જે નરપતિઓ રાજ્ય કરતા, તેમની સાથે અકબરની તુલના કરવામાં આવે તો તે લેશ પણ ઝાંખો પડે નહિ."

અતિ પ્રાચીન સમયથી લઈને તે વર્તમાન સમયપર્યંત જે જે પ્રસિદ્ધ નરો આ ભૂમંડળમાં અવતર્યા છે, તેમનાં જીવનચરિત્રો "બાયોગ્રાફીકલ ટ્રેઝરી" નામના ગ્રંથમાં આપવામાં આવ્યાં છે. એમાં સમ્રાટ અકબરનું જીવનવૃત્તાંત પણ છે. તેમાં આ પ્રમાણે લખવામાં આવ્યું છેઃ—" ન્યાય, દયા સાહસ અને વિદ્યાનુરાગ આદિ સદ્ગુણોને લીધે સમ્રાટ અકબર પોતાની પાછળ એવી સત્કીર્તિ મૂકતો ગયો છે કે, પૃથ્વીના કોઇ પણ દેશનો તથા કોઈ પણ ધર્મનો કોઇ સમ્રાટ ભાગ્યેજ તેનાથી આગળ વધી જઇ શકે."

સ્મિથ સાહેબ લખે છે કેઃ—"અકબર અને તેના અમાત્ય અબુલફઝલની સરખામણી જ્યારે આપણે ઈંગ્લાંડની મહારાણી ઇલીઝાબેથ તથા તે સમયના યૂરોપીય અન્ય સમ્રાટો અને પ્રધાનોની સાથે કરીએ છીએ, ત્યારે આપણને આશ્ચર્ય થયા વગર રહેતું નથી, કે જે સમયે ક્રિશ્ચિયનધર્મની વિશુદ્ધ નીતિનું સમર્થન તથા અનુકરણ યૂરોપમાં થઇ રહ્યું હતું, તેજ સમયે અકબરે તથા અબુલફઝલે પણ તેવાજ પ્રકારની પ્રવૃત્તિ આદરી હતી! અકબરના જીવનચરિત્રનું જેમ જેમ વિશેષ મનન કરીશું, તેમ તેમ તેની મહત્તા આપણને સવિશેષ પ્રત્યક્ષ થયા વગર રહેશે નહિ." કવિવર વર્ડ્ઝવર્થે લખેલી નીચેની કાવ્યપંક્તિઓ એકમાત્ર અકબરનેજ લાગુ પડી શકે છેઃ—" અંધકારમય આકાશમાં તેં જો કે ક્ષણસ્થાયી પ્રકાશ આપ્યો હતો, છતાં સમયના અનંત આકાશમાં એક ઉજ્જવળ નક્ષત્રની માફક તું સ્થિર, ઉજ્જવળ અને જ્વલંતપણે પ્રકાશી રહ્યો છે."

મહાત્મા અબુલફઝલે યથાર્થજ લખ્યું છે કેઃ—" આ આશ્ચર્યકારક પૃથ્વીને સમ્રાટે નવાં નવાં આભૂષણોવતી સુસજ્જિત કરી હતી. મહાન ઇશ્વરની સુંદર સૃષ્ટિમાં અકબર એક રત્નસમાન હતો." ભારતવર્ષમાં એવા સ્વદેશપ્રેમી પુરુષો હવે ક્યારે ઉત્પન્ન થશે અને સત્પુત્રની રાહ જોતી બેસી રહેલી આ ભારતમાતાને પુનઃ ક્યારે ઉન્નતિના માર્ગે લઇ જશે?

# द्वाविंश अध्याय–पडदो पड्यो ! (खेल खलास !)

"આરંગઝેબને અનુભવથી ખાત્રી થઇ કે શાંતિમય અમલને અથવા યુદ્ધમાટેની ઉંચામાં ઉંચી બુદ્ધિને ભલેને અસંખ્ય સાધનોની મદદ હોય, છતાં પણ મજાના પ્રેમપૂર્ણ ટેકા સિવાય તે પોતાની સત્તા ટકાવી રાખી શકે નહિ." ટૉડ

સંધ્યાસમયે જે નાની નાની નૌકાઓ વિવિધ પ્રકારની રોશનીવડે સુસજ્જિત થઇ નદીના જળમાં વિહરતી હતી અને નદીની કુદરતી સુંદરતામાં અનેકગણી વૃદ્ધિ કરી રહી હતી, તે નૌકાઓ હવે અદશ્ય થઇ ગઇ છે. તેની સાથે પેલી મનોહર અને આકર્ષક શોભા પણ ચાલી ગઇ છે! નદીનું પાણી શોશાઇ ગયું છે અને તેથી નદીએ ભયંકર સ્મશાનનું રૂપ ધારણ કર્યું છે ! ક્ષુધાતુર ગીધ પક્ષીઓ અને કાગડાઓ ચોતરફ કલરવ કરી રહ્યાં છે !

કુમાર સલીમે "સમ્રાટ જહાંગીર" નામ ગ્રહણ કરી, અબુલફઝલના રુધિરથી ખરડાયેલુ કલંકમય તાજ મસ્તક ઉપર મૂકી, સિંહાસન ઉપર આરોહણ કર્યું. સલીમની સામે તેનો પુત્ર ખુશરૂ પણ સિંહાસન મેળવવાની ખટપટ કરી રહ્યો હતો. સલીમે તેને પકડીને કેદ કર્યો અને તેના ૭૦૦ નોકરોને શૂળીએ ચડાવી દીધા! એક રૂપવતી લલનાના સ્વામીને મારી નાખી, સલીમે તેણીનું પાણિગ્રહણ કર્યું. ત્યારબાદ તે રૂપવતી લલના, અર્થાત્ બેગમ નૂરજહાનજ સામ્રાજ્યની સર્વ શક્તિમાન ધણીઆણી થઇ પડી ! સમ્રાટ અકબરે ભારતની ઉન્નતિઅર્થે જે યોજનાઓ કરી હતી, તે યોજનાઓ એક બાજુએજ પડી રહી ! હિંદુ અને મુસલમાનો વચ્ચે સંપસ્થાપિત થાય એવાં જે થોડાં ઘણાં શુભ ચિન્હો જણાવા લાગ્યાં હતાં, તે પણ અકબરની સાથેજ અદશ્ય થઇ ગયાં ! અકબરના સમયમાં જે સામ્રાજ્ય હિંદુ–મુસલમાનોના સંમિલિત સામ્રાજ્યરૂપે ગણાવા લાગ્યું હતું, તેજ સામ્રાજ્યને જહાંગીરે હવે એકમાત્ર મોગલ–સામ્રાજ્યરૂપે ખીલવવાનો પ્રયત્ન કરવા માંડયો. તે હિંદુઓનો હવે સખ્ત તિરસ્કાર કરવા લાગ્યો તથા પોતે એક હિંદુ માતાને પેટે જન્મ્યો હતો તે માટે બહુ શરમાવા લાગ્યો. જો કે કોઇ પણ ધર્મમાં તેને બહુ શ્રદ્ધા નહોતી, તોપણ મુસલમાન પ્રજાને પોતાની તરફ આકર્ષવાની વાસનાથી ઇસ્લામધર્મને ભારતવર્ષમાં પુનઃ પ્રતિષ્ઠિત કરવાનો તેણે પ્રયત્ન કર્યો. રાજ્યમાં મુસલમાનોની મુખ્ય સત્તા પ્રસારવા માંડી. હવે પછી જો કોઇ મુસલમાન, હિંદુ ગૃહસ્થને કન્યાદાન આપશે તો તેનો વધ કરવામાં આવશે, એવી આજ્ઞાઓ તેણે બહાર પાડી. પઠાણોને ભારતમાંથી હાંકી કહાડવાનો તેણે સંકલ્પ કર્યો; પણ તેટલું સાહસ નહિ હોવાથી તે સંકલ્પ સફળ થઇ શકયો નહિ. સલીમ મૂળથીજ દારૂડીઓ હતો. હવે પૂરેપૂરી સ્વતંત્રતા મળવાથી રાતદિવસ દારૂમાં ને દારૂમાંજ તે ચકચૂર રહેવા લાગ્યો.

તેના ત્રાસથી તથા જુલમથી પ્રજામાં ચોતરફ હાહાકાર વર્તાવા લાગ્યો. અકબરના સમયની સુવ્યવસ્થિત રાજપદ્ધતિ તદ્દન અસ્ત-વ્યસ્ત અને ઢંગ-ધડા વગરની થઇ પડી. રાજ્યના મુખ્ય અમલદારો પ્રજાને પીડવા લાગ્યા અને મોટી મોટી લાંચો લઇ ન્યાય-નીતિને પગતળે છુંદવા લાગ્યા. આથી મોગલ-સામ્રાજ્યનો પાયો મૂળમાંથી ખવાતો ચાલ્યો; છતાં અકબરે જે ઉદાર રાજનીતિનાં ઉત્તમ બીજો રોપ્યાં હતાં, તેને લઇને મોગલ-સામ્રાજ્ય ટકી રહ્યું હતું. સલીમના પુત્ર શાહજહાને સિંહાસન પડાવી લેવાની લાલસાથી મહાન બળવો ઉઠાવ્યો. જહાંગીરને શાહજહાનના એક સેનાપતિએ પકડયો અને કેદમાં પૂર્યો. જો કે સલીમને પાછળથી મુક્ત કરવામાં આવ્યો હતો, તોપણ તે વધારે દિવસ જીવતો રહી શકયો નહિ. બાવીશ વર્ષ રાજ્ય ભોગવી ઇ૦ સ૦ ૧૬૨૭ માં તેણે દેહત્યાગ કર્યો.

શાહજહાન અનેક સગાં-સંબંધીઓના પ્રાણ લઇ દિલ્હીનું સિંહાસન-પ્રાપ્ત કરવામાં વિજયી નિવડયો. તે વિષય-વાસનાઓમાં લગભગ અંધ જેવોજ બની ગયો હતો, એમ કહીએ તો ખોટું નથી. એક રાજપૂત કવિ કહે છે કે:-" તે સ્ત્રીઓનો ગુલામ હતો." તેના જુલમને લીધે આ દેશ લગભગ પાયમાલ થઇ ગયો હતો. તેના સમયમાં ઇ૦ સ૦ ૧૬૨૯-૩૦ માં દક્ષિણ પ્રદેશખાતે એક ભયંકર દુષ્કાળ પડયો હતો. તેણે લાહોરના ક્રિશ્ચિયન-દેવળનો નાશ કર્યો હતો અને આગ્રાના ક્રિશ્ચિયન દેવળનો કેટલોક ભાગ તોડી નખાવ્યો હતો. ફિરિસ્તા લખે છે કે:-"તેણે હિંદુઓનાં અનેક દેવાલયો અને મૂર્તિઓના ચૂરેચૂરા કરાવી નાખ્યા હતા અને જે હિંદુઓ તેની સામે થયા હતા, તેમને તેણે ક્રૂરપણે મારી નખાવ્યા હતા. તેણે ઇસ્લામધર્મની ભારતવર્ષમાં પુનઃપ્રતિષ્ઠા કરી હતી." એક ઇરાની રાજદૂતે શાહજહાનની રાજ્યસંબંધી પરિસ્થિતિ નિહાળી, સમ્રાટને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું હતું કે-'હવે મોગલસામ્રાજ્યની પડતીનો પ્રારંભ થઇ ચુકયો છે.' વ્હીલર સાહેબ કહે છે કે:-"જહાંગીર અને શાહજહાન જેવા જુલમી અને નિર્લજ્જ સમ્રાટોએ ભાગ્યેજ પૃથ્વીના કોઇ ભાગનું સિંહાસન કલંકિત કર્યું હશે; પરંતુ તેના તાજમહેલ, મોતિમસજીદ, દિવાનેખાસ તથા દિલ્હી અને આગ્રાખાતેના અસાધારણ-અપૂર્વ પ્રાસાદો હજી પણ તેને અજરામર રાખી રહ્યા છે."

શાહજહાનને ચાર પુત્રો હતા. દારા, સુજા, ઔરંગઝેબ અને મુરાદ. ઔરંગઝેબ ભારે દગાબાજ, નિષ્ઠુર તથા હિંદુઓનો પરમ શત્રુ હતો. પિતાની વિદ્યમાનતામાંજ શાહજહાનના પુત્રોએ સિંહાસન અર્થે દાવપેચ ખેલવા માંડયા. મુરાદને ઔરંગઝેબે કહ્યું કે મારે તો ફકીર બની જવું છે, પણ તે પહેલાં પિતાશ્રીનું આ રાજ્ય તને મળે તો હું નિશ્ચિંતપણે ઇશ્વરભજન કરી શકું, એટલા માટે હું મારાથી બનતી મહેનત કરું છું. મુરાદ ઔરંગઝેબની વચન-માધુરીમાં પૂરેપૂરો ફસાયો. ઔરંગઝેબે પોતાની જાળ ફેલાવવા માંડી. તેણે દારાને પરાજિત કર્યો, સુજાને ન-

સાડી મૂક્યો તથા મુરાદને ખૂબ દારૂ પાઇ ગાંડા જેવો બનાવી મૂક્યો અને તેને પગની ઠોકરો મારી કેદમાં પૂરી દીધો. દારા અને મુરાદના પુત્રોને તેણે ઘાતકીરીતે મારી નાખ્યા અને પિતાને કેદમાં પૂરી મોગલ-સામ્રાજ્યનો અધીશ્વર બની ગયો. (ઇ૦ સ૦ ૧૬૫૮)મુરાદને ઇન્સાફ આપવાનું બહાનું કહાડી કેદમાંથી મુક્ત કર્યો; પણ ઇન્સાફમાં તેને ગુન્હેગાર ઠરાવી મારી નખાવ્યો. દારા પોતે જૂદોજ ધર્મ માને છે, એવો તેના ઉપર આરોપ મૂકી તેનો પણ શિરચ્છેદ કરાવ્યો; પણ જાણે પોતાના ભાઇના મૃત્યુથી બહુ દિલગીર થયો હોય તેમ બતાવવા કૃત્રિમપણે રુદન કરવા લાગ્યો. ત્યારબાદ દારાનું મસ્તક એક મનોહર રકાબીમાં મૂકી પોતાના પિતા પાસે મોકલી આપ્યું. શાહજહાને પેલી રકાબી ઉપરનું વસ્ત્ર જેવું ઉંચક્યું કે તુરતજ તેના મુખમાંથી અચાનક એક ચીસ નીકળી ગઇ અને તેજ વખતે તે મૂર્છા ખાઇને પડ્યો. પુત્રના અકાળમૃત્યુથી તે સમયે તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું ! શાહજહાન ૩૦ વર્ષ રાજગાદી ભોગવી તથા સાત વર્ષ કમનસીબ કેદીતરીકેનું જીવન ગાળી, ઇ૦ સ૦ ૧૬૬૬માં મરી ગયો.

ઔરંગઝેબે હિંદુઓ ઉપર રૂંવાડાં ઉભાં કરે તેવો જુલમ ગુજારવા માંડયો. હિંદુની મૂર્તિઓ ભાંગીને તેના ચૂરેચૂરા કરાવવા માંડ્યા. અસંખ્ય હિંદુ-મંદિરોનો નાશ કરાવ્યો અને મંદિરોને બદલે ત્યાં મસજીદો ઉભી કરાવી. તરવારની ધારના બળથી તેણે હિંદુઓને મુસલમાન બનાવવા માંડ્યા. બર્નિયર સાહેબ લખે છે કેઃ— "ચંદ્રગ્રહણ કે સૂર્યગ્રહણ સમયે હિંદુઓ જ્યાંસુધી ઔરંગઝેબને એક લાખ રૂપિયા ન આપે ત્યાંસુધી યમુનાના જળમાં ડુબકી સુદ્ધાં મારી શકતા નહિ. તેણે હિંદુઓ ઉપર જજિયાવેરો નાખ્યો. આથી હિંદુઓ ઉકત કરમાંથી કદાચ પોતાને મુક્તિ મળે એવી આશાથી, અતિ વિનયપૂર્વક ઔરંગઝેબની પાસે પ્રાર્થના કરવા ગયા. પ્રાર્થના સાંભળવી તો બાજુએ રહી, પણ ઉલટું ઔરંગઝેબે તેમને હાથી તથા અશ્વના પગતળે ચગદાવી મારી નખાવ્યા. ભારતવર્ષમાં મુસલમાનધર્મનો પુનરુદ્ધાર કર્યો. હિંદુઓને રાજકાર્યમાંથી રજા આપવામાં આવી અને તેમને બદલે મુસલમાનોને નિમવાના હુકમો બહાર પાડ્યા. હિંદુ અને મુસલમાનો વચ્ચેનો વેર અને ઈર્ષ્યાનો અગ્નિ પ્રબળપણે ભભુકી નીકળ્યો."

બર્નિયર સાહેબ તે સમયની ભારતવર્ષની સ્થિતિ નજરોનજર નિહાળી આ પ્રમાણે લખે છેઃ—" સમ્રાટો અત્યંત સ્વચ્છંદી અને દુરાચારી છે. તેમનાં વાક્યો અને કાર્યોની સામે વાંધો લે, એવો કોઇ મનુષ્ય રહ્યો નથી. રાજપુરુષો પોતાનાથી હલકી પંક્તિના માણસો ઉપર અત્યંત જુલમ અને ત્રાસ વર્તાવે છે. કોઇ મનુષ્ય મહામહેનતે થોડા-ઘણો પૈસો પેદા કરે છે કે તરતજ રાજપુરુષો જોરજુલમથી તે પડાવી લે છે. સાધારણ જનસમાજ ગુલામ જેવીજ અવસ્થામાં ગુજારે છે. આથી દેશના હુન્નર-ઉદ્યોગને પણ ભારે ધકકો પહોંચ્યો છે. લોકો અતિ દીન

અને દરિદ્રીપણે પોતાનું જીવન વીતાવી રહ્યા છે. ભાગ્યયોગે કોઈ મનુષ્ય, થોડો ઘણો પૈસો પેદા કરી શકે છે તો પોતાના સુખ-સગવડ માટે તેનો ખર્ચ નહિ કરતાં, રાજપુરુષોના ભયને લીધે જમીનમાં ઉંડો દાટી દે છે. અતિ ત્રાસને લીધે ખેડુતો તથા મજુરો બિચારા પૂરેપૂરો ઉદરનિર્વાહ પણ કરી શકતા નથી. ખેડૂતોને જ્યાંસુધી ફરજ પાડવામાં આવતી નથી ત્યાંસુધી તેઓ જમીન ખેડવાને, નહેર ખોદવાને કે સુધારવાને બહાર નીકળતા નથી. સંખ્યાબંધ ગૃહો જીર્ણ થઇ ગયાં છે. કોઇ તેનો ઉદ્ધાર કરાવતું નથી, તો પછી નવું ઘર તો બંધાવેજ કોણ ? ન્યાયાધીશતરીકેનું કર્તવ્ય બજાવનારા કાજીઓ અદલ ઇન્સાફ આપવાને બદલે ઇન્સાફ વેચે છે, એમ કહીએ તો અયોગ્ય નથી. ટુંકામાં આ દેશ છેક દરિદ્રતા અને દુર્દશામાં આવી પડયો છે. રાજ્યના સઘળા ઉચ્ચ હોદ્દેદારોનો વારસો સમ્રાટ પોતેજ પચાવી પાડે છે. કોઇ ધનિક ગૃહસ્થ મૃત્યુ પામે છે કે સમ્રાટ તરતજ તેની સઘળી સંપત્તિ લઇ લે છે. આથી રાજ્યના ઉચ્ચ હોદ્દેદારોના પુત્રોને ભિખ માગવા સિવાય અન્ય કોઇ ઉપાય રહેતો નથી. આવી નિષ્ઠુરતાવાળી રાજનીતિ શાહજહાન બાદશાહના સમયમાં પણ હતી. સમગ્ર દેશ ગંભીર અંધકારમાં ડુબી ગયો છે. "

ઔરંગઝેબના અન્યાય અને જુલમ સામે સખ્ત વાંધો દર્શાવનારો જે એક પત્ર મેવાડના મહારાણા રાજસિંહે ઔરંગઝેબ ઉપર મોકલી આપ્યો હતો, તે પત્ર ઉપરથી પણ તે સમયની દેશની વસ્તુસ્થિતિનું ચિત્ર આપણે પ્રત્યક્ષ કરી શકીએ છીએ. મહારાણા રાજસિંહે લખ્યું હતું કે:-" આપના રાજ્યમાં દેશ નિરંતર લૂંટાયા કરે છે. પ્રજાની દુર્દશાની સીમા રહી નથી. જનસમાજને અમલદારો પોતાના પગતળે છુંદી નાખે છે. ગામડાં અને શહેરો ઉજ્જડ થઇ ગયાં છે. પ્રત્યેક પ્રદેશ કંગાળ અવસ્થામાં આવી પડયો છે. સામ્રાજ્યનું મૂળ પણ દિવસે દિવસે ક્ષીણ થતું ચાલ્યું છે. જ્યારે સમ્રાટને પોતાનેજ પૈસાની તંગી રહ્યા કરે છે, ત્યારે પ્રજાવર્ગને પૈસા વગર કેટલું હેરાન થવું પડતું હશે, તેનો આપે વિચાર કરવો ઘટે છે. સૈનિક પુરુષોની પણ હવે રાજ્ય ઉપર શ્રદ્ધા રહી નથી. વણિકસમાજ અસંતુષ્ટ બની ગયો છે. હિંદુઓને ઉદરાર્થે અન્ન તથા પહેરવાને પૂરતાં વસ્ત્રો પણ મળવાં મુશ્કેલ થઇ પડયાં છે. પ્રજાવર્ગ અત્યારે એવી દુર્દશામાં આવી પડયો છે કે રાત અને દિવસના ચોવીશ કલાક દરમિયાન તે માત્ર એકજવાર ગમે તેમ કરીને પેટ ભરે છે; અને આખો દિવસ ક્રોધ તથા નિરાશાને લીધે કપાળ કૂટયા કરે છે. આવી કંગાળ અવસ્થામાં પણ જો સમ્રાટ પ્રજા પાસેથી હદ ઉપરાંતનો કર લેવા પોતાની પ્રત્યેક સત્તાનો ઉપયોગ કરે, તો શું તેનું સામ્રાજ્ય વિશેષવાર ટકી શકે, એમ તમે ધારો છો ? ઇશ્વરના બનાવેલા તથા ઇશ્વરે મોકલેલા કોઇ પુસ્તકમાં જો તમને શ્રદ્ધા હોય તો એકવાર તે વાંચી

જુઓ, તેના વાચનથી તમે જાણી શકશો કે ઈશ્વર એકમાત્ર મુસલમાનોનોજ નથી, પણ તે સમસ્ત મનુષ્યજાતિનો ઇશ્વર છે. તેણેજ હિંદુ અને મુસલમાનોને ઉત્પન્ન કર્યા છે, તે ઉકત ઉભય કોમો પ્રત્યે સર્વદા સમાનભાવથીજ નિહાળી રહ્યો છે. મસ્જીદમાં જે બાંગ પુકારવામાં આવે છે, તે ઉકત ઇશ્વરના નામનીજ બાંગ હોય છે અને દેવાલયમાં જે ઘંટનો ધ્વનિ ઇશ્વરની પૂજાર્થે થાય છે, તે પણ ઉકત ઇશ્વરનીજ પૂજા કરતો હોય છે. આપે હિંદુઓ પાસેથી જજિયાવેરો લેવાનો નવો ધારો બાંધ્યો છે, પણ તે અન્યાયી અને રાજનીતિથી વિરુદ્ધ છે. એ કરથી દેશ અધિક દુર્દશામાં આવી પડશે. હિંદુઓ જે સ્વતંત્રતા ભોગવતા આવ્યા છે, તે સ્વતંત્રતા ઉપર તે કાયદો ત્રાપ મારશે. આપે જો આપના પોતાના ધર્મના રક્ષણાર્થે તે વેરો લેવાનો નિર્ણય કર્યો હોય, તો સર્વથી પ્રથમ રાજા રામસિંહ પાસેથી અને મારી પોતાની પાસેથી વસુલ કરો. એમ નહિ કરતાં બિચારી કીડીઓ અને માખીઓપ્રત્યે જુલમ ગુજારવો, એ સજ્જનોને માટે ઉચિત નથી. આપના અમાત્યો પણ આપને સુયોગ્ય રાજનીતિનો સહિસલામત માર્ગ દર્શાવતા નથી, તે જોઇ ખરેખર મને બહુ આશ્ચર્ય થાય છે."

મિથ્યાભિમાની રાજાઓને જ્યારે કોઇ સદુપદેશ આપે છે, ત્યારે તે સદુપદેશ તેમને શાંત કરવાને બદલે ઉલટો વિશેષ ક્રોધાંધ બનાવે છે અને તે પોતાના મનમાં એવો ઠરાવ કરી બેસે છે કે આપણા પગતળે ખુંદાતી બીકણ અને બાયલી પ્રજા કોઈ કાળે પણ આપણું અનિષ્ટ કરવાને સમર્થ થઇ શકતી નથી. આથી તેઓ દિનપ્રતિદિન વિશેષ વિશેષ સ્વચ્છંદી અને જુલમી બનતા જાય છે; પણ અગ્નિની માત્ર એકજ ચીણગારી પહાડ જેટલાં લાકડાંઓને બાળીને ભસ્મીભૂત કરવાને સમર્થ છે, એ વાત તેઓ અભિમાનના આવેશમાં છેક ભૂલી જાય છે. ઔરંગઝેબના જુલમને લીધે ભારતવર્ષની હિંદુશકિત પ્રબળપણે ભભુકી નીકળી અને ચોતરફ અગ્નિજ્વાળા ફેલાવતી સુવિશાળ મોગલ-સામ્રાજ્યને બાળી ભસ્મીભૂત કરવાને તૈયાર થઇ ગઇ!

ઔરંગઝેબની વિરુદ્ધમાં રાજસ્થાને માથું ઉંચું કર્યું. ઔરંગઝેબે પણ રાજસ્થાનનાં કિંમતી સુંદર વૃક્ષોને જમીનદોસ્ત કરવા માંડયાં. ગામનાં ગામો બાળીને ભસ્મીભૂત કરવા માંડયાં. મોગલોનાં ઉપરાઉપરિ ધાડાંઓ મોકલી ત્રાસ ફેલાવવા માંડયો. રાજસ્થાનનાં અનેક બાળકો, બાલિકાઓ તથા અબળાઓને તેણે કેદમાં પૂરવા માંડયાં! તથાપિ રાજપૂતપરાક્રમે દિવસે દિવસે વિશેષ ભયંકર સ્વરૂપ ધારણ કરવા માંડયું. બીજી તરફ દક્ષિણમાં મહારાજા શિવાજીએ આગળ આવી મહારાષ્ટ્રીય શકિતને ખીલવવા માંડી અને તેદ્વારા મોગલ—સામ્રાજ્યનો વિનાશ સાધવા માંડયો. અને શિવાજી જ્યારે મૃત્યુ પામ્યો, ત્યારે ઔરંગઝેબ સાહસ અને ધૈર્ય ધારણ કરી પોતે જાતે રણક્ષેત્રમાં હાજર થવા લાગ્યો; પરંતુ

મહાપ્રબળપણે સળગી ઉઠેલી હિંદુશક્તિરૂપી અગ્નિશિખાને તે કેમે કરતાં શાંત કરી શકયો નહિ. મરાઠાઓના અસાધારણ પ્રતાપ પાસે મોગલોનું લશ્કર પુનઃ પુનઃ પરાજિત થઇ નાસી જવા લાગ્યું! અનેક સારા અને શૂરવીર મોગલ સેનાપતિઓ તેમાં નાશ પામ્યા. છેવટે ઔરંગઝેબ મહામહેનતે બાકી રહેલું લશ્કર પોતાની સાથે લઇ રણક્ષેત્રમાંથી નાસી ગયો અને તેણે અહમદનગરના કિલ્લામાં આશ્રય લીધો. હવે તેને પોતાના દુરાચારનો કંઇક ખ્યાલ આવ્યો! પોતાની સંકુચિત રાજનીતિને લીધે મોગલ—સામ્રાજ્યને કેટલું સોસવું પડયું તે હવે સ્પષ્ટરીતે તે જોઇ શકયો. આથી તેને ઘણો પસ્તાવો થવા લાગ્યો; પણ તે હવે નિષ્ફળ હતા. છેવટે તેણે પોતાના પુત્રોને પત્રદ્વારા જણાવી દીધું કેઃ—"મેં મારા જીવનમાં અનેક પાપકર્મો કર્યાં છે. તે બદલ મને કેવી સખ્ત સજા સહવી પડશે, તેનો હું ખ્યાલ કરી શકતો નથી. હું આ વિશાળ સામ્રાજ્યનું રક્ષણ કરવા શક્તિમાન થઇ શકયો નથી. મેં મારો અમૂલ્ય સમય નિરર્થક ગુમાવ્યો છે. મારૂં સૈન્ય પારદની માફક નિત્ય અસ્થિર અને ભયથી વિહ્વલ રહ્યાં કરે છે. મારી પણ તેવીજ સ્થિતિ છે. હવે તો જે બનવાનું હોય તે ભલે બને, મેં મારૂં નાવ તણાતું મૂકી દીધું છે. બસ, હવે રજા લઉં છું. છેલ્લી સલામ!" સમ્રાટ–કુલકલંક ઔરંગઝેબ ૪૯ વર્ષ રાજ્ય કરી, ૮૯ વર્ષની વયે ઇ૦ સ૦ ૧૭૦૭માં ઉક્ત સ્થળેજ પ્રાણનો ત્યાગ કર્યો.

સમ્રાટ અકબરે જે નીતિને અનુસરી ભારતવર્ષને ઉન્નત કર્યો હતો અને તેને મહાશક્તિશાળી વિશાળ સામ્રાજ્યરૂપે પરિણત કર્યો હતો, તે નીતિનું તેના વંશજોમાંના કોઇએ અનુકરણ કર્યું નહિ. અકબરના અનુગામીઓ યુક્તિ અને વિવેકબુદ્ધિને તુચ્છવત્ ગણી, ઉદ્દેશને તિલાંજલિ આપી, એકમાત્ર પક્ષપાતમાંજ અંધ બની ગયા અને એ રીતે ભારતવર્ષને અધોગતિના ઉંડા અંધકારમાં ઘસડી જવાનો પ્રયત્ન કરવા લાગ્યા. અકબરની આજસુધીની સઘળી મહેનત તથા યોજનાઓ ઉપર પાણી ફર્યું! મેલેસન સાહેબ લખે છે કેઃ–"અકબર જે નીતિને વળગી રહ્યો હતો તેજ નીતિનું જો તેના વંશજોએ અનુકરણ કર્યું હોત, તો મોગલસામ્રાજ્યનું પતન કદાપિ થાત નહિ." લેનપૂલ સાહેબ તથા ટૉડ સાહેબ પણ કહે છે કેઃ–"ઔરંગઝેબના મૃત્યુ પૂર્વેજ લાંબા કાળથી મોગલસામ્રાજ્ય એવું તો હચમચી રહ્યું હતું કે તેને પડવામાં વધારે વિલંબ રહ્યો નહોતો; અર્થાત્ મોગલસામ્રાજ્ય પડું પડુંજ થઇ રહ્યું હતું."

ઔરંગઝેબની પછી જેમણે "સમ્રાટ"નું પદ ધારણ કર્યું હતું, તેઓ એક રીતે મુસલમાન અમાત્યોના હાથમાં રમકડાંની પેઠેજ નાચતા હતા, એમ કહીએ તો ખોટું નથી; કારણ કે તે સમ્રાટોનું અસ્તિત્વ, તેમનો વૈભવ તથા તેમનું મૃત્યુ પણ ઉક્ત અમાત્યોના સ્વાર્થ ઉપરજ આધાર રાખી રહ્યું હતું. મતલબ

કે, હવે તો અમાત્યોજ રાજ્યના કર્તા–હર્તા થઇ બેઠા હતા, સમ્રાટો તો માત્ર નામ-નાજ હતા. રાજ્યના નોકરોમાંજ, હદ ઉપરાંતની સ્વાર્થી ખેંચતાણને લીધે અસંતોષ ફેલાવા લાગ્યો. છેવટે તેમણે પણ રાજ્યની સામે બળવો ઉઠાવ્યો અને ઇરાન-રાજ નાદીરશાને ભારતવર્ષ ઉપર ચડાઇ લઈ આવવાને લલચાવ્યો ! તેણે ઇ૦ સ૦ ૧૭૩૯માં દિલ્હી ઉપર હલ્લો કર્યો અને દોઢ લાખ રહેવાસીઓનો–સ્ત્રીપુરુષો તથા બાળકોનો–પણ ક્રૂરતાપૂર્વક વધ કર્યો. નાદીરશાની સામે થઇ શકે એવું સામર્થ્ય તે સમયે કોઇનામાં રહ્યું નહોતું. સુપ્રસિદ્ધ મયૂરાસન આદિ કરોડો રૂપિયાની કિંમતી વસ્તુઓ તે અનાયાસે પોતાના દેશમાં લઇ જઇ શક્યો. નાદીરનો એક સેનાપતિ–અહ્મદશા દુરાની કે જે અફઘાનીસ્તાનનો અધિપતિ બની બેઠો હતો, તેણે પણ વારંવાર ભારતવર્ષ ઉપર ચડાઇઓ કરવા માંડી હતી. ઇ૦ સ૦ ૧૭૫૬ માં તે ત્રીજીવાર સવારી લઇ આવ્યો અને દિલ્હી તથા મથુરાનગરી લૂંટી લઇ અસંખ્ય ભારતવાસીઓને પકડી તથા મારી નાખી પોતાના મૂળ સ્થાને ચાલ્યો ગયો. એક તરફ આ પ્રમાણેના ઉપરા–ઉપરિ હલાઓને લીધે મુસલમાન શક્તિ નબળી પડવા લાગી અને બીજી તરફ તેજ અરસામાં અંગ્રેજોએ મીરજાફરની સહાયતાથી દાવ–પેચ લડાવીને પ્લાસીના ક્ષેત્રમાંથી સિરાજ–ઉદ્–દૌલાને નસાડી મૂક્યો; અને એ રીતે બંગાળ, બિહાર તથા ઉડીસામાંથી મુસલમાન શક્તિનો પ્રતાપ દૂર કર્યો. ત્યાર પછી ભારતમાં અયોધ્યા અને હૈદ્રાબાદ એ બે સ્થળોમાંજ મુસલમાન રાજ્ય ટકી રહ્યું. ઇ૦ સ૦ ૧૭૬૦ માં મહીસુરનું હિંદુનું રાજ્ય જો કે મુસલમાનોના હાથમાં ગયું હતું તોપણ ભારતવર્ષમાં હિંદુશક્તિની સામે થવા જેટલું બળ કોઇમાં રહ્યું નહોતું. સમગ્ર ભારતમાં હિંદુઓનો પ્રતાપ પ્રકાશી રહ્યો હતો. હિંદુઓના પરાક્રમથીજ મુસલમાનગૌરવે ભારતમાંથી સદાને માટે વિદાયગીરી લીધી હતી.

ઔરંગઝેબના સમયમાં બર્નિયર સાહેબે લખ્યું છે કેઃ–"ભારતમાં હજી એવા સેંકડો નરપતિઓ રાજ કરે છે કે જેઓ સમ્રાટને કોઈ પણ પ્રકારનો કરઆપતા નથી.તેમાં પણ ૧૫–૧૬ રાજાઓતો અત્યંત સત્તાધારી તથા વૈભવશાળી છે. મેવાડનો મહારાણો સર્વથી અધિક બળવાન અને પ્રતાપવાન છે. એ મહારાણાની સાથે જો જયપુરનો અધિપતિ રાજા જયસિંહ તથા જોધપુરનો અધિપતિ રાજા યશવંતસિંહ મળી જાય તો માત્ર આ ત્રણ હિંદુ રાજાઓજ મોગલસામ્રાજ્યને સંપૂર્ણ મુશ્કેલીમાં ઉતારી શકે અને ધારે તો પાયમાલ પણ કરી શકે. ઉક્ત ત્રણ રાજાઓમાંનો પ્રત્યેક રાજા મોગલો કરતાં વિશેષ બળવાન છે. એક એક રાજા ૨૦ હજાર ઘોડેસ્વારોનું સૈન્ય રણક્ષેત્રમાં ઉતારી શકે તેમ છે. રાજા જયસિંહ જેવો કાર્યકુશળ પુરુષ સમસ્ત મોગલ સામ્રાજ્યમાં અન્ય કોઇ નથી, એમ કહીએ તો ચાલે. તે સિવાય મુસલમાનોની સંખ્યા પણ એટલી બધી નજીવી છે કે સો હિંદુઓ પાછળ માત્ર એકજ મુસલમાનની સરેરાશ નીકળી શકે છે." ટૉડ સાહેબે લખ્યું છે કેઃ–"ઔરંગઝેબના

સમયમાં રાજસ્થાનનો પ્રત્યેક રાજા નૈતિકબળમાં તથા સાહસમાં અસાધારણ ગણાતો હતો. " તે ઉપરાંત પંજાબમાં પુરુષસિંહ-ગુરુ ગોવિંદસિંહે જન્મ લઇ હિંદુ –મુસલમાનને સંમિલિત કરી શીખ નામની એક એવી પરાક્રમી તથા સાહસી જાતિ તૈયાર કરી કે જેણે હિંદુકુશના બરફવાળા શિખરોમાં તથા સહરા જેવા સખ્ત તાપવાળા રણમાં એકસરખું અદ્ભુત વીરત્વ દર્શાવી, જગતને આશ્ચર્યમુગ્ધ કર્યું છે. તે જાતિનો વીરત્વરૂપી સૂર્ય આજની અંધકારમયી અવસ્થામાં પણ આંજી નાખે તેવો પ્રકાશ આપી રહ્યો છે. પંજાબમાં આ પ્રમાણે જ્યારે એક લશ્કરી જાતિ તૈયાર થઇ રહી હતી, ત્યારે બીજી તરફ મધ્ય સ્થળમાં–ભરતપુરમાં જાટ નામની એક અન્ય હિંદુશક્તિ પ્રબળ બનતી જતી હતી. જાટ લોકોના પ્રતાપથી પણ દિશાઓ કંપવા લાગી હતી.

ઔરંગઝેબના મૃત્યુ પછી ઉક્ત હિંદુશક્તિઓએ પોતાનો પ્રતાપ વિસ્તારવા માંડયો. અગ્નિની શિખા જેવી રીતે આસપાસનાં કાષ્ઠને બાળતી આગળ વધે, તેવી રીતે હિંદુશક્તિ પણ આગળ વધવા લાગી. ઔરંગઝેબ મૃત્યુ પામ્યો છે. હવે તે હિંદુશક્તિઓની સામે ટક્કર ઝીલે એવો કોઇ પુરુષ રહ્યો નહોતો. વસ્તુતઃ તેમની સામે આવીને ઉભું રહેવું, એ પણ કંઇ નાનીસૂની વાત નહોતી. મધ્યસ્થળમાંથી રાજપૂતો કિંવા જાટ લોકો, દક્ષિણમાંથી મરાઠાઓ તથા પશ્ચિમમાંથી શીખ લોકો આગળ ધસી સુવિશાળ મોગલ—સામ્રાજ્યને ગળી જવા લાગ્યા. તે સિવાય નેપાળમાં હિંદુશક્તિનું ચૈતન્ય જાગૃત થયું. કુચબિહાર, ત્રિપુરા તથા મણિપુર આદિ રાજ્યોએ પણ હિંદુશક્તિનો સ્વાદ ચખાડવા માંડયો. બંગ–બિહાર તથા ઉડીસાના હિંદુ જમીનદારો પણ ક્રમે ક્રમે શક્તિવાન બનવા લાગ્યા. આ રીતે સમસ્ત ભારતવર્ષમાં હિંદુગૌરવનો પ્રકાશ ઝળહળવા લાગ્યો. હિંદુશક્તિનું ચૈતન્ય ભારતવર્ષની નસોમાં વહેવા લાગ્યું. સર્વ કોઇને એવી ખાત્રી થઇ ગઇ કે હવે હિંદુઓના દુઃખના દિવસો ચાલ્યા ગયા; પરંતુ હાય ! સ્વાર્થાંધતાના પંજામાંથી હિંદુઓ આ પ્રસંગે પણ છૂટા થઇ શકયા નહિ. શીખ લોકોએ પ્રથમ જે આશા આપી હતી, તે નિરાશામાં બદલાઇ ગઇ. તેમણે પંજાબ પ્રાંત પોતાના હાથમાં લઇ લીધો અને નાનામોટાં શહેરો તથા ગામડાઓ લૂંટી લઇ અસંખ્ય નિરપરાધી સ્ત્રી–પુરુષોને મારી નાખ્યાં. તે સિવાય કુસંપે પણ તેમનામાં પ્રવેશ કર્યો. અર્થાત્ રણજીતસિંહના સમયસુધી તેઓ જુદા જુદા પક્ષોમાં ભળી જઇ પોતાનો વિનાશ પોતેજ સાધવા લાગ્યા. સમસ્ત રાજસ્થાને જો કે પુનઃ એકવાર સ્વતંત્રતા પ્રાપ્ત કરી; તોપણ તેમણે પોતાનાં ભૂતકાળનાં દુઃખોનો વિચાર કરી, પાછલી સ્થિતિનું સ્મરણ કરી; અન્ય હિંદુશક્તિ સાથે મળી જવાનું, કિંવા સમસ્ત રાજસ્થાનને એક પ્રબળ હિંદુરાજ્યતરીકે સ્થાપિત કરવાનું તથા સુદૃઢ કરવાનું યોગ્ય ધાર્યું નહિ. જાટ લોકો પણ જો કે મહાશક્તિવાળા બની ગયા હતા

તોપણ તેમણે સમસ્ત દેશની ઉન્નતિઅર્થે પ્રયત્ન નહિ કરતાં ચોતરફ લૂંટફાટો કરવામાંજ પોતાની સાર્થકતા માની લીધી. મરાઠાઓએ પણ આશાના પ્રમાણમાં મોટી નિરાશા ઉપજાવી. ઔરંગઝેબના મૃત્યુ પછી જો કે ભારતવર્ષમાં તેઓ અસાધારણ વીરત્વ તથા શૂરત્વવાળા ગણાતા હતા, તેમની શક્તિ તથા પ્રતાપની છાપ સર્વ કોઈના અંતઃકરણમાં ચોંટી ગઈ હતી, છતાં તેઓ પણ પોતપોતાનો સ્વાર્થ સાધી લેવામાં ભારતભૂમિનું હિત વિસરી ગયા. પેશ્વાઓએ પૂનામાં, ભોંસલાઓએ નાગપુરમાં, સિંધિયાએ ગ્વાલિયરમાં, હોલકરે ઇન્દોરમાં તથા ગાયકવાડે વડોદરામાં ભિન્ન ભિન્ન મહારાષ્ટ્રીય રાજ્યોની સ્થાપના કરી અને એ રીતે મહારાષ્ટ્રીય શક્તિનો ક્ષય કર્યો. છતાં મરાઠાઓ ભારતવર્ષમાં એટલા બધા બળવાન રહ્યા કે તેમણે મદમાં આવી જઇ, ભારતસમ્રાટ બની બેસવાના વિચારથી થોડા જાટ લોકો અને થોડા રાજપૂતોની સાથે દિલ્હી ઉપર ચડાઈ કરી. દિલ્હીનો કબજો તો મેળવ્યો પણ તરતજ અહંકારમાં અંધ બનેલા મરાઠાઓ જાટ લોકો સાથે કલેશ–કંકાસ કરવા લાગી ગયા. આથી અભિમાની મરાઠાઓનો ત્યાગ કરી જાટ લોકો પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. મરાઠાઓએ ભારતની સમસ્ત હિંદુશક્તિને સંમિલિત કરવાનો લેશમાત્ર પણ પ્રયાસ કર્યો નહિ, એક ચતુર્થાંશ હિંદુઓની સાથે પણ સુલેહ–સંપથી કામ લેવાનું તેમને સૂઝયું નહિ. બીજી તરફ અયોધ્યાનો નવાબ તથા રોહીલખંડ વગેરે પ્રદેશોના મુસલમાન રાજાઓએ અફઘાનીસ્તાનના અધિપતિ અહમદશા દુરાની સાથે મળી જઇ, મરાઠાઓની શક્તિનો વિનાશ કરવા માંડયો. છેવટે કુરુક્ષેત્રના ભયંકર મેદાનમાં દારુણ યુદ્ધ થયું; તેમાં હોલકરના વિશ્વાસઘાતથી મરાઠાઓ પરાજિત થયા. તેમની બે લાખની સૈન્યસંખ્યા આ યુદ્ધમાં હણાઇ ગઇ. (ઇ૦ સ૦ ૧૭૬૦)

આટલું છતાં હિંદુઓની આંખ ઉઘડી નહિ. સંપની આવશ્યકતા તથા એકયની ઉપકારકતા તેઓ સમજી શકયા નહિ. મરાઠાઓ અભિમાનના આવેશમાં યોગ્ય માર્ગ જોઈ શકયા નહિ. તેમણે સ્વાર્થાંધ બની રાજસ્થાન, પંજાબ, બંગાળા, ઉડીસા તથા ભારતવર્ષના અન્ય અન્ય પ્રાંતોમાં ધાડાંઓ પાડવા માંડયા અને લૂંટફાટ કરી તથા નિરપરાધી હિંદુઓને મારી નાખી સર્વત્ર ત્રાસ વર્તાવવા માંડયો. લૂંટમાં મળેલા દ્રવ્યની ખાતર પણ તેઓ ભાગ વહેંચતી વખતે પરસ્પરમાં લડીને નબળા પડવા લાગ્યા. જો તેઓના અંતઃકરણમાં સ્વદેશભક્તિનો સંચાર થયો હોત તો ભારતની સમસ્ત હિંદુશક્તિને તેઓ સંમિલિત કરવાનો પ્રયત્ન કર્યા વગર રહેત નહિ અને જો તેમણે તે પ્રસંગે એવો પ્રયત્ન કર્યો હોત, તો હિમાલયથી લઈ ઠેઠ રામેશ્વરપર્યંત એક મહાબળશાળી હિંદુસામ્રાજ્ય સ્થાપિત થયા વગર રહે: .પૃથ્વીમાં હિંદુગૌરવનો રવિ પુનઃ એકવાર પ્રકાશ્યા વગર રહેત નહિ; પરંતુ ભારતના ભાગ્યમાં એવો સુભાગી દિન નહોતો એટલાજ માટે મરાઠાઓએ તથા રાજપૂતોએ અને શીખ

તથા જાટ લોકોએ ભારતની રંગભૂમિ ઉપરથી મુસલમાનોને કહાડી મૂકયા અને ભારતની રાજશકિત પોતાના હાથમાં લીધી તો ખરી, પણ સ્વાર્થવૃત્તિનાં ઝેરી હથીઆરો લઇ, યાદવકુળની માફક અંદર અંદરજ કપાઇ મરવા લાગ્યા. તેમની આત્મહત્યાઓથી તથા સાહસ અને પરાક્રમના દુરુપયોગથી ભારતવર્ષમાં અશાંતિ અને કલેશની નવીજ હોળી સળગી ! ભારતની ભિન્ન ભિન્ન જાતિઓ પરસ્પરના દુરાચારો જોઇ પરસ્પરનો નાશ કરવાને તૈયાર થઇ ગઇ! હિંદુઓ પોતાની શકિતનો તથા સમયનો અયોગ્ય ઉપયોગ કરે છે, એમ જોઇ તથા હિંદુઓ છેલ્લાં સેંકડો વર્ષોનો કડવો અનુભવ પણ ભૂલી ગયા છે, એમ ધારી ભારતવર્ષની રાજલક્ષ્મી હિંદુઓ ઉપરની આશા તથા વિશ્વાસને ત્યજી દઇ અંગ્રેજ વ્યાપારીઓની પાસે હાજર થઇ. હિંદની રાજલક્ષ્મીની પ્રાર્થનાનો સ્વીકાર કરી અંગ્રેજ વ્યાપારીઓ શાંતિના સ્વચ્છ-સુંદર પોષાકમાં હાજર થયા. આત્મદ્રોહ કરવાને તત્પર થયેલા હિંદીવાનોના એક પક્ષને મદદ આપવાને તેઓ મદ્રાસ, કલકત્તા તથા મુંબઇમાંથી બહાર નીકળવા લાગ્યા, અને એક પછી એક હિંદુશકિતને તાબે કરવા લાગ્યા. મરાઠાઓ, રાજપૂતો, શીખો તથા જાટ લોકોએ છેવટસુધી એકત્ર થવાનો પ્રયત્ન કર્યો નહિ,એટલુંજ નહિ પણ આત્મકલેશનો પણ પરિત્યાગ કર્યો નહિ. હિંદુઓની આ સ્વાર્થાંધતાનું, આત્મદ્રોહનું, વિવેકહીનતાનું તથા નિર્બળતાનું પરિણામ જે આવવું જોઇએ તેજ આવ્યું. થોડી સંખ્યાવાળા છતાં કુશળ અંગ્રેજ વ્યાપારીઓએ અનંત સંખ્યા તથા અપાર બળવાળા છતાં સંપ અને કુશળતાવિનાના હિંદુઓના હાથમાંથી તેમનાજ ધનબળ અને બાહુબળવડે ભારતવર્ષને પોતાના સ્વાધીનમાં લીધો અને પ્રબળ પ્રતાપી મરાઠાઓ તથા રાજપૂતો, શીખો તથા જાટલોકોનાં પરાક્રમો માત્ર દસ્ય કાવ્યરૂપેજ રહી ગયાં !

સહૃદય અંગ્રેજ પ્રજાએ ભારતને પુનઃ ઉન્નતિના માર્ગે લઇ જવાનો આરંભ કર્યો. ભારતની ભિન્ન ભિન્ન જાતિઓએ આત્મકલહનો પરિત્યાગ કર્યો. અંગ્રેજના શાંતિમય રાજ્યમાં અનેક જંગલી પ્રજાઓ સુધારાના માર્ગમાં ગતિ કરવા લાગી વિદેશી લૂંટારાઓના હલ્લાઓ શાંત થયા. હજારો કોસો જેટલી જમીન કે જે અત્યારપર્યંત ખેડાયા વગર પડી રહી હતી, તેમાંથી પાક લેવાય તેવા પ્રયત્નો થવા લાગ્યા. ગળી અને ચ્હાની ઉત્પત્તિવડે દેશની સંપત્તિમાં ઉમેરો થવા લાગ્યો. કલકત્તા, મુંબઇ તથા મદ્રાસ જેવી મહાનગરીઓએ માથાં ઉંચાં કર્યાં. અનેક વહાણો તથા સ્ટીમરોનાં બાંધકામો થવા લાગ્યાં. અનેકાનેક ખાણોની નવી નવી શોધો થઈ. કળ-કારખાનાંઓથી દેશ ઉભરાઈ જવા લાગ્યો. લોકોના જાન-માલનું સંપૂર્ણ રક્ષણ થવા લાગ્યું. કોઇને કોઇ પણ પ્રકારનો ત્રાસ રહ્યો નહિ. પ્રત્યેક નગરમાં દવાખાનાંઓ, ન્યાયની અદાલતો તથા વિદ્યાલયોની સ્થાપના થવા લાગી. કાયદાકાનુનો તૈયાર થયા. દેશી સાહિત્યમાં નવું જીવન વહેવા લાગ્યું. છાપખાનાંઓનો તથા

વર્તમાનપત્રોનો ફેલાવો થવા માંડયો. ધર્મ તથા સમાજમાં સુધારાઓ કરવાની ચોતરફ હિલચાલો થવા લાગી. સ્વતંત્રતા અને પરતંત્રતાના વિચારો થવા લાગ્યા. રેલ્વે, તાર, પોસ્ટ ઑફિસ, સ્ટીમર, નહેરો તથા પાશ્ચાત્ય જ્ઞાનના સંસ્કારોવડે દેશઉપર મહાન ઉપકાર થયો. સુધારાનાં સઘળાં સાધનો ભારતવર્ષને સંમિલિત કરવાની તરફેણ કરવા લાગ્યાં. ભારતવર્ષમાં નવા યુગનો સૂર્ય પ્રકાશવા લાગ્યો. નવીન ભારતની ઉત્પત્તિ થઇ. આ પ્રમાણે આ વિવિધરંગી ભારતવર્ષીય નાટકમાં આ એક અંક એવો આવ્યો કે જેના બાહ્યદર્શનથી આપણને સંતોષ થયા વગર રહે નહિ; પણ દેશની આંતરસ્થિતિ તો જૂદોજ ખ્યાલ આપનારી થઇ પડી !

ભારતવાસીઓ દિવસે દિવસે ક્ષીણ અને કાયર બનવા લાગ્યા. અંગ્રેજી રાજ-સત્તાને લીધે વિદેશમાં ઉત્પન્ન થતો માલ ભારતનાં દરેક નાનાં ગામડાંમાં પણ દાખલ થવા લાગ્યો અને એ રીતે દેશી ઉદ્યોગ–હુન્નર તથા શિલ્પકળાનો નાશ થતો ગયો, જેથી દેશમાં દરિદ્રતા વધવા લાગી ઇ૦ સ૦ ૧૮૮૨ માં પ્રત્યેક ભારતવાસી દીઠ સરાસરી વાર્ષિક આવક ૨૭–૦–૦ રૂપિયાની નક્કી થઇ હતી. દેશમાંના જે લોકોને એથી જેટલી પણ વધુ આવક હોય તેટલાજ પ્રમાણમાં બાકીનાં મનુષ્યોને ભૂખમરો વેઠવો પડે એ વાત સ્પષ્ટજ છે. સહૃદય ડિગ્બી સાહેબ લખે છે કેઃ–" ઉક્ત વાર્ષિક આવક ૧૮૯૮–૯૯ જેવા સાધારણ વર્ષમાં પ્રત્યેક મનુષ્યદીઠ માત્ર રૂા. ૧૭–૭–૬ જેટલીજ રહી હતી અને ઇ૦ સ૦ ૧૯૦૦ ના દુકાળના વરસમાં તો માત્ર રૂા. ૧૨–૬–૦ જેટલીજ સરેરાશ નીકળી હતી." બીજા દેશોની વાર્ષિક આવક સાથે જ્યારે આપણે આપણી આવકની તુલના કરીએ, ત્યારેજ ભારતની યથાર્થ ગરીબીનો ખ્યાલ આપણે કરી શકીએ તેમ છીએ. સ્વતંત્ર ઇંગ્લાંડ દેશમાં પ્રત્યેક મનુષ્યની વાર્ષિક આવક રૂા. ૬૧૫ ની, સ્વાધીન અમેરિકામાં રૂા. ૪૦૮ ની, સ્વાધીન ફ્રાંસમાં રૂા. ૩૮૫ ની, સ્વાધીન જર્મનીમાં રૂા. ૨૮૦ ની, અંગ્રેજોની સત્તા નીચે રહેલ ઑસ્ટ્રેલિયામાં રૂા. ૬૫૧ ની, કેનેડામાં રૂા. ૪૦૩ ની તથા આયર્લેંડમાં રૂા. ૨૪૦ ની હોવાનું જણાવવામાં આવે છે.+ હંટર સાહેબ ઇ૦ સ૦ ૧૮૮૦ માં લખે છે કેઃ–"આ દેશમાં દુષ્કાળ જેવું કંઇજ ન હોય તોપણ ૪ કરોડ ભારતવાસીઓ પોતાનું પેટ સંપૂર્ણરીતે ભરી શકતા નથી." ડિગ્બી સાહેબ કહે છે કેઃ–" વીશમા સૈકાના પ્રારંભમાં, અંગ્રેજ સત્તાતળેના ભારતવર્ષમાં નવ કરોડ માણસો બરાબર ( નિયમિતરૂપે ) ભૂખ્યાં રહ્યા કરે છે. " સુકાળના સમયમાં પણ જ્યારે આ દેશનાં રહેવાસીઓની આવી કંગાળ અવસ્થા ચાલુ રહ્યા કરે છે, તો પછી દુકાળના સમયમાં તેમની કેટલી પાયમાલી થતી હશે, તેનો વિચાર આવતાં કમકમાટી ઉપજ્યા વગર રહેતી નથી. ડિગ્બી સાહેબ કહે છે કેઃ–" ઇ૦ સ૦ ૧૮૫૪ થી ઇ૦ સ૦ ૧૯૦૦

+ આ આંકડાઓ મૂળ બંગાળી પુસ્તક લખાયું તે સમયના સમજવા **મંત્રી. સ૦ સા૦**

સુધીમાં, ગવર્નમેંટના હિસાબ પ્રમાણે દુકાળ અને તેના જેવા અન્ય ઉપદ્રવોને લીધે પ્રત્યેક વર્ષે સરેરાશ ૫ લાખ મનુષ્યો મરણ પામી ગયાં છે. ( મૃત્યુ પામ્યાં છે. )" જો આ હિસાબ પ્રમાણિક હોય તો છેલ્લા ૪૭ વર્ષમાં ૨ કરોડ ૩૫ લાખ મનુષ્યો ભૂખમરાને લીધે મુએલાં હોવાં જોઇએ. ડિગ્બી સાહેબ વધારામાં જણાવે છે કેઃ–"ઉપર જે મૃત્યુસંખ્યા ગણાવી તેમાં વર્તમાન સમયે તો ઘણોજ વધારો થયો છે." તેમના મત પ્રમાણે છેલ્લા એક દસકામાં દોઢ કરોડ માણસો અન્ન–વસ્ત્રના અભાવે તથા તેના જેવા બીજા ઉપદ્રવોને લીધે મૃત્યુને આધીન થયાં છે. આ હિસાબ પ્રમાણે જોઇએ તો વર્તમાન સમયે પ્રત્યેક વર્ષે સરાસરી ૧૫ લાખ માણસો ઉપર કહેલાં કારણોને લીધે પંચત્વ પામતાં હોય તેમાં નવાઇ નથી !

બીજી તરફ ઈ૦ સ૦ ૧૮૩૪–૩૫ થી લઇ ઇ૦ સ૦ ૧૮૯૮ સુધીમાં એક હજાર કરોડથી પણ અધિક રૂપિયા ભારતવર્ષમાંથી ખેંચાઇ ગયા હતા. અંગ્રેજી રાજ્યની શીતળ છાયા નીચે હજીપણ પ્રત્યેક વર્ષે ૪૫ કરોડથી અધિક રૂપિયા ભારતવર્ષમાંથી બહાર ખેંચાઇ જાય છે. યૂરોપિયનોએ આ દેશમાં પગ મૂકયો ત્યારથી લઇને તે આજપર્યંત કેટલું નાણું ભારતવર્ષમાંથી, ઉપર કહ્યું તે પ્રમાણે ચાલ્યું ગયું હશે, તેનો એકવાર વિચાર કરો. ભારતની કંગાલિયતનું કિંવા દરિદ્રતાનું એ પણ એક કારણ છે, એમ અનેક અંગ્રેજો કબૂલ કરે છે. એ એક પર્વત જેટલું હિંદનું નાણું જો હિંદના હુન્નર ઉદ્યોગોને ખીલવવા માટેજ વપરાયું હોત, તો આ દેશની આર્થિક અવસ્થા કેટલી બધી ઉન્નત થઈ શકી હોત ? તેમ નહિ થવાથી આજે ભારતવર્ષની મૂળ સ્થિતિમાં કેટલો બધો ફેરફાર થઈ ગયો છે !

મુસલમાન રાજાઓ પૂર્વે જે નાણું ભારતવાસીઓ પાસેથી એકઠું કરતા તે નાણું પુનઃ ભારતવર્ષની અંદરજ ખર્ચાઇ જતું હતું; તેથી હિંદનું ધન હિંદની બહાર જઇ શકતું નહિ; અર્થાત્ પૂર્વે હિંદનું ધન હિંદમાંજ રહેતું. આ સર્વ બાબતોનો વિચાર કરવાથી કોઇ પણ સહૃદય હિંદીનું અંતઃકરણ ઉકળ્યા વગર રહેશે નહિ; અસ્તુ. આસપાસની સઘળી સ્થિતિનો વિચાર તથા તુલના કરવાથી એટલું તો કહી શકાશેજ કે વર્તમાન સમય કરતાં સમ્રાટ અકબરના સમયમાં ભારતવાસીઓને અન્ન–વસ્ત્રનું બહુજ અલ્પ કષ્ટ હતું.

સ્વજાતિને પ્રસંગોપાત સાવધ બનાવવાની ભાવનાથી ટૉડ સાહેબ પોતાના ગ્રંથમાં લખે છે કેઃ–" મોગલસામ્રાજ્યનું પતન શામાટે થયું તેના ઉત્તરમાં અનેક કારણો રજુ કરી શકાય તેમ છે. આ કારણોવિષે વિચાર કરવાથી આપણને ઘણો કિંમતી રાજનૈતિક ઉપદેશ પ્રાપ્ત થઈ શકે છે. પ્રથમ ઉપદેશ તો તેમાંથી એજ મળે છે કે, નૈતિકબળ અદૃશ્ય થવા છતાં તેની અસર લાંબા સમય-

પર્યંત ટકી રહે છે. બીજો એ કે, નૈતિકબળ વગરનો કેવળ પશુઓનેજ છાજે તેવો બળાત્કાર કિંવા જોરજુલમ લાભને બદલે હાનિ કર્યા વિના રહેતો નથી. જુલમ કિંવા ત્રાસ કેટલો બધો અનર્થકારી છે, તસંબંધી, મોગલસામ્રાજ્ય આપણને બહુ સારો બોધ આપે છે. ઔરંગઝેબ જ્યારે રાજપૂતોની ઉપર અવિશ્વાસ અને અશ્રદ્ધા પ્રદર્શિત કરતો હતો, તેજ વખતે તે પોતાની શક્તિનો મૂળ પાયો જડમૂળમાંથી ખોદી રહ્યો હતો, એમ કહીએ તો ખોટું નથી. જ્યારે તે જનસમાજના વિચારોને ગુંગળાવી નાખવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, તેજ વખતે અકબરે પોતાના બળદ્વારા જે મોગલસામ્રાજ્યરૂપી સુવિશાળ મહેલની સ્થાપના કરી હતી, તેજ મહેલનો પાયો ઔરંગઝેબના મૃત્યુ પહેલાંજ ડોલી રહ્યો હતો. મોગલરાજ્યનો સૂર્યાસ્ત એમ પણ સ્પષ્ટરૂપે સૂચવી રહ્યો છે કે, જે રાજ્ય સાધારણ **જનસમાજની પ્રીતિનો આશ્રય મેળવી શકતું નથી, તે રાજ્ય ગમે તેટલી ઉચ્ચ રાજનીતિ–કુશળતા ધરાવતું હોય, તે રાજ્ય ગમે તેટલી સર્વોત્તમ સૈનિકવ્યવસ્થા ધરાવતું હોય, તેમજ તે રાજ્યની પાસે ગમે તેટલું ધનબળ કે જનબળ હોય તોપણ તે વિશેષ સમયપર્યંત ટકી શકતું નથી."**

મોગલસામ્રાજ્યનો જે અસ્ત થયો, પઠાણસામ્રાજ્યનું જે પતન થયું અને હિંદુસામ્રાજ્યનો જે અંત આવ્યો તેમાં ઉપર કહ્યું તે માત્ર એકજ કારણ હતું, એમ ઇતિહાસ મુક્તકંઠે સ્વીકારે છે. એક સાધારણ વણિક વેપારી જેવી રીતે સમસ્ત દિવસના સખ્ત પરિશ્રમ પછી રાત્રીના સમયે દીવો સળગાવી પોતાના નફા–ટોટાનો હિસાબ કહાડે છે, તેવી રીતે અમે પણ આ ગ્રંથની જીવનસંધ્યા સમયે, શામાટે હિંદુઓનું પતન થયું અને શામાટે હિંદુઓ અધઃપતિત અવસ્થામાં રહ્યા કરે છે, તેવિષે એકવાર વિચાર કરી જવાની અમારી ફરજ સમજીએ છીએ.

મહત્ત્વનો પ્રશ્ન એ છે કે દેશની શક્તિનો મૂળ આધાર અમીરઉમરાવો ઉપર છે, કે સાધારણ જનસમાજ ઉપર? શ્રીમંતવર્ગની સંખ્યા દેશમાં હમેશાં આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલી સીમાબદ્ધજ હોય છે, ત્યારે સાધારણ જનસમાજ મહાસમુદ્રનાં મોજાંઓની માફક અસંખ્ય હોય છે. સામાન્ય પ્રજાવર્ગ ધારે તેજ ક્ષણે એક પર્વત જેટલું દ્રવ્ય ગમે ત્યાંથી પેદા કરી શકે છે, બળવો જગાડવાની જરૂર પડે ત્યારે સર્વથી પ્રથમ બહાર ધસી આવે છે અને ટુંકામાં સાધારણ જનસમાજ જો અમુક પ્રકારનો દૃઢ સંકલ્પ કરે, તો તે સંકલ્પ ગમે તેટલો અસાધ્ય હોય તોપણ તે સિદ્ધ કર્યા વગર રહેતો નથી. સામાન્ય જનસમાજને એકમાત્ર પોતાનું માથું ગુમાવવા સિવાય બીજું કાંઈ ગુમાવવાપણું હોતું નથી, તેથી તેમનામાં સાહસ પણ પાર વગરનું હોય છે અને તેઓ આત્મભોગ આપવાને પણ ગમે તે ક્ષણે બહાર પડી શકે છે. બીજી તરફ જોઈએ તો અમીરવર્ગને પોતાના મસ્તક સિવાય સુખ–વિલાસ–વૈભવ–માન–કીર્તિ વગેરેના નાશનો પણ ભય

હોય છે. ખરૂં કહીએ તો સામાન્ય જનસમાજને પોતાના પ્રાણની જેટલી પરવા નથી હોતી, તેટલી પરવા અમીરોને પોતાના વૈભવ-વિલાસની હોય છે; એટલાજ માટે અમીરો ગમે તેવા મહાન આપત્તિના સમયમાં પણ ઉન્નતિના માર્ગે ગતિ કરી શકતા નથી, તેમજ ખુલી રીતે બહાર પડી શકતા નથી. આ સઘળાં કારણોવિષે વિચાર કરવાથી એમ સ્પષ્ટ જણાય છે કે, અસંખ્ય સાધારણ જનસમાજની ઉપરજ કોઇ પણ દેશની જાતીય શક્તિનો આધાર રહેલો છે. વસ્તુતઃ અમીરવર્ગ એ દેશરૂપી શરીરનો વર્ણ કિંવા બાહ્ય શોભામાત્રજ છે, જ્યારે સામાન્ય સમાજ એ દેશરૂપી શરીરના હાડ-માંસરૂપ હોય છે. આવો હિતકર અને આવો અતિ અગત્ય ધરાવનારો અગણિત સાધારણ જનસમાજ ઘણા લાંબા સમયથી ભારતવર્ષમાં અમીરવર્ગ તરફથી તિરસ્કાર તથા અપમાન પામતો રહ્યો છે, રાજ્યસંબંધી વ્યવસ્થામાં તેમનો મુદ્દલજ અવાજ રહેવા દીધો નથી, રાજકીય વ્યવસ્થા સાથે જાણે કે તેમને કોઇ પણ પ્રકારનો સંબંધજ નથી એમ મનાઇ ગયું છે ! જે દેશમાં રાજ્યવ્યવસ્થાનો ભાર સાધારણ જનવર્ગ ઉપર રહેલો હોય છે, તે દેશમાં સઘળાઓ સાથે મળીને કામ કરવા લાગી જાય છે. તેમાંનો થોડો ભાગ કદાચ પોતાનો સ્વાર્થ સાધવાની વાસના રાખે તોપણ પ્રજાવર્ગના મહાન સમૂહનું ખીલકુલ અનિષ્ટ થઇ શકતું નથી. જે સ્થળે રાજ્યવ્યવસ્થાનો ભાર માત્ર રાજા અથવા અમુક અમીરો કે ઉમરાવો ઉપરજ રહેતો હોય છે, તે સ્થળે સમસ્ત દેશના કલ્યાણનો આધાર અમુક ગણ્યા-ગાંઠયા મનુષ્યોની શુભાશુભ ઇચ્છા ઉપરજ રહે છે. ત્યાં અમીરો જો પોતાનો સ્વાર્થ સાધવા તૈયાર થાય તો તેથી સમગ્ર દેશનું સત્યાનાશ નીકળ્યા વગર રહે નહિ.

પ્રાચીન ભારતમાં પરોપકારમય જીવન ગુજારનારા તથા નિઃસ્વાર્થી મહર્ષિઓ સમાજના અગ્રભાગે વિરાજતા અને રામ તથા યુધિષ્ઠિર જેવા નૃપતિઓને શ્રેયસ્કર માર્ગે લઇ જતા હતા; એટલા માટે તે યુગમાં સાધારણ જન સમાજ જો કે રાજનૈતિક વિષયમાં માથું મારતો નહોતો છતાં તેમને કોઇ પણ પ્રકારની અગવડ વેઠવી પડતી નહોતી. બૌદ્ધયુગમાં ભારતવાસીઓ એટલા બધા સંકુચિત વિચારના કે સ્વાર્થી નહોતા. સાધારણ જનસમાજ તે સમયે એટલો બધો તિરસ્કારપાત્ર કે ઉપેક્ષા કરવાયોગ્ય ગણાતો નહોતો. બૌદ્ધયુગમાં અજ્ઞાન-અંધકાર અનેક અંશે દૂર થયો હતો અને અમીરો તથા શ્રીમંતો પણ મોજશોખ કે વિલાસ-વૈભવોના એટલા બધા ગુલામ બન્યા નહોતા. આ સર્વ કારણોને લીધે તે સમયે પણ ભારતવર્ષ પોતાનું ગૌરવ સંપૂર્ણ પ્રકારે સુરક્ષિત રાખી શક્યો હતો. ત્યારબ ધીમે ધીમે હિંદની સ્થિતિમાં ફેરફાર થતો ગયો. અમુક રાજાઓ તથા તેમના અમાત્યો અને પ્રધાનો એકમાત્ર પોતાના સ્વાર્થભણી દૃષ્ટિ રાખી રાજ્યકારભાર ચલાવવા લાગ્યા. એમ થવાને લીધે મુસલમાનોના જુલમ સમયે અથવા અંગ્રેજોના હુમલા સમયે ભારતના ભિન્ન ભિન્ન પ્રદેશના હિંદુ રાજાઓ, ભાવી આફતની ભયંકરતા સમજવા

છતાં એકત્ર થઇ એક પરાક્રમશાળી હિંદુરાજ્ય સ્થાપવા તૈયાર થઇ શક્યા નહિ. એમ બનવાનું કારણ પણ સ્પષ્ટજ હતું અને તે એજ કે પ્રત્યેક રાજાએ, એકત્ર થતી વેળા થોડો ઘણો જે આત્મભોગ આપવો જોઇએ, તે આત્મભોગ આપવાને કંવા સ્વાર્થનો ત્યાગ કરવાને તેઓ તૈયાર નહોતા. ત્યાગ સ્વીકાર્યા વિના અથવા અમુક સ્વાર્થની આહુતિ આપ્યા વિના સંપ કે એકતા થઇ શકતી નથી. સ્વાર્થી રાજાઓ અને તેમના અમીર-ઉમરાવો આવો આત્મભોગ આપી શક્યા નહિ, એટલુંજ નહિ પણ એવા અણીના પ્રસંગે તેઓ પોતપોતાની સત્તા વિસ્તારવાના તથા પોતાનો અંગત રાજલોભ સાધી લેવાના અયોગ્ય પ્રયત્નો કરવા લાગ્યા. આનું પરિણામ શું આવ્યું તે આપણે પ્રત્યક્ષ અનુભવતા હોવાથી તેનું વર્ણન આપવાની જરૂર નથી.

સ્વાર્થાંધતાને લીધે હિંદુ રાજાઓ સંમિલિત થઇને એક પ્રબળ હિંદુ રાજ્ય સ્થાપી ન શક્યા તો ખેર; પરન્તુ આપત્તિના સમયમાં પણ તેઓ પરસ્પરને યોગ્ય સહાયતા આપવાને શામાટે બહાર ન પડ્યા ? એવો જો કોઇ આ સ્થળે અમને પ્રશ્ન કરે તો અમે તેનો માત્ર એટલોજ ઉત્તર આપી શકીએ કે વર્તમાન સમયે એક સુશિક્ષિત હિંદુનું અપમાન થતું જોઇ અન્ય હિંદુબંધુઓ તેની પાસે હાજર હોવા છતાં જે કારણે સહાય આપવાને આગળ વધતા નથી, તેજ કારણે પ્રથમના હિંદુ રાજાઓ એક હિંદુ રાજાને-પોતાના પાડોશી રાજાને પણ ઘેરાયેલો જોવા છતાં સહાયતા આપવાને બહાર પડતા નહિ; અર્થાત્ એવી ઉદાસીનતા કિંવા ઉપેક્ષા-વૃત્તિનું એકમાત્ર કારણ સ્વાર્થાંધતા સિવાય અન્ય કંઇ હોવું સંભવતું નથી. તે સમયે હિંદુ રાજાઓની શક્તિ તથા સન્માન અસાધારણ હતાં. તેમને કોઇ પણ પ્રકારનો અભાવ નહોતો. વસ્તુતઃ તેમની પાસે શક્તિ, સન્માન, કીર્તિ તથા વૈભવ-વિલાસો વગેરે પુષ્કળ હોવાને લીધે તેઓને લાભ-હાનિનો બહુ બહુ વિચાર કરવો પડતો હતો. એક હિંદુ રાજા ઉપર જ્યારે કોઇ એક મુસલમાન કે અંગ્રેજ સરદાર હુમલો લઇ જતો, ત્યારે તેનો પાડોશી વિલાસપ્રિય હિંદુરાજા વિચારતો કે:- "બચાવ કરનારની સાથે જોડાવાથી મને કોઇ પણ પ્રકારનો અંગત લાભ નથી. કદાચ મારો પાડોશી હિંદુરાજા છતે તોપણ મને શું લાભ ? અને કદાચ હું હારૂં તો મારા સુખોપભોગોનું શું થાય ? હાથે કરીને મારે મારો રાજવૈભવ શામાટે ગુમાવી દેવો ? મારે વચમાં પડવાની જરૂરજ શું છે ?" આવો વિચાર કરી કેટલાક હિંદુ રાજાઓ પોતાના અન્ય રાજા-મિત્રોને સહાય આપવાનું સાહસ દાખવી શકતા નહિ; એટલુંજ નહિ પણ અમને એમ કહેતાં ભારે દિલગીરી થાય છે કે કેટલાક રાજાઓએ તો અન્ય હિંદુ રાજાઓની સામેના પક્ષમાં દાખલ થઇ પોતેજ પોતાના હિંદુસામ્રાજ્યનો વિનાશ કર્યો હતો.

હિંદુ રાજાઓ પોતે પોતાની મેળે સત્કર્તવ્યના માર્ગે ન ચાલ્યા તો ભલે;

પણ સામાન્ય હિંદુસમાજે તેમને કર્તવ્યના માર્ગે દોરી જવાનું શામાટે યોગ્ય ન ધાર્યું ? જો હિંદુ જનસમાજે પ્રથમથીજ રાજ્યસંબંધી વ્યવસ્થાનો બરાબર અભ્યાસ કર્યો હોત, રાજનૈતિક કેળવણી જો તેમને આપવામાં આવતી હોત અને સર્વથી અગત્યની વાત એજ છે કે જો તેઓ અણીના પ્રસંગે એકસંપ થઇ શકતા હોત, તો તેઓ પોતાના રાજાને કર્તવ્યના માર્ગે ખેંચી જવામાં સમર્થ થઇ શકયા હોત. કોઇ કહેશે કે તેઓ શામાટે એકસંપ થઇ શકયા નહિ ? શામાટે તેઓ અમેરિકાની માફક સંમિલિત થઇને અતિ શ્રેયસ્કર માર્ગે પ્રવર્ત્યા નહિ ? યૂરોપમાંથી રશિયાનો પ્રદેશ બાદ કરવામાં આવે અને બાકી જેટલો ભૂભાગ ( જમીન ) રહે, તેટલાજ વિસ્તારવાળો આ ભારતવર્ષ છે. વર્તમાન સમયે અતિ ઉદાર તથા સુશિક્ષિત ગણાતી અંગ્રેજ પ્રજા, ફ્રેંચ પ્રજા તથા જર્મન પ્રજા અનેક પ્રયત્નો કરવા છતાં જે કારણે સંમિલિત થઇ શકતી નથી, તેજ કારણે ભૂતકાળમાં ભારતવર્ષની વિવિધ પ્રદેશવાસી પ્રજા સંમિલિત થઇ શકી નહોતી. ભિન્ન ભિન્ન રાજ્યો, ભિન્ન ભિન્ન ભાષાઓ, ભિન્ન ભિન્ન જાતિઓ, ભિન્ન ભિન્ન ધર્મો તથા ભિન્ન ભિન્ન નીતિ–રીતિઓ એ સર્વ સંપમાં–સંમિલનમાં મહા અંતરાયરૂપ થઇ પડયાં હતાં. તે ઉપરાંત કેટલાક અલ્પમતિના મનુષ્યો એક પ્રાંતની પ્રજાને પોતાના કરતાં છેક અધમ ગણી કહાડતા હતા અને તેમના ધર્મ તથા આચારની ખુલ્લેખુલ્લી નિંદા કરતા હતા. હજી પણ અનેક પ્રદેશોમાં થોડેઘણે અંશે એવી સ્થિતિ વર્તમાન છે. પ્રત્યેક પ્રાંતના મનુષ્યો પોતાના ધર્મ તથા આચારને ઉત્તમ માની બેસી રહેતા હોત તો તેથી દેશને કાંઇ હાનિ થાત નહિ; પણ ખેદની વાત તો એટલીજ છે કે તેઓ અન્યને પોતના કરતાં બહુજ નીચ અને દુરાચારી માનવાને દોરાઇ ગયા હતા. વળી તે સમયે ભારતના એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં આવ–જા કરવાનું કામ અત્યારના જેવું સરળ તથા સહીસલામત નહોતું. એક પ્રદેશનાં અસંખ્ય મનુષ્યોને અન્ય પ્રદેશવાસીઓ સાથે મળવાનો તથા વિચારોની અદલાબદલી કરવાનો પ્રસંગજ મળતો નહોતો, એમ કહીએ તોપણ અયોગ્ય નથી. મતલબ કે તેમને એક પ્રજાકીય જાતિતરીકેનો તે સમયે કશો ખ્યાલ નહોતો. આ સઘળાં કારણોને લીધે ભારતવર્ષની ભિન્ન ભિન્ન પ્રદેશવાસી પ્રજા સંમિલિત થઇ શકી નહોતી. સંપના સૂત્રથી બરાબર આબદ્ધ થઇ શકી નહોતી.

અમુક અમુક પ્રદેશના હિંદુઓજ પોતપોતામાં એકસંપ કેમ ન કરી શકયા ? વર્તમાનકાળે બજારમાં કે મેળામાં જ્યારે એકાદ હિંદુ કોઇ મુસલમાન ઉપર હલો કરે છે, ત્યારે સમસ્ત મુસલમાનો પોતાના એક જાતિબંધુને સહાયતા આપવા કેવા આગળ દોડી જાય છે ? પણ જ્યારે સંખ્યાબંધ મુસલમાનો એકાદ હિંદુ ઉપર ધસી આવે છે, ત્યારે શું આસપાસ ઉભેલા હિંદુઓ પોતાના જાતિબંધુને સહાય આપવાની આવશ્યકતા વિચારે છે ? નહિજ. જો નહિ, તો તે શામાટે ? જાતિઓના

અતિશય વધી ગયેલા ભેદોજ હિંદુઓને સંમિલિત થતા અટકાવે છે. જ્યાં સંમિલનજ ન હોય ત્યાં સહૃદયતા કે સહાનુભૂતિની આશા પણ કેવી રીતે રાખી શકાય ? આજે આપણે જોઇએ છીએ કે પ્રત્યેક હિંદુ પોતાને મૂળ બ્રાહ્મણ કે ક્ષત્રિયતરીકે સિદ્ધ કરવાનો પ્રયત્ન કરી રહ્યો છે. આમ થવાનું કારણ શું ? અમે તેનો એજ ઉત્તર આપીએ છીએ કે જગતમાં કોઇ પણ મનુષ્ય અન્ય મનુષ્યથી નીચ ગણાવાનું કદાપિ પસંદ કરતો નથી. એકાદ સામાજિક નિયમદ્વારા કોઇ એક જાતિને તમે ગમે તેટલી નીચ માની લીધી હોય અને નીચજ રાખી હોય, તોપણ છેવટે તે જાતિ તમારા અપમાનનો કે તિરસ્કારનો બદલો લીધા વગર રહેશે નહિ. અમુકને નીચ ગણવાથી અને પોતાને મહાન માની લેવાથી ઇર્ષ્યા-દ્વેષની ભયંકર હોળી સળગ્યા વિના રહેતીજ નથી. સમાનતાવિના સદ્‌ભાવ કે મિત્રતા સ્થપાતી નથી. અમે જે વખતનું વર્ણન કરવા માગીએ છીએ તે વખતે અમીરવર્ગ સાધારણ જનસમાજને મૂર્ખ તથા નિર્ધન માની તેમનો તિરસ્કાર કરતો હતો, તેમની અગવડોમાટે તેમનું હાસ્ય કરવામાં આવતું હતું અને તેમની સરળતાને નિંદનીય માની લેવામાં આવતી હતી. સાધારણ જનસમાજ એ શ્રીમંતો અને અમલદારોના દાસતરીકે રહેવાનેજ સરજાએલો છે એમ મનાતું હતું. આનું પરિણામ એ આવ્યું કે, જ્યારે કોઇ એક હિંદુ અમીરના ગૃહ ઉપર અમુક લુંટારાઓ ધાડ પાડતા ત્યારે તેના સેવકો આસપાસ હાજર હોવા છતાં પેલા અમીરને સહાય આપવાને બહાર આવવાની આવશ્યકતા વિચારતા નહિ. તેઓ તે સમયે પરસ્પરમાં એમ કહેતા પણ ખરા કે:-" અમુક શ્રીમંતનો ખજાનો કે ઘરબાર લુંટાય એમાં આપણને વચ્ચે પડવાની શું જરૂર છે ? તેની માલ-મિલકત સાથે આપણને સંબંધજ શું છે ? આ લુંટારાઓ લૂંટી જાય એથી આપણને કોઇ પણ પ્રકારની હાનિ સહન કરવી પડે તેમ નથી; પણ જો એ લૂંટારાઓની સામે ઉભા રહીશું અને લડીશું તો એકંદરે આપણનેજ ભયંકર આઘાતો સહન કરવા પડશે." આ સર્વ કારણોને લીધે સ્વદેશ ઉપર અનેક પ્રકારની આપત્તિઓ આવવા છતાં સામાન્ય હિંદુવર્ગે એકત્ર થવાની તત્પરતા દર્શાવી નહિ. વર્તમાન સમયે ટ્રાન્સવાલમાં હિંદુ રાજા કે સેનાપતિની ગેરહાજરીમાં પણ સમસ્ત હિંદુઓ અંતઃકરણપૂર્વક એકત્ર થઇ હૃદયના યથાર્થ આવેગને અનુસરી, જથ્થાબંધ વિભાગોમાં વહેંચાઇ જઇ, પોતાની સર્વ સંપત્તિનો ભોગ આપી પ્રતિપક્ષને હંફાવવાનો પ્રબળ પ્રયત્ન કરી રહ્યા છે અને ત્યાંનો પ્રત્યેક હિંદુ પોતાની સ્વતંત્રતા સાચવી રાખવા અંતઃકરણની પ્રેરણાથી સંગ્રામ કરવા બહાર નીકળે છે. સામાજિક નિયમોની ખામીને લીધે ભારતવર્ષમાં આવો કોઇ પ્રસંગ બનવા પામ્યો નથી. ભારતના લશ્કરે રણક્ષેત્રમાં પોતાનું સ્વાભાવિક અપૂર્વ વીરત્વ દર્શાવવામાં પાછી પાની કરી નથી; પરંતુ સૈન્યનો રાજા કે આગેવાન મરાતો કે અદશ્ય થતો એટલે તેજ ક્ષણે સૈન્ય નાસી જતું. સેનાધિ-

પતિ મરાયો એટલે જાણે કે સર્વ કર્તવ્ય પૂરૂં થયું ! આમ બનવાનું કારણ શું ? અમે તેનો ઉત્તર આપતાં કહીએ છીએ કે પૂર્વે ઘણું કરીને સાધારણ હિંદુ જનસમાજ રાજાના ભયને લીધે અથવા દ્રવ્યના લોભને લીધેજ રણક્ષેત્રમાં ઉતરતો હતો, હૃદયના યથાર્થ આવેગથી કે અંતઃપ્રેરણાથી નહિ. આ સ્થળે કોઈ એવો પ્રશ્ન કરશે કે ટ્રાન્સવાલમાં પણ જાતિભેદ તો છેજ. ત્યાં પણ સુતાર, લુવાર તથા ધનિક અને ગરીબ એવા ભેદો છે, છતાં ત્યાં સંમિલન સહજ થઇ ગયું તેનું શું કારણ? અમે કહીએ છીએ કે એવા ભેદો તો જગતમાં કાયમને માટે રહેવાનાજ; પણ તે લોહીની સાથે જોડાયેલા નહિ હોવાથી ઇર્ષ્યા-દ્વેષ વગેરે ઉત્પન્ન થતાં નથી. અમુક માણસને તેના ધંધાના અંગે ગમે તે શ્રેણિમાં મૂકો, પણ તેને લોહીની સાથે કિંવા વંશની સાથે જડી લેવાની જરૂર નથી. ગુણના તારતમ્ય પ્રમાણે જે ભેદો પડે છે, તે ભયંકર હોઇ શકતા નથી. સમાજની ચોક્કસ અવસ્થામાં એવા ભેદો પડે છે, પણ તેને વંશ સાથે મેળવી દીધાથી અયોગ્ય પરિણામો આવે છે, એ વાત ખાસ કરીને સ્મરણમાં રાખવા યોગ્ય છે. એક ઉદાહરણ આપીએઃ-ધારો કે આજે હજારો હિંદુ ગ્રેજ્યુએટો ભારતવર્ષમાંથી બહાર નીકળી એકાદ કોઇ ટાપુમાં જઈ નવું સંસ્થાન સ્થાપન કરે, તો ત્યાં પોતાની સર્વ પ્રકારની જરૂરિયાતો પૂરી પાડવા માટે અમુક અમુક વિભાગો કે જાતિઓ તેમને નક્કી કરવીજ પડે. જૂદા જૂદા પ્રકારની વસ્તુઓ તૈયાર કરવા તેમનામાંના કોઇને સુતાર કે લુવાર થયા વગર ચાલેજ નહિ. જરૂરિયાતોને પહોંચી વળવા મનુષ્યો અમુક અમુક પ્રકારના હુન્નર-ઉદ્યોગો કરવા લાગી જાય, તેમાં કાંઇ વાંધા જેવું પણ નથી. ભારતવર્ષના જાતિભેદો પણ પ્રથમ એજ નિયમને અનુસરીને બંધાયા હતા. કમનસીબે છેવટે તે ભેદો લોહીની સાથે મળી ગયા અને અમુક જાતિવાળો હલકોજ ગણાય, એમ મનાવા લાગ્યું અને મનુષ્યની ઉત્તમતા કે નીચતાનો જાતિ ઉપરથીજ નિર્ણય થવા લાગ્યો. આ રીતે હિંદુઓની અંદર અંદરજ કલેશ-કંકાસ અને ઇર્ષ્યા-વિદ્વેષનાં ઝેરી બીજો પોષણ પામતાં ગયાં. સમાજરૂપી શરીરના હાથ-પગ મૂળ શરીરથી ભિન્ન ગણાવા લાગ્યા, તેનું પરિણામ એજ આવ્યું કે હાથ-પગની સંપૂર્ણ સહાય વગર મૂળ શરીરજ નિર્બળ બનતું ગયું.

જાતિભેદે ભારતવર્ષનું મહા અનિષ્ટ કર્યું છે. જે સાધારણ જનસમાજ શ્રીમંતોની ચરણસેવાજ કર્યા કરતો હોય, વંશપરંપરાથી જેમને ગુલામગીરી કરવાનોજ અભ્યાસ થઇ ગયો હોય અને ગમે તેવા કઠોર રીત-રિવાજોને કે જ્ઞાતિના અસંખ્ય ધારા-ધોરણોને મૂંગેમોઢે માન આપવામાંજ પોતાનું અહોભાગ્ય માનતો હોય, તે સમાજના હૃદયમાં સ્વતંત્ર વિચાર કે ઉચ્ચાર કરવાનું સામર્થ્યજ કેવી રીતે પ્રવેશી શકે? એમને એવી તે મૂળ સ્વતંત્રતાજ શું હોય કે જેનું રક્ષણ કરવા માટે તેઓ અંતઃકરણપૂર્વક તૈયાર થાય? એમને એવું સન્માન જેવું પણ શું હોય

કે તેઓ પોતાની કીર્તિ કે વંશગૌરવની ખાતર કમર કસીને સજ્જ થાય ?

વળી પૌષ્ટિક ખાન–પાનવિના જેમ હાડ–માંસ પરિપુષ્ટ થતાં નથી, તેમ દેશરૂપી શરીરનાં હાડમાંસરૂપી સાધારણ જનસમાજ પણ જ્ઞાનવિના પરિપુષ્ટ થતો નથી. અજ્ઞાન રહેલો સાધારણ જનવર્ગ તો માત્ર આંધળા સૈનિકોના જેવુંજ કામ કરી શકે છે. ચડતો વર્ગ એમજ સમજતો કે જો જનસમૂહ જ્ઞાન પ્રાપ્ત કરશે તો પછી તે આપણી સેવા બરાબર કરશે નહિ અને તેથી કરીને "અમુક જ્ઞાતવાળાઓનેજ ભણવાનો અધિકાર છે" એમ તેઓએ ખુલ્લીરીતે જાહેર કર્યું હતું. આનું પરિણામ એ આવ્યું કે દેશની આપત્તિના સમયમાં સાધારણ જનસમૂહ પોતાનાં કર્તવ્યોનો નિશ્ચય કરી શકયો નહિ. દેશરૂપી શરીરનું શ્રીમંત વર્ગરૂપ માથું જ્યારે દુઃખવા આવતું ત્યારે શરીર એમજ સમજતું કે આ માથુંજ જો કપાઇ જાય તો પછી માથાનું દર્દ રહે નહિ.

હાય ! હિંદુપ્રજાને પૂર્વે કોઇ પણ પ્રકારનો અભાવ નહોતો. સર્વોત્તમ પંક્તિના રાજનૈતિક પુરુષો, સર્વોત્તમ વર્ગના સૈનિકો તથા અનંત દ્રવ્ય અને અસંખ્ય શૂરવીરો ભારતવર્ષમાં વિદ્યમાન હતાં. માત્ર એકજ વસ્તુનો અભાવ હતો અને તે એજ કે નિઃસ્વાર્થતા. આ એક અભાવને લીધે સાધારણ જનસમાજની પ્રીતિ ઉપર હિંદુ રાજાઓએ પોતાના હિંદુસામ્રાજ્યનો મૂળ પાયો પ્રતિષ્ઠિત કર્યો નહિ. જો તેમણે તેમ કર્યું હોત, અર્થાત્ સાધારણ જનસમાજે પોતાના હિંદુરાજ્યને સુખ–સન્માન તથા સ્વતંત્રતાનું સંરક્ષક માન્યું હોત, તો તેઓ અંતઃકરણના સંપૂર્ણ આવેગપૂર્વક, જીવજાનના ભોગે પણ હિંદુરાજ્યની સ્વતંત્રતા જાળવ્યા વગર રહેત નહિ. અમારો કહેવાનો આશય માત્ર એટલોજ છે કે, એકમાત્ર સ્વાર્થબુદ્ધિને લીધેજ હિંદુ પ્રજાનું અધઃપતન થયું છે, એમાં અમને કોઇ જાતની શંકા નથી. જે સ્વાર્થબુદ્ધિએ હિંદુઓને આવા ભયંકર આઘાતો કર્યા છે, તે સ્વાર્થાંધતાના પંજામાંથી હિંદુઓ શું હજી પણ મુક્તિ મેળવી શકવા છે ? અમે જે તરફ દષ્ટિ કરીએ છીએ તે તરફ કેવળ સ્વાર્થાંધતાનાજ ઢોલો ભજવાઇ રહેલા જણાય છે ! ચોતરફ કેવળ સ્વાર્થપરાયણતાનાંજ દશ્યો દષ્ટિગોચર થાય છે ! આટલી ઠોકરો ખાવા પછી પણ જો હિંદુઓ સ્વાર્થબુદ્ધિને તિલાંજલિ આપી શકયા હોત અને આત્મોન્નતિ અર્થે સ્વાર્થત્યાગ સ્વીકારવાને તત્પર થઇ શકયા હોત, તો પુનઃ પોતાનું ગત ગૌરવ પ્રાપ્ત કરી શકયા હોત. રાજા સર ટી. માધવરાવ કહે છે કે:–"હું વયોવૃદ્ધિની સાથે જેમ જેમ ઉંડા વિચારો કરૂં છું, જેમ જેમ ઉંડા અનુભવો મેળવતો જાઉં છું, તેમ તેમ મારા અંતઃકરણમાં એવો સુસ્પષ્ટ નિશ્ચય થતો જાય છે કે, રાજનૈતિક દુઃખો કરતાં પણ હિંદુ જાતિએ પોતેજ ઉત્પન્ન કરેલાં અને પોતે જાતેજ સ્વીકારી લીધેલાં દુઃખોથી તે એટલી બધી પરાભૂત થઇ ગઇ છે, કે તેના જેવી દુઃખી અને વળી ધારે તો તે દુઃખો પોતાની મેળેજ દૂર કરી શકે એવી જાતિ પૃથ્વીતળ ઉપર અન્ય કોઇ નથી."

અફીણી ચીનાઓની માફક હિંદુઓ પોતાના ભૂતકાળના સુંદર સ્મરણરૂપી ફાટયા-તૂટયા તકિયાને અઢેલી, શુષ્ક અને ફીક્કા શરીરને ગમે તે પ્રકારે જાળવી રાખી, મોજશોખરૂપી હુક્કો હાથમાં લઇ, ખેદરૂપી અફીણનું ધૂમ્રપાન કરી, દીર્ઘદષ્ટિ ગુમાવી બેસી અને કર્તવ્યાકર્તવ્યને એક બાજુએ મૂકી રાખીને વર્તમાન સુખની ગુલાબી નિદ્રામાં પડયા પડયા વિચાર કરે છે કે, અધઃપતિત પ્રજાઓ તો હમેશાં પડી પડીજ આગળ વધે છે ! તેમને પ્રયત્ન કે પરિશ્રમ કરવાની જરૂર રહેતી નથી ! હિંદુઓ જોસભેર ચાલી જતી આગગાડી સામે દષ્ટિ કરી વિચારે છે કે, આ આગગાડી તો જ્યાં ઉભી હતી, ત્યાંજ ઉભી રહી છે ! વસ્તુતઃ આપણેજ દોડીએ છીએ ! આગગાડી દોડી રહી છે, એ વાત તેમને પુનઃ પુનઃ સમજાવવા છતાં તેઓ સમજતા નથી ! જાગૃત થવા સંબંધી તથા ઉઠીને કામ કરવા સંબંધી અપાતો પ્રત્યેક ઉપદેશ નિષ્ફળ થાય છે ! આસપાસના દેશો કેટલી ત્વરાથી ઉન્નતિ કરતા જાય છે, તેની તેઓ પરવા રાખતા નથી !

યૂરોપના પરિવર્તનરૂપી ઉદ્દામ અશ્વ ઉપર સ્વાર થઇ, યુક્તિની લગામ પકડી, અશ્વને વશીભૂત કરી, માત્ર પચાશ વર્ષમાંજ જાપાને ઉન્નતિના શિખરે કેવી રીતે આરોહણ કર્યું અને આજે તે યૂરોપની સાથે હરિફાઇ કરવાને કેવી રીતે તૈયાર થયું, એ વાત તો હિંદુઓના સમજવામાંજ હજીસુધી આવી શકી નથી. દેવ અને દાનવોની ઉત્પત્તિ થઇ ચૂકી છે. તપસ્વીઓના સુંદર તથા શાંતિમય તપોવનમાંથી હાહાકારના શબ્દો નીકળી રહ્યા છે. ઋષિ વિશ્વામિત્ર આતુર દૃષ્ટિથી વીરવર રામની રાહ નિહાળી રહ્યા છે. ધર્મ તથા સ્વદેશહિતૈષિતા, પાશ્ચાત્ય જ્ઞાન તથા પૌર્વાત્ય સભ્યતા અને પરિવર્તન તથા યુક્તિની આંતરિક મૈત્રીવિના તેમજ સ્વાર્થપરાયણતાના ત્યાગવિના હજી પણ આત્મોન્નતિ થાય એવી આશા રાખવી નિષ્ફળ છે. હવે હાથ ઉંચા રાખીને બેસી રહેવાથી, નગ્નદેહે ધુણી તાપવાથી તથા ઉદાસીનપણે વિહરવાથી દેશનું મંગળ થઈ શકે તેમ નથી. અનુકૂળતારૂપી સમયપ્રવાહમાં આપણી નૌકા તણાવા લાગી છે. હવે બેસી રહેવાથી લાભ નથી, નૌકાને લક્ષ્યસ્થળે લઇ જવાનો પ્રયત્ન કરો, આત્મબળદ્વારા આત્મોન્નતિ સાધવાનો પ્રયત્ન કરો. પ્રયત્ન નહિ કરો તો નૌકા તણાવા લાગી છે તે તો તણાયેજ જશે; પણ જે સ્થળે પહોંચવાની ભાવના છે, તે ભાવના સફળ થશે નહિ. કદાચ સફળ થવાનું ભાગ્યમાં લખાયેલું હશે, તોપણ બહુ લાંબો કાળ પસાર થઇ જશે. પ્રયત્ન કરો. કોણ જાણે પાછળથી ભારતના ગ્રીષ્મ-આકાશમાં ઘનઘોર વાદળ ચડી આવે અને તોફાની વાયુ વહેવા લાગે તો પછી આપણી નૌકાનું શું થાય ? નૂતન આપત્તિના ભય વગર નૌકા જ્યારે ચાલી રહી છે તો પછી પ્રમાદ શામાટે કરવો ? આ સમયે જો પ્રમાદ કરવામાં આવશે તો પછી ભારતની આશા તથા શ્રદ્ધા, કાળના મહાસાગરના તળીયે નહિ પહોંચે તેની શું ખાત્રી ?

# त्रयविंश अध्याय–समाधिमंदिर

અમે ૪૦° સ૦ ૧૮૯૯ ના અકટોબર માસની તા. ૧૦મીએ મહાત્મા અકબરની પવિત્ર સમાધિભૂમિનાં દર્શન કરવા રવાના થયા. આગ્રાથી સિકંદ્રા પાંચ માઈલ ઉપર ઉત્તર–પશ્ચિમ દિશામાં આવેલું છે, જે રાજમાર્ગ આગ્રાથી સિકંદ્રા, મથુરાં, વૃંદાવન તથા દિલ્હી થઇને લાહોરસુધી ચાલ્યો જાય છે તે માર્ગે અમે આગળ ચાલવા માંડયું. ધીમે ધીમે આગ્રાના પ્રાચીન કિલ્લાનો દિલ્હી દરવાજો કે જે હાલ જીર્ણ થઇ ગયો છે, તેને વટાવીને અમે આગળ ગયા. માર્ગનું અંતર નક્કી કરવા પ્રથમના સમ્રાટોએ જે વિચિત્ર પ્રકારના થાંભલાઓ રસ્તાની બાજુએ ઉભા કરી રાખ્યા છે, તે જોઇને અમને બહુ આશ્ચર્ય થવા લાગ્યું. અમે જેમ જેમ આગળ ચાલવા લાગ્યા તેમ તેમ રસ્તાની બન્ને બાજુએ આવેલી કબરો, કે જે-માંની કેટલીક છેક જીર્ણ થઇ ગઇ હતી અને કેટલીક પડવાની અણી ઉપર આવી રહી હતી, તે સઘળી કબરો અમારી દષ્ટિને આકર્ષવા લાગી.

ત્યારબાદ અમે સમ્રાટ અકબરના સમાધિબાગના દ્વાર પાસે આવી પહોંચ્યા. સર્વથી પ્રથમ આવતો આર્કાવાળો દરવાજો ૭૦ ફીટથી અધિક ઉંચાઇવાળો છે. તેમાં જે પથ્થર વાપરવામાં આવ્યો છે તે રાતા રંગનો છે. દરવાજા ઉપર સફેદ કાળા તથા પીળા રંગના પથરાઓમાંથી તૈયાર કરેલી ફૂલવેલીઓ શોભી રહી છે. અમે તેમાં પ્રવેશ કરીને જોયું તો જણાયું કે દરવાજાનો હૉલ સાધારણ પંક્તિનો નહોતો. ખરેખર તે એક અતિ સુંદર તથા વિશાળ હૉલ છે. કાઉન્ટ ઑફ નોવરે યથાર્થજ લખ્યું છે કેઃ–" આ દરવાજાવાળો હૉલ એટલો બધો ઉંચો અને એટલો બધો સુંદર છે કે તે એક રાજમહેલજ છે, એવો ભ્રમ થયા વગર રહે નહિ. " આ હૉલની ચોતરફ નાની ઓરડીઓ આવેલી છે અને તેમાં ઉપર ચડવાની પથ્થરની નિસરણીઓ છે. પહેરેદારો આ સ્થળે રહે છે. આ અતિ ઉચ્ચ ગૃહને મથાળે ચાર ખૂણે શ્વેતમર્મરનાં બનાવેલાં આકાશને ભેદી શકે તેટલી ઉંચાઇવાળાં શિખરો એક કાળે ગૌરવપૂર્વક વિરાજી રહ્યાં હતાં. અત્યારે તો તે ગૌરવ પણ નથી, તેમજ પૂર્વના જેવું ઉચ્ચ શિખર પણ નથી. શિખરો સઘળાં ભાગી ગયાં છે. ફરીથી તેનો ઉદ્ધાર કરવાનો કોઇને ખ્યાલ પણ આવતો નથી. ઉક્ત ગૃહની ટોચ ઉપરથી પૂર્વે શોકસંગીતવાળો નોબતનો ધ્વનિ દર્શકોના પ્રાણને આકુળ–વ્યાકુળ બનાવતો. મહા વિદ્વાન કાઉન્ટ ઑફ નોવર ૪૦ સ૦ ૧૬૬૮ માં ઉક્ત સમાધિમંદિરનાં દર્શને આવ્યો હતો. તે વખતે ઉપર કહેલી નોબત વાગતી હતી અને મૃત મહાત્મા અકબરનું સન્માન વિસ્તારતી હતી; પરંતુ અત્યારે તો એ નોબત પણ મૂંગી બની ગઇ છે ! એ નોબત કાયમને માટે મૂંગી બની

ગઇ છે કે માત્ર અમુક સમયને માટે, તે તો અમે કહી શકતા નથી; પરંતુ વર્તમાન કાળે તો ઉક્ત મંદિરોમાં ચામાચીડિયાં વગેરે આનંદ કરી રહ્યાં છે !

તે મનોહર ગૃહ ઓળંગીને સુંદર દિવાલથી ઘેરાયેલા એક વિશાળ બાગમાં અમે પ્રવેશ કર્યો. પૂર્વે નહેરવડે યમુનાનું પાણી બહુ દૂરથી આ બાગમાં આવતું. આમ્રવૃક્ષ આદિ ફૂલઝાડો તથા વિવિધ પુષ્પની લતાઓ પોતાનાં ફળો તથા પુષ્પોદ્વારા, તેમજ સૌંદર્ય, સુગંધ અને શીતળતાદ્વારા મુસાફરોને વિમુગ્ધ કરતાં. આજે તે ઉદ્યાનની કોઇ સરસંભાળ લેતું નથી. તેની પૂર્વની શોભા તથા આકર્ષકતા અદૃશ્ય થઇ ગઇ છે. બાગની આસપાસની દિવાલ પણ કેટલેક સ્થળે પડી ગઇ છે, પશ્ચિમ દિશાનું દ્વાર બંધ કરવામાં આવ્યું છે અને ઉત્તર તથા પૂર્વ તરફનું દ્વાર ભોંય ભેગું થઇ ગયું છે. આ પ્રમાણે સઘળી વસ્તુઓએ દીન-હીન તથા કંગાલ વેશ ધારણ કર્યો છે. ભારતના મહાન પુરુષોની પણ છેવટે કેવી દશા થાય છે, તેનું જાણે કે સર્વત્ર સૂચન થઇ રહ્યું હોયને !

અમે ઉપર કહેલું દક્ષિણ તરફનું દ્વાર-ગૃહ ઓળંગીને ઉત્તર તરફ આગળ ચાલવા માંડયું. દ્વાર-ગૃહથી લઇને તે ઠેઠ સમાધિ-મંદિરના દ્વાર સુધી એક અતિ વિશાળ રાજમાર્ગ આવેલો છે. તે માર્ગ, બન્ને બાજુએ આવી રહેલ ઉદ્યાન કરતાં ઘણો ઉંચો છે અને તેના ઉપર પથ્થરો જડવામાં આવ્યા છે. માર્ગની બન્ને બાજુએ વિવિધ પુષ્પવૃક્ષોની હારો આવેલી છે. તેની ઉપર ધૂળના થર બાઝી ગયા છે. ડાળીઓ ભારને લીધે આડીઅવળી વધી ગઇ છે. જાણે કે ગંભીર શોકને લીધે વૃક્ષોએ તથા લતાઓએ પણ શૃંગાર સજવાનું માંડી વાળ્યું હોયને ! વચ્ચે વચ્ચે ગંભીર પત્રગુચ્છોને ભેદી લીલાંપીળાં ફૂલો બહાર નીકળી આવ્યાં છે. જાણે કે શોક અને સંતાપનું પરિણામ પણ મંગળમય આવે છે, એમ એ ફૂલો કહી રહ્યાં હોય એવો ભાસ કરાવે છે ! રાજમાર્ગની અધવચ્ચે પહોંચ્યા બાદ એક વિશાળ હોજ આવે છે. આ હોજ પથ્થરનો બાંધેલો છે. એક સમયે આ હોજ યમુનાના પાણીથી છલકાતો અને તેની અંદરના નીરવ ફુવારાઓ અતિ ઉત્સાહપૂર્વક સુશીતળ પાણીનો પ્રસાર કરતા. બાકીનો માર્ગ પૂરો કર્યા પછી પણ એક હોજ તથા ફુવારાનું અમે દર્શન કર્યું. ત્યારબાદ સમાધિ-મંદિરનો આરંભ થાય છે. આ મંદિરની શોભાનું કેવી રીતે વર્ણન કરવું તે અમારાથી સમજાતું નથી.

પ્રાયઃ ૪૦૦ ફીટ ચતુષ્કોણ પથ્થરની વેદી ઉપર બરાબર મધ્યસ્થળમાં ૩૦૦ ફીટથી અધિક ચતુષ્કોણ મંદિર આવેલું છે. તે લગભગ ૧૦૦ ફીટ જેટલું ઉંચું હોય તેમ જણાય છે. વિવિધ પ્રકારના થાંભલાઓ મંદિરની શોભામાં અપૂર્વ વૃદ્ધિ કરી રહ્યા છે. મંદિરને મથાળે સમ્રાટની કૃત્રિમ સમાધિ આવેલી છે. વસ્તુતઃ તો ભોંયરામાં છેક છેલ્લા પડમાં સમ્રાટ અકબરનું શરીર મહાનિદ્રા લઇ રહ્યું છે. અમે તેનાં દર્શન કરવા પ્રથમ સ્વર્ણગૃહમાં પ્રવેશ કર્યો. તેની અંદરનો

ભાગ સોનેરી-રૂપેરી તથા લાલ-પીળા રંગોની વેલો તથા ફૂલોવતી સુશોભિત દેખાય છે. તેની દિવાલોં ઉપર સોનેરી અક્ષરે કુરાનના શ્લોકો કોતરી કઢાડવામાં આવ્યા છે. તે ગૃહની અનુપમ શોભા આજે લગભગ સઘળી નાશ પામી છે. કહેવાય છે કે, જાટ તથા મરાઠા લોકો આગ્રા ઉપર ચડી આવ્યા અને આગ્રાનો કબજો મેળવ્યો તે વેળા તેમણે આ ગૃહમાં રસોઇ કરી હતી, તેથી ગંભીર ધૂમાડાને લીધે દિવાલો કાળી થઇ ગઇ છે. વર્તમાન ભારતેશ્વર આ કબરનાં દર્શને આવ્યા હતા, ત્યારે આ ગૃહનો કેટલેક અંશે ઉદ્ધાર થયો હતો. દ્રવ્યના અભાવે સમસ્ત મંદિરગૃહનું સમારકામ થઇ શક્યું નહોતું; અથવા તો હિંદુઓના હાથમાં સત્તા આવ્યા પછી તેઓ પોતાની સત્તાનો કેવો દુરુપયોગ કરે છે, તે દર્શાવવા માટેજ આ સુંદર સમાધિમંદિરની આવી ને આવી કંગાળ સ્થિતિ રાખવામાં આવી હોય તોપણ કોણ જાણે ?

એક નિસરણીનો આધાર લઇ અમે ધીમે ધીમે ભોયરામાં ઉતર્યા. કેટલાક પહેરેગીરો હાથમાં દીપક લઇ આગળ ચાલતા હતા. ધીમે ધીમે પગલાં ભરતા અમે સમ્રાટની મૂળ સમાધિ પાસે પહોંચ્યા. સમ્રાટનો દેહ આ સ્થળેજ દાટવામા આવ્યો છે. તેની ઉપર શ્વેત પથ્થરની એક મનોહર વેદિકા વિરાજી રહી છે અને તેમાં "અકબર" એવા શબ્દો પણ કોતરી કઢાડવામાં આવ્યા છે. એક સુંદર જરિયાની વસ્ત્રવડે સમાધિને ઢાંકી રાખવામાં આવી છે. પેલા પ્રહરીઓએ અમને કહ્યું કેઃ-" હિંદુઓ અને મુસલમાનો સમ્રાટને એક ઋષિ જેટલુંજ માન આપે છે અને તેથી તેઓ અહીંઆં ઇષ્ટસિદ્ધિ અર્થે પ્રાર્થના કરવા ઘણીવાર આવે છે. પ્રાર્થના સફળ થયે તેઓ સુંદર વસ્ત્રો વગેરે સમાધિ ઉપર ચડાવી જાય છે. પ્રત્યેક વર્ષે અહીં એક મોટો મેળો પણ થાય છે અને તે સમયે સંખ્યાબંધ મનુષ્યો અહીં આવે છે. અનેક લોકો વિવિધ માનતાઓ કરે છે અને ઘણે ભાગે તે સફળ પણ થાય છે." ફીંક સાહેબ સમ્રાટ અકબરના મૃત્યુ પછી ત્રીજે વર્ષે આ સ્થળે આવ્યો હતો. તે લખે છે કેઃ-" હિંદુઓ અને મુસલમાનો અકબરને એક ઋષિ-મુનિજ માને છે અને તેટલાજ ભક્તિભાવથી તેની પૂજા વગેરે કરે છે." ભારતવર્ષના માજી ગવર્નર-જનરલ લૉર્ડ નોર્થબુકે એક મનોહર વસ્ત્ર સમાધિ ઉપર પાથર્યું હતું અને તેદ્વારા મૃત મહાત્માપ્રતિ પોતાનું સન્માન દર્શાવ્યું હતું.

અમારા પરાજિત થયેલા હસ્તે તે મહાપુરુષની પવિત્ર સમાધિ ઉપર થોડાં કુસુમો વેર્યાં. આંખો પણ અંધકારમાં અશ્રુજળવડે જાણે કે સમાધિને અભિષેક કરી રહી હોય એમ લાગ્યું ! અમારો કઠોર પ્રાણ પણ ક્ષણવારને માટે ઓગળી ગયો ! સ્વાભાવિકરીતેજ અમારા કંઠમાંથી એવા ઉચ્ચારો બહાર નીકળી ગયા કેઃ—" હે મહાત્મન્ ! ભારતસંતાનો આપના જેવી ઉદારતા તથા નિઃસ્વાર્થતા પ્રાપ્ત કરો, આપનીજ માફક યુક્તિને અનુસરો, આપનીજ માફક એક ઉદ્દેશને

દષ્ટિસન્મુખ રાખી કાર્ય કરો તથા આપે સંમિલનઅર્થે જે જે પ્રયત્નો કર્યા હતા તેનું મહત્ત્વ સમજી શકે એવી સદ્બુદ્ધિ તેઓમાં જાગ્રત થાઓ !" ત્યાં થોડીવાર માનપૂર્વક અમે ઉભા રહ્યા અને સમાધિની એક પ્રદક્ષિણા ફરી અતિ અનિચ્છાપૂર્વક તથા અતૃપ્ત હૃદયે તે મહાપુરુષના પવિત્ર સંસર્ગનો ત્યાગ કરી બહાર આવ્યા.

પૂર્વે એજ ગૃહમાં સમ્રાટનું બખ્તર, વસ્ત્રો તથા પ્રિય પુસ્તકો વગેરે રાખવામાં આવ્યાં હતાં; પણ જાટ લોકો પાછળથી તે સર્વ લઈ ગયા હોય તેમ જણાય છે. આ સમાધિમંદિરના બીજા ઓરડામાં મોગલરમણીઓની સમાધિઓ આવેલી છે.

સમ્રાટના સમાધિમંદિરમાં બૌદ્ધ તથા મુસલમાન મંદિરની કારીગરી સંમિલિત થયેલી છે; સમ્રાટે પોતેજ આ સમાધિ-મંદિરની યોજના કરી હતી. પાછળથી જહાંગીરે તે અપૂર્ણ રહેલી યોજના પાર પાડી હતી. ત્રણ હજાર માણસોએ વીશ વર્ષપર્યંત કામ કરીને આ મંદિર તૈયાર કર્યું હતું. તે કાળે ૧૫ લાખ રૂપિયા આ મકાન માટે ખર્ચાયા હતા. ટેલર સાહેબે આ સમાધિમંદિરની ટોચે ચડીને પૂર્વ દિશામાં આવેલો પૂર્ણચંદ્રની માફક પ્રકાશતો તાજમહેલ જોયો હતો. તે લખે છે કેઃ- " મેં મોગલસમ્રાટોના જે વૈભવો મારી દૃષ્ટિએ નિરખ્યા હતા અને અત્યારે નિરખી રહ્યો હતો, તેથી ખરેખર મને બહુ આશ્ચર્ય થયું. હું જાણે કોઇ મનોહર સ્વપ્નનું દર્શન કરી રહ્યો હોઉં એમજ મને તે વેળાએ લાગી આવ્યું." કાઉન્ટ ઑફ નોવર લખે છે કેઃ- "સમ્રાટ અકબરની સમાધિએ મને જેવી અસર કરી હતી, તેવી અસર અન્ય કોઇ સમાધિએ કરી નહોતી. આ સમાધિમંદિર એટલું બધું મનોહર છે કે પ્રાચીન દંતકથાઓમાં જે અપ્સરાઓના નિવાસસ્થાનો સંબંધે ઉલ્લેખ મળી આવે છે, તે સ્થાનની પાસેજ આ સમાધિમંદિર જાણે કે ઉભું કરવામાં આવ્યું હોયની કેમ ! આ સમાધિનાં દર્શનસમયે જાણે હું કોઇ સ્વપ્ન નિહાળી રહ્યો હોઉંની, એવો મને આભાસ થયો. હું જ્યારે તે મંદિરમાંથી આગ્રા ખાતે પાછો આવ્યો ત્યારે મેં એવોજ નિશ્ચય કર્યો કે, અકબરને તથા જે સમયે તેણે જન્મ લીધો હતો તે કાળને હું મારા હૃદયમાંથી કદાપિ દૂર કરીશ નહિ." મેજર જનરલ સ્લીમેન સાહેબ લખે છે કેઃ-" અકબરે જે દેશમાં અને જે કાળમાં જન્મ લીધો હતો, તેવિષે વિચાર કરવાથી એમજ લાગે છે કે કવિઓમાં જેવી રીતે શેકસપિયર સર્વશ્રેષ્ઠ ગણાય છે તેવીજ રીતે અકબર પણ સમ્રાટોમાં મહાશ્રેષ્ઠ અને અનુપમ ગણાવો જોઇએ. અકબરે જે પૃથ્વીને પવિત્ર કરી હતી, તે પૃથ્વીના એક સામાન્ય અધિવાસીતરીકે મેં તેની સમાધિ પ્રત્યે એટલું બધું માન પ્રદર્શિત કર્યું હતું કે, પૃથ્વીના અન્ય સમ્રાટો કે જેમના ઇતિહાસથી હું માહીતગાર છું, તેમનામાં કોઇપ્રત્યે હું એટલું માન પ્રદર્શિત

કરે નહિ." ત્યારબાદ અમે અકબરબાગનો પરિત્યાગ કરી અંધકારમાં આગળ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં પણ અમને એજ વિચાર આવવા લાગ્યો કે:- "ભારતમાં શું હવે અકબર પુનર્જન્મ નહિ લે? આ અંધકાર શું દૂર નહિ થાય?"

મા! હવે તમે પધારો. પુનઃ એકવાર આપની હાસ્યોજ્જ્વલ આકૃતિનાં દર્શન આપો. આ પ્રાર્થનાના ઉત્તરમાં જાણે કોઇ અતિ ક્ષીણ શોકસ્વરોમાં કહી રહ્યું હોય કે:-"મારી શક્તિનું યથાર્થ મૂળ જનસમાજ છે; તેને ઉન્નત, શિક્ષિત તથા જાગ્રત કરો. સાધારણ જનસમાજની સેવા કરો, **જનસમાજની સેવા વગર મારી સેવા થઇ શકશે નહિ.** સ્વાર્થી પ્રજા મારી સેવા કરી શકતી નથી. પ્રજાકિય ઉન્નતિ પ્રાપ્ત કરવી, એ સહજ વાત નથી. **આત્મપ્રયત્ન કરતાં શીખો, આત્મભોગ આપતાં શીખો.**" બહાર નજર કરી તો અમને જણાયું કે પ્રભાતને હજી વિલંબ છે; આકાશમાં બે-ચાર ક્ષીણ નક્ષત્રો પ્રકાશી રહ્યાં છે, નીચે ચોતરફ અંધકાર પ્રસરી ગયો છે, ક્યાંય કોઇનો શબ્દ સંભળાતો નથી! અતિ દીનહીન અને કંગાળ વેશધારી માતા ધૂળમાં આળોટી રહી છે! મા! હવે આંખમાનાં અશ્રુનો ત્યાગ કર! ઉઠ મા-ભારતમાતા-હવે જાગ્રત થા!

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૨૪ | પ્રાસદાનાં | પ્રાસાદનાં |
| ૨૨ | ૧૧ | પોતના | પોતાના |
| ૨૭ | છેલ્લી | એવે | એવો |
| ૩૦ | ૪ | ચાદમા | ચૌદમા |
| ૩૧ | ૨૩ | ણે | તેણે |
| ૪૩ | ૨ | તથહૈદર અલી | તથા હૈદરઅલી |
| ૪૬ | ૩ | ચાદ | ચૌદ |
| ૪૭ | છેલ્લી | ઘણો ઘણો | ઘણો ઘણો. |
| ૫૧ | ૨૩ | આવ્યા છે | આવ્યા છો |
| ૫૩ | ૬ | કર્યું | કર્યું |
| ૬૨ | ૧૨ | બાદ્ધ | બૌદ્ધ |
| ૭૧ | ૧૯ | આશ્રર્ય | આશ્ચર્ય |
| ૭૫ | ૫ | થયે | થયો |
| ૮૭ | ૨ | માગે | માર્ગે |
| ૯૮ | ૯ | કહી શકાય | શકાય |
| ૯૮ | ૧૨ | ગારવપૂર્ણ | ગૌરવપૂર્ણ |
| ૯૮ | ૩૦ | સાંદર્યનું | સૌંદર્યનું |
| ૧૧૩ | ૩ | સખાટે | સમ્રાટે |
| ૧૧૩ | ૬ | કરી | કરી તેના |
| ૧૧૪ | ૩૦ | ઉભે | ઉભો |
| ૧૧૬ | ૧૨ | ગારવની | ગૌરવની |
| ૧૧૯ | ૩૨ | પરવાર | પરવોં |
| ૧૨૩ | છેલ્લી | સમાન | સંમાન |
| ૧૨૪ | ૧૧ | સામ્રાજ્ય | સામ્રાજ્ય |
| ૧૨૪ | ૩૩ | પાત્ર | પૌત્ર |
| ૧૩૮ | ૩ | બેલાવવા | બોલાવવા |
| ૧૩૯ | ૩૧ | તો | તોપો |
| ૧૫૨ | ૨ | હાયમ | હાયમાં |
| ૧૬૮ | ૭ | દર વાજા | દરવાજા |
| ૧૭૬ | ૧૮ | અશ્ર | અશ્રુ |
| ૧૭૭ | ૧૯ | કયો | કર્યો |

| | | | |
|---|---|---|---|
| ૧૮૦ | ૧૭ | સાટની | સમ્રાટની |
| ૧૮૩ | ૧૯ | વના | કવિના |
| ૧૮૯ | ૨૭ | તે લેતી. | લેતી. તે |
| ૧૯૧ | ૩૩ | આદશ્ય | આ દશ્ય |
| ૨૧૬ | ૧૮ | સ્વર્યાંધજ | સ્વાર્થાંધજ |
| ૨૩૧ | ૫ | પ્રકાર | પ્રકારે |
| ૨૩૮ | ૫ | બેલાવવા | બોલાવવા |
| ૨૪૨ | ૨૩ | મત્રીભાવ | મૈત્રીભાવ |
| ૨૬૪ | ૧૦ | માલવી | મોલવી |
| ૨૭૫ | છેલ્લી | મહાપુરુષ | મહાપુરુષ છે, |
| ૨૮૫ | ૫ | આવ | આવે |
| ૨૮૫ | ૬ | ક્ષુદ્રના | ક્ષુદ્ર |
| ૨૮૮ | ૧૫ | ચાદ | ચૌદ |
| ૨૮૯ | ૧ | શાસન | સમાજ |
| ૨૯૧ | ૧ | શાસન | સમાજ |
| ૨૯૩ | ૧ | શાસન | સમાજ |
| ૨૯૫ | ૧ | શાસન | સમાજ |
| ૨૯૫ | ૧૯ | આપધનું | ઔષધનું |
| ૩૨૦ | ૨૦ | ભારતવર્ષમાં | ભારતવર્ષમાં |
| ૩૨૬ | ૯ | સાાજ્યરૂપી | સામ્રાજ્યરૂપી |



સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફના

# ઉત્તમ અને સસ્તા ગ્રંથો

## અતિ ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | કદઈંચ | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|---|---|
| ગિરધરકૃત શુદ્ધ રામાયણ ... ... | ૭૮૪... | પા।।×૯ | ...૨। | ...૦॥ |
| ધર્મતત્ત્વ–બંકિમચરિત્ર સાથે ... ... | ૨૪૮... | પા।।×૮ | ...૦॥ | ...૦)≈ |
| અખાની વાણી... ... ... ... | ૫૦૦... | ૫×૮ | ...૧॥ | ...૦।≈ |
| શ્રીવાલ્મિકી રામાયણ–મોટા બે ભાગમાં... | ૧૪૦૦... | ૬।।×૧૦ | ...૬) | ...૧।≈ |
| મહાભારતનાં આદિ અને સભાપર્વ ... | ૬૦૦... | " | ...૨) | ...૦॥≈ |
| શ્રીદાસબોધ—નવી આવૃત્તિ ... ... | ૬૨૦... | પા।।×૮ | ...૨॥ | ...૦।≈ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા–નવી આવૃત્તિ... | ૭૦૦... | પા।×૮।। | ૨॥ | ...૦॥ |
| શ્રીમદ્ભાગવત—ઉત્તમ ભાષાંતર... ... | ૭૦૦... | ૮×૧૧ | ...૫) | ...૧) |
| શ્રીરામકૃષ્ણકથામૃત–બંને ભાગનવી આવૃત્તિ... | ૬૫૦... | પા।।×૮ | ...૨॥ | ...૦।≈ |
| સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો ભા. ૧થી ૫... | ૫૦૦... | પા।×૮ | ...૨) | ...૦।≈ |
| " " ગ્રંથ ૨ જો ભા. ૬ થી ૯...ફરી છપાય છે. હોળી ઉપર નીકળશે. | | | | |
| " " ગ્રંથ ૩ જો ભા. ૧૦-૧૧... | ૫૦૦... | પા।।×૮ | ...૨) | ...૦।≈ |
| " " ગ્રંથ ૪ થો ભા. ૧૨–૧૪ છપાય છે. હોળી ઉપર નીકળશે. | | | | |
| સ્વામી વિવેકાનંદ ગ્રંથ૧લો.ભા. ૧–૨–૩... | ૫૭૫... | પા।।×૮ | ...૨। | ...૦।≈ |
| " " ગ્રંથ ૨ જો ભા. ૪–૫ ... | ૬૦૦... | " | ...૨। | ...૦।≈ |
| " " ભાગ ૬–૭–૮ નોખા નોખા | ૧૦૦૦... | ૫×૬।।। | ૩) | ...૦।≈ |
| " " ભાગ ૯ મો–સંપૂર્ણચરિત્ર... | ૭૪૦... | " | ૨) | ...૦।~ |
| " " ભાગ ૧૦ મો–રાજયોગ... | ૩૦૦... | " | ...૧। | ...૦)≈ |
| શ્રીભજનસાગર–નવી આવૃત્તિ.. ... | ૨૦૦... | ૫×૮ | ...૦॥≈ | ...૦)≈ |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| આગળ ધસો... ... ... ... | ૫૮૪... | ૫×૬।।। | ...૧) | ...૦)≈ |
| ભાગ્યના સૂત્રો... ... ... ... | ૭૨૦... | " | ...૧॥ | ...૦। |
| સુખ સામર્થ્ય અને સમૃદ્ધિ ... ... | ૫૫૨... | " | ...૧)≈ | ...૦)≈ |
| પ્રભુમય જીવન... ... ... ... | ૨૧૬... | " | ...૦॥ | ...૦)≈ |
| બંકિમનિબંધમાળા–ધર્મતત્ત્વતથા ચરિત્ર સાથે | ૫૯૨... | પા।।×૮ | ...૧।।। | ...૦।≈ |

## વૈદક સંબંધી ઉપયોગી પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| આર્યભિષક્ અથવા હિંદનો વૈદરાજ....... | ૧૦૦૦... | પા।।×૮।।। | ..૪) | ...૦॥≈ |
| આરોગ્યવિષે સામાન્યજ્ઞાન–ગાંધીજીકૃત... | ૧૪૦... | ૫×૬।।। | ...૦।~ | ...૦)~ |

# हवे पछी बहार पडनारा ग्रंथो

નીચલામાંના ઘણાખરા ગ્રંથો ચાલુ તેમજ આવતા–૧૯૮૨ ના વર્ષમાં વિવિધ ગ્રંથમાળાદ્વારા તેમજ છૂટા નીકળશે અને તરતમાં લેનારને કિફાયતે મળશે.

રામતીર્થ–ભાગ ૧૨ થી ૧૪.
મહાન અકબર–નવી આવૃત્તિ.
પઢિયારનાં સ્વર્ગનાં પુસ્તકો.
ટૂંકી વાતોના નહિ મળતા ભાગો.
ભારતના સંત અને વીર પુરુષો.
શ્રીગૌરાંગ મહાપ્રભુનું મોટું ચરિત્ર.
સંતવાણીસંગ્રહ–અનેક ભાગોમાં.
તુલસીકૃત રામાયણ–મૂળ તથા ટીકા.
રાજસ્થાનનો ઇતિહાસ–નવી આવૃત્તિ.
યોગવાસિષ્ઠ બંને ભાગ–નવી આવૃત્તિ.
ભગવતી ભાગવત–નવી આવૃત્તિ.
મહાભારતનાં અઢારે પર્વ.

# संपूर्ण महाभारत

આ ગ્રંથ કહાડવાની યોજના અગાઉ આ સંસ્થાએ પડતી મૂકેલી, તે પાછી નવેસરથી શરૂ કરવાની તૈયારી ચાલે છે. ઈશ્વરેચ્છા તો ચાલુ ૧૯૮૧ માંજ તેની યોજના રજુ કરાઇને ૧૯૮૨ ના એકજ વરસમાં આખો ગ્રંથ રૂ. ૨૫)માં બહાર પડી જશે.

# पुस्तको मंगावनारने खास सूचना

૧–પોસ્ટેજ ઉપરાંત રજીષ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ. ૧૦) સુધીનું રૂ. ०। જૂદું લાગે છે. ૨–બહારથી મંગાવનારે અમદાવાદજ લખવું. ૩–મંગાવેલામાંથી જે પુસ્તક ન આવે તે ખલાસ સમજવું. ૪–રૂ. ૧) થી ઓછાનાં પુસ્તકાદિ જોઇયે તો વી. પી. થી ન માગતાં મ. ઓ. કે ટીકીટોજ મોકલવી. ૫–પૂરું મૂલ્ય તથા પેકીંગ ૪૦ બદલ ०। અગમચીજ મોકલીને દરેક રૂા. નાં સામટાં પુસ્તકાદિ રેલરસ્તે મંગાવનારને ખર્ચ બહુ ઓછો આવશે. ૬–રૂ. ૨૫) યા વધુનાં પુસ્તકાદિ લેવાથી પેકીંગ માફ છે, તથા કમીશન પણ મળશે. ૭–બહારનાં પુસ્તકો લાવીને મોકલાશે નહિ.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદમાં–ત્રણ દરવાજા બહાર, નદીને રસ્તે, સેશન કોર્ટ પાસે.
મુંબઇમાં—કાલબાદેવી રોડ, જૂની હનુમાન ગલીને નાકે. કાલબાદેવીના મંદિર સામે.